
[314]
અઢારમી શતાબ્દી મહોત્સવ
realpatidar.com
સ્મૃતિ ગ્રંથ
વિ. સં. ૨૦૩૩
લેખક અને સંકલન
ઈશ્વર હ. પટેલ
ડૉ. મફતલાલ પટેલ
realpatidar.com
• પ્રકાશક •
- કડવા પાટીદાર કુળદેવી -
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન,
મું. ઊંઝા - (ઉ. ગુ.).



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❁ સ્મૃતિ ગ્રંથ





**ગ્રંથનું નામ :** શ્રી ઉમિયામાતાજી અઢારમી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ (સંવત ૨૦૩૩)

**પ્રકાશક :** માનદ્ મંત્રીશ્રી કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, મુ. ઊંઝા
(ટ્રસ્ટ રજિ. નં. A ૯૪૩ - મહેસાણા)

**લેખક અને સંકલન :** ઈશ્વર હ. પટેલ (સલાહકાર "ધરતી") — ડૉ. મફતલાલ પટેલ (તંત્રીશ્રી "ધરતી")



**આવૃત્તિ :** પ્રથમ (વિ. સં. ૨૦૩૯ સને ૧૯૮૩)

**પ્રત :** ૧૦,૦૦૦ (દસ હજાર)

**પ્રસિદ્ધ-તિથિ :** (વિ. સં. ૨૦૩૯, આસો સુદ ૧૦ (વિજ્યા દશમી) તા. ૧૬-૧૦-૧૯૮૩)

**ચિત્રકાર :** શ્રી ગણેશ એમ. પટેલ (જાગૃતિ આર્ટ, અમદાવાદ)
શ્રી ડી. પી. ડાભી, અમદાવાદ

**આવરણ :** શ્રી જનક પટેલ (વિજ્યુઅલએડ, અમદાવાદ)

**છબીકળા :** બૉમ્બે સ્ટૂડિઓ, ઊંઝા (ઉ. ગુ.)

**મુદ્રક :** શ્રી માણેકલાલ દી. પટેલ, ધરતી મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ-૩૮૦૦૦૧

**ઑફસેટ મુદ્રક :** શ્રી કલ્પેશ એમ. પટેલ, રાજકલ્પ મુદ્રણાલય, ઘોબીઘાટ, અમદાવાદ-૩૮૦૦૦૪

**મુખપૃષ્ઠ :** રાજકલ્પ મુદ્રણાલય, ઘોબીઘાટ, અમદાવાદ-૩૮૦૦૦૪

**પૃષ્ઠસંખ્યા :** ૩૮૮

## કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન-ઊંઝાના

# માનદ્ મંત્રીશ્રીના બે બોલ

॥ श्री उमाम्बा शरणमस्तु जन्मान्तरेष्वपि ॥



જેમની અદ્ભૂત તપશ્ચર્યાનાં દેવોએ મુક્તકંઠે ગુણગાન ગાયાં છે એવાં કડવા પાટીદાર સમાજનાં કુળદેવી શ્રી ઉમિયામાતાજી સદીઓથી ઊંઝામાં બિરાજમાન છે. નવી પેઢી પોતાનાં કુળદેવીનો મહિમા ભૂલવાની અણી ઉપર આવીને ઊભી હતી. બરાબર તેવા સમયે જ ભક્તોના દિલમાં શ્રી ઉમિયામાતાજીનો ૧૮ મી શતાબ્દી મહોત્સવ યોજનાનો મંગલ વિચાર સ્ફૂર્યો.

મહોત્સવના આયોજન માટે ચર્ચા-વિચારણા કરવા સૌપ્રથમ ઊંઝા ગામના આગેવાનોની એક સભા રાખવામાં આવી, જેમાં મહોત્સવના ખર્ચનો સવાલ ઊભો થયો, ત્યારે સંસ્થાન પાસે અઢીથી ત્રણ લાખ રૂપિયા જેવી અલ્પ બચત હતી. આ બધુ લક્ષ્યમાં લેતાં મહોત્સવનું ખર્ચ બાદ જતાં થોડુંઘણું બચશે એવી આશા સાથે મહોત્સવનું આયોજન કરવાનું સર્વાનુમતે વિચારાયું. ત્યાર પછી ઊંઝા ગામના નગરજનોની એક વિશાળ સભા યોજાઈ, જેમાં મહોત્સવના સફળ આયોજન માટે કેવીકેવી જવાબદારીઓ ઊઠાવવી પડશે તેનો ખ્યાલ કરવામાં આવ્યો. ગમે તેવી કઠણમાં કઠણ જવાબદારીઓ ઉઠાવી લેવાની તૈયારી સાથે અદ્ભૂત ઉત્સાહ દાખવીને સમસ્ત ઊંઝા ગામના નાગરિકોએ મહોત્સવ યોજવાના વિચારનું એકી અવાજે સમર્થન કર્યું. સંસ્થાનની કારોબારી સમિતિએ ઊંઝાના નાગરિકોના ઉમળકાભર્યા સહકારથી સંવત ૨૦૩૩ના માગસર સુદ ૪, તા. ૨૫-૧૧-'૭૬ થી માગસર સુદ ૮, તા. ૨૯-૧૧-'૭૬ સુધી માતાજીનો ૧૮ મી શતાબ્દી મહોત્સવ યોજવાનો ઠરાવ કરી મહોર મારી દીધી.

ત્યાર પછી મહેસાણા જિલ્લાના કડવા પાટીદાર સમાજના આગેવાનોની એક વિશાળ સભા યોજવામાં આવી. આ સભામાં મહોત્સવની રૂપરેખા આપવામાં આવી અને સંસ્થાનની કારોબારી સમિતિએ આ કામ માટે જે કમિટીઓની નિમણૂક કરી હતી તેની કાર્યવાહીથી સૌને માહિતગાર કરવામાં આવ્યા. મા પ્રત્યેના ભક્તિભાવની ભરતી આવી હોય તેમ જબરજસ્ત ઉત્સાહથી આ સભાએ મહોત્સવની ઊજવણી માટે પીઠબળ આપ્યું.

છેલ્લાં કેટલાંય વર્ષોથી મા ઉમાનાં સંતાનોનું મહામિલન યોજાયું ન હતું એટલે એવા મિલન માટેનો ઉત્કટ તલસાટ માનાં સંતાનોમાં જાગ્યો હતો. આઝાદી પછી આર્થિક, સામાજિક અને રાજકીય રીતે ઘણું મોટું પરિવર્તન આવ્યું હતું. એ પરિવર્તનની પ્રક્રિયાને વેગ આપવામાં રાષ્ટ્રના એક તંદુરસ્ત અંગ તરીકે પાટીદાર સમાજે પણ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. દેશની વિકાસયાત્રામાં ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક, ખેતીવાડી, વ્યાપાર વગેરે ક્ષેત્રોમાં ઉચ્ચ શિખરો સર કરવામાં મા ઉમાનાં સંતાનોએ અદ્ભૂત હીર બતાવ્યું છે, જેને લીધે આજે સમાજની સૂરત પલટાઈ ગઈ છે. માના આંગણે યોજાયેલ મહોત્સવ પ્રસંગે આ નૂતન સમાજનું દર્શન થશે એવી ઉત્કંઠા લોકહ્રદયમાં છવાઈ ગઈ હતી. માતાજીનાં દર્શનનો અનેરો લહાવો મળશે અને સાથેસાથે વિરાટ સમાજનો મેળો થશે એવી ઉત્કટ લાગણીને લીધે માતાજીના સાન્નિધ્યમાં ત્રણ વખત મોટાં સંમેલનો યોજવામાં આવ્યાં અને મહોત્સવની શાનદાર ઊજવણી માટે ટહેલ નાંખવામાં આવી ત્યારે માનાં સંતાનોએ મહોત્સવફંડની ઝોળી છલકાવી દેવા હોંશેહોંશે પડાપડી કરી.

મહોત્સવની તમામ કમિટીઓના કાર્યવાહકો અને સ્વયંસેવકોએ અદ્ભૂત ઉત્સાહ દાખવીને સૌનું મન જીતી લે એવી સુંદર કામગીરી કરી છે. આપણા કાર્યકરોએ ક્યારેય થાક અનુભવ્યો નથી કે બીજાના દોષ જોયા નથી. તેમના મન ઉપર એક જ ધૂન. સવાર થઈ ગઈ હતી કે, મા ઉમાનો આ મહોત્સવ સફળ બનાવવા મહોત્સવમય બની જઈ સેવાકાર્ય ઉપાડી લેવું. ખરેખર સેવા કોને કહેવાય તેનું એક ઉત્તમ દ્રષ્ટાંત તેમણે પૂરું પાડયું છે.



મહોત્સવ પ્રસંગે માનાં દર્શને પધારવાનું નિમંત્રણ પાઠવવા માટે સૌરાષ્ટ્ર, કચ્છ, ઉ. ગુજરાત, દ. ગુજરાત, મધ્ય ગુજરાત, ઇન્દોર, ઉજ્જૈન, માળવા, મુંબઈ તેમજ અન્ય વિસ્તારોમાં પ્રચારટુકડીઓ મોકલવામાં આવી ત્યારે માનાં દર્શનનો લહાવો લેવાની ભારે ઉત્સુકતા લોકહ્રદયમાં વરતાતી જોવા મળી હતી.

મહોત્સવના દિવસો જેમજેમ નજીક આવવા લાગ્યા તેમતેમ કાર્યકરોનો ઉત્સાહ વધતો જતો હતો. ઊંઝા ગામની સર્વ જ્ઞાતિઓનાં બાળકો, મહિલાઓ, યુવાનો, વડીલોએ આ ઐતિહાસિક મહોત્સવને સફળ બનાવવા ખડેપગે સેવાઓ આપી હતી. ઊંઝાની આજુબાજુના ગ્રામવિસ્તારનાં લોકોએ તેમજ



## શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ





ઊંઝાની સરકારી, અર્ધસરકારી અને તમામ જાહેર સંસ્થાઓએ પોતાનાં સર્વ સાધનો–સુવિધાઓ મોકળા મનથી આવનાર દર્શનાર્થીઓ માટે ખૂલ્લાં મૂકી દીધાં હતાં. ગુજરાતનાં અખબારોએ આ મહોત્સવને વિશિષ્ટ મહોત્સવરૂપે આલેખ્યો હતો અને તેના અંગેના સમાચારો તેમજ ખાસ લેખોને પ્રસિદ્ધિ આપી મહોત્સવને સફળ બનાવવામાં મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો હતો.

મહોત્સવનો પ્રારંભ થાય તે પહેલાં સતત પંદર દિવસ વરસાદ ચાલુ હતો. આવા વરસાદ વચ્ચે મહોત્સવ કેમ સફળ થશે તેની ભારે ચિંતા સેવાતી હતી. પરંતુ આ મહોત્સવ મા ઉમાનો છે તો શું માને એની ચિંતા નહિ હોય! – એવી મા ઉમામાં અનન્ય શ્રદ્ધા રાખીને કાર્યકરોએ સર્વ કાર્યવાહી નિશ્ચિંતપણે ચાલુ રાખી અને આપણે ન કલ્પી શકીએ તે રીતે મહોત્સવના પ્રથમ દિવસે સુપ્રભાતે યજ્ઞના અગ્નિ પ્રાગટ્ય સમયે સૂર્યનારાયણે દર્શન દીધાં. આકાશ સ્વચ્છ થઈ ગયું. સાક્ષાત્ મા ઉમા મદદ કરતાં હોય તેમ વરસાદના છંટકાવ પછી ઉઘાડ નીકળતાં ધરતીએ ખૂશ્બો પ્રસરાવી દીધી. આવી અલૌકિક પ્રસન્નતા વચ્ચે મહોત્સવનો શુભ આરંભ થયો.

મહોત્સવના પાંચ દિવસ દરમિયાન અઢાર લાખ ઉપરાંત દર્શનાર્થીઓએ મા ઉમાનાં દર્શનનો લાભ લીધો છે. જ્ઞાતિના ભેદભાવ વગર લોકમાતા ઉમિયાજીનાં દર્શને માનવમહેરામણ ઊમટ્યો હતો. ઊંઝા શહેર, ગુજરાત કે દેશમાં આજ સુધી ન ઊજવાયો હોય તેવો આ મહોત્સવ ભારે સફળતાપૂર્વક ઊજવાઈ ગયો.

મહોત્સવના મંગલ દિવસો ‘અમંગલ હારી’ હોય તેમ ઊંઝા ગામમાં એક પણ મરણ થયું નથી. એ પણ એક નવાઈ પામવા જેવી હકીકત છે.

મહોત્સવના કામ અંગે અમે જ્યારેજ્યારે સરકારી, અર્ધસરકારી અને જાહેર સંસ્થાઓની સહાય માટે ગામ, તાલુકા, જિલ્લા, રાજ્ય કે કેન્દ્ર સરકારમાં ગયા ત્યારેત્યારે કોઈ પણ જાતના થકવાટ વગર સર્વ પ્રકારની સુવિધાઓ ત્વરિત આપવામાં આવી છે અને તેને કારણે ઘણી બધી સરળતા થઈ છે.

મહોત્સવની જુદીજુદી કમિટીઓના કાર્યવાહકો અને સ્વયંસેવકોએ સેવામગ્ન બની જઈને જે સેવાઓ આપી છે તેનું વર્ણન કરવા મારી પાસે યોગ્ય શબ્દો નથી. ખાસ કરીને નાણા કમિટીના સક્રિય કાર્યકર શ્રી શંકરલાલ મોહનલાલ પટેલ( ભાણાભાઈ )એ મહોત્સવ દરમિયાન તેમજ મહોત્સવ પછી મહિનાઓ સુધી હિસાબો ઑડિટ થયા ત્યાં સુધીની કામગીરી બજાવવા અવિરત સેવાઓ આપી છે તેની નોંધ લઉં છું.

આ મહોત્સવ કઈ રીતે સફળ થયો તે આજે પણ અમે કલ્પી શકતા નથી. માની કોઈ અપાર કૃપા હોય એવું અમને અને આવનાર લાખો દર્શનાર્થીઓને લાગ્યા કરે છે. આ મહોત્સવની સફળ ઊજવણી પછી કેટલીય ધાર્મિક સંસ્થાઓ પોતાના ઉત્સવો ઊજવવા માટે શ્રી ઉમિયામાતાજી સંસ્થાન પાસે માર્ગદર્શન મેળવવા આવે છે. ગુજરાતના ઈતિહાસમાં આ મહોત્સવ યાદગાર અને ઐતિહાસિક બની ગયો છે.

આ સંસ્થાનમાં આવતા યાત્રાળુઓ માટે ઊતરવાની, જમવાની કે બીજી યોગ્ય સુવિધાઓ અગાઉ પૂરતા પ્રમાણમાં ન હતી. તેથી મહોત્સવ નિમિત્તે થયેલ ભંડોળનો ઉપયોગ આવનાર યાત્રાળુઓની આવી સુવિધાઓ માટે થાય તે બાબતને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. આ મહોત્સવમાં ૫૦ લાખ રૂપિયા ઉપરાંત ફાળો એકત્ર થયો હતો તેમાંથી લગભગ ૮ લાખરૂપિયાનો ખર્ચ બાદ જતાં ૪૨ લાખ રૂપિયા જેટલી બચત રહી હતી. આ રકમનો ઉપયોગ આધુનિક સગવડોવાળું ભવ્ય વિશ્રાંતિગૃહ અને ભોજનાલયના બાંધકામ પાછળ કરવામાં આવ્યો છે, જેનો અંદાજ લગભગ ૪૦ લાખ રૂપિયા છે.



માતાજીના અઢારમા શતાબ્દી મહોત્સવે મા ઉમા પ્રત્યેની ભક્તિના અલૌકિક આનંદનું વિરાટ દર્શન કરાવ્યું છે, એટલું જ નહિ પણ મા ઉમાનાં સંતાનો વિકાસોન્મુખ બની ઉચ્ચ પ્રકારની સિદ્ધિઓનાં નવાં ને નવાં શિખરો સર કરતાં રહે એવી સમાજને એક પ્રચંડ ગતિ બક્ષી છે. આ મહોત્સવની આજે









તેમજ ભવિષ્યમાં દૂરગામી ઘણી અસરો પડવાની છે અને સમાજના સર્વાંગી વિકાસ માટે આ મહોત્સવ પ્રેરણારૂપ બની રહેશે.

ઉમિયામાતાજી સંસ્થાન માત્ર ધાર્મિક સંસ્થાન જ ન રહેતાં સમાજના સર્વાંગી વિકાસ માટે કાર્ય કરતું રહે એવી સમયની માંગ છે. તેથી આ સંસ્થાનના બંધારણમાં નિર્દિષ્ટ કરેલ ઉદ્દેશોમાં ધાર્મિક કાર્યો ઉપરાંત સમાજના ઉત્કર્ષની પ્રવૃત્તિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

આ સંસ્થાન સમાજમાં એવું શું કાર્ય કરે કે જેના કારણે સમાજ બેઠો થઈ શકે. એ વિચારના ફલસ્વરૂપે એવું જણાયું કે, સમાજમાં જો સમૂહલગ્નો યોજવામાં આવે તો સમાજના લાખો રૂપિયા વેડફાતા બચી જાય અને તે બચત સમાજનાં દિકરા-દીકરીઓના શિક્ષણ અને સંસ્કાર પાછળ વપરાય તેવા શુભ હેતુથી શ્રી ઉમિયામાતાજી સંસ્થાને સંવત ૨૦૩૫ના વૈશાખ સુદ ૩ ના દિવસે ૨૪ યુગલોનાં સમૂહલગ્નો માતાજીની સન્મુખ યોજીને સમાજને એ વાતની પ્રતિતી કરાવી આપી કે, વ્યક્તિગત લગ્ન સમારંભનો આનંદ માણો છો તેનાથી વિશેષ આનંદ સમૂહલગ્નો દ્વારા માણી શકાય છે તેવો પ્રયોગ સમાજજીવનની લેબોરેટરીમાં સિદ્ધ કરી બતાવ્યો છે. સમૂહલગ્ન યોજીને આ ધાર્મિક સંસ્થાને સમાજ-સુધારાની દિશામાં એક નવું કદમ ઉઠાવ્યું તેને ગુજરાતના અખબારોએ, સમાજસુધારાનાં "ધરતી" વગેરે માસિકપત્રોએ અને અન્ય સામયિકોએ ખૂબ બિરદાવ્યું છે. તે પછી ગુજરાત અને ગુજરાત બહાર બીજી કેટલીય જ્ઞાતિઓએ સમૂહલગ્નોનું આયોજન કર્યું છે અને તેમને માટે આ સંસ્થાન માર્ગદર્શક બન્યું છે.

વિધવા અને ત્યક્તા માતાઓનાં વિદ્યાભિલાષી સંતાનો નાણાંના અભાવે કેળવણીથી વંચિત ન રહી જાય તે માટે આવાં મદદપાત્ર વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને શ્રી ઉમિયામાતાજી સંસ્થાન (ઊંઝા) તરફથી આર્થિક સહાય આપવાની શુભ શરૂઆત થઈ ચૂકી છે. આ માનવતાભર્યા સેવાકાર્યથી શ્રી ઉમિયા-માતાજી સંસ્થાનનું ગૌરવ ખૂબ જ વધ્યું છે.

આ રીતે એક ધાર્મિક સંસ્થા સમાજના ઉત્કર્ષ માટે શું કરી શકે તેનો ઉમદા દૃષ્ટાંત શ્રી ઉમિયા-માતાજી સંસ્થાને પૂરો પાડ્યો છે.

આ ઉપરાંત સમાજયાત્રાઓ, પાટીદાર પરિષદો, સંમેલનો અને પરિસંવાદોનું આયોજન કરીને સામાજિક જાગૃતિ માટે આ સંસ્થાને આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે.

મહોત્સવનાં સ્મરણોમાં ભક્તિભાવપૂર્વક લીન થઈ જઈને ધરતીવિકાસ મંડળના કાર્યકરો શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ અને ડો. મફતલાલ જે. પટેલે મહોત્સવના આ સ્મૃતિગ્રંથનું સફળ સંપાદન કર્યું છે તે માટે તેમને શ્રી ઉમિયામાતાજી સંસ્થાન વતી અભિનંદન આપું છું. તેમજ શ્રી ઉમિયામાતાજીની પ્રચાર અને પ્રકાશન સમિતિએ આ સ્મૃતિગ્રંથ તૈયાર કરવામાં જે મહેનત લીધી છે તે માટે તેઓને પણ અભિનંદન આપું છું.

અંતમાં, ધાર્મિક તેમજ સમાજ–ઉત્કર્ષનાં વિવિધ સેવાકાર્યોમાં અગ્રેસર રહેનાર શ્રી ઉમિયામાતાજી સંસ્થાન(ઊંઝા)ને આપ સૌ તરફથી ભાવભર્યો સહકાર મળતો રહેશે એવી આશા રાખું છું.

આ સ્મૃતિગ્રંથ આપણા સમાજજીવનને સદાય પ્રેરણા આપતો રહે એવી અભ્યર્થના. 

મા ઉમાની જય હો !

ધૂળેટી (સંવત ૨૦૩૯)

તા. ૨૯–૩–'૮૩, મંગળવાર

મણિલાલ નારાયણદાસ પટેલ
માનદ્ મંત્રી
શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝા

# પ્રચાર અને પ્રકાશન સમિતિના ચૅરમૅનશ્રીનું નિવેદન

જીવનમાં કેટલાક પ્રસંગો એવા બને છે કે, જેની કલ્પના પણ ન કરી હોય તેટલી સફળતા તેને મળે છે અને તે ઐતિહાસિક સીમાચિહ્નરૂપ બની જાય છે. ઊંઝાના નાગરિકોએ ક્યારેય ન કલ્પ્યો હોય તેવો માતાજીના મહોત્સવનો ગૌરવવંતો પ્રસંગ ઊજવવાનું મહાભાગ્ય પ્રાપ્ત થયું.

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન–ઊંઝાનો '૧૮ મી શતાબ્દી મહોત્સવ' એ એક એવો અકલ્પ્ય, અવર્ણનીય અને ભવ્ય રીતે ઊજવાયેલો ઐતિહાસિક અવસર હતો. સંવત ૨૦૩૩ના પવિત્ર માગસર સુદ ૪ થી માગસર સુદ ૮ સુધી ભારે સફળતાપૂર્વક આ મહોત્સવ ઊજવાયો હતો.

કોઈને સહેજે એવો પ્રશ્ન ઉદ્‌ભવે કે, આ મહોત્સવને ૧૮ મી શતાબ્દી મહોત્સવ એવું નામ કેમ આપવામાં આવ્યું ? ઉપલબ્ધ માહિતીના આધારે એવું જાણવા મળ્યું કે, ઊંઝામાં શ્રી ઉમિયામાતાજીના મંદિરની સ્થાપનાવિધિ વિક્રમ સંવત ૨૧૨ માં થઈ હતી અને આજે તે મંગલ અવસરને ૧૮૦૦ વર્ષ પૂરાં થઈ ગયાં હોઈ, આ મહોત્સવને '૧૮ મી શતાબ્દી મહોત્સવ'નું શીર્ષક આપવામાં આવ્યું.

જ્યારે આ મહોત્સવ ઊજવવાનું નક્કી કર્યું અને તેની પૂર્વ તૈયારીઓનો પ્રારંભ થયો ત્યારે આયોજકોની કલ્પના હતી કે મહોત્સવ નિમિત્તે ૬ થી ૮ લાખ દર્શનાર્થીઓ માતાજીના આંગણે આવશે અને દર્શનનો લાભ લેશે. પરંતુ દર્શનાર્થીઓના પ્રવાહે માનવધોધનું રૂપ ધારણ કર્યું. દર્શનાર્થીઓની સંખ્યા અંગેની તમામ ગણતરીઓ ખોટી પડી. રાતદિવસ દર્શનાર્થીઓની રફતાર ચાલુ રહી અને ૧૮ લાખ ઉપરાંત દર્શનાર્થીઓએ માનાં દર્શનનો લાભ લીધો. માતાજીના આશીર્વાદથી અને સર્વના સહકારથી આયોજકો આયોજનબદ્ધ રીતે અણધારી પરિસ્થિતિને પણ પહોંચી વળવા સમર્થ નિવડ્યા.

મહોત્સવના એ મંગલ પ્રસંગે મા ઉમા પ્રત્યેના ભક્તિભાવની એક અદ્‌ભૂત હેલી ચઢી હતી. માનાં દર્શને ઊમટેલા લાખો ભાવિક ભક્તોના પ્રચંડ ધસારા વચ્ચેય અજબ શિસ્ત જળવાઈ રહી – એ વાતની ભારતભરના અખબારોએ મુક્તકંઠે પ્રસંશા કરી છે. લાખો દર્શનાર્થીઓની ભાવભરી સરભરા કરતા ઊંઝાના સેવાઉમંગી નાગરિકોને વર્તમાનપત્રોએ ખૂબખૂબ બિરદાવ્યા છે.

મા ઉમાના આંગણે પાટીદાર સમાજની અસ્મિતા સોળેય શણગાર સજીને દૃષ્ટિગોચર થતી હોય એવો ગૌરવશાળી ઐતિહાસિક આ મહોત્સવ હતો.

આવા ભવ્ય અને ઐતિહાસિક અવસરની સફળતાની કાયમી યાદગીરી જળવાઈ રહે તેવા કોઈ આયોજન વિશેની પૂર્વવિચારણા થઈ ન હતી. પરંતુ મહોત્સવની પ્રચાર અને પ્રકાશન સમિતિને આ માટેનો સામાન્ય અંદાજ આવ્યો હતો. તેથી મહોત્સવની કાયમી સ્મૃતિ જાળવવા ફોટાઓ, દસ્તાવેજી ફિલમ વગેરેનું કેટલુંક આયોજન કરવામાં આવ્યું હતું. મહોત્સવના પ્રચાર માટે યોજવામાં આવેલી મીટિંગો, પ્રેસકૉન્ફરન્સો, જુદાજુદા વિસ્તારના આગેવાનોની સભાઓ, જુદાજુદા વિસ્તારોની મુલાકાતો વગેરે કાર્યવાહીઓ તેમજ પ્રવચનોની સામાન્ય નોંધ રાખવામાં આવી હતી. વળી, મહોત્સવની યાદગીરી માટે અને લોકોની માતાજી પ્રત્યેની પૂજાભાવનાના પ્રતિકરૂપે શ્રી માતાજીની દસ ગ્રામ શુદ્ધ ચાંદીની મુદ્રાઓ વિપુલ સંખ્યામાં બહાર પાડવામાં આવી હતી, જે ઘરઘરમાં પૂજાસ્થાને રહી મહોત્સવની યાદ કાયમ આપતી રહેશે. આ ઉપરાંત મહોત્સવ દરમિયાન આપવામાં આવેલ પંચસૂત્રી કાર્યક્રમનો અમલ લોકો મા પ્રત્યેના ભક્તિભાવથી હંમેશાં કરતાં રહેશે.









આ રીતે પ્રચાર અને પ્રકાશન સમિતિએ મહોત્સવની યાદ જીવંત રાખવા કેટલુંક આયોજન કર્યું હતું. તેમ છતાં આવા અજોડ, ભવ્ય ઐતિહાસિક મહોત્સવની સ્મૃતિ જાળવી રાખવા એ સ્મૃતિઓને ગ્રંથસ્થ કરવાનું વિચારવામાં આવ્યું, જેના પરિણામ સ્વરૂપે આ "સ્મૃતિગ્રંથ" તૈયાર કરવામાં આવ્યો છે. તેમાં મહોત્સવ સમયના જુદીજુદી કાર્યવાહી સમિતિઓના તથા મહોત્સવ સમયના જુદાજુદા અખબારો સાપ્તાહિકો સામાયિકો વગેરેની નોંધ તથા જુદાજુદા ફોટાઓ પણ સ્મૃતિગ્રંથમાં મૂકવામાં આવ્યા છે.

"સ્મૃતિગ્રંથ" માટે કોઈ પૂર્વ યોજના કે તૈયારી ન હોવાને કારણે તે અંગેની ચોકસાઈપૂર્વકની સામગ્રી એકઠી કરાયેલ ન હતી. આથી આ સ્મૃતિગ્રંથ પ્રસિદ્ધ થતાં કોઈને અન્યાય કે અસંતોષ ન થાય તેની ખૂબ કાળજી રાખવા છતાં તેવી કોઈ ક્ષતિ રહી જવા પામી હોય તો ક્ષમા યાચું છું. કોઈ ક્ષતિ વિશે ધ્યાન દોરવામાં આવશે તો આ ગ્રંથના પુનઃમુદ્રણ વખતે તે સુધારી લેવામાં આવશે તેની ખાતરી આપું છું.

આ "સ્મૃતિગ્રંથ" તૈયાર કરવા માટે ગુજરાતના એક નામી લેખકને કાર્ય સોંપ્યું હતું. પરંતુ તે લેખકભાઈ આ ગ્રંથને ન્યાય ન આપી શકયા તેથી આ કાર્ય વિલંબમાં પડયું. બીજા કોઈ સારા લેખકને પ્રાપ્ત કરવા જાહેરાતો અને અંગત સંપર્કો દ્વારા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા. અમારા ખૂબ પ્રયત્ન છતાં આ ભવ્ય મહોત્સવનું યથાર્થ બયાન આપતા, આપણી કલ્પનાને અક્ષરદેહ આપતા કોઈ લેખક લાંબા સમય સુધી મળી શકયા નહિ. સંસ્થાનની કારોબારી અને જનરલ સભાની સ્મૃતિગ્રંથ સત્વરે પ્રગટ કરવાની તીવ્ર લાગણી હોવા છતાં અમે નિરૂપાય હતા.

એવામાં માની કૃપાથી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન-ઊંઝા અને ધરતીવિકાસ મંડળ-અમદાવાદના સંયુક્ત ઉપક્રમે સમૂહલગ્ન અને કન્યા-કેળવણીના પ્રચારાર્થે સૌરાષ્ટ્રની સમાજયાત્રા યોજાઈ. આ સમાજયાત્રા દરમિયાન આ બંને સંસ્થાના કાર્યકરોએ સ્મૃતિગ્રંથના લેખકની શોધ માટે ઘણી નજર દોડાવી. છેવટે ધરતીવિકાસ મંડળના કાર્યકરો શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ અને ડૉ. મફતલાલ જે. પટેલ એ બંનેએ આ સ્મૃતિગ્રંથના સંપાદન માટે બીડું ઝડપ્યું અને વચનબદ્ધ થયા. (આ બંને મિત્રો સામાજિક માસિક-પત્ર "ધરતી" ચલાવે છે.) "ધરતી"ના ભૂતપૂર્વ તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈએ પણ આ મિત્રોને સંપાદનકાર્યમાં હુંફ આપવા સપ્રેમ સ્વીકાર્યું.

મહોત્સવ દરમિયાન જેમણે સક્રિય સેવાઓ આપી હતી તેવા વિવિધ સમિતિઓના ચૅરમૅનશ્રીઓ, જવાબદાર વ્યક્તિઓ, અસામાન્ય પ્રસંગોના સાક્ષીઓ વગેરેની વારંવાર મુલાકાતો દ્વારા આ બંને સંપાદક મિત્રોને જરૂરી માહિતી પૂરી પાડવામાં આવી છે.

સ્મૃતિગ્રંથને ઉપયોગી થઈ પડે તેવી માહિતી કે નોંધપાત્ર પ્રસંગ કોઈના ખ્યાલ બહાર જતો ન રહે તે માટે કોઈ પણ વ્યક્તિને કંઈ કહેવું હોય કે લખાણ આપવું હોય તે વિશે વર્તમાનપત્રોમાં જાહેરાતો આપી જાહેર જનતાને જાણ કરવામાં આવી હતી. આ રીતે આ ગ્રંથ માતાજીના મહોત્સવનું તાદ્દશ્ય નિરૂપણ કરતો બને તે માટે તમામ પ્રયત્નો કરવામાં આવ્યા છે.

થોડોક વિલંબ થવા છતાં, માના આશીર્વાદથી, આપણી કલ્પનાને અનુરૂપ અને મહોત્સવની ભવ્યતાને યથાર્થ ન્યાય આપતો આ સ્મૃતિગ્રંથ આકાર પામ્યો છે અને તેની દ્વારા મહોત્સવનું હૃદયંગમ યાદગાર શબ્દચિત્ર નજર સામે જોઈ ખૂબ જ આનંદ અનુભવું છું.



આ સ્મૃતિગ્રંથ તૈયાર કરવામાં મહોત્સવની તમામ સમિતિઓના ચેરમેનશ્રીઓએ અને તેમના સાથીદારોએ અને કાર્યાલયના કારભારશ્રી અને કર્મચારીભાઈએ મહોત્સવને તાદ્દશ્ય કરતી અમૂલ્ય માહિતીઓ વખતોવખત પૂરી પાડી છે તે માટે તેમનો સૌનો આભારી છું. મહોત્સવના સાક્ષીઓ તરીકે અન્ય કાર્યકરોએ માહિતીઓ પૂરી પાડી ગ્રંથના નિર્માણમાં મદદ કરી છે તેની ખાસ નોંધ લઉં છું.









સ્મૃતિગ્રંથ ઓછા દરે સામાન્ય લોકો સુધી પહોંચાડવા માટે ઉદ્યોગપતિઓ, વેપારીબંધુઓ અને સંસ્થાઓએ આ ગ્રંથ માટે સપ્રેમ જાહેરખબર આપી જે આર્થિક સહયોગ આપ્યો છે તે માટે તેમનો આભાર માનું છું.

જેમજેમ ગ્રંથને આકાર અપાતો ગયો તેમતેમ તેની નોંધો તપાસી જવા માટે પ્રચાર અને પ્રકાશન સમિતિના મારા સાથીદારો શ્રી મણિભાઈ નેતા અને શ્રી ઈશ્વરભાઈ જો. પટેલ (બાંગા) તેમજ આ કાર્યમાં અન્ય સહયોગ આપનાર સૌનો હું આભાર માનું છું.

સ્મૃતિગ્રંથનું સુંદર સર્જન થાય તે માટે જરૂરી માર્ગદર્શન અને હૂંફ આપવા માટે સંસ્થાનના હોદ્દેદારોનો હું આભારી છું.

જેમના સખત પરિશ્રમ અને નિષ્ઠાભર્યા કૌશલ્ય વગર આ ગ્રંથ તૈયાર ન થઈ શક્યો હોત તેવા આ 'સ્મૃતિગ્રંથ'ના મહોત્સવમય બની જનાર સંપાદકો શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ અને ડૉ. મફતલાલ જે. પટેલે મા ઉમા પ્રત્યેના ભક્તિભાવમાં રંગાઈ જઈને જે સુંદર સંપાદનકાર્ય કર્યું છે તે માટે તેમનો હું આભાર માનું છું.

આ સ્મૃતિગ્રંથના નિર્માણકાર્યમાં નાનોમોટો સહયોગ આપનાર નામી, અનામી સૌ કાર્યકરોનો અને શુભેચ્છકોનો હું આભારી છું.

મહોત્સવનો આ સ્મૃતિગ્રંથ મહોત્સવનું અવિસ્મરણીય મીઠું સંભારણું તો અવશ્ય પૂરું પાડશે, પરંતુ તે ઉપરાંત મા ઉમાનાં સંતાનોને ભાવિ પ્રગતિ માટેની ભરપૂર પ્રેરણા પણ તેમાંથી મળી રહેશે એવી શ્રદ્ધા સાથે વિરમું છું.

સમાજકલ્યાણી દેવી મા ઉમાની જય હો !

મણિભાઈ આઈ. પટેલ
ચેરમેન, પ્રચાર અને પ્રકાશન સમિતિ
શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝા

ધૂળેટી (સંવત ૨૦૩૯)
તા. ૨૯–૩–'૮૩, મંગળવાર

# नैवेद्य



અગિયાર એપ્રિલ, ઓગણીસો એકયાશીનો એ દિવસ હતો. પરોઢના છ વાગ્યાની વેળા હતી. પૂર્વનાં સૂર્યકિરણો અવનિ તરફ આછાં ડોકાયાં કરવાની તૈયારી કરતાં હતાં. તે સમયે અમો સૌ મિત્રો સમાજયાત્રા માટે છ દિવસના પ્રવાસે સૌરાષ્ટ્ર તરફ જવા એક મેટાડોર ગાડીમાં ગોઠવાયા હતા. શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝા અને ધરતીવિકાસ મંડળ, અમદાવાદના સંયુક્ત ઉપક્રમે આ સમાજયાત્રાનું આયોજન થયું હતું. શ્રી ઉમિયામાતાજી સંસ્થાન તરફથી શ્રી મણિભાઈ (મમ્મી), શ્રી ચીમનભાઈ પટેલ જોડાયા હતા. ધરતીવિકાસ મંડળ તરફથી "ધરતી" માસિકના તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈ, સહતંત્રી શ્રી ડૉ. મફતલાલ પટેલ, સહમંત્રી શ્રી પ્રિ. ચતુરભાઈ પટેલ, "ધરતી" ના સલાહકાર શ્રી ચુનીભાઈ પટેલ, શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ, તેમજ શ્રી હર્ષદભાઈ પો. પટેલ જોડાયા હતા. અને આમ ૨ + ૬ કુલ આઠ યાત્રિઓનો મંગલપ્રવાસ, સૌપ્રથમ સુરેન્દ્રનગર તરફ પ્રયાણ આરંભી સૌરાષ્ટ્રના જુદાજુદા એક ડઝનથી વધુ નગરોમાં સામાજિક જાગૃતિના સંદેશા માટે રવાના થવા તૈયાર થયો હતો.

સુરેન્દ્રનગર જિલ્લો એ પાંચાળભૂમિ ગણાય છે. કહેવાય છે કે, આ પાંચાળભૂમિમાં પાંડવોએ વનવાસ દરમિયાન વસવાટ કર્યો હતો. મુનિ માર્કંડઋષિએ આ ભૂમિમાં તપ કરેલું હોવાથી આ તપોભૂમિ પણ કહેવાય છે. અહીંથી સૌરાષ્ટ્રની દેવભૂમિ શરૂ થાય છે. અને કડવા પાટીદારના ઇતિહાસમાં આવો સામાજિકયાત્રા પ્રવાસ સૌપ્રથમ હતો. અને તેથી તેને સૌપ્રથમ દેવભૂમિ-તપોભૂમિ સૌરાષ્ટ્રથી શરૂ કરવાનું જ્ઞાન માતા ઉમિયાજીએ કાર્યકરોને સૂઝાડયું હશે. આમ અમારી ગાડી સુરેન્દ્રનગરને પકડતા રાજમાર્ગ ઉપરથી વહી રહી હતી. દેવભૂમિ-તપોભૂમિ એવી પાંચાળભૂમિ ઉપર અમારી ગાડી સડસડાટ કરતાં આગળ વધતી હતી, એ વખતે આ પાંચાળભૂમિના યશગાન ગાતાં એક દૂહો અમારા મનમાં રમતો થયો :

"ખડ, પાણી ને ખાખરા, પથ્થરનો નઈ પાર,
વગર દીવે વાળુ કરે: દેવભૂમિ પાંચાળ."

સુરેન્દ્રનગર આવે તે પહેલાં તો તપોભૂમિમાંથી સ્ફૂર્તિ મેળવતા હોય તેમ, રાતથી જ તાવને કારણે ગાડીમાં આરામ કરતા શ્રી મણિભાઈ (મમ્મી) એકાએક જાગીને બોલ્યા, "અલ્યા ધરતીવાળા મિત્રો ! અમારું એક કામ કોઈ કરી આપતું નથી."

"એવું તો તમારું શું કામ છે કે, કોઈ કરી આપતું નથી ?" અમારા તરફથી સામો સવાલ થયો.

"આ આપણી ઉમિયામાતાજીનો આવડો મોટો મહોત્સવ થયો. ચારે તરફ મહોત્સવના ગુણગાન થયાં. મહોત્સવનો જયજયકાર થયો, પણ તેનો "સ્મૃતિગ્રંથ" કોઈ લખી આપતું નથી. જેમને તે કામ સોંપેલું તેમને બે વર્ષ સુધી કંઈ કર્યું નહિ. અને ત્યાંથી લઈ બીજાને સોંપ્યું તેમણે પણ કંઈ કર્યું નહિ અને આ કામ અંગે કેટલીક વખત તો જાહેરખબરો આપી, મોં માગ્યા દામ (પૈસા) આપવાની ઓફરો કરી પણ આવડા મોટા પાટીદાર સમાજમાંથી માતાજીના ભવ્ય મહોત્સવનો ઇતિહાસ કોઈ લખી આપવા તૈયાર થતું નથી. પાટીદાર સમાજમાં આટઆટલો ભણેલોગણેલો વર્ગ હોવા છતાં, આ કાર્ય કોઈ ઉપાડતું નથી. તમો ધરતીવિકાસવાળા આટલું અમારું કામ કરી આપો." શ્રી મણિભાઈ આમ બોલે જતા હતા, તેમના મનોભાવ અમે વાંચતા હતા. ચાર-ચાર વર્ષ મહોત્સવને થઈ જવા આવ્યા છતાં તેની સ્મૃતિ જળવાઈ રહે તેવો સ્મૃતિગ્રંથ લખી શકાતો નથી. આખા પાટીદાર સમાજને ગૌરવ અપાવે, દીર્ઘકાળ સુધી સુવાસ અપાવે તેવા માંગલિક પ્રસંગને પાર પડે, ચાર-ચાર વર્ષનાં વહાણાં વહી જવા છતાં તેની સ્મૃતિઓને આકાર આપે તેવો શબ્દદેહ ધારણ થતો ન હતો તેનું ઊંઝાના કાર્યકરોના મનમાં ઘણું દુઃખ થતું હતું. તેવું તેમના મન ઉપર ઉપસાતી રેખાઓ ઉપરથી સ્પષ્ટ વર્તાતું હતું.



આ વાતચીતના સમયે સૌરાષ્ટ્રની દેવભૂમિ ઉપર, પાંચાળની તપોભૂમિ ઉપર સૂર્યનારાયણ પૂર્વની ક્ષિતિજો છોડી તળપ્રદેશ ઉપર પૂર્ણ વિકસિત પ્રકાશી રહ્યા હતા. તેવા શુભ ચોઘડિયે અમોએ મેં તથા ડૉ. મફતભાઈએ માતાજીના પાવન મહોત્સવનો સ્મૃતિગ્રંથ લખી આપવાનું ઊંઝાના બંને કાર્યકરોને આશ્વાસન









આપ્યું. અને આમ એક પવિત્ર ભૂમિ ઉપર થયેલા શુભસંકલ્પને કાર્યાન્વિત કરવાના આ એક નમ્ર પ્રયાસ તરફ જવા અમે સૌપ્રથમ તા. ૨૧-૯-૮૧ના દિવસે માતા ઉમિયાજીના દ્વારે તેની પાસેથી પ્રેરણા અને આશીર્વાદ મેળવવા ઊંઝા આવ્યા.

જ્યારે આ સ્મૃતિગ્રંથ આલેખવાનું અમોએ (સમાજયાત્રા વખતે) સ્વીકાર્યું ત્યારે અમદાવાદના આંગણે ભગવાન શ્રી સ્વામીનારાયણની દ્વીશતાબ્દી મહોત્સવ પૂર બહાર રીતે ઊજવાઈ રહ્યો હતો. સ્વામીનારાયણ સંપ્રદાયના બે પંથીએ આ મહોત્સવનું અલગઅલગ આયોજન કર્યું હતું. એક પંથે ગાંધી આશ્રમ પાસે અને બીજા પંથે ગુજરાત યુનિવર્સિટી પાસેના મેદાનમાં મહોત્સવ માટે બે મહાન અને ભભકદાર તથા લોકઆકર્ષણને ખેંચે તેવા નગરો ખડાં કરી માનવપ્રવાહને પોતપોતા તરફ ખેંચવાનો સારો એવો પુરુષાર્થ કર્યો હતો. તે ઉપરાંત ચીજવસ્તુઓ ખરીદ કરવા માટેનું બજાર, તદ્ઉપરાંત ધાર્મિક સંપ્રદાયોના અનેક સાધુ-સંતો અને ગુરુદર્શનનું પવિત્ર આકર્ષણ એ આ બંને મહોત્સવનું આગવું પ્રદાન હતું. અને આ બધું અમારા ચક્ષુ સમક્ષ આવીને સ્મૃતિપટમાં અંકિત થયું.

જોકે, જ્યારથી સૃષ્ટિ ઉપર માનવજાતનું નિર્માણ થયું ત્યારથી ઉત્સવો ઊજવાતા જાય છે. યજ્ઞો યોજાતા જાય છે, પણ બધા ઉત્સવો કે યજ્ઞો ઇતિહાસ રચતા નથી. પણ સદીઓના મનોમંથન પછી એવા કેટલાક યજ્ઞો અને ઉત્સવો સમાજની તાસીર બદલવાના પ્રયોગરૂપે થતા હોય છે અને તેથી તો યજ્ઞો અને ઉત્સવો એ આપણી સંસ્કૃતિ અને સંસ્કાર માટેના આયોજનબદ્ધ કાર્યક્રમ બનેલા છે. યજ્ઞનો આતસ માનવીના હૈયાને અજવાળે છે અને ઉત્સવનો ઉત્સાહ માનવજીવનના હૈયાને આનંદિત ભર્યું કરે છે. અને તેથી આપણી પ્રજા 'ઉત્સવ પ્રિયા' કહેવાઈ છે. આપણા પૂર્વજોએ સમાજના ઘાટ અને ઘડતરના પાયામાં ઉત્સવોનું સિંચન કરેલું છે વિવિધ પ્રકારના યજ્ઞો અને ઉત્સવોના નિર્માણ પાછળ લોકોની ભાવના સમાજહિતમાં-સમાજકલ્યાણમાં પરોવાય તેવા શુભ-ઉમદા હેતુ માટે, નાનામોટા પ્રસંગોને ઉત્સવના બીબામાં મઢીને તેને ઘડવામાં આવ્યા હોય તેમ સ્પષ્ટ દેખાય છે. આવા ઉત્સવોમાં ઉત્તરાયણ, વસંતપંચમી, શિવરાત્રિ, હોળી-ધૂળેટી, રામનવમી અખાત્રીજ, જન્માષ્ટમી, નવરાત્રિ, દશેરા કે દીપોત્સવી જેવા મોટા ઉત્સવો હોય કે, અલગઅલગ પંથોના-સંપ્રદાયોના નાનાનાના પ્રસંગોચિત ઉત્સવો હોય તે બધા જ ઉત્સવો પાછળ આપણા સમાજના હિતચિંતકોએ દીર્ઘ-દૃષ્ટિથી સમાજની ઐક્યભાવના અખંડિત અને જાગ્રત રહે તેવા ઉમદા હેતુસર ઉત્સવોને નિમિત્ત રાખેલા હશે. અને તેથી તો આજે સદીઓની સદીઓ વહી જવા છતાં ભારતીયપ્રજા પોતાના માનીતા ઉત્સવો કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર હોંશેહોંશે ઉમળકાથી ઊજવે છે. આજે સેંકડો વર્ષ થઈ જવા છતાં શિવરાત્રિ કે હોળી-ધૂળેટીના તહેવારનો ઉત્સવ કોણ ભૂલ્યું છે ? શિવરાત્રિ આવતાં જ ભગવાન શંકર હિંદુ હૃદયના સ્મરણપટ ઉપર અંકિત થઈ જાય છે. કદિય મંદિરમાં નહિ જનારો હિંદુ એક દિવસ પૂરતું પણ ભગવાન શીવનું સ્મરણ કરતોકરતો મંદિર તરફ જરૂર જશે. અને તેવી જ રીતે હોળી-ધૂળેટી આવતાંની સાથે મહોલ્લાના ફળિયા આગળ અગર ગામડાંના ગોંદરે બળતણનો ખડકલો કરી, સંધ્યા સમયે હોળી પ્રગટ થતાં જ આબાલવૃદ્ધ સૌ કોઈ ભેગા થશે અને તેના બીજા દિવસે અબિલ-ગુલાલના રંગ છાંટણાંનો રંગ ઉત્સવ સૌ કોઈ ઊજવશે અને આમ એક પછી એક આવતા રામનવમી, નવરાત્રિ કે વિજ્યાદશમી કે પછી દીપોત્સવી કે ગમે તે તહેવાર-ઉત્સવ હોય તેને હૈયાના ઉમંગ સાથે લોકો  પોતપોતાની રીતે ઊજવે છે. આજે વિજ્ઞાનયુગમાં હજારો વોલ્ટના ઝળહળતા પ્રકાશ પાથરતા બલ્બ સળગતા હોવા છતાં દીપોત્સવીના દિવસોમાં માટીના કોડિયામાં રૂની દીવેટ વણી, તેમાં તેલનું સિંચન કરી પોતાના આવાસના આંગણે કોડિયાનો દીવો મૂકવામાં ભારતીય માનવીને જે નૈસર્ગિક આનંદની અનુભૂતિ થતી હશે તે પેલા ઈલેક્ટ્રિક બલ્બના પ્રકાશથી પથરાતા અજવાળાથી નહિ થતી હોય. અને તેથી તો આજે સેંકડો વર્ષથી સૂરજ-ચાંદો ઊગ્યા અને આથમ્યા છતાં માટીના કોડિયાના અજવાળાને માનવી









નિરખે છે. અને એ પરંપરા અનુસાર ભારતીય પ્રજા પોતાના ગુણસંપન્ન રીતે ઉત્સવો ને તહેવારો ઊજવે છે. અને આ ઊજવણીને જ 'ભારતીય પરંપરા' એવું સાર્થક નામ મળ્યું હશે અને આ સાત્વિક સંસ્કારોએ જ ભારતીય પ્રજાને જીવંત રહેવા દીધી છે. અને આવી પરંપરાના સંદર્ભને કારણે ઉત્સવના આનંદમાં સદાય મસ્ત રહેનાર પ્રજા માટે 'ઉત્સવ પ્રિયા' જેવો સૂવર્ણ શબ્દ કોતરાયો હશે. અને આ જ રીતે યજ્ઞો પણ વાતાવરણને શુદ્ધ કરવામાં મહત્ત્વનો ભાગ ભજવતા હોય છે. વાતાવરણ માનવીના મનને અસર કરે છે તેવું આજના આધુનિક વિજ્ઞાને પણ સિદ્ધ કરેલું છે. અને આજના વિજ્ઞાનના હેતુસર વિચારીએ તોપણ આપણા પૂર્વજોનું યજ્ઞ કે ઉત્સવોનું સંશોધન માનવીના વિચાર શુદ્ધિકરણ માટેનો એક ભાગ હશે તેમ વિચારવા લાલચ થાય છે. અને તેથી આપણા શાસ્ત્રોમાં વિવિધ પ્રકારનાં કર્મો માટે યજ્ઞોનું આયોજન શાસ્ત્રીય રીતે કરેલું હશે. પણ કાળક્રમે તે શુદ્ધ શાસ્ત્રોની સરિતા વિદેશીઓના ધાર્મિક અને રાજકીય આક્રમણ આગળ ધીરેધીરે સુકાવા લાગી, અને યજ્ઞો અને ઉત્સવોએ 'જડ માણસોના કાર્યક્રમો છે' તેવા શબ્દધ્વનિના પડઘા શરૂ થયા. અને ભારતીય શાસ્ત્રોક્ત યજ્ઞો અને ઉત્સવો ઉપર વિદેશીઓ તરફથી કઠુરાઘાત, અવળા પ્રચારોને કારણે અને અઢારમી સદીના મધ્યાંતર પછી શરૂ થયેલા એકધારા અંગ્રેજશાસન કાળે આપણા સંસ્કારોના કરેલા અવમૂલ્યનથી યજ્ઞો અને ઉત્સવો લપાતા ગયા, સમયની કસોટીએ ઘસાતા ગયા તેમતેમ ધાર્મિક ભાવનાઓ ડગમગવા લાગી. આમ, આપણી પરંપરાને ઇરાદાપૂર્વક હાની પહોંચાડવાના આશયે જ કેળવણીના ખોરાકમાં ધાર્મિક આભડછેટનું ઇન્જેકશન મારી પ્રજાને ધાર્મિક રીતે નષ્ટ-ભ્રષ્ટ કરવાનું બૌદ્ધિક આયોજન અંગ્રેજશાસને કર્યું હોવા છતાં ભારતીય સંસ્કારનાં મૂળ એટલાં ઊંડાં અને સ્થિર છે કે, તેને ઉચ્છેદવાં એ સહેલી વાત નથી એવું કેટલાક ઉજવાતા ઉત્સવોથી સાબિત થાય છે. અને એ ઉજવાતા ઉત્સવોમાં આછીપાતળી રીતે પણ આપણી તેજસ્વી પરંપરાનું દર્શન કરી શકીએ છીએ.

અને આમ ભારતીય પ્રજામાં, આ દેશની પરંપરામાં અડીખમ શ્રદ્ધા નિર્માણ કરવામાં યજ્ઞો અને ઉત્સવોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને ભારતની વિવિધ જ્ઞાતિઓમાં 'ખેડૂત' એ વિશેષ યજ્ઞઃકારક પ્રજા છે. તે સવારથી સાંજ સુધી ધરતી સાથે યજ્ઞક્રિયા કરતો જ રહે છે. સવારના સુપ્રભાતે ઊઠી પોતાનાં પ્યારાં પશુ-જાનવરોની ઉપર લાગણીસભર હાથ ફેરવી તે કર્મયજ્ઞની ક્રિયાનો પ્રારંભ કરે છે. અને પછી તો તે ધરતીની માવજત, ધરતીની ખેડ, ખેડેલી ધરતીમાં બીજની આહૂતિ અર્પી, બીજની વૃદ્ધિ માટે વિવિધ પ્રકારની અર્પણ વિધિઓની ક્રિયાઓ એ સતત કરતો જ રહે છે. અને તેથી ખેતી પણ એક પ્રકારનો સાત્વિક યજ્ઞરૂપ છે. તેવી સદ્ભાવના સાથે ખેડૂતે પોતાનું પુરુષાર્થ સ્થળ કર્મ ક્રિયાકાંડ માટે ધરતીને પસંદ કરી છે. અને તે ધરતી સાથે એટલો બધો ઓતપ્રોત થયેલો છે કે, તેને બીજા અર્થમાં 'ધરતીપુત્ર' એવી બહુમાન સૂચકવાળી પદવી પ્રાપ્ત થઈ છે. આવી પુરુષાર્થી અને ખમીરવંતી પ્રજાને કોઈ અપેક્ષાસહ પોતાનો હાથ લંબાવવાનો અવસર આવ્યો હશે તો તેણે પરમાત્મા સામે લંબાવ્યો હશે, અને કંઈક માગણી માટે યાચના કરી હશે તો તે જગતપિતા પાસે કરી હશે. તેણે ઊંચી નજર કરી હશે તો તે આકાશદેવતા સામે કરી હશે અને તેને નમન કરવાનો વખત આવ્યો હશે તો તે ધરતીમાતાને નમ્યો હશે. કારણકે, તેને ઊઠવા, બેસવા કે ચાલવા વગેરેની તમામ પ્રકારની ક્રિયાનું ક્ષેત્ર ધરતીમાતા છે. અને આવા 'ધરતીપુત્ર' માટે **"કણબી પાછળ કરોડ, કણબી કોઈની પાછળ નહિ."** તેવી ઉક્તિ ઘડાઈને લોકહૈયામાંથી બહાર આવી હશે. કારણકે, આપવાના ઉમદા સંસ્કારપાઠ શીખીને તે જન્મ્યો અને તે કારણે કોઈ ધનલોભી વેપારીએ તેને **"સત્તર પંચા પંચાણું અને બે મુકયા છૂટના, લાવો, પટેલ સોમાં બે ઓછા"** નો હડહડતો ખોટો હિસાબ ગણાવ્યો હશે તોપણ તેવા ધનલોભી વેપારી સામે દલીલ કર્યા વગર બે હાથ જોડી વેપારીના હિસાબનાં









નાણાં માથું નમાવી ધરી દીધાં હશે. અને આવા ભોળા હૃદયના પટેલને છેતરીને ખંધો વેપારી એ ઘડી માટે મૂછમાં મલકાણો હશે, છતાં કાળના ક્રમ પ્રમાણે અને ઈશ્વરે ઘડેલા નિયમ મુજબ આપનારો નહિ પણ ખોટું લેનાર જ હંમેશાં છેતરાતો હોય છે. આવા ભોળા હૃદયનો કણબી પટેલ સંજોગોવશાત્ કોઈ દિવસ કોઈના ઉપર ક્રોધે ભરાયો હશે તોપણ તેણે ઉમળકાથી સૂપડું ભરીને અનાજ સામા માણસને ધરી દેતાં અચકાયો નહિ હોય અને આવા કણબી–ખેડૂતની કહાની એટલે ભોળા હૃદયની ભાવિક કવિતા કહીએ તો અસ્થાને નથી. અને આમ, કણબીના હૃદયસિંહાસનની પડખે હિંદુ સમાજની તમામ જ્ઞાતિઓ એકભાવથી ગૂંથાયેલી હતી. કણબી પટેલ એટલે બ્રાહ્મણને ભાવતો, પ્રજાપતિને પોસતો, વાળંદને વહાલ કરતો, સુથારને સાથ આપતો અને નાયક, ઘાંચી–મોચીને મન મમતાળી મા જેવો સૌનો સહૃદયી બનીને જીવતો અઢારે વર્ણનો પોષક આદમી એટલે કણબી ખેડૂત અને તેથી તો કોઈના હૃદયભાવે ગાયું હશે, **"રે ખેડૂત તું જગતનો તાત ગણાયો"** આવો ભોળો કણબી-પટેલ સર્વજ્ઞાતિને મન પોષક હોવા છતાં તેના મનમાં કાંઈ લાલચની ભાવના નહિ, કોઈનું પડાવી લેવાની ઇચ્છા નહિ. કોઈને છેતરવાની છલના નહિ. વાડ વગરનાં ખુલ્લાં ખેતર અને ખરવાડ એના મોટા મનની નિશાનીઓના સાક્ષીઓ રહ્યાં છે. અને એ ફક્ત માનવીઓ પ્રત્યે જ પ્રેમ કરે છે તેમ નથી, પણ ચકલાંને ચણ, કૂતરાંને રોટલા અને સાધુબાવાના આયોજન માટે મહાદેવનો હિસ્સો એ ખરવાડમાંથી સીધો મોકલી દેતો. એવી ઉદાત ભાવના હોવા છતાં તેણે કુદરત પાસે ઝાઝી અપેક્ષાઓ રાખી નથી. એક મારવાડી કવિએ કણબી ખેડૂત માટે નીચેની ભાવના વ્યક્ત કરી છે :

> નઈ મુજરી ખાટ કે ન ચ્યુ ટાપરી,
> ભેંસ ડલ્યાં દો ચાર સે દૂઝ ખાપડી,
> બાજર રોદાં ખાટ કે દહીં મેં ઓલણાં
> ઇતના દે કિરતાર કે ફિર નહીં બોલણાં.

(નવી મુંજની ખાટલી ને ચોમાસામાં ન ચૂએ એવી છાપરી અને ભેંસ વગેરે, બે-ચાર દૂઝણાં ને વાની દહીંમાં ખાવા માટે, હે કિરતાર તું આપી રહે એટલે અમારે કાંઈ દાદ–ફરિયાદ નથી.) બંદાના ફિરસ્તાનો કેવો મનોભાવ! ફક્ત કુદરત ઉપર આધાર રાખતા માનવીની કેવી ભવ્ય તૃપ્તિ! કોઈ પરિગ્રહ નહિ. આવા યોગીજન જેવો કણબી ખેડૂત તેના મોટા મનોભાવ અને મનની ઉદારતાથી ભરેલા કેટલાક સામાજિક રિવાજોનાં બંધનોથી બંધાઈ તે આર્થિક રીતે ઘસાતો જતો હતો. આપવા–વાપરવા પાછળ તેનું બે વિઘા જમીનનું ટૂકડું કાઢી નાખતાં સવારની સાંજ ન પડવા દે. ખાવા-ખવરાવવાની ભાવનામાંથી મરણોત્તર ક્રિયાઓના જમણવારો અને આપવાના મહાન ગુણોમાંથી દિકરા-દીકરીઓના અવસરો પાછળ ઘસાવાની વૃત્તિથી તે પૈસેટકે તૂટતો જતો હતો. તે આર્થિક રીતે લૂલા-લંગડા જેવી સ્થિતિની ચાલ ઉપર આવ્યો છતાં રિવાજોને તે પ્રિય ગણીને નભાવવા લાગ્યો. પણ ઓગણીસમી સદીના પ્રારંભે ભારતની પ્રજાના જૂની ચાલના ચીલા ભુસાવા લાગ્યા. હજારો વર્ષથી પૂર્વના વાયરા ખાતો માનવી પશ્ચિમના સુસવાટા મારતા ઠંડા પવનના ઝોકે ચડવા લાગ્યો. અને પશ્ચિમના વાયરે ભારતીય પ્રજા નવાં લેખાં, નવાં પલાખાં અને નવી-નવી રીતોભાતો, વાતોમાં વણાવા લાગી અને અંગ્રેજી ભણતર અને નવી ઢબની રહેણીકરણીમાં તે ઓતપ્રોત થવા લાગ્યો. અને આ નવા પશ્ચિમના પવનમાં પાટીદાર પણ બાકાત ન રહ્યો. તે પણ નવા ઘાટ અને ઘડતર તરફ વહેવા લાગ્યો. રાજકીય, ધાર્મિક અને સામાજિક વાતાવરણમાં નવાનવા પડઘાના પડઘમ પાટીદાર સમાજે પણ ઝીલવા માંડ્યા. તે રાજકીય ક્ષેત્રમાં પણ પ્રવેશ્યો, વેપારી ક્ષેત્રમાં પણ અગ્રણીય થયો અને નવાનવા ચીલા તે સાવધાનીપૂર્વક ચિતરી સૌની ચાલ પ્રમાણે તે પણ ચાલવા લાગ્યો.



આવો કડવો કણબી પાટીદાર ઉમિયામાતાજીના અઢારમી શતાબ્દી મહોત્સવનો ચરિત્ર નાયક રહ્યો છે. ઊંઝાના આંગણે, માતા ઉમિયાના પ્રાંગણમાં છ વર્ષ પહેલાં ઊજવાઈ ગયેલા અઢારમી શતાબ્દી મહોત્સવે



**શ્રી ઉમિયા માતાજી**
**૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ**





પાટીદાર જ્ઞાતિનું તેજ ઝળહળતું કર્યું છે. અઢારમી શતાબ્દી મહોત્સવે પાટીદાર જ્ઞાતિમાં નવો ઉત્સાહ, નવો ઉમંગ જન્માવ્યો છે. પશ્ચિમના નવા પવનમાંથી જન્મેલી ધાર્મિક ભાવના પ્રત્યેની જડતામાં ખોવાયેલી અસ્મિતા પુનઃ પ્રાપ્ત થઈ છે.

જોકે, અઢારમી શતાબ્દી મહોત્સવ યજ્ઞને અમે અમારી રીતે "જાગૃતિનો યજ્ઞ' કહીએ છીએ. યજ્ઞ પછી કડવા પાટીદાર જ્ઞાતિમાં જે નવી ચેતના જન્મી, જે નવો ઉત્સાહ જન્મ્યો તે અદ્દભૂત છે. દસકા પહેલા કચ્છના કિનારા ઉપર કે સૌરાષ્ટ્રના સાગરકિનારાના આવાસે રહેતો કે દક્ષિણના સુરતના છેવાડે અને ખાનદેશ અને માળવા રહેતો કડવો કણબી માંડ પાંચ-દસ વર્ષે એકાદ વખત માતા ઉમિયાનાં દર્શને આવતો; પણ મહોત્સવનો સંદેશો તેને મળ્યા પછી અને મહોત્સવમાં આવી માતાનાં દર્શન પામ્યા પછી તેને નવો જન્મ ધારણ કર્યો હોય તેવા ભાવ સાથે વર્ષોવર્ષ માતાનાં દર્શને આવવા લાગ્યો છે અને તેનો જાગ્રત થયેલો ભક્તિભાવ સમગ્ર કડવા પાટીદારમાં ઐક્યની પવિત્ર ભાવના જગાડવામાં ફળદાયી નિવડ્યો છે અને તેને કારણે ઊંઝાના આંગણે, દર્શનાર્થીઓ દિનપ્રતિદિન વધુ ને વધુ, ઉભરાતા હોય તેવું ચિત્ર ઉપસવા માંડયું છે અને દર્શનાર્થીઓની વધતી સંખ્યાને કારણે માતાજીની આર્થિક આવકમાં પણ અનેક ગણો વધારો ઉત્તરોત્તર વધતો ચાલ્યો છે, તે ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલા આંકડાઓથી સાબિત થાય છે. પણ મંદિરમાં ફક્ત નાણાકીય આવકથી મંદિરની સદ્ધરતા માપવાની લૂખી મોજણી કરવામાં અમને રસ નથી; પણ વધેલી આવકમાંથી સમાજના કલ્યાણ માટે, તેના ઉત્કર્ષ માટે શું-શું કરવામાં આવે છે તે અમારે મન મહત્ત્વનું છે. કારણકે અમે ઉમિયામાતાજીને ફકત દેવી તરીકે પૂજતા નથી; પણ તેને "**સમાજકલ્યાણી દેવી**" તરીકે તેનાં પૂજનઅર્ચન કરીએ છીએ. અને તે નામને સાર્થક કરે તેવાં વિવિધ પગલાં તેના કુશળ વહીવટદારોએ મહોત્સવ પછી ભરવા માંડયાં છે. તેની નોંધ લેવામાં અમને વધારે રસ છે. મહોત્સવ પછી ઉમિયામાતાજીના પ્રાંગણમાં આવેલાં આવાસોમાં પુનઃ રચના એ તો ભલે થાય એ તો એક માત્ર કામચલાઉ વ્યવસ્થા માટેનું આયોજન છે. આવી વ્યવસ્થાઓ ફક્ત આકર્ષણ ઊભું કરી શકે, સમાજમાં નવું ચેતકબળ પૂરું ના પાડી શકે પણ અમારે કહેવું જોઈએ કે, મહોત્સવ પછી ઉમિયામાતાનું સંસ્થાન માત્ર ધાર્મિક ભાવનાઓને વળગી ન રહેતાં તેને નવાંનવાં જે સામાજિક જાગૃતિનાં, સામાજિક ઉત્ક્રાંતિનાં પગલાં લેવા માંડયાં છે તેની ભાવિ જ્ઞાતિ-ઇતિહાસકારોએ નોંધ લેવી પડશે.

શ્રી ઉમિયામાતાજી સંસ્થાન એક ધાર્મિક સંસ્થાન હોવા છતાં, મહોત્સવ પછી સમગ્ર સમાજનું પ્રતિબિંબ પડે તેમ બંધારણમાં ફેરફાર કરી, સામાજિક ક્ષેત્રે ક્રાંતિકારીનાં પગલાં લઈ સામાજિક જાગૃતિ અને ઉત્થાન માટે સૌપ્રથમ ઊંઝાના આંગણે સમૂહલગ્નોનું સફળ આયોજન કર્યું અને તેને કાયમી લગ્નોત્સવનું સ્થળ બનાવ્યું, નવાં સ્થપાતાં કન્યાછાત્રાલયને આર્થિક મદદ અને કડવા કોમની ત્યકતા યા વિધવા બહેનોનાં ભણતાં બાળકોને આર્થિક મદદ કરવાની રીત અપનાવી છે તે મહોત્સવની ફલશ્રુતિનું સાચું અમૃત છે. અને આવાં અમૃતપાન જ સમાજમાં નવી ચેતના લાવશે અને એ જ સાચી જાગૃતિ છે અને એટલા માટે અમે અઢારમી શતાબ્દી મહોત્સવને "**જાગૃતિનો યજ્ઞ-મહોત્સવ**" કહીએ છીએ. અને એ જ સાચી મહોત્સવની મૂર્તિ ઉપર અભિષેકની ધારા છે. અને તે બદલ અમે સંસ્થાનના તમામ નાનામોટા સૌ કાર્યકરોને અભિનંદન આપીએ છીએ.

આ ગ્રંથની રચના માટે અમે શરૂઆત કરી તેને આજે બે વર્ષ થયાં છે. જોકે, બે વર્ષ એ ટૂંકો સમય નથી; છતાં ગ્રંથમાં સમાયેલી સામગ્રી એકઠી કરવામાં, ચાર વર્ષ પછી ભૂલાયેલી સ્મૃતિઓને તાજી કરવામાં, તેને નોંધવામાં અને એક પછી એક સુધારવામાં સારો એવો સમય ગયો છે. તે પણ એક હકીકત વિલંબ માટેનું કારણ છે. જોકે, વિવિધ કમિટીઓના ભાઈઓને અમે જ્યારે જે-જે સમયે બોલાવ્યા તે સમયે આવી, સ્મૃતિઓ તાજી કરીને અમોને પોતપોતાની કમિટીઓની નોંધો લખાવી છે. તેથી અમારો કમિટીઓના અહેવાલોની નોંધનો માર્ગ સરળ બની રહ્યો અને તે ઉપરાંત વિવિધ વાનગીઓ, પ્રસંગો માટે પણ જેમજેમ









જેનેજેને મળવા જેવું લાગ્યું તેમતેમ મળતાંમળતાં જે માહિતી ઉપલબ્ધ થઈ તે, લેવાય તેવી તમામ સામગ્રી આ ગ્રંથમાં સમાવવાનો પ્રયાસ કર્યો છે. સંકલન વિભાગમાં સમાયેલી અખબારી સામગ્રી તેમજ મહોત્સવ દરમિયાન પ્રગટ થયેલી પોસ્ટર–પત્રિકાઓ વગેરે સામગ્રીનો પૂરવઠો શ્રી મણિભાઈ મમ્મી તરફથી અમને મળેલો છે. આ ગ્રંથમાં ઠરાવો અને કાર્યક્રમોની નોંધો સંસ્થાનના ઠરાવ પત્રકોમાંથી ઉતારવામાં આવેલી હોઈ ભવિષ્યના જ્ઞાતિ–ઈતિહાસ માટેની સાચી સામગ્રી પૂરી પાડવામાં તે સહાયભૂત બની રહેશે. આ ગ્રંથમાં જ્ઞાતિ–ઈતિહાસનાં લેવાય તેટલાં જૂનાં–નવાં આંદોલનના તણખાં અમે આલેખ્યાં છે. અને તે માટે અમે નીચેની સામગ્રીનો સહારો મેળવ્યો છે તે બદલ અમે તેના કર્તા–પ્રગટકર્તા સૌના આભારી છીએ.

૧. કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને વિકાસ લેખક : શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ (વિરમગામવાળા) ૨. વડનગરા કણબીઓની ઉત્પત્તિનો ઈતિહાસ ૩. લેઉવા પુરાણ ૪. હિન્દુસ્તાનની જ્ઞાતિ સંસ્થા–તેનું સ્વરૂપ અને ઉત્પત્તિ : લેખક પાડુંરંગ ગણેશ દેશપાંડે ૫. "ધરતી" માસિકની ફાઈલો

પ્રસ્તુત ગ્રંથનાં લખાણો અંગે જ્યારેજ્યારે માંગી ત્યારેત્યારે સલાહ આપવા સદાય તત્પર એવા "ધરતી" માસિકના ભૂતપૂર્વ તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈના ઋણનો અમે સ્વીકાર કરીએ છીએ. અને ગ્રંથ ઉપર આવરણમાં પ્રગટ થયેલી બાળસ્વરૂપા શ્રીઉમિયામાતાજીની હૂબહૂ છબી લઈ આકર્ષક આવરણ તૈયાર કરવામાં અને જરૂરી માર્ગદર્શન પૂરું પાડવા માટે વિઝ્યુએલ એડ. તથા શ્રી જનક પટેલ તથા ગ્રંથની અંદરનાં લખાણો ઉપરનાં આકર્ષક અને લખાણના ભાવને વ્યક્ત કરતાં ચિત્રો તૈયાર કરી આપવા બદલ શ્રી ગણેશભાઈ પટેલ (જાગૃતિ આર્ટ) વગેરે ચિત્રકાર મિત્રોના સહકારથી જ ગ્રંથ જોતાં નયનગમ્ય બન્યો છે. તે બદલ ચિત્રકાર મિત્રોના અમે આભારી છીએ. અને આ ગ્રંથને પોતાનો જ ગ્રંથ માની અંગત લાગણી સભર ભાવ સાથે છાપી આપવા માટે, આપણા સ્વજન જેવા ધરતી મુદ્રણાલયવાળા શ્રી માણેકલાલભાઈ તથા રાજકલ્પ મુદ્રણાલયવાળા શ્રી કલ્પેશકુમારનો આભાર માનીએ તેટલો ઓછો છે. અને આ ગ્રંથમાં સમાયેલી તમામ હકીકતો જ્યારે માગી ત્યારે આપવા માટે સદાય તત્પર એવા મહોત્સવની વિવિધ કમિટીઓના નાનામોટા તમામ કાર્યકરોનો, જ્યારેજ્યારે સંસ્થાનના વહીવટ અંગેની નોંધોના ઉતારા માગ્યા ત્યારેત્યારે ઉત્સાહપૂર્વક ઉતારી આપવા માટે સંસ્થાનના કાર્યાલયના કર્મચારીગણના તો ઋણી છીએ; પણ જેમના આશીર્વાદથી અમારા હૈયામાં સદાય ઉત્સાહ પ્રેરાતો રહ્યો છે એવા માતાજીના મંદિરના પૂ. પૂજારીશ્રીના પણ હૃદયપૂર્વક ઋણી છીએ.

અંતમાં, આ ગ્રંથમાં સીધાં યા આડકતરાં જેમનેજેમને હરકોઈ પ્રકારનો સાથ અને સહકાર બક્ષ્યો છે તેવા તમામ નામી–અનામી નાના–મોટાં સૌ કોઈનો ઋણ સ્વીકાર કરી, આ ગ્રંથને જ્ઞાતિજનો સમક્ષ મૂકતાં આનંદ અનુભવીએ છીએ. કારણકે, કડવા પાટીદાર જ્ઞાતિની ચળવળ અને આંદોલનોના ઈતિહાસની ઝાંખી કરાવતો આ ગ્રંથ જ્ઞાતિસમાજ માટે એક ઐતિહાસિક નજરાણું બની રહે તેવી અભિલાષા સ્વાભાવિક છે. છતાં કડવા પાટીદાર સમાજ માટેનું આ ઐતિહાસિક નજરાણું ઘડવામાં અનેક ખામીઓ–ક્ષતિઓ રહી જવા પામી હશે તો તે માટે ઉદાર દિલના જ્ઞાતિજનો દરગુજર કરી, તે ક્ષતિઓ-ખામીઓ તરફ અંગુલિનિર્દેશ કરશે; તો ભવિષ્યમાં તેની પુનઃઆવૃત્તિ વખતે પ્રસ્તુત ક્ષતિ ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે; તેવી હૈયાધારણ સાથે આ રસસામગ્રીભર્યું નૈવેદ્ય માતા ઉમિયાના ચરણે ધરી, ગ્રંથરૂપી પ્રસાદી વહાલા જ્ઞાતિજનો સમક્ષ વહેંચવા આનંદ સાથે વિરમીએ છીએ.



**સમાજકલ્યાણી ઉમિયામાતાની જય**

૧૬, હસમુખ કોલોની કો. ઓ. હા. સો. લી.
નારણપૂરા, અમદાવાદ–૩૮૦૦૧૩
૩૫, ગુણાતીતનગર સોસાયટી,
અમદાવાદ–૩૮૦૦૫૨

લી.
ઈશ્વરભાઈ હરિભાઈ પટેલ
ડૉ. મફતલાલ પટેલ

ગુરુપૂર્ણિમા (સંવત ૨૦૩૯) તા. ૨૪–૭–૧૯૮૩



રા. બ. શેઠશ્રી બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી
શ્રી ઉમીયા માતાજી સંસ્થાનના આદ્યશિલ્પ



શ્રી બાલચંદભાઈ ઉમેદરામ પટેલ (ઊંઝા)
મહોત્સવ સમિતિના આગેવાન





શેઠશ્રી રામચંદ્ર મનસુખરામ પટેલ (અમદાવાદ)
મંદિર બાંધકામના આદ્યશિલ્પ



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ





## અનુક્રમણિકા


અર્ચના
realpatidar.com
હે, મા !
પાર્વતી માતા,
કુળદેવી ઉમિયામાતા;
શક્તિના રૂપે
આત્મબળ આપો,
લક્ષ્મીના રૂપે
સુખ શાંતિ અને -
સમૃધ્ધિ આપો,
સરસ્વતીના રૂપે
સદ્બુદ્ધિ, સદ્વિચારો -
અને
સદ્આચરણ આપો
અને
માતાના રૂપે
આશીર્વાદ આપો.
હે, મા ! અમારી -
ભૂલચૂક થઈ હોયતો ક્ષમા કરો,
અમે તો તારાં બાળકો છીએ.
realpatidar.com




## ॥ प्रार्थना ॥

शूलं पट्टिश खडग चर्म विशिखान् मुंडधानां करैः ।
सेव्या शोभन षड भूजां सुनयनां दिव्यांम्बरा लंकृताम् ॥
शुभ्रागां वृषवाहनां सुरवरां भक्तोत्सवां शालिनीं ।
वन्दे श्री कडवेश्वरीं भगवती लक्ष्मी प्रदात्रीमुमाम् ॥ १ ॥

**અર્થ :** ત્રિશૂલ, પટ્ટિશ, ઢાલ, બાણ અને મૂંડને પોતાના હસ્તોમાં ધારણ કરતાં, સેવન કરવા યોગ્ય, શોભતી છ ભૂજાઓવાળાં, સુંદર નયનવાળાં, દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરતાં, ઉજ્જ્વળ અંગોવાળાં, વૃષભનાં વાહન-વાળાં, દેવતાઓમાં શ્રેષ્ઠ, ભક્તોના મનમાં ઉમંગ ઉપજાવતાં, દિવ્ય તેજથી સોહતાં, .લક્ષ્મી આપનારાં, ઐશ્વર્યવંતા શ્રી કડવા પાટીદારનાં કુળદેવી ઉમિયામાતાને મારા વંદન હો. ॥ ૧ ॥

शिवः शक्त्या युक्तो यदि भवति शक्तः प्रभवितुं ।
न चेदेवं देवो न खलु कुशलः स्पन्दि तुमपि ॥
अतस्त्वामाराध्यां हरिहर विरञ्च्यादि भिरपि ।
प्रणन्तुं स्तोतुं वा कथम कृत पुण्यः प्रभवतिः ॥ २ ॥




**અર્થ :** હે ભગવતી, ભગવાન શંકરને તું જ્યારે સહાયતા કરે છે, ત્યારે જ જગતની ઉત્પત્તિ, પાલન તથા વિનાશ કરવામાં સમર્થ થાય છે. જો શંકરને તારી સહાયતા પ્રાપ્ત ન થાય તો તે આંખ પણ હલાવવા શક્તિમાન નથી, એટલા માટે બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ઇંદ્ર આદિ દેવો જેની આરાધના કરે છે એવી તું મારા જેવાં પુણ્યહીન, અલ્પ પુણ્યવાળાં, આપની સ્તુતિ કરવા કેવી રીતે સમર્થ થઈ શકે? ॥ ૨ ॥

**तनीयांसं पांसु तव चरणपं के रुह भवं ।**
**विरिञ्चिः संचिन्वन् विरचयति लोकानविकलम् ॥**
**वहत्येनं शौरिः कथमपि सहस्त्रेण शिरसा ।**
**शिवः संक्षुभ्यैनं भजति भसितोद् धूलन विधिम् ॥ ३ ॥**

**અર્થ :** હે મા, બ્રહ્મા આપના ચરણકમલની થોડી પણ રજના પ્રતાપથી પૃથ્વી, સ્વર્ગ આદિ લોકોની રચના કરે છે. અનન્ત શેષ, પોતાનાં હજારો મસ્તકો પર આપનાં ચરણની રજ લગાવીને જગતની રક્ષા કરી શકે છે અને રુદ્ર ભગવાન આપનાં ચરણની રજના પ્રભાવથી જગતનો સંહાર કરી એ ભસ્મ પોતાના શરીરે ચોળે છે. ॥ ૩ ॥

# શિવ સાધના અને ઉમા પ્રાગટ્ય

પૂર્વ દિશામાંથી ઇંદ્ર આવ્યા, પશ્ચિમ દિશામાંથી વરુણ આવ્યા, ઉત્તર દિશામાંથી કુબેર આવ્યા, દક્ષિણ દિશામાંથી યમરાજ આવ્યા; અને પાતાળમાંથી નાગલોક આવ્યા. આમ, સર્વ દિશાઓમાંથી દેવગણો આવ્યા. સર્વદેવોના મન ઉપર નિરાશાની રેખાઓ સ્પષ્ટ વરતાતી હતી. કારણકે મહા રાક્ષસ તારકાસુરના હાથે પરાજય પામીને તે હતાશ થયેલા હતા. અને તેથી તેના પરાજય માટેનો વ્યૂહ વિચારવા અને યોગ્ય લાગે તો પૃથ્વીપતિ ભગવાન વિષ્ણુની સલાહ પ્રમાણે આગળ વધી તારકાસૂરનો નાશ થાય તેવો વિચાર કરવા સૌ એકઠા થયા હતા. અને સૌએ મળીને ભગવાન વિષ્ણુની સલાહ લેવાનો નિર્ણય કર્યો. સૌ દેવો આવ્યા. ભગવાન વિષ્ણુ પાસે આવીને તારકાસૂરના વધી પડેલા અત્યાચારોની અને તેની સામે દેવોનો થયેલો પરાજય અંગેની સર્વ હકીકતથી ભગવાનને વાકેફ કરી તેના નાશ માટેનો ઉપાય સૂચવવા વિનંતી કરી.

સર્વ દેવગણો પાસેથી સવિસ્તાર વિગત સાંભળી ભગવાન વિષ્ણુએ કહ્યું : "શિવજીના વિર્યથી જે પુત્ર થાય અને તે તમારા સૌની આગેવાની લઈ તારકાસૂર સામે લડે તો જ તેનો પરાજય અને નાશ થાય."

ભગવાન વિષ્ણુની હકીકત સાંભળી સર્વ દેવગણ ચિંતામાં પડી ગયા. કારણકે, ભગવાન શંકરનો, દક્ષ પ્રજાપતિના યજ્ઞ સમયે, વગર નિમંત્રણે ગયેલાં સતીને કોઈ આવકારભાવ ન મળતાં અને તેથી અપમાન સહન ન થતાં, પોતાના પિતાના જ યજ્ઞમાં પડી સતીએ આત્મહત્યા કરી. સતીના આત્મહત્યાના સમાચારથી યજ્ઞ માટે પધારેલા વિવિધ રાજપુરુષો, દેવગણો અને ઋષિગણોમાં હાહાકાર મચી ગયો. સત્કાર્યમાં આવું પાતકથી ભરેલું કૃત્ય બનતાં મોટા અનર્થની લોકો આગાહી કરવા લાગ્યા. ત્યાં તો ભગવાન શંકર વિકરાળ સ્વરૂપે ત્યાં આવીને સતીના આત્મહત્યા કરેલા શબ-મડદાને પોતાના ખભા ઉપર ઊંચકી ચાલ્યા ગયા. તેમના રૌદ્ર સ્વરૂપથી હાજર રહેલા તમામ દેવો, ઋષિઓ, ગંધર્વો અને માનવીમાત્ર ધ્રુજી ઊઠ્યાં. અને સતીના મૃત્યુદેહને લઈ જ્યારે વિશ્વની પરિક્રમા કરવા નીકળ્યા, ત્યારે તેમના ભયંકર રૌદ્ર રૂપથી પૃથ્વી ઉપર હાહાકાર મચી ગયો. સમુદ્ર ખળભળી ઊઠ્યો. નદીઓનાં વહેણ ઊલટી દિશાએ થઈ ગયાં. પર્વતો ડોલી ઉઠ્યા. સૂર્યનો રથ થંભી જઈ હચમચવા લાગ્યો. આકાશનાં તારા અને નક્ષત્રો એકબીજાં સાથે ટકરાવા લાગ્યાં. ઇંદ્રના દરબારમાં અપસરાઓનાં નૃત્ય થંભી ગયાં. અને તેમનાં નુપુરનો ઝંકાર કર્કશભાવ સાથે તૂટી ગયાં. ધરતીના પાતાળમાં શેષનાગમાં ધ્રૂજારી છૂટી અને તૂફાનના કારણે સાગરમાં નૌકા ડોલે તેમ ધરતી ડોલવા લાગી. ભગવાન શંકરના ઉગ્ર ક્રોધાગ્નિમાંથી પ્રગટતો રૌદ્ર લાવારસ સંસારનો પ્રલય કરી નાખશે એવો ભય ઉત્પન્ન થયો અને તે સમયે ભગવાન વિષ્ણુએ પોતાના સુદર્શનચક્રથી સતીના અંગ-પ્રત્યંગ ના ૫૧ ટૂકડા કરી નાખ્યા. એ ટુકડા જે-જે દિશાઓમાં પડ્યા ત્યાં-ત્યાં એક-એક શક્તિપીઠ નિર્માણ થયું. જે શક્તિપીઠો થયાં તે સમગ્ર વિશાળ ભારતવર્ષનું દર્શન ઉપરાંત શ્રદ્ધાકેન્દ્રો થયાં અને સતીનો આત્મા હિમાલયની પત્ની મેનાને કુખે જન્મી તેને પાર્વતી નામ ધારણ કર્યું.









| | શક્તિપીઠનું સ્થાન | અંગ-આભૂષણનું નામ | શક્તિદેવીનું નામ |
|---|---|---|---|
| ૧. હિંગુલા : | હિંગોસ નદી( બલૂચિસ્તાન )ના તટ પર, કરાંચીથી ૧૧૪ કિમી દૂર એક ગુફામાં જ્યોતિ હિંગલાજ નામથી પ્રસિદ્ધ છે. | બ્રહ્મરંધ્ર | કોટરીદેવી ( હિંગલાજ ) |
| ૨. કરવીર : | કોલ્હાપુર ( મહારાષ્ટ્ર ) | ત્રિનેત્ર | મહિષમર્દિની |
| ૩. સુગંધા : | બારીસાલ( બાંગ્લાદેશ )થી ૨૦ કિમી દૂર શિકારપુર ગામે સુનંદા નદીના કાંઠે સુનંદાદેવી( ઉગ્રતારા )નું મંદિર છે. | નાસિકા | સુનંદાદેવી |
| ૪. અમરનાથ : પાસે | ( કાશ્મીર ) અમરનાથ ગુફા છે. | કંઠ | વરદાદેવી |
| ૫. જ્વાલામુખી : | કાંગડા જિલ્લા( પંજાબ )માં જ્વાલામુખી રોડ સ્ટેશનથી ૨૦ કિમી દૂર છે. | જીભ | સિદ્દિદા |
| ૬. જાલંધર : | ( પંજાબ ) | ડાબું સ્તન | જયદુર્ગા ત્રિપુરામાલિની |
| ૭ વૈદ્યનાથધામ : | સાંથાલ પરગણા( બિહાર )માં જસીદીહ સ્ટેશનથી ૫ કિમી દૂર છે. | હૃદય | જયદુર્ગા |
| ૮. નેપાલ : | બાગમતી નદીના કાંઠે મહામાયાનું મંદિર છે. | ઘૂંટણ | ગુહ્યેશ્વરી |
| ૯. માનસરોવર : | તિબેટ | જમણી હથેળી | દાક્ષાયણી |
| ૧૦. ઓરિસ્સા | જગન્નાથપુરીમાં વિમલાદેવી અથવા યાજપુરમાં વિરમદેવી આમ બે મત છે. | નાભિ | વિમલાદેવી વિરમદેવી |
| ૧૧. નેપાલ : | મુક્તિનાથમાં ગંડકી નદી નીકળે છે. | દક્ષિણગંડ | ગંડકીદેવી |
| ૧૨. કેતુગ્રામ : | બંગાળમાં આહમદપુર-કટવા લાઇન પર છે. | ડાબો હાથ | બહુલાદેવી |
| ૧૩. ઉજ્જયિની : | રુદ્રસાગર પાસે હરસિદ્ધ માતાનું મંદિર છે. | કોણી | મંગલ ચંડિકા હરસિદ્ધ દેવી |



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ





| | | | |
|---|---|---|---|
| ૧૪. ચંદ્રશેખર પર્વત ઉપર : | ચટગાંવ(બાંગ્લાદેશ)થી ૩૬ કિમી દૂર સીતાકુંડ સ્ટેશન પાસે છે. આ સ્થાનનું જૂનું નામ ચટ્ટલ છે. | જમણો હાથ | ત્રિપુરાસુંદરી ભવાની |
| ૧૫. ત્રિપુરા : | રાધાકિશોરપુર સ્ટેશનથી ૨.૫ કિમી દૂર પર્વત ઉપર | જમણો પગ | ત્રિપુરાસુંદરી |
| ૧૬. ત્રિસ્રોતા : | જલપાઈગુડી જિલ્લા(પ. બંગાળ)માં શાલવાડી ગામમાં તિસ્તા નદીના કાંઠે | ડાબો પગ | ભ્રામરીદેવી |
| ૧૭. કામાખ્યા | આસામમાં ગૌહતી જિલ્લામાં પ્રસિદ્ધ તિર્થ છે. | યોનિ | કામાખ્યા |
| ૧૮. ક્ષીરગ્રામ | બર્દવાન-આહમદપુર-કટવા બ્રાન્ચ લાઇન(પ. બંગાળ)માં બર્દવાનથી ૩૦ કિમી દૂર | જમણા પગનો અંગૂઠો | યુગાદ્યા ભૂતધાત્રી |
| ૧૯. કલકત્તા | | ડાબા પગની આંગળીઓ | મહાકાલી |
| ૨૦. પ્રયાગ | અલ્લાહાબાદ | હાથની આંગળી | લલિતાદેવી |
| ૨૧. આસામ : | શિલોંગથી ૫૦ કિમી દૂર બાઉરભાગ ગામ પાસે જયંતિયા નામના પહાડ ઉપર | ડાબી જાંઘ | જયંતિદેવી |
| ૨૨. બંગાલ : | હાવરા-બરહરવા લાઇન પર લાલબાગ રોડ સ્ટેશનથી ૫ કિમી દૂર બડનગર પાસે, ગંગાકાંઠે | કિરીટ | ભુવનેશી વિમલાદેવી |
| ૨૩. વારાણસી | મણિકર્ણિકા ઘાટ પર | કુંડલ | વિશાલાક્ષી |
| ૨૪. કન્યાકાશ્રમ : | કન્યાકુમારીમાં કુમારીદેવીના મંદિરમાં ભદ્રકાલી મંદિર છે. | પીઠ | સર્વાણી |
| ૨૫. થાનેશ્વર | પંજાબમાં કુરુક્ષેત્ર પાસે દ્વૈપાયન સરોવર નજીક | જમણું ગુલ્ફ | સાવિત્રી |
| ૨૬. પુષ્કર | પાસે ગાયત્રી પહાડ પર | મણિબંધ | ગાયત્રીદેવી |
| ૨૭ શૈલ પર્વત પર | મલ્લિકાર્જુનના મંદિર પાસે ભમરામ્બાદેવીનું મંદિર | ડોક | મહાલક્ષ્મી |
| ૨૮. શિવકાંચી : | કાંચી-કાંચીવરમ્ સ્ટેશન | અસ્થિપિંજર | દેવગર્ભા |
| ૨૯. કાલ માધવ ક્ષેત્ર : | સ્થાનનો નિશ્ચય થઈ શકયો નથી. | ડાબું નિતંબ | સિદ્ધિદા કાલીદેવી |
| ૩૦. શોણ : | અમરકંટક પહાડમાંથી સોન નદી નીકળે છે, તેના મૂળ પાસે | જમણું નિતંબ | શોણાક્ષી |
| ૩૧ રામગિરિ : | નાગપુર પાસે રામટેક કે ચિત્રકૂટ પાસે-તેનો નિર્ણય થઈ શકતો નથી. | જમણું સ્તન | શિવાની |




# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ



| | | | |
|---|---|---|---|
| ૩૨. મથુરા : | ભૂતેશ્વર મંદિર પાસે | કેશકલાપ | ઉમાદેવી |
| ૩૩. સંહાર : | નિશ્ચિત નથી, પણ કન્યાકુમારીથી ૧૨ કિમી દૂર સ્થાણું શિવમંદિરની માન્યતા છે. | ઉપરની દંતપંક્તિ | નારાયણી |
| ૩૪. પંચસાગર : | સ્થાનનો નિર્ણય થઈ શક્યો નથી. | નીચેની દંતપંક્તિ | વારાહી |
| ૩૫. કરતોયા નદીના કાંઠે : | (બાંગ્લાદેશ) બોગરા સ્ટેશનથી ૩૦ કિમી દૂર, ભવાનીપુર પાસે | ડાબુ તલ્પ | અપર્ણા |
| ૩૬. લદાખ | કાશ્મીર કે સિલ્હટ (આસામ) સ્થાનનો નિર્ણય થઈ શક્યો નથી. એક મત એવો છે કે કૃષ્ણા નદીના કાંઠે જલમપુર પર્વત ઉપર | જમણું તલ્પ | શ્રીસુંદરી |
| ૩૭. વિભાષ : | મેદિનીપુર જિલ્લા(પં.બંગાળ)માં પંચકુરા સ્ટેશનથી તામલુક જવાય છે. ત્યાં મંદિર છે. | ડાબું ગુલ્ફ | કપાલિની |
| ૩૮. પ્રભાસક્ષેત્ર : | સંપૂર્ણ સોરઠ પ્રભાસક્ષેત્ર કહેવાય છે. ગિરનાર ઉપર અંબાજી મંદિર છે તે હોવું જોઈએ એવી અટકળ છે. | ઉદર | ચંદ્રભાગા |
| ૩૯. ભૈરવ પર્વત | ઉજ્જયિની ક્ષિપ્રા નદી પાસે | ઉપલો હોઠ | અવંતિ |
| ૪૦. પંચવટી : | નાસિક, ભદ્રકાળીનું મંદિર | ચિબુક | ભ્રામરી |
| ૪૧. ગોદાવરી કાંઠે | સ્થાનનો નિર્ણય થઈ શક્યો નથી. રાજમહેન્દ્રી પાસે હોવાની ધારણા છે. | વામગંડ | વિશ્વેશી |
| ૪૨. રત્નાવલી : | હુગલી જિલ્લો | જમણો ખભો | કુમારી |
| ૪૩. | સ્થાનનો નિર્ણય થઈ શક્યો નથી. મિથિલા પાસે હોવાની ધારણા છે. | ડાબો ખભો | ઉમાદેવી |
| ૪૪. નલહાટી : | બંગાળમાં લુપલાઈન ઉપર સ્ટેશન છે. ત્યાંથી ત્રણ કિમી દૂર એક ટેકરી ઉપર | ઉદરનળી | કાલીદેવી |
| ૪૫. કર્ણાટ : | સ્થાનનો નિર્ણય થઈ શક્યો નથી. | કાન | જયદુર્ગા |
| ૪૬. વક્રેશ્વર : | બીરભૂમ જિલ્લા(પ.બંગાળ)માં દુબરાજપુરથી ૧૦ કિમી દૂર | મન | મહિષમર્દિની |







| | | | |
|---|---|---|---|
| ૪૭. યશોર : | ખુલના જિલ્લા( બાંગ્લાદેશ )માં જેસોર ગામ છે તે | ડાબી હથેળી | યશોરેશ્વરી |
| ૪૮. લાભપુર | બંગાળમાં આહ્મદપુર–કટવા લાઇન ઉપર સ્ટેશન છે. | હાસ્ય | પુલ્લરાદેવી |
| ૪૯ નંદીપુર : | બીરભૂમ જિલ્લા( પ. બંગાળ )માં સેંથિયા સ્ટેશન પાસે | હાર | નંદિનીદેવી |
| ૫૦. લંકા : | સ્થાનનો નિર્ણય થઈ શકયો નથી. | નૂપુર | ઇંદ્રાક્ષી |
| ૫૧. વિરાટગ્રામ : | જયપુરથી ૬૦ કિમી દૂર | જમણા પગની આંગળીઓ | અંબિકાદેવી |

( 'શ્રીશક્તિ–દેવાદિદર્શન' આધારિત )

સતીના દેહના ટુકડા થવાથી વ્યગ્ર બનેલા શિવજી સાધના તરફ વળી એકાગ્રતામાં ડૂબી ગયા. તેમની એકાગ્રતા–સાધનામાં ખલેલ પાડવો કઈ રીતે? સર્વ દેવગણો વિચાર–સાગરમાં ડૂબી ગયા. સૌ જાણતા હતાં કે, ભગવાન શંકરની સમાધિ તોડવી, તેમના તપમાં ભંગ કરવો એ નાનીસૂની વાત નથી. તેમના તપનો ભંગ કરવો, એટલે મૃત્યુને નિમંત્રણ આપવા બરાબર હતું.

પણ……પણ……

દેવોના દુઃખને દૂર કરવા માટે, સભામાંથી કામદેવે અને તેની પત્નિ રતિએ ભગવાન શંકરને સમાધિમાંથી જગાડવા માટે બીડું ઝડપ્યું અને આ કાર્યમાં તેને તેના મિત્ર વસંતની મદદ માગી. વસંતે સંપૂર્ણ સહકાર આપવાની ખાતરી આપી અને જો આ કાર્ય સફળ થાય, ભગવાન શંકર સમાધિમાંથી જાગે, તો હિમાલયની પુત્રી પાર્વતી સાથે તેમનાં લગ્ન કરાવવાં એવો નિર્ણય લઈ સૌ દેવગણ વિખરાયું. કારણકે, પાર્વતી પોતાના અપારરૂપ સૌંદર્યને કારણે ગૌરી પણ કહેવાતાં હતાં અને નિત્યનિયમ પ્રમાણે ભગવાન શંકરની પૂજા કરવા સારુ આવતાં હતાં. તેમની પણ મનોઇચ્છા ભગવાન શંકરને પોતાના પતિ તરીકે સ્વીકારવાની હતી.

અને પછી તો શ્રીકામદેવે અને વસંતે ભગવાન શંકરને સમાધિમાંથી જગાડવાની યોજના વિચારી અને તેના અમલ રૂપે વસંતે તેનું અપાર સૌંદર્ય પ્રસાર્યું. ભગવાન શંકર જ્યાં તપ કરતા હતા તે તપોભૂમિનું વાતાવરણ બદલાવવા લાગ્યું. વસંતના સૌંદર્યના આગમન સાથે જ ઉપવન ખીલી ઉઠ્યું. દક્ષિણાયનનો સૂર્ય એકાએક દિશાંતર થઈ ઉત્તર તરફનો થયો. સુગંધીદાર અનિલ વનરાજીઓને ડોલાવી રહ્યો. સુંદરીના પગના સ્પર્શ પછી જ જેનાં પુષ્પો ખીલે છે એવા અશોકવૃક્ષ ઉપર એકાએક પુષ્પો બેઠાં. આંબાના વૃક્ષ ઉપર આમ્રમંજરીઓ ખીલી ઊઠી અને અંકૂરો ફૂટવા માંડ્યાં. ભમરાઓ આમતેમ ઉડી કામણગીત ગાવા લાગ્યાં. એ જોઈ કોકિલના સમધુર ટહુકા શરૂ થયા જે સાંભળી માનુની સ્રીઓ પણ પ્રિયતમને મળવા તલપાપડ થવા લાગી. પલાશ( ખાખરા )નાં લાલ રંગનાં પુષ્પો જાણે કે, વનસ્થલીલાના શણગાર બની બેઠાં. વન, તૃણ, વૃક્ષ, લતા અને ગુલ્મ વગેરે માદક સુગંધી વેરવા લાગ્યાં. ખરી પડેલાં પાંદડાં જોઈને વનનાં હરણાં મધુરગતિની ચાલે ચાલવા લાગ્યાં. પોતાની પ્રિયાને અનૂસરતા ભ્રમરે પુષ્પરૂપી એક જ પાત્રમાંથી મધુપાન કરવા માંડ્યું. હરણે નીચી આંખ કરીને બાજુમાં



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ⁘ સ્મૃતિ ગ્રંથ



ઊભેલી મૃગલીને શિંગડા વડે ખણવા માંડયું. અને યૌવન-નારીઓના અધર છલકાઈ ઊઠયાં. અને આમ વસંતે તેની માદકતાભરી મોહિનીથી શંકરની તપોભૂમિ ઉપર જાદુ છલકાવી દીધું અને આવી મદમસ્તીભરી મોસમી વાતાવરણને લઈને ... અને ... અને ... શંકરની સમાધિ તૂટી ......

...એ જ સમયે હિમાલયપુત્રી પાર્વતીજી ભગવાન શંકરની પૂજા સારુ તપોભૂમિમાં પ્રવેશી. શંકરની નજર પાર્વતીજી સામે મંડાણી અને એ જ તક સાધી આમ્ર-વૃક્ષની ડાળીમાં સંતાઈ બેઠેલા કામદેવે શંકર ઉપર કામબાણ છોડયું. સમાધિમાંથી ચલિત થયેલા શંકર આખીય પરિસ્થિતિ પામી ગયા. અને કામબાણ છોડનાર કામદેવને પોતાનું ત્રીજું લોચન ખોલી ત્યાંને ત્યાં ભસ્મ કરી દઈ ફરીથી અંતરધ્યાન થઈ ગયા.

ફરીથી અંતરધ્યાન થવાથી પાર્વતીજીને અપમાન-જનક લાગ્યું. અને પૂનઃ ધ્યાનસ્થ થયેલા શંકરને જાગ્રત કરવા તેઓએ નિશ્ચય કર્યો. અને તે માટે ઉગ્ર તપશ્ચર્યા કરવા તેઓ ઘેરથી ચાલી નીકળવાનો સંકલ્પ કર્યો. અને તે વાત તેમની માતા કે જે મેરૂપર્વતની પુત્રી અને હિમાલયની પત્ની થતાં હતાં તે મેનાએ જાણી. ત્યારે તેમને તેમની પુત્રી પાર્વતીને આવી ઉગ્ર તપશ્ચર્યા તરફ નહિ જવા માટે ઘણું સમજાવ્યાં; પણ પાર્વતીજી પોતાના વિચારોમાં મક્કમ રહી તપશ્ચર્યા કરવાં ચાલી નીકળ્યાં. તે સમયે "ઉમા (તપમાં કુસ) અરે જઈશ નહિ." એમ કહીને તપ કરવા જતાં રોકયાં ત્યારથી તે પર્વતપુત્રી ગૌરીનું શુભ નામ ઉમા પડયું. પોતાની માતાનો ઉગ્ર વિરોધ હોવા છતાં, પાર્વતી-ઉમાએ ઉગ્ર તપ-સાધના તરફ આગળ વધવાનો મક્કમ નિરધાર કરી તપ કરવા ચાલી નીકળ્યાં. અને ઉગ્ર તપ-સાધના કરી ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. અને દેવોની યોજના-મુજબ તેમની સાથે લગ્નથી જોડાયાં. તેથી તેમને કાર્તિકેય અને ગણપતિ નામના બે પુત્રરત્ન થયા. કાર્તિકેય સ્વામી ઉંમરલાયક થતાં તેમને દેવોની સેનાની નેતાગીરી સંભાળી અને તારકાસુર સામે લડવા માટે વ્યૂહ વિચારવા લાગ્યા, સરસ્વતીના ઉત્તર કાંઠે દેવોનું રાજ્ય હતું. તેના દક્ષિણ કાંઠે અસૂરોનું રાજ્ય હતું. મૂંડાણ ગામે મૂંડનું રાજ્ય હતું. સાંભાસણા ગામે શુંભનો નિવાસ હતો. મહેસાણામાં મહિષાસૂરનું મથક હતું. બહુચરાજી પાસે રાંતેજ ગામે રક્ત-બીજ વગેરેની રાજધાની હતી. ખંભાત પાસે તારાપુરા એ તારકાસુરનું મથક હતું. દેવોની લશ્કરી છાવણી સરસ્વતીના ઉત્તર કિનારે કાર્તિકેય સ્વામી સેનાપતિ તરીકે આવી બિંદુ સરોવર પર તેમણે પડાવ નાખ્યો. (તેની યાદગીરીમાં ત્યાં મૂર્તિ છે.) ત્યાર બાદ દેવો અને અસૂરો વચ્ચે જંગી મોરચો મંડાણો. સંગ્રામ સનસનાટીભર્યો બની ગયો. પણ આખરે સત્યનો જય થયો. અસૂરી વૃત્તિવાળા અસૂર-રાક્ષસોનો પરાજ્ય થયો અને આસૂરોના સમગ્ર પ્રદેશ ઉપર દેવોએ આધિપત્ય સ્થાપ્યું. સરસ્વતીના દક્ષિણ કિનારેથી તારકાસૂરના મથક સુધીનો સમગ્ર પ્રદેશ કબજે કરવા માટે કાર્તિકેયે દિગ્વિજયયાત્રા આરંભી. અસૂરોના મુખ્ય મથક હેડંબાવનમાંથી અસૂરોનું નામનિશાન મટાવી દીધું. ત્યાં કાલેશ્વર મહાદેવ છે, ત્યાં ભગવાન શંકરનો પડાવ હતો. અને તેની બાજુમાં શ્રી ઉમામ્બાનું મંદિર છે, તે જગ્યાએ શ્રી ઉમાનો પડાવ હતો. અને દેવોની સેનાના સેનાપતિ તરીકે કાર્તિકેય સ્વામીના પડાવના પ્રતીકરૂપે સિદ્ધપુરમાં બિંદુ સરોવરના વાયવ્ય ખૂણે તેમની મૂર્તિ આજ પણ વિદ્યમાન છે. તેમની સવારીના અગ્રભાગે રહેતા શ્રીગણેશજીનો પડાવ ઐઠોર ગામે હતો. તેની યાદગીરીરૂપે ત્યાં હાલ પણ શ્રી ગણપતિનું પ્રસિદ્ધ સ્થાન છે. આ સવારીની આજુબાજુના પ્રદેશોમાં ભગવાન શંકરના ગણોએ જુદેજુદે સ્થળે, જ્યાંજ્યાં પડાવ નાખેલા ત્યાંત્યાં હાલ પણ પ્રસિદ્ધ વીરોનાં સ્થાનો ઉપસ્થિત છે અને આમ આ પૌરાણિક હકીકતના આધારે કહી શકાય કે, પ્રાચીનકાળના ઉમાપુર અને આજના ઊંઝામાં શ્રી ઉમિયામાતાજીના સ્થાનની આદ્યપ્રતિષ્ઠા તારકાસૂરના કાળમાં થયેલી હોવી જોઈએ અને કાળના અવિરત પ્રવાહ સાથેસાથે તે કડવા કોમની કુળદેવી તરીકે પ્રસ્થાપિત પામ્યાં હશે. તે આજદિનપર્યંત તે કોમના હૈયામાં અખૂટભાવે જીવતાં-જાગતાં રહ્યાં છે અને અનંત કાળ સુધી રહેશે.



# યજ્ઞ-મહોત્સવનું વિચાર બીજ

પર્વતમાળામાંથી ફૂટેલું નાનકડું ઝરણું, પર્વતમાળાઓની ઝાડી-ઘાટી અને ચડ-ઊતર પસાર કરતું-કરતું, જેમ-જેમ આગળ વધતું જાય તેમ તે ઝરણું તેનો પટ અને પ્રવાહ વધારતું વધારતું જ્યારે એક વિશાળ મેદાનમાં આવી સરિતાનું રૂપ ધારણ કરે છે, ત્યારે તે સરિતાનો અખંડ પ્રવાહ અનેકોનાં તરસ્યાં હૃદયોને સાંત્વન આપવાનું પવિત્ર કાર્ય પાર પાડતું હોય છે. પણ એ વિશાળ સરિતાના મૂળનો પ્રેરણાસ્રોત તો પર્વતમાળાની ગૂંફામાં અદૃશ્યભાવવાળું પેલું ઝરણું હોય છે.

આખા ઓરડાના અંધકારને દૂર કરનાર, એક ખુણામાં મૂગા અને પ્રકાશ ફેલાવનાર દીપકજ્યોત પણ ઝીણી હોય છે.

એક નાનકડી ફૂલકળીમાં સુગંધનો ભંડાર ભરેલો હોય છે. અને આખા શરીરમાં મહાન કુદરતે બક્ષેલાં ચક્ષુરત્નોમાં રહેલી ઝીણી કીકીઓ વિશ્વનાં દર્શન કરાવવાની કામગીરી બજાવતી હોય છે.

અને એક વિશાળકાય વડલાના મૂળમાં સૌપ્રથમ નાનકડું બીજ ધરતીમાં રોપાણ કરેલું હોય છે અને તે બીજના અંકૂરમાંથી વટવક્ષનું સ્વરૂપ નિર્માણ પામતું હોય છે.

અને આમ, નાનકડી ચીજ-વસ્તુ મહાન નિર્માણની પ્રેરણાદાતાનું પાવન જન્મસ્થળ બનતી હોય છે.

કોઈ પણ શુભ ઘડીએ કરેલા વિચારો અને લીધેલા નિર્ણયો ભાગ્યના પરિવર્તન માટે ફળદાયી બનતા હોય છે. કારણકે શુભ ઘડીએ કરેલા વિચારો અને લીધેલ નિર્ણયો શુભ સંકેતો પ્રસારતા-પ્રસારતા વાયુમંડલ નિર્માણ કરે છે. અને નિર્માણ થયેલું વાયુમંડલ વિચાર અને નિર્ણયનો પિંડ બાંધી તેને ફળસ્વરૂપ કરવાનું પોષણક્ષમ કરવાની ઉત્તમ સ્થિતિનું ભાગ્ય ઘડે છે. પછી તે વ્યક્તિ હોય કે સંસ્થા. આમ તેના ફળસ્વરૂપના નિર્માણમાં–જીવનપરિવર્તનમાં કોઈ યોગ્ય સમયનું કાળ-બળ કામ કરતું હોય છે. જો તેવું ન હોત તો, ઘનઘોર રાત્રિના અંધકારમાં ભગવાન શંકરના લિંગ ઉપર કૂદાકૂદ કરતાં ઉંદરડાંને જોઈને મૂળશંકરના મનમાં ઊઠેલા ભાવો તેમના જીવનને પરિવર્તન કરી મહાન તપસ્વી, ધર્મક્રાંતિકારી અને આર્યપ્રણેતા એવા આર્યપુરુષ મહર્ષિ દયાનંદ સરસ્વતી તરીકે ઉપસાવ્યા, તેમાં પણ કાંઈ શુભ કાળ-બળે જ કામ કર્યું હશે ને?

અને રસ્તે જતા વટેમાર્ગુઓને લૂંટીલૂંટીને પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા પેલા રત્ના લૂંટારાને મહાન આર્યઋષિ વાલ્મિકીમાં ફેરવનાર પણ એકાદ શુભપળ હશે ને?

અરે! પોતાની પત્ની રત્નાવલીમાં સદાય મસ્ત રહેનારને, રત્નાવલીના એક વિચાર-મેંણાએ જ ભગવાન રામના ભક્ત તુલસીદાસનું નિર્માણ કર્યું હશે ને?

અને વહેલી પરોઢના પોતાની ભેંસને ગામના તળાવે પાણી પાવા જતા પેલા બેચરભાઈ પટેલની નજર સામે આવતા જૈન સાધુ ઉપર પડી અને તે સાધુ મહાત્માને ભેંસ મારે નહિ તે માટે, ભેંસને બીજી દિશા તરફ વાળવા માટે ધોકો મારનાર બેચરભાઈને, બિચારા જાનવરને નહિ મારવાનો દયાભાવે ઉપદેશ આપનાર જૈન સાધુની વિનંતી ખુદ બેચરભાઈને જ બીજી દિશા









તરફ વાળી મહાન આચાર્યશ્રી બુદ્ધિસાગરમાં પરિવર્તન કરનાર પણ કોઈ શુભ ઘડીએ જ કામ કર્યું હશે ને?

અરે! પેલા પંચાવન વર્ષની ઉંમરે સંસારનો મોહ છોડી ત્યાગ કરી; સાધુ બનવા નીકળેલા પેલા ડોસા છગનને સાધુ ન બનતાં સમાજની સેવા કરવાની અને સમાજનાં બાળકોને કેળવણી આપવાની વિચાર-દિક્ષા આપનાર કોઈ સંત મહાત્માના આદેશને પોતાના શિરે ચઢાવી, અંધકારભર્યા યુગમાં કેળવણી-જ્યોત પ્રગટાવવાની મંઝિલ ઉપર પ્રયાણ કોઈ શુભ ચોઘડિયે જ આદર્યું હશે ને?

અને આમ, વ્યક્તિ હોય કે સંસ્થા તેના વિચાર-વિકાસમાં કાળ-બળ કામ કરતું હોય છે. અને તે કાળ-બળ યોગ્ય, શુભ સમયે પ્રગટ થાય, ત્યારે તેને ઝીલી માવજત આપવામાં આવે, પવિત્ર ભાવનાથી વિકસાવવામાં આવે તેનાં તો શુભ ફળદાયી પરિણામો આવ્યા વગર રહેતાં નથી.

અને ઉમિયામાતાજીના ૧૮ મી શતાબ્દી મહોત્સવ કરવાનું નાનકડું એવું 'વિચાર-બીજ' કોઈ શુભ પળે કે શુભ ઘડીએ કોઈના પવિત્ર હૃદયભૂમિ-મનમાં સૌપ્રથમ જન્મ્યું હશે. એ વિચાર-બીજનો દાણો પ્રગટ થયા પછી તેને કુનેહભરી માવજતથી યોગ્ય ભૂમિકામાં વણી તેને ધીરેધીરે ઉછેરતાંઉછેરતાં તે યજ્ઞ કરવાના વિચાર-બીજ-માંથી ૧૮ મી શતાબ્દીના મહા મહોત્સવનું વટ-વૃક્ષ પ્રગટ્યું, ખીલ્યું અને વિશાળ પાયા ઉપર વિકસ્યું અને એ વિકસેલા વટ-વૃક્ષમાંથી નિર્માણ પામેલા અમૃતફળ સમગ્ર કડવા પાટીદાર કોમની આજની પેઢી ચાખે છે અને ભવિષ્યની ભાવિ પેઢી પણ અનંત વર્ષો સુધી તેનો આસ્વાદ લીધા કરશે.

આવો, આપણે જોઈએ; એક નાનકડા વિચાર-બીજમાંથી પ્રગટેલા મહોત્સવના કલ્પવૃક્ષની મહાન નિર્માણ કથા:

ઉમિયામાતાજીના કેટલાક ભક્તોએ ભજનકિર્તન સારુ 'ઉમામાઈ મંડળ' નામનું છેલ્લાં વીસ વર્ષથી મંડળ સ્થાપેલું છે. આ મંડળમાં જોડાયેલાં ભાઈ-બહેન રોજ રાત્રે માતાના મંદિરે આવી ભજનકિર્તન અને ઉમિયા માતાની ધૂન મચાવે. નવરાત્રિ મહોત્સવ કરે. અને રાસ-ગરબાની રમઝટ ફેલાવે. આ નવરાત્રિ મહોત્સવ જોવા ઊંઝાના આજુબાજુનાં ગામડાંઓવાળા નવરાત્રિમાં ખાસ આવે. માતાનો વાર્ષિક દિન હોય, વસંતપંચમીનો મેળો હોય કે ઇતર કોઈ તહેવાર-પ્રસંગ હોય ત્યારે આવનાર યાત્રાળુઓની બધી જ વ્યવસ્થા આ માઈ મંડળનાં ભાઈ-બહેનો કરતાં અને આમ માઈ મંડળનાં ભાઈ-બહેનો પોતાનો ભક્તિભાવ વ્યક્ત કરતાં રહેતાં હતાં.

રોજ રાત્રે ભજનકિર્તન થાય, ધૂન થાય અને તે પછી થોડા અપૌચારિક દુનિયાદારીની થોડીઘણી ચર્ચા-વિચારણા કરી આ માઈ મંડળનાં ભાઈ-બહેનો વિખરાય અને આમ કરતાંકરતાં દાયકા-બે દાયકાનાં વહાણાં વહી ગયા.

અને એક દિવસ, કોઈ શુભ ઘડીએ, કોઈ શુભ ચોઘડિયે, રાત્રિના ભજનકિર્તનના અંતે કેટલાક ભાઈ-ઓનાં મનમાં એકાદ નાનો-મોટો માતાજીનો યજ્ઞ કરવાની ઈચ્છા જન્મી અને એ મનમાં જન્મેલી ઇચ્છા વિચાર દ્વારા બીજા સાથીભક્તો સામે પ્રગટ કરી અને એ પ્રગટ થયેલી ઇચ્છા-ભાવના ધીરેધીરે એકબીજાનાં હૃદયોમાં ઘર કરવા માંડી અને યજ્ઞ કરવાની ભાવનાનું વાતાવરણ ઉપસવા લાગ્યું, વાતાવરણ ઘડાવા લાગ્યું અને એક દિવસ સૌ સાથીભક્તો સાથે મળી મંદિરના પૂજારી શાસ્ત્રી ભવાનીશંકર ગંગારામ મહેતા સમક્ષ યજ્ઞ કરવાની રજૂઆત કરી. શ્રી પૂજારીએ પણ તે વાતને પૃષ્ટિ આપતાં કહ્યું કે, "આપણે ઘણાં વર્ષોથી માતાજીની મૂર્તિનો-જે મૂર્તિને 'પૂજીએ છીએ તેની પ્રાણ-પ્રતિષ્ઠા થયેલી નહિ હોવાથી તેનું સત્વ-તેજ ક્ષીણ થયેલું છે, માટે ૨૦-૨૫ વર્ષે એકાદ નાનો-મોટો યજ્ઞ કરી દેવ-મૂર્તિમાં નવી ચેતના, નવું તેજનિર્માણ કરવાની ખાસ આવશ્યકતા છે અને જો તે આપણે તે નહિ કરીએ તો વખત જતાં મૂર્તિ ચેતનહીન, તેજહીન બનશે માટે



# યજ્ઞ-મહોત્સવનું વિચાર બીજ

પર્વતમાળામાંથી ફૂટેલું નાનકડું ઝરણું, પર્વતમાળાઓની ઝાડી-ઘાટી અને ચડ-ઊતર પસાર કરતું-કરતું, જેમ-જેમ આગળ વધતું જાય તેમ તે ઝરણું તેનો પટ અને પ્રવાહ વધારતું વધારતું જ્યારે એક વિશાળ મેદાનમાં આવી સરિતાનું રૂપ ધારણ કરે છે, ત્યારે તે સરિતાનો અખંડ પ્રવાહ અનેકોનાં તરસ્યાં હૃદયોને સાંત્વન આપવાનું પવિત્ર કાર્ય પાર પાડતું હોય છે. પણ એ વિશાળ સરિતાના મૂળનો પ્રેરણાસ્રોત તો પર્વતમાળાની ગૂંફામાં અદૃશ્યભાવવાળું પેલું ઝરણું હોય છે.

આખા ઓરડાના અંધકારને દૂર કરનાર, એક ખૂણામાં મૂગા મને પ્રકાશ ફેલાવનાર દીપકજ્યોત પણ ઝીણી હોય છે.

એક નાનકડી ફૂલકળીમાં સુગંધનો ભંડાર ભરેલો હોય છે. અને આખા શરીરમાં મહાન કુદરતે બક્ષેલાં ચક્ષુરત્નોમાં રહેલી ઝીણી કીકીઓ વિશ્વનાં દર્શન કરાવવાની કામગીરી બજાવતી હોય છે.

અને એક વિશાળકાય વડલાના મૂળમાં સૌપ્રથમ નાનકડું બીજ ધરતીમાં રોપાણ કરેલું હોય છે અને તે બીજના અંકૂરમાંથી વટવૃક્ષનું સ્વરૂપ નિર્માણ પામતું હોય છે.

અને આમ, નાનકડી ચીજ-વસ્તુ મહાન નિર્માણની પ્રેરણાદાતાનું પાવન જન્મસ્થળ બનતી હોય છે.

કોઈ પણ શુભ ઘડીએ કરેલા વિચારો અને લીધેલા નિર્ણયો ભાગ્યના પરિવર્તન માટે ફળદાયી બનતા હોય છે. કારણકે શુભ ઘડીએ કરેલા વિચારો અને લીધેલ નિર્ણયો શુભ સંકેતો પ્રસારતા-પ્રસારતા વાયુમંડલ નિર્માણ કરે છે. અને નિર્માણ થયેલું વાયુમંડલ વિચાર અને નિર્ણયનો પિંડ બાંધી તેને ફળસ્વરૂપ કરવાનું પોષણક્ષમ કરવાની ઉત્તમ સ્થિતિનું ભાગ્ય ઘડે છે. પછી તે વ્યક્તિ હોય કે સંસ્થા. આમ તેના ફળસ્વરૂપના નિર્માણમાં–જીવનપરિવર્તનમાં કોઈ યોગ્ય સમયનું કાળ-બળ કામ કરતું હોય છે. જો તેવું ન હોત તો, ઘનઘોર રાત્રિના અંધકારમાં ભગવાન શંકરના લિંગ ઉપર કૂદાકૂદ કરતાં ઉંદરડાંને જોઈને મૂળશંકરના મનમાં ઊઠેલા ભાવો તેમના જીવનને પરિવર્તન કરી મહાન તપસ્વી, ધર્મક્રાંતિકારી અને આર્યપ્રણેતા એવા આર્યપુરુષ મહર્ષિ દયાનંદ સરસ્વતી તરીકે ઉપસાવ્યા, તેમાં પણ કાંઈ શુભ કાળ-બળે જ કામ કર્યું હશે ને?

અને રસ્તે જતા વટેમાર્ગુઓને લૂંટીલૂંટીને પોતાના પરિવારનું ગુજરાન ચલાવતા પેલા રત્ના લૂંટારાને મહાન આર્યઋષિ વાલ્મિકીમાં ફેરવનાર પણ એકાદ શુભપળ હશે ને?

અરે! પોતાની પત્ની રત્નાવલીમાં સદાય મસ્ત રહેનારને, રત્નાવલીના એક વિચાર-મેંણાએ જ ભગવાન રામના ભક્ત તુલસીદાસનું નિર્માણ કર્યું હશે ને?

અને વહેલી પરોઢના પોતાની ભેંસને ગામના તળાવે પાણી પાવા જતા પેલા બેચરભાઈ પટેલની નજર સામે આવતા જન સાધુ ઉપર પડી અને તે સાધુ મહાત્માને ભેંસ મારે નહિ તે માટે, ભેંસને બીજી દિશા તરફ વાળવા માટે ધોકો મારનાર બેચરભાઈને, બિચારા જાનવરને નહિ મારવાનો દયાભાવે ઉપદેશ આપનાર જૈન સાધુની વિનંતી ખુદ બેચરભાઈને જ બીજી દિશા









તરફ વાળી મહાન આચાર્યશ્રી બુદ્ધિસાગરમાં પરિવર્તન કરનાર પણ કોઈ શુભ ઘડીએ જ કામ કર્યું હશે ને?

અરે! પેલા પંચાવન વર્ષની ઉંમરે સંસારનો મોહ છોડી ત્યાગ કરી; સાધુ બનવા નીકળેલા પેલા ડોસા છગનને સાધુ ન બનતાં સમાજની સેવા કરવાની અને સમાજનાં બાળકોને કેળવણી આપવાની વિચાર–દિક્ષા આપનાર કોઈ સંત મહાત્માના આદેશને પોતાના શિરે ચઢાવી, અંધકારભર્યા યુગમાં કેળવણી-જ્યોત પ્રગટાવવાની મંઝિલ ઉપર પ્રયાણ કોઈ શુભ ચોઘડિયે જ આદર્યું હશે ને?

અને આમ, વ્યકિત હોય કે સંસ્થા તેના વિચાર-વિકાસમાં કાળ-બળ કામ કરતું હોય છે. અને તે કાળ-બળ યોગ્ય, શુભ સમયે પ્રગટ થાય, ત્યારે તેને ઝીલી માવજત આપવામાં આવે, પવિત્ર ભાવનાથી વિકસાવવામાં આવે તેનાં તો શુભ ફળદાયી પરિણામો આવ્યા વગર રહેતાં નથી.

અને ઉમિયામાતાજીના ૧૮ મી શતાબ્દી મહોત્સવ કરવાનું નાનકડું એવું 'વિચાર-બીજ' કોઈ શુભ પળે કે શુભ ઘડીએ કોઈના પવિત્ર હૃદયભૂમિ–મનમાં સૌપ્રથમ જન્મ્યું હશે. એ વિચાર–બીજનો દાણો પ્રગટ થયા પછી તેને કુનેહભરી માવજતથી યોગ્ય ભૂમિકામાં વણી તેને ધીરેધીરે ઉછેરતાંઉછેરતાં તે યજ્ઞ કરવાના વિચાર–બીજ-માંથી ૧૮ મી શતાબ્દીના મહા મહોત્સવનું વટ-વૃક્ષ પ્રગટ્યું, ખીલ્યું અને વિશાળ પાયા ઉપર વિકસ્યું અને એ વિકસેલા વટ-વૃક્ષમાંથી નિર્માણ પામેલા અમૃતફળ સમગ્ર કડવા પાટીદાર કોમની આજની પેઢી ચાખે છે અને ભવિષ્યની ભાવિ પેઢી પણ અનંત વર્ષો સુધી તેનો આસ્વાદ લીધા કરશે.

આવો, આપણે જોઈએ; એક નાનકડા વિચાર–બીજમાંથી પ્રગટેલા મહોત્સવના કલ્પવૃક્ષની મહાન નિર્માણ કથા :

ઉમિયામાતાજીના કેટલાક ભકતોએ ભજનકિર્તન સારુ 'ઉમામાઈ મંડળ' નામનું છેલ્લાં વીસ વર્ષથી મંડળ સ્થાપેલું છે. આ મંડળમાં જોડાયેલાં ભાઈ-બહેન રોજ રાત્રે માતાના મંદિરે આવી ભજનકિર્તન અને ઉમિયા માતાની ધૂન મચાવે. નવરાત્રિ મહોત્સવ કરે. અને રાસ-ગરબાની રમઝટ ફેલાવે. આ નવરાત્રિ મહોત્સવ જોવા ઊંઝાના આજુબાજુનાં ગામડાંઓવાળા નવરાત્રિમાં ખાસ આવે. માતાનો વાર્ષિક દિન હોય, વસંતપંચમીનો મેળો હોય કે ઇતર કોઈ તહેવાર-પ્રસંગ હોય ત્યારે આવનાર યાત્રાળુઓની બધી જ વ્યવસ્થા આ માઈ મંડળનાં ભાઈ-બહેનો કરતાં અને આમ માઈ મંડળનાં ભાઈ-બહેનો પોતાનો ભક્તિભાવ વ્યકત કરતાં રહેતાં હતાં.

રોજ રાત્રે ભજનકિર્તન થાય, ધૂન થાય અને તે પછી થોડા અપૌચારિક દુનિયાદારીની થોડીઘણી ચર્ચા–વિચારણા કરી આ માઈ મંડળનાં ભાઈ-બહેનો વિખરાય અને આમ કરતાંકરતાં દાયકા–બે દાયકાનાં વહાણાં વહી ગયા.

અને એક દિવસ, કોઈ શુભ ઘડીએ, કોઈ શુભ ચોઘડિયે, રાત્રિના ભજનકિર્તનના અંતે કેટલાક ભાઈ-ઓનાં મનમાં એકાદ નાનો–મોટો માતાજીનો યજ્ઞ કરવાની ઈચ્છા જન્મી અને એ મનમાં જન્મેલી ઇચ્છા વિચાર દ્વારા બીજા સાથીભકતો સામે પ્રગટ કરી અને એ પ્રગટ થયેલી ઇચ્છા–ભાવના ધીરેધીરે એકબીજાનાં હૃદયોમાં ઘર કરવા માંડી અને યજ્ઞ કરવાની ભાવનાનું વાતાવરણ ઉપસવા લાગ્યું, વાતાવરણ ઘડાવા લાગ્યું અને એક દિવસ સૌ સાથીભકતો સાથે મળી મંદિરના પૂજારી શાસ્ત્રી ભવાનીશંકર ગંગારામ મહેતા સમક્ષ યજ્ઞ કરવાની રજૂઆત કરી. શ્રી પૂજારીએ પણ તે વાતને પૃષ્ટિ આપતાં કહ્યું કે, "આપણે ઘણાં વર્ષોથી માતાજીની મૂર્તિનો–જે મૂર્તિને 'પૂજીએ છીએ તેની પ્રાણ-પ્રતિષ્ઠા થયેલી નહિ હોવાથી તેનું સત્વ-તેજ ક્ષીણ થયેલું છે; માટે ૨૦–૨૫ વર્ષે એકાદ નાનો-મોટો યજ્ઞ કરી દેવ-મૂર્તિમાં નવી ચેતના, નવું તેજનિર્માણ કરવાની ખાસ આવશ્યકતા છે અને જો તે આપણે તે નહિ કરીએ તો વખત જતાં મૂર્તિ ચેતનહીન, તેજહીન બનશે માટે









સ્નપન વિધિ કરી પુનઃ પ્રાણ-પ્રતિષ્ઠા કરવી ખૂબ અનિવાર્ય છે."

પૂજારીનાં આવાં ઉત્તેજક વચનોથી ઉમિયામાઈ મંડળના ભક્તમંડળના કાર્યકરોમાં નવો ઉત્સાહ-નવે પ્રાણ પાંગર્યો. અને યજ્ઞ કરવાના મનમાં જન્મેલા વિચાર બીજને પૃષ્ટિ મળી. તેમની ભાવના વધુ દૃઢ બની અને તેથી યજ્ઞ કરાવવાના સંકલ્પ માટે વધુ લોકોનો સાથ-સહકાર મેળવવા સારુ, ઉમિયામાતાજી સંસ્થાનની કારોબારી સભા વિ. સંવત ૨૦૩૨ના ચૈત્ર વદ-૫ને વાર રવિ તા. ૧૮-૪-૧૯૭૬ના બપોરના ત્રણ વાગે સંસ્થાના ઉપપ્રમુખ પટેલ ગોબરભાઈ શંભુદાસના પ્રમુખસ્થાને મળી અને નીચેની દરખાસ્ત ઉપર ચર્ચા-વિચારણા કરી.

'માતાજીની પ્રતિષ્ઠા કરે ઘણાં વર્ષો થઈ ગયાં છતાં તેનો શતાબ્દી-મહોત્સવ ઉજવાયેલ નથી. તે ઉજવવા માટે વિચારણા કરવા બાબત.'

ઉપરની દરખાસ્ત ઉપર ચર્ચા-વિચારણાના અંતે નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો :

**ઠરાવ નં. ૧૦**

માતાજીનો શતાબ્દી મહોત્સવ ઉજવવા માટે ચર્ચા-વિચારણા કરી નક્કી કરવામાં આવે છે કે, સંવત ૨૦૩૩ના વૈશાખ માસ સુધીમાં અનુકૂળ સમયે ઉત્સવ ઉજવવાનું સર્વાનુમતે નક્કી કરવામાં આવે છે.

આવો ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યો. અને થયેલા ઠરાવને અમલી બનાવવા માટે અને યજ્ઞ કરવાની વાત આગળ વધારવા માટે લોકો એકબીજાની આગળ આ 'વિચાર-બીજ' રજૂ કરવા લાગ્યા. અને પછી તે ધીરેધીરે યજ્ઞ કરવાની વાતની કાર્યવાહી આગળ વધવા લાગી. ઉમિયામાઈ મંડળના બદલે શ્રી ઉમિયામાતાજી સંસ્થાને યજ્ઞ કરવાની જવાબદારી માથે લેતાં લોકોનો ઉત્સાહ પણ વધવા લાગ્યો. અને તેથી તે વાતને ફળસ્વરૂપ બનાવવા માટે બીજી મિટિંગ સંવત ૨૦૩૨ના આસો સુદ ૭ને વાર રવિ તા. ૪-૭-૧૯૭૬ના સવારના નવ વાગે સિદ્ધપુરના ઈસબગુલના વેપારી શ્રીયુત્ કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલના અધ્યક્ષપદે યજ્ઞ-મહોત્સવ માટેની વધુ વિચારણા કરવા સભા મળી. તે પહેલાં મહોત્સવ કરવા અંગેનાં શુભ મહુર્તનો અડસટો માતાજીના પૂજારીશ્રી અને નડિયાદના વિદ્વાન પૂ. સુખદેવજી અગ્નિહોત્રએ મળીને નક્કી કરેલું તે મુજબ નીચે પ્રમાણેનો ઠરાવ કરવામાં આવ્યો. અને આ રીતે માતાજીના મહોત્સવ કરવાના વિચાર ઉપર મહોર મારવાના રૂપે નીચેનો ઠરાવ કરવામાં આવ્યો :

**ઠરાવ નં. ૧**

શ્રી માતાજીનો મહોત્સવ ઉજવવા માટે માગસર સુદ ૨ ને મંગળ તા. ૨૩-૧૧-૭૬ થી તા. ૨૯-૧૧-૭૬ નો સમય નક્કી કરવામાં આવે છે. આ પ્રસંગ માટે ઊંઝા ગામનો પૂરો સહકાર મેળવી આગળની કાર્યવાહી કરવાનું નક્કી કરવામાં આવે છે.

ઠરાવ સર્વાનુમતે પસાર.

*

અને આ રીતે યજ્ઞ કરવાના નાનકડા વિચાર-બીજમાંથી અંકૂર ફૂટી તેની ધીરેધીરે વેલ પાંગરવા માંડી. પાંગરેલી વેલમાંથી ડાળીઓની કળીઓ ખીલવા લાગી, પણ મહોત્સવના વૃક્ષના જતન માટે તથા ખર્ચનો વિચાર કાર્યકરોને મનમાં સતાવતો હતો. મહોત્સવ કરવા અંગે જે ચર્ચા-વિચારણાઓ થઈ તેને પહોંચી વળવા માટેની પ્રાથમિક ખર્ચની ચર્ચા-વિચારણા કાર્યકરો અંદરોઅંદર કરતા હતા. તે ખર્ચની ચર્ચાનો સૂર તે સમયે સભાના પ્રમુખસ્થાને બિરાજેલા શ્રી કેશવલાલભાઈના કાન સુધી પહોંચ્યો, ત્યારે તેમણે સભામાં ઉપસ્થિત લોકોને હૈયા-ધારણ આપતાં કહ્યું કે, "મહોત્સવના ખર્ચની ચિંતા તમો કરશો નહિ. તેને આપણે પહોંચી વળીશું." આવા ઉત્સાહપ્રેરિત શબ્દોથી કાર્યકરોમાં નવો ઉત્સાહ અને નવા ઉમંગનો પ્રાણ પાંગર્યો. અને પછી તો આ મહોત્સવ ઊંઝા પૂરતો મર્યાદિત ન રહેતાં સમગ્ર ગુજરાત અને ગુજરાત બહારના સિમાડાઓ સુધી ધીરેધીરે પ્રસરવા લાગ્યો. તે સમયે આ મહોત્વને '૧૮ મી શતાબ્દી





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ※ સ્મૃતિ ગ્રંથ



મહોત્સવ' એવું નામાભિધાન આપી આગળની કાર્યવાહી ગોઠવવાની વેતરણમાં કાર્યકરો ખૂંપવા લાગ્યા.

૧૮ મી શતાબ્દી મહોત્સવ નામાભિધાન એટલા માટે કરવામાં આવ્યું કે, વિ. સં. ૨૧૨માં શ્રીવૃજલાલજીએ આજનું ઊંઝા અને તે સમયનું ઉમાપુર વસાવી મહાદેવી ઉમાની સ્થાપના કરેલી એ ઐતિહાસિક હકીકત ધ્યાનમાં લઈને મહોત્સવનું નામ નકકી કરવામાં આવ્યું. અને તે પરંપરા અનુસાર યોગ્ય અને સાર્થક હતું.

અને પછી તો મહોત્સવના વાતાવરણે લોકોનાં હૃદયોમાં મમતાની માયા ઊભી કરવા માંડી. મહોત્સવ વિશાળ પાયા ઉપર, કડવા પાટીદારના જન-જન હૃદયને ઢંઢોળી તેના જીવનને નવજાગ્રતિ બક્ષે તે રીતે ઊજવવાનો સંકલ્પ સૌ કોઈએ કરવા માંડ્યો અને પછી તો એક પછી એક સભાઓ અને બેઠકો મળવા લાગી. અને સંવત ૨૦૩૨ના શ્રાવણ વદ ૧૦ને વાર શુક્ર તા. ૨૦-૮-૧૯૭૬ની રાત્રે ૮-૩૦ કલાકે સંસ્થાની કારોબારીની સભા મળી અને તેમાં નીચેનો ઠરાવ કરવામાં આવ્યો :

**ઠરાવ નં. ૧**

શ્રી માતાજીના મહોત્સવ માટે એવું નક્કી કરે છે કે, તા. ૨૪-૮-૭૬ ને મંગળવારે બપોરના ૩ કલાકે 'ઊંઝા માર્કેટયાર્ડ'માં જાહેરસભા રાખવી અને તે માટે સોમવારે ગામવાસીઓને સભા માટે જાણ કરવી અને સભામાં સર્વ ભાઈઓના પૂરા સહકાર માટે ચર્ચા-વિચારણા કરવી. અને ત્યાર બાદ કાર્યવાહીને આખરી ઓપ આપવો. જેથી નક્કી કરેલા સમયમાં યોગ્ય કાર્યવાહીની પૂરેપૂરી ગોઠવણ થઈ શકે તેવું ઠરાવવામાં આવે છે.

અને પછી તો માર્કેટયાર્ડ માટેની સભા બોલાવવા સારુ આખા ઊંઝા ગામમાં ઢંઢેરો પીટવામાં આવ્યો અને તે ગામસભાએ પૂરેપૂરો સહકાર આપવાની અને તન, મન અને ધનથી સંપૂર્ણ મદદ કરવાની ખાતરી ઉચ્ચારી અને આમ મહોત્સવના કાર્યની ભરાત દિવસેદિવસે વધુ ને વધુ ઊભરાવા લાગી અને મહોત્સવના કાર્યને આગળ વધારવા માટે સં. ૨૦૩૨ ના ભાદરવા સુદ ૧૨ ને વાર રવિ તા. ૫-૯-૧૯૭૬ના રોજ ફરીથી કારોબારી મળી અને તેમાં નીચેના ઠરાવો કરવામાં આવ્યા. અને આમ વિચાર-બીજને ફૂટેલા અંકૂર-વેલ ધીરેધીરે ઠરાવો-નિર્ણયોનાં વારિ સીંચી ઉછેરવાના કાર્યમાં સૌ કોઈ વ્યસ્ત બની રહ્યા :

**ઠરાવ નં. ૩ (૧)**

વ્યવસ્થાપક કમિટીના તા. ૧૮-૪-૭૬ના ઠરાવ નં. ૧૦ મુજબ શ્રી ઉમિયામાતાજીની ૧૮ મી શતાબ્દી મહોત્સવ (પટોત્સવ) સં. ૨૦૩૩ના વૈશાખ માસ સુધી અનુકૂળ સમયે ઊજવવાનું સૂચન થયેલું. જેની શ્રી ઉમિયામાતાજીની જનરલ સભાના તા. ૧૩-૫-'૭૬ના રોજ થયેલ ઠરાવ નં. ૪ થી બહાલી આપવામાં આવે છે. અને તે મુજબ વ્યવસ્થાપક કમિટીના તા. ૪-૭-૭૬ના ઠરાવ નં. ૧ મુજબ ઊંઝા ગામનો સહકાર મેળવી આગળની કાર્યવાહી કરવાનું ઠરાવેલું તે મુજબ વ્યવસ્થાપક કમિટીએ તા. ૩૦-૮-૭૬ ની રાત્રે ૮-૩૦ કલાકે ઊંઝા ગામના આગેવાન નાગરિકોની એક મીટિંગ બોલાવેલી અને તેના અનુસંધાનમાં ચર્ચા-વિચારણાના અંતે નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે કરવામાં આવે છે :

**પેટા ઠરાવ નં. ૩ (૨)**

સંવત ૨૦૩૩ના માગસર સુદ ૪ થી માગસર સુદ ૮ સુધી શ્રી માતાજીનો ૧૮મીશતાબ્દી મહોત્સવ ઊજવવાનું નકકી કરવામાં આવે છે.

**પેટા ઠરાવ નં. ૩ (૩)**

આ અઢારમી શતાબ્દી મહોત્સવની માતાજીની સંસ્થાન વ્યવસ્થાપક કમિટીના સભ્યો ઉપરાંત નીચે જણાવ્યા પ્રમાણે ૧૦૫ સભ્યોની ૧૮મી શતાબ્દી મહોત્સવ ઉજવણી કમિટી નીમવામાં આવે છે અને તે કમિટી નીચે મુજબની કાર્યવાહી કરશે.

અ : આ પ્રસંગ માટે ફંડફાળો એકઠો કરશે.
બ : ફંડફાળાનો હિસાબ રાખશે.









ક : જુદીજુદી કમિટીઓ અને પેટા–કમિટીઓ નીમશે અને આવી કમિટીઓ પાસેથી હિસાબ મેળવશે.

ડ : ઉત્સવ નિમિત્તે થતો કુલ ખર્ચ જતાં જે ચોખ્ખો વધારો રહે તેના હિસાબો ઑડિટ કરાવીને શ્રી માતાજી ટ્રસ્ટની વ્યવસ્થાપક કમિટીને સોંપવાનો રહેશે.

**પેટા ઠરાવ નં. ૩ (૪)**

ઉત્સવ નિમિત્તે ખર્ચ બાદ જતાં જે ચોખ્ખો વધારો રહેશે તે શ્રી ઉમિયામાતાજી ટ્રસ્ટના ચોપડે શ્રી ઉમિયા-માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ વિકાસ ફંડ ખાતે જમા કરવામાં આવશે.

**પેટા ઠરાવ નં. ૩ (૫)**

ઉપર નં ૪માં જણાવેલા ફંડનો જે વધારો રહે તે આ અંગે નિમાયેલ ઉત્સવ કમિટીના સભ્યો તથા શ્રી માતાજીના કારોબારી સભ્યો મળી આશરે ૧૭૦ સભ્યો સમૂહમાં જે નક્કી કરે તે મુજબ શ્રી માતાજીના વિકાસના કામમાં આ ફંડનો વધારો વાપરવાનો રહેશે.

**પેટા ઠરાવ નં. ૩ (૬)**

આ પ્રસંગ નિમિત્તેના ખર્ચને પહોંચી વળવા સારુ જરૂર જણાય તો બંધારણને આધિન રહી કામચલાઉ વગર વ્યાજે લોન લેવી.

**પેટા ઠરાવ નં. ૩ (૭)**

આ ઉત્સવ નિમિત્તે ખર્ચમાં જે કંઈ નુકસાન રહે તે શ્રી માતાજીના ખર્ચ ખાતે માંડી વાળવામાં આવશે.

**પેટા ઠરાવ નં. ૩ (૮)**

આ ફંડનિમિત્તે એકઠી થતી રકમના વહીવટ માટે શ્રી કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયામાતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ કમિટીના નામથી બેંકમાં ખાતું ખોલાવી નાણાકમિટિના પાંચ સભ્યોને લેવડ–દેવડ કરવા માટે અધિકાર આપવાનો રહેશે.

**પેટા ઠરાવ નં. ૩ (૯)**

હવે પછી ઉત્સવ કમિટી જે કંઈ કાર્યવાહી કરે તેનાં ઠરાવ બુક તથા ચોપડાઓનો વહીવટ વગેરે અલગ રાખવો તથા ઉત્સવનું કાર્ય પૂરું થયા બાદ હિસાબ વગેરે ઑડિટ કરાવી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન કમિટીને સુપરત કરશે.

મહોત્સવ કરવા અંગેના નિર્ણયના અમલરૂપે ઉપરના ઐતિહાસિક ઠરાવો કરીને સૌ કાર્યકરો પોત-પોતાની રીતે મહોત્સવના કાર્યની પૂર્વ તૈયારીઓમાં પરોવા લાગ્યા અને પછી તો, મહોત્સવના કાર્યની આધારશીલાઓ જેવી જુદીજુદી સમિતિઓની રચનાઓ થઈ અને વણાયેલી સમિતિઓ પોતપોતાની આગવી સૂઝ અને ડહાપણભરી રીતે પોતાના કાર્યમાં આગળ વધવા લાગી અને પોતાના કાર્યક્ષેત્રમાં આવતાં કાર્યોના જુદાજુદા ખર્ચના અંદાજો અંકાવા લાગ્યા, વસ્તુઓનાં લિસ્ટ થવા લાગ્યાં. કઈ ચીજ ક્યાંથી મળશે, ક્યાંથી રાહતના ભાવે મળશે તેવી ગોઠવણો થવા લાગી.

મહોત્સવ સમિતિ જુદીજુદી સમિતિઓ પાસેથી વિવિધ ખર્ચાઓના અંદાજો માંગવા લાગી.

સ્વાગત સમિતિ આવનાર યાત્રિકોના સ્વાગત માટેની વ્યવસ્થા ગોઠવવામાં પડી.

નાણાસમિતિ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના ગામડેગામડે ફરી મહોત્સવના ખર્ચને પહોંચી વળવા માટે ફંડ માટેની ટહેલ લઈ ઘૂમવા લાગી.

પ્રચાર અને પ્રકાશન સમિતિ મહોત્સવનો સંદેશો ભારતભરમાં વસતા તમામ કડવા પાટીદારોને પહોંચે તેવાં પ્રચારનાં સાધનોની ટૅકનિક કામે લગાડવામાં ગરકાવ રહેવા લાગી. અને માતાજીની આકૃતિઓ નવા સ્વરૂપે લોકોને દર્શન આપે તેવી યોજના વિચારવા લાગી.



યજ્ઞ સેવા સમિતિ યજ્ઞમાં કઈકઈ વસ્તુઓની જરૂર પડશે અને તે વસ્તુઓ ક્યાંથી સારી અને સસ્તી મળશે તેની યાદી માટે વિપ્રદેવોને મળવા લાગી.









સરભરા–ભોજન સમિતિ આવનાર યાત્રિકોને સારી રીતે ભોજન-પ્રસાદી આપી શકાય અને જમવા આવનાર કાર્યકરો અને જમનાર વચ્ચે સુમેળતા સચવાઈ રહે તે સારુ વિશાળ ભોજનગૃહ અને તે માટે જરૂરી સીધુ-સામાન મેળવવાની ગોઠવણ કરવામાં પડી.

મંડપ અને ઉતારા સમિતિ પણ આવનાર યાત્રિકોને ઊતરવાની અને રહેવા માટેનાં મકાનો મેળવવા તેમજ તેમાં ઓઢણાં–પાથરણાંની જરૂરિયાત મેળવવા જુદીજુદી સંસ્થાઓના સંપર્કો કરવા લાગી.

આરોગ્ય, પાણી અને દીવાબત્તી સમિતિ પણ આવનાર યાત્રિકોની ભીડને કારણે તથા અસંખ્ય માનવ-ભીડની વચ્ચે પણ આરોગ્ય અને સફાઈ જળવાઈ રહે તેમજ પાણી–પુરવઠો સતત મળી રહે તેવી દીવા જેવી યોજના વિચારવા લાગી.

સલામત અને વ્યવસ્થા સમિતિ પણ અસંખ્ય યાત્રિકોની વ્યવસ્થા જળવાઈ રહે અને યાત્રિકોને દર્શન કરવામાં કોઈ મુશ્કેલી ન પડે તેવી સલામતીભરી વ્યવસ્થાની રચનામાં ગરકાવ બની.

વાહન–વ્યવહાર સમિતિ નાનાંમોટાં જે વાહનો જુદીજુદી દિશાઓથી આવે તેમને તેમની દિશાઓમાં વાહનો ઊભાં રાખવાનાં સ્ટન્ડો મળી રહે તેમજ ખાનગી બસો, એસ. ટી. બસો યાત્રિકોને લઈને આવે તે વાહનો માનવભીડમાં ખલેલ ઊભી ન કરે તે માટેની વ્યવસ્થા વિચારવામાં પડી.

પ્રસાદ સમિતિ પણ આવનાર યાત્રિકોને માતાજીનો પ્રસાદ ખૂબ સહેલાઈથી મળી રહે. દર્શન કરવા આવનારને પ્રસાદ મેળવવામાં કોઈ મુશ્કેલી ન પડે તેવી વ્યવસ્થા ગોઠવવા લાગી અને આવનાર યાત્રિઓના અંદાજ મુજબ પ્રસાદની વેતરણ કરવા માંડી.

અને આમ માતાજીના મંગલકારી મહોત્સવનું ભારે ધૂમધામ સાથે વાતાવરણ ખડું થવા લાગ્યું. જરૂરી ચીજવસ્તુઓ આવવા લાગી અને સમગ્ર ઊંઝા ગામના આબાલવૃદ્ધ સૌ કોઈ ભાઈબહેન પોતાના ઘરના આંગણે આવનારા મંગળ પ્રસંગની તૈયારીઓ કરતા હોય તેવા ભાવ સાથે તન્મય બનવા લાગ્યા. ઉમિયા માતાના મંદિરમાં દિવસે ન દેખાય તેટલી રાત્રે અને રાત્રે ન દેખાય તેટલી દિવસે માનવોની જનસંખ્યા ઉભરાવા લાગી અને ધીરેધીરે મહોત્સવનું વાતાવરણ ઊંઝા અને તેની આજુબાજુનો વિસ્તાર છોડી ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છની ચારે દિશાઓમાં ગૂંજતું થઈ રહ્યું અને આ વાતાવરણના પડઘાના સમાચારો જુદાંજુદાં દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકો અવારનવાર પ્રગટ કરી મહોત્સવના વાતાવરણને વધુ તેજદાર કરવા લાગ્યાં અને આમ આસો માસની નવરાત્રિ ગઈ, વિજયાદશમીએ વિદાય લીધી. શરદપૂનમનો ચાંદ ઊગીને આગામી દિવાળીનો સંદેશ આપતો અસ્ત બન્યો. અને સં. ૨૦૩૨ની દિવાળીના દીવા માતાજીના મંદિરે ઝગમગ્યા અને દેવ-દિવાળી પણ ક્યાં આવી ને ક્યાં ગઈ તેની ભાળ, કાર્યમાં ગરકાવ થયેલા કાર્યકર્તાઓને ન રહી અને આમ જુદીજુદી સમિતિઓના કાર્યકર્તાઓ પોતાની વ્યવસ્થા ગોઠવવામાં દિવસરાત જોયા વગર મહોત્સવની તડામાર અને યુદ્ધના ધોરણે તૈયારીઓ તો કરતા; પણ કુદરત તેમની કસોટી કરવા મેઘનું સ્વરૂપ ધારણ કરીને ગુજરાત ઉપર અવતર્યા હોય તેમ તે કારતક માસના છેલ્લા દિવસોમાં તે પ્રગટ્યા. અને મેઘરાજા સમગ્ર ગુજરાત ઉપર જોરદાર હાસ્ય વેરતા હોય તેમ ખિલખિલાટ થવા લાગ્યા. કાર્યકર્તાઓની છેલ્લા છ માસની તૈયારીઓ ઉપર કુદરત અટ્ટહાસ્ય કરતી હોય તેવું ક્ષોભભર્યું વાતાવરણ ખડું થઈ ગયું. કમોસમી મેઘરાજા એક–બે દિવસ આવીને રહી જશે તેવા આંક સાથે ગણિત ગણનારા કાર્યકરોને મેઘ-રાજાએ ભુલાવામાં નાખ્યા. છેલ્લા દસ–બાર દિવસ સુધી ગુજરાતભરમાં આ કમોસમી વરસાદ 'નવા ચોમાસાનું'' રૂપ ધારણ કરીને વરસ્યા કર્યો અને આમ સતત વરસતા વરસાદને જોઈને કાર્યકરોનાં મન ચેન–બેચેન થઈ ઉદાસ થવા લાગ્યાં. મહોત્સવની તૈયારીઓને એક આંચકા સાથે ઠંડી પાડી દેતા વરસાદથી કાર્યકરો મૂંઝવણ અનુભવવા લાગ્યા. અને મનોમન 'શું કુદરતે ખેલ માંડયો છે ?'







તેવા દુઃખદ સ્વરો કાર્યકરોના હૈયાના ઊંડાણમાંથી સરકવા લાગ્યા.

ગુજરાતભરમાં જામતું જતું ચોમાસુ કોઈ શુભ સંકેતના અણસાર સાથે આવ્યું છે કે, મહોત્સવને થંભાવી દેવાની આડખીલીરૂપે આવ્યું છે તે વિચારમાં ને વિચારમાં કારતક માસનું છેલ્લું પખવાડિયું વિદાય થઈ ચૂક્યું. મહોત્સવને આડે માત્ર આંગળીને વેઢે ગણાય તેટલા બે-ચાર દિવસ બાકી રહ્યા. તે પણ ક્યાંય જતા રહેશે તેની કલ્પના પણ નહિ રહે. 'શું જોશી મહારાજનું કાઢેલું મહુર્ત ખોટું પડશે? શું મહોત્સવ મુલત્વી રાખવો પડશે ? શું માતાજીનો આ મહોત્સવ ન થાય તેવી મરજી હશે ?' તેવા સંકલ્પો-વિકલ્પો સાથે બાકીના દિવસો પણ ઝડપભેર ઊગ્યા અને આથમ્યા. હવે રહ્યો માત્ર વચમાં એક જ દિવસ. દિવસ જ નહિ, રહ્યા માત્ર ગણતરીના કલાકો જ. અને ત્યાં તો કેટલાક કાયકર્તાઓ ગુજરાતના સંતશિરોમણિ તસ્વીમૂર્તિ એવા સિદ્ધપુર નિવાસી પૂ. દેવશંકર મહારાજ(ભટ્ટજી)ને ત્યાં પહોંચી જઈ પોતાની વિતક કથાની વિનંતી કરી. કાર્યકર્તાઓના હૃદયની વ્યથાનો ભાર મુખ ઉપર છવાયેલો જોઈ કાર્યકર્તાઓને આશ્વાસન આપતા હોય તેમ ભાવિ સંકેતો આલેખતા બોલ્યા : "ગભરાશો નહિ. મહોત્સવ રુડી રીતે પૂરો થશે, કોઈ મુશ્કેલી આવશે નહિ." આવાં ગુરુવર્યનો શ્રધ્ધેય આશ્વાસનભર્યાં અને હૈયાના દુઃખને હળવો કરતો સંદેશો લઈને કાર્યકરો પાછા આવ્યા પણ મેઘતાંડવ ઓછું ન થયું. અને તેથી મહોત્સવ મુલતવી રાખવો કે, કુદરતના પડકારને ઝીલી પૂરો કરવો તેનો આખરી નિર્ણય કરવા તા. ૨૩-૧૧-'૭૬ને રોજ એક વિશાળ સભા માતાજીના મંદિરમાં બોલાવવાનો, મહોત્સવના આયોજકોએ વિચાર ગૂંથ્યો. કારણકે, મહોત્સવના વિચાર-બીજ ઉપર મેઘરાજાનો માર બીજને કહોવરાવી દે તે પહેલાં તેનું આરક્ષણ જરૂરી માની સભા બોલાવવામાં આવી હતી.

તા.ક.

સંસ્થાના ઠરાવોમાં મહોત્સવ અંગે જુદીજુદી તારીખો છે પણ મહોત્સવનો પ્રારંભ તા. ૨૫-૧૧-૧૯૭૬ને ગુરુવાર અને પૂર્ણાહુતિ તા. ૨૯-૧૧-૧૯૭૬ને સોમવાર નિશ્ચિત રહી હતી. તે વાંચકોએ ખાસ ધ્યાનમાં રાખવું

•



# અડગ નિર્ધારનો જયઘોષ

મહોત્સવની પૂર્વ તૈયારી રૂપે, છેલ્લા છ માસથી ચાલતી તૈયારીઓ માટેની દોડધામ અને કાર્યકર્તાઓના ઉત્સાહ અને ઉમંગની કોઈ સીમા ન હતી; પણ તે ઉત્સાહ અને ઉમંગને મંદ પાડી દેતા છેલ્લા દસ દિવસથી વરસતા વરસાદે અનેક કાર્યકર્તાઓને મૂંઝવણ-ભરી પરિસ્થિતિમાં મૂકી દીધા હતા. મહોત્સવના આગલા બે-ત્રણ દિવસ પહેલાં તો ગુજરાતભરમાં હળવાથી ભારે સુધી થયેલા વરસાદે કાર્યકર્તાઓનાં હૃદયમાં ડગમગની વરાળ ઊભી કરી હતી અને તે વરાળને કારણે મૂંઝવણભરી પરિસ્થિતિ જન્મી હતી. અને તેથી આ મૂંઝવણભરી પરિસ્થિતિમાં મહોત્સવ ચાલુ રાખવો કે મુલતવી રાખવો તેવો તર્ક-વિતર્ક અનેકોનાં હૃદયોમાં શરૂ થયો હતો. કેટલાક કાર્યકર્તાઓ ગગનનું સ્વરૂપ જોઈને મહોત્સવ મુલતવી રાખવાનું પણ સૂચન કરતા; ત્યારે કેટલાક કાર્યકર્તાઓ શ્રદ્ધાના રણકા જેવો પડઘો પાડતાં કહેતા કે, "આ મહોત્સવ ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિ ઊભી થાય તોપણ પાર પાડવો જોઈએ." આવો પણ એક અવાજ હતો. અને તેથી આ વિસંવાદ પરિસ્થિતિનો વિચાર કરવા ઉત્સવના આગલા દિવસે તા. ૨૩-૧૧-'૭૬ના રોજ સવારના અગિયાર વાગે તમામ સમિતિઓના ચેરમેન અને કાર્યકર્તાઓની એક અસામાન્ય એવી વિશાળ સભા બોલાવવામાં આવી. અને દરેક સમિતિના ચેરમેન અને કાર્યકર્તાઓને વરસાદને કારણે ઊભી થયેલી પરિસ્થિતિ અંગે શું કરવું તેનો અભિપ્રાય માગ્યો અને શું નિર્ણય કરવો તેનો આખરી સૂર સ્પષ્ટ કરવા પણ જણાવ્યું, કે જેથી આંગણે આવીને ઊભેલા મહોત્સવને અંગે નિર્ણય લઈ શકાય. અને ખરેખર ! દરેકે દરેક કાર્યકર્તાઓના હૃદયમાં ગમે તે કારણે મહોત્સવને પરિપૂર્ણ કરવાના શ્રદ્ધાના અંકૂરો પ્રગટ્યા. અને સૌ કાર્યકર્તાઓ એકી અવાજે 'હિંમત અને શ્રદ્ધા'ની સામે કસોટી કરવા ફેંકેલા પડકારને ગમે તે ભોગે પાર પાડી લેવાનો મક્કમ નિર્ધાર જાહેર કર્યો. ગમે તેવી વિપરિત અને વિકટ પરિસ્થિતિમાં પણ મહોત્સવનું કાર્ય અટકવું જોઈએ નહિ તેવા બૂલંદ અવાજ સાથે દરેકે કહ્યું અને કાર્યકર્તાઓની આવી અજબ શ્રદ્ધાનો-રણકો ચારે બાજુ ગૂંજી ઊઠ્યો અને મહોત્સવ પૂર્ણ કરવાનો 'જયઘોષ' સાંભળી મહોત્સવ સમિતિના ચેરમેનશ્રીએ પણ એટલા જ ઉત્સાહથી નાણા-સમિતિને સ્પષ્ટ આદેશ આપ્યો કે; 'મહોત્સવના કાર્ય અંગે કોઈ પણ કાર્યકર્તા પૈસા લેવા આવે ત્યારે તેને એમ ન પૂછતાં કે, "કયા કામ અંગે પૈસા જોઈએ છે." પણ સામે એમ પૂછજો કે, "કેટલા પૈસા જોઈએ છે?" એમ પૂછી તે માગે તેટલા રૂપિયા આપજો; પણ આ મહોત્સવમાં આવનાર યાત્રિઓ અને દર્શનાર્થીઓને કોઈ પણ પ્રકારની તકલીફ ન પડે તે ખાસ કાળજીપૂર્વક જોજો."

આવા મહોત્સવ સમિતિના ચેરમેનશ્રીના સૂચને કાર્ય-કર્તાઓના હૃદયમાં અસીમ શ્રદ્ધા અને ઉત્સાહ પ્રગટાવ્યાં અને પ્રગટ થયેલા ઉત્સાહ સાથે સૌ એકી અવાજે 'ઉમિયા-માતાની જય'નો ગગનભેદી અવાજ કર્યો. અને એ અવાજ ગગનનાં વાદળાં સાથે ટકરાઈ ગયો જાણે, વાદળોને કહેતો હોય કે, "હવે તમો વિખરાઈ જાઓ! અમે માના મહોત્સવનો 'જયઘોષ' કરી દીધો છે અને આવતી કાલે તેનો શુભ પ્રારંભ થઈને જ રહેશે!"

# મહોત્સવની પૂર્વ સંધ્યાએ



ઉત્સવ કરવાના જયઘોષ પછી સૌ કાર્યકર્તાઓ પોતપોતાના કાર્યને છેલ્લો ઓપ આપી વ્યવસ્થિત કરવાની ધૂનમાં વળગી પડ્યા. ન કરે નારાયણ અને વરુણદેવ ખુશ ને ખુશ રહી વરસ્યા કરે તો તેને પહોંચી વળવાની સંપૂર્ણ તૈયારીઓનું આયોજન વિભાગવાર રીતે સૌ કોઈ કરવા લાગ્યા. વરસાદ પડે કે, બરફની પાટો આકાશમાંથી પડવા લાગે તેનો મુકાબલો કરી, કોઈ પણ યાત્રિને કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે તેવું 'યુદ્ધના ધોરણે' આયોજન થવા લાગ્યું.

યજ્ઞ સેવા સમિતિએ યજ્ઞનું કાર્ય સંપૂર્ણ રીતે વ્યવસ્થિત અને ક્રમ અનુસાર કોઈ પણ પ્રકારની ખલેલ વગર ચાલે તેવી યોજના ઘડી કાઢી હતી.

મંડપ-ઉતારા સમિતિએ પણ આવનાર યાત્રિકોને ઉતારા માટે કોઈ મુશ્કેલી ન પડે તે સારુ જુદાજુદા ઠેકાણે ઉતારા માટેની યોજના તૈયાર કરી હતી. અને તે સારુ ઊંઝા ગામની સાર્વજનિક સંસ્થાઓ તથા એશિયાનું મોટામાં મોટું જીરાવરિયાળીના ગંજબજારની તમામ દુકાનોમાં ઉતારા માટેનું આયોજન કર્યું હતું.

ચાંપબરી સલામતી અને વ્યવસ્થા સમિતિએ પણ પોતાના સ્વયંસેવક દળને ખડે પગે તૈયાર રહેવાનો આદેશ આપ્યો હતો કે, આવનાર યાત્રિઓને કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે, તેમજ વરસાદથી કાદવ અને કિચડ થાય અને તેમાંથી ઊભા થતા અવનવા પ્રશ્નોને સંપૂર્ણ રીતે પહોંચી વળવાની વ્યવસ્થાની તૈયારીઓ કરી હતી.

આરોગ્ય, પાણી અને દીવાબત્તી સમિતિએ પણ વરસાદ તેમજ યાત્રિઓના ભારે ધસારામાંથી આરોગ્યના અને પાણીના ઊભા થતા પ્રશ્નોનો સંપૂર્ણ તાગ મેળવી લઈ ગમે તેવી વિકટ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાનું આયોજન વિચારેલું અને ભારે માનવમેદનીથી ઊભા થતા આરોગ્યના પ્રશ્નો અંગે ઊંઝામાં તમામ ડૉક્ટરોને તૈયાર રાખેલા. તે ઉપરાંત ઊંઝા નગરપાલિકાના આરોગ્ય વિભાગે પણ પોતાની સંપૂર્ણ શક્તિ આ કાર્ય પાછળ કેન્દ્રિત કરી હતી.

વાહન-વ્યવહાર સમિતિએ પણ આવનાર યાત્રિકો જો વરસાદ અને એવા કોઈ વિપરિત સંજોગોને લીધે બહારનો વાહન-વ્યવહાર અટકે અને આવેલા યાત્રિઓ ને જવા આવવામાં અવરોધ ઊભો થાય તો ઊંઝાના તમામ ટ્રાન્સપોર્ટવાળાઓએ એવી વિશ્વાસનીય હૈયાધારણ આપેલી કે, આવેલા યાત્રિઓને કોઈ પણ પ્રકારની મુશ્કેલી વગર દેશના કોઈ પણ ખૂણા સુધી અમો પહોંચાડીશું અને કોઈ પણ સાધનસામગ્રી લઈ જવી હશે કે લાવવી હશે તે કાર્ય પણ પાર પાડીશું. તેથી તમામ વાહનવાળાનું આશ્વાસન એક મોટું બળ બનીને ખડું હતું.

રસોડાનું સરભરા સમિતિનું કાર્ય તો વ્યવસ્થાની દૃષ્ટિએ અને સલામતિની દૃષ્ટિએ ખૂબ જાગૃતિ માગી લે અને તે કાર્યભાર સંભાળનાર કાર્યકરોએ તે માટે ચિંતનશીલ અને સાથેસાથે સંવેદનશીલ બની કાર્યની યોજના કરી હતી. આવનાર યાત્રિઓને ભોજન-પ્રસાદી લેવામાં કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે તે સારુ તેમને ઊભા કરેલા નવ ભોજન-મંડપો નવી









ટાટ-પત્રિઓથી મઢી દીધા હતા કે, જેથી ચાલુ વરસાદમાં પણ યાત્રિઓ ખૂબ શાંતિથી ભોજન લઈ શકે. અને એકીસાથે પંદર હજાર યાત્રિઓ ભોજન લે તેવા ભોજન-ખંડો તૈયાર કરેલા હતા. જે આખાય મહોત્સવના ઇતિહાસને એક આગવું યશપાનું પૂરું પાડે તેવી તેમની યોજના તેઓએ ઊભી કરી હતી.

સ્વયંસેવક સમિતિએ પણ કોઈ પણ વિકટ પરિસ્થિતિમાં પણ વ્યવસ્થા ન તૂટે અને આવનાર યાત્રિકો ખૂબ શાંતિથી અવરજવર કરી શકે તે સારુ ઊંઝાના તમામ વિસ્તારો ઉપર છવાઈ જઈ શિસ્તબદ્ધ રીતે કાર્ય ઉપાડી લેવાનો સંકલ્પ કર્યો હતો. તે ઉપરાંત જ્યાં માતાજીનું મંદિર છે, ત્યાં આગળ બંદોબસ્ત વધુ જાળવવા માટે, તેમજ કોઈ ગઠિયા અને ખિસ્સાકાતરુઓ ભારે મેદનીનો ગેરલાભ ન ઉઠાવે તેની ચકોર દૃષ્ટિએ કામ લેવાની સૂચનાઓ સાથે આગળ વધી રહ્યા હતા.

આ બધાના પ્રેરણા કેન્દ્ર સમી મહોત્સવ સમિતિએ પણ વિવિધ સમિતિના ચૅરમૅનોને અને તમામ નાના-મોટા કાર્યકરોને વિશ્વાસપૂર્વક આગળ વધી આવનાર યાત્રિઓને કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે તેમ કરવા હૃદયપૂર્વકની વિનંતી કરી હતી અને તેમ કરવામાં નાણાંનો પ્રશ્ન વચમાં લાવવાનો નથી તેવો સ્પષ્ટ આદેશ પણ કર્યો હતો. ખર્ચ ગમે તેટલો થાય તેની દરકાર કર્યા વગર પરિસ્થિતિને પહોંચી વળી આખો મહોત્સવ પરિપૂર્ણ થાય તે માટે જે કંઈ કરવું પડે તે કોઈની પણ સૂચનાની રાહ જોયા વગર કર્યા કરવાની સ્ફૂર્તિમય સલાહ આપી હતી.

પ્રસાદ સમિતિએ પણ આવનાર યાત્રિઓને અને દર્શનાર્થીઓને માતાજીનો પ્રસાદ સહેલાઈથી મળે અને બીજી કોઈ મુશ્કેલી ન પડે તેવી રીતે યોજના વિચારી ગોઠવાઈ જવાનો બંદોબસ્ત વિચાર્યો હતો.

સ્વાગત સમિતિ પણ દરેક કાર્યકર્તા સાથે સંયમશીલ અને વિવેકપૂર્ણ રીતે દર્શનાર્થીઓની સેવા કરવાના સૂરમાં સૂર મેળવી પોતપોતાની કામગીરી માટે અને આવતી કાલે આવનારા માના પ્યારા ભક્તોનું ભાવભીનું સ્વાગત કરવાનું હૈયાથી સ્વીકારી લઈ સપૂણ જાગ્રત રહ્યા હતા.

પ્રચાર અને પ્રકાશન સમિતિએ પણ પોતાની કામગીરીથી દરેક કાર્યકર્તાઓને તથા દર્શનાર્થીઓને મહોત્સવ અંગે સંપૂર્ણ માહિતી મળે તેમજ ઉતારા, ભોજન અને મંદિર તરફ જવા-આવવાના રસ્તાઓનું માર્ગદર્શન મળે તથા યાત્રિકોને જરૂરી પ્રાથમિક ઇતર માહિતી મળે તે સારુ જરૂરી સેવાઓના ટેલીફોન નંબરો પૂછપરછ, એસ.ટી. સ્ટૅન્ડો, વગેરે સ્થળો દર્શાવતી “ભોમિયો” નામની એક માર્ગદર્શિકા પ્રત્રિકા પ્રગટ કરી હતી અને તે રીતે માતાજીના આ મહાન યજ્ઞમાં દરેક સમિતિના કાર્યકર્તાઓ અને ઊંઝાના નાગરિકો પોતાના તન, મન અને ધનની ફૂલ નહિ તો ફૂલની પાંખડી અર્પણ કરવા ખડે પગે તૈયાર રહ્યા હતા. અને વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદના પેલા ચેતનામય શબ્દો દરેક જણે પોતાના હૈયાની આરસીમાં મઢ્યા હતા કે, “ ઊઠો, જાગો અને ધ્યેય પ્રાપ્તિ સુધી મંડ્યા રહો.” આવા શબ્દો પોતાના હૈયામાં અંકિત કરી દરેક કાર્યકર આવતી કાલના મા ઉમિયાના આંગણે યોજાનારા મહાન યજ્ઞના યશ ભાગીદાર બનવાના શુભ સંકલ્પ સાથે જાગ્રત બનીને એક સૈનિકની અદાથી ખડા થયા હતા. અને આમ આજની સુવ્યવસ્થિત યોજના એ આવતી કાલના વિજયનું ઐતિહાસિક પદચિહ્ન બનીને રહ્યું.

હવે આવો, આપણે આવતી કાલે માના આંગણે યોજાનારા મહાન યજ્ઞનાં અને યજ્ઞ માટે પધારેલા માતાજીના ભક્તો, યાત્રિઓનાં દર્શન કરીએ.



•

# યજ્ઞવિધિ-દર્શન

શ્રી ૧૮ મી શતાબ્દી મહોત્સવમાં થયેલાં સહસ્રચંડી મહાયજ્ઞ તથા વિવિધ પૂજન વિધિઓ કોને હસ્તે થઈ તેનું દિગ્દર્શન.

- યજ્ઞમંડપનું શુભ ખાતમુહૂર્તની વિધિ શ્રી બાલચંદદાસ ઉમેદરામને હસ્તે થઈ. યજ્ઞમંડપની ધ્વજારોપણ વિધિ પટેલ કાલીદાસ નરસિંહદાસને હસ્તે થઈ. સંવત ૨૦૩૩ના માગસર સુદ ૪ ને ગુરુવાર તા. ૨૫-૧૧-'૭૬ ને રોજ પ્રારંભ થયો. તા. ૨૯-૧૧-'૭૬ ના રોજ પૂર્ણાહુતિ થઈ.

### એ શુભ દિવસોનો કાર્યક્રમ

- પ્રથમ દિવસના મંગલ પ્રભાતે વેદશાસ્રસંપન્ન અને કર્મકાંડી એવા ઉત્તમ ૧૨૫, વિદ્વાન બ્રાહ્મણોના વેદધ્વનિ સાથે શુભ કાર્યનો આરંભ થયો. નવકુંડના પ્રત્યેક યજમાનો તથા બીજાં વિવિધ કાર્યોના યજમાનો સપત્નીક મંડપપ્રવેશવિધિ કરીને મુખ્ય યજમાન પા. સોમાભાઈ શંકરલાલ માંલ્લોત હતા. તેમના હસ્તે પ્રધાનદેવોનું સ્થાપન-પૂજનાદિ થયું. અને જે-તે કુંડના જે-જે યજમાનો હતા તેમને હસ્તે પૂજનવિધિ થઈ. સાયમ્ પૂજન-આરતી પ્રથમ દિવસની સમાપ્તિ.

* * *

- બીજે દિવસે પ્રાતઃ પૂજનાદિ કર્યા બાદ જળયાત્રા પ્રયોગ થયો. તેમાં એક હજાર કળશોનું પૂજન દરેક તીર્થોદક સાથે અભિષેક માટે યજમાન શ્રી મનજીભાઈ કરસનભાઈ હતા. તેમને હસ્તે જળયાત્રા અભિષેક જળનો વિધિ થઈ. સાયમ્ પૂજન આરતી વગેરે.

* * *

- દિવસે પ્રાતઃ પૂજન થયા બાદ માતાજીના પ્રાસાદ મંદિર ઉપર ધ્વજદંડની વિધિ મુ. વિહારના એકતાલીસ ગામના કડવા પાટીદારોને હસ્તે થઈ. સમસ્ત તીર્થોદકના એક હજાર કળશોથી શીખર પર અભિષેક થયો. તથા માતાજીની પ્રતિમા ઉપર વેદોક્ત ચારે વેદના મંત્રોથી વૈદિક વિધિથી શ્રી વાસુદેવ ભવાનીશંકર મહેતાને હસ્તે અભિષેક થયો. સાયમ્-પૂજન આરતી વગેરે.

* * *

- પ્રાતઃ પૂજનાદિ થયા બાદ મહાદેવની પૂજાવિધિ પટેલ ગોબરદાસ શંભુદાસને હસ્તે ષોડ્શોપચારથી કરાયો. તથા ગણપતિપૂજન પટેલ કાનજીભાઈ ચેલદાસને હસ્તે થયું. અને હનુમાનજીની પૂજાવિધિ પટેલ વિઠ્ઠલભાઈ હરગોવનદાસને હસ્તે થઈ. સાયમ્-પૂજન આરતી

* * *

- પ્રાતઃ પૂજનાદિ દરેક યજમાનો પાસે કરાવીને એક હજાર ચંડીપાઠનો દશાંશ હોમ દરેક કુંડોમાં થયો. સ્થાપિત દેવોનો હોમ થયો. સાંજે પૂર્ણાહુતિ થઈ. આમંત્રિત બ્રાહ્મણોને દક્ષિણા પુરસ્કાર-વિધિ થઈ. આશીર્વાદ પઠન બાદ જય ઉમામ્બાના ગગનભેદી ધ્વનિ સાથે જયજયકાર કરતાં યજ્ઞનું કાર્ય પાંચમે દિવસે સમાપ્ત થયું.




પ્રાતઃ સ્મરણીય એવું પરોઢ સજાગ થઈ રહ્યું હતું.

હેમંતનો મંદમંદ સુમધુર સમીર વાઈ રહ્યો હતો. અને એ આહ્લાદક અને હૈયાને ઠંડક આપતા પવનમાં પણ માઉમિયાનું મંદિર અને તેની ચોમેર બંધાયેલા મંડપોમાં માનવમેદની ઉભરાતી હતી. સૌના મન ઉપર ઉત્સવનો આનંદ અને સ્ફૂર્તિ ઉપસતા હતાં. ઉભરાતો માનવમેળો અને તેમાંથી કંડારાતી ચેતનાથી આનંદની મૂર્તિસમુ સોહામણું વાતાવરણ ઊપસતું હતું.

યજ્ઞ કરાવનારા પૂ. વિપ્રદેવો સ્નાનાદિ કર્મથી પરવારી યજ્ઞ મંડપમાં ઉપસ્થિત થયે જતા હતા. યજ્ઞમાં બેસવા માટે જેમને પાટલા ગ્રહણ કરેલા હતા, તે યજમાનો પણ સ્નાનાદિ કર્મથી પરવારી પોતાની ધર્મપત્નીઓ સાથે પૂજા-વિધિ માટે હાજર થઈ ગયા હતા. સૌના મનમાં આનંદ અને ઉત્સાહ ઉભરાતો હતો. માના ચોક આગળ અને તેની આજુબાજુ બાંધેલાં રંગબેરંગી તોરણો અને આસોપાલવથી મંડપો સુશોભિત થયેલા હતા. તે સુશોભિત રંગમંડપોમાં શરણાઈઓના સૂર, ઢોલકના ધ્વનિ અને તે સાથે બેન્ડવાજાના મધુર અવાજોથી મહોત્સવ માંડવો



**શ્રી ઉમિયા માતાજી**

**૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ**





સ્વર્ગસમો સોહામણો શોભતો હતો. અને જાણે સાક્ષાત્ દેવગણો આ મહામૂલો અવસર જોવા અને તેનો આનંદ લૂંટવા પધારવાના હોય તેમ આખુંય વાતાવરણ અનુપમ એવું અદ્વિતિયસમ દીપી રહ્યું હતું અને તેમાંય માનવીઓનો ઉત્સાહ અને આનંદ અવર્ણીય હતો. જેનું વર્ણન કરવા માટે સાક્ષાત્ માતા સરસ્વતી પોતાના સ્વહસ્તે સમુદ્ર જેટલી શાહી લઈ, પૃથ્વી જેટલો કાગળ લઈ અને કલ્પવૃક્ષની કલમથી આ મહોત્સવનું વર્ણન લખવા બેસે તોપણ તેનું વર્ણન પૂરેપૂરું ન કરી શકે તેવા આ મહા મહોત્સવનું વર્ણન કરવાનું અમારા જેવા સામાન્ય માનવીનું ગજું કેટલું ? અને કદાચ કરવા બેસે તોપણ તે કરી શકે પણ કેટલું ?

અને આમ માનવીનો સ્વભાવ ઉત્સવ પ્રિયાઃ ખલુજનોઃ જેવો ઘડાયેલો જ હોય છે. ઉત્સવ નાનો હોય કે મોટો હોય પણ તેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ભાગ લેનાર દરેક વ્યક્તિ આનંદનો આસ્વાદ માનીને જ રહે છે; ત્યારે આ તો ઉત્સવ ન હતો, મહા મહોત્સવ હતો, કડવા કોમની કૂળદેવી મા ઉમિયાનો મંગલ મહોત્સવ હતો, ત્યારે તેના આનંદની અવધિ કેમ ન હોય ! અને તેથી આ અલૌલિક એવા નૈસર્ગિક આનંદના યશ-ભાગીદાર થવા ઊંઝા નગરનાં નર-નારી, ઉત્સવના પદાધિકારીઓ, કાર્યકરો અને તે ઉપરાંત દૂરદૂરથી આવેલાં સૌ કોઈ સં. ૨૦૩૩ ના માગસર સુદ ૪ને વાર ગુરુ તા. ૨૫-૧૧-'૭૬ના એક પ્રાતઃ-સ્મરણીય એવા ઉષકાલ પહેલાં માના ચોકમાં અને પાદરમાં રંગબેરંગી વસ્ત્રોમાં એકઠાં થઈ રહ્યાં હતાં. જેમાં આબાલ-વૃદ્ધ સૌ કોઈ હતાં. અને આમ માનવીઓનો નવરંગી મેળો જામતો જતો હતો.

હજુ પ્રભાત પૂરેપૂરું પાંગર્યું ન હતું. ઘણા દિવસથી અલોપ થયેલા સૂર્યનારાયણ આજે પણ દર્શન આપશે કે કેમ તેની ચિંતારેખાઓ જોકે, માનવીના મનોભાવ ઉપર અંકિત થયેલી હતી; પણ માનો રળિયામણો ઉત્સવ હાથમાં લીધા પછી તેની ચિંતા શા માટે કરવી ?" માને આ અવસર જેવી રીતે પાર પાડવો હશે તેવી રીતે પાર પડાવશે." તેવા મનોભાવ ઘટમાં ઘડી સૌ કોઈ ઉત્સાહભેર આવી રહ્યાં હતાં. કોઈ મંદિરના ઓટલે, કોઈ મંદિરના આંગણે, કોઈ યજ્ઞના મંડપમાં તો કોઈ માતાના ચોકમાં એકબીજા સાથે આનંદ અને હર્ષની આપ-લે કરતાં હતાં. સ્વયંસેવક બનેલા કાર્યકર્તાઓ પોતપોતાના માથે આવેલા કર્તવ્ય માટેની વ્યવસ્થામાં ગોઠવાઈ ગયા હતા. અને ત્યાં તો પૂ. વિપ્રદેવોના મંત્રોચ્ચારનો પ્રાતઃમંગલા આરંભ થયો. તેમાં યજ્ઞ-આચાર્ય પદે પ. પૂ. શાસ્ત્રી સુખદેવજી અગ્નિહોત્રી બિરાજમાન થયેલા હતા. અને બીજા વિદ્વાન બ્રાહ્મણો પોતપોતાના સ્થાન પર બિરાજમાન થયેલા હતા. યજ્ઞ-આચાર્યશ્રીના સૂચન અનુસાર ગણેશાદિપીઠ દેવોના સ્થાપનના મંડલો ભર્યા. અને જે-તે દેવો તથા જે-તે કુંડના યજમાનો હતા. તેમને પોતાના નિયુક્ત સ્થાને બેસાડયા બાદ શાંતિપાઠનો મંગલઘોષ ધ્વનિ સમગ્ર ભૂદેવોએ એકીસાથે કર્યો. જે મંગલ ધ્વનિથી સમગ્ર વાતાવરણ સંપૂર્ણ તેજોમય અને શાંતિપૂર્ણ બની રહ્યું; તેથી અનિષ્ટ તત્ત્વોના ઉપદ્રવનો ઉપરામ થયો. અને પછી યજ્ઞમાંના યજમાને સજોડે મા ઉમાની મંગલ મહોત્સવ કરવાની આજ્ઞા લેવા માન રાજમંદિરે ગયા. અને ત્યાં આગળ પૂ. પૂજારીશ્રીએ માની પાદુકાઓ યજમાનોના મસ્તકે ધરાવી મંગલ કામનો આરંભ કરવાની સંમતિ દર્શાવી અને યજમાનો માન આશીર્વાદ-સંદેશ લઈ પુનઃ પરત આવી સૌપ્રથમ રિદ્ધિ, સિદ્ધિ અને સમૃદ્ધિના દાતા એવા ગણપતિનું પૂજન કરવામાં આવ્યું. ત્યાર બાદ પૂન્યાહવાંચન, માતૃકાવાંચન, નાંદીશ્રાધ, આચાર્યબ્રહ્મા, ઋત્વીંગ આદિ બ્રાહ્મણોની વરણી થયા બાદ મંડપપ્રવેશ થયો. મધ્યપીઠ ઉપર મુખ્ય યજમાન સજોડે પૂજાવિધિ કરવા બેઠા. બાકી, બીજા યજમાનો પોતપોતાના યજ્ઞકુંડે ગોઠવાઈ ગયા. દરેક કુંડે એક આચાર્ય, એક બ્રહ્મા અને એક હોમ કરાવનાર ભૂદેવ બેઠા. મુખ્ય પીઠથી પ્રધાનપીઠનું પૂજન શરૂ થયું તે પ્રમાણે બાકીના યજ્ઞો સામે બેઠેલા યજમાનોએ પૂજનાદિક વિધિ શરૂ કર્યો. દરેક દેવોના પૂજન બાદ અગ્નિ-સ્થાપન વિધિસર રીતે દરેક કુંડમાં કરવામાં





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



આવ્યો. ત્યાર બાદ ગ્રહસ્થાપન અને આમ યજ્ઞની વિધિનો મંગલ પ્રારંભ થયો અને જ્યારે યજમાનોએ મંડપપ્રવેશનો શુભ આરંભ કર્યો ત્યારે હાજર મેદનીએ 'ઉમિયામાતાજીની જય' થી આખોય મંડપ ગજવી મૂક્યો. અને તેના પાવન પડઘા પૂર્વના પ્રદેશ સાથે અથડાઈ રહ્યા. ત્યારે ધીરેધીરે પ્રભાતનો પ્હો વિકસી રહ્યો હતો. આવનાર યાત્રિકો અવરનવર માતાના મંદિરનો ઘંટારવ કરી લોકોને સાવધ કરતા હતા. માના સન્મુખ જે પૂર્વનો ગગનપ્રદેશ ધીરેધીરે કેશરિયા રંગથી છવાતો હતો. માતાના શિખરે શોભતી લાલ ધ્વજા મરુભૂમિ ઉપરના માનવીઓના આનંદ સાથે પોતાના આનંદનો સૂર મિલાવવા ફ...ર...ર ...ફ...ર...ર... ફરકી રહી હતી. અને વિપ્રદેવોની દેવભાષા સંસ્કૃતના શ્લોકોની સૂરાવલી ધ્વનીયંત્રો દ્વારા દૂર–સુદૂર ગૂંજતીગૂંજતી કેશરિયા રંગધારી પૂર્વના પ્રદેશના આંગણે જઈ ભગવાન સૂર્યનારાયણને, માતાનો આ મંગલ મહોત્સવ જોવા–પધારવા હાર્દિક આમંત્રણ આપતાં હોય તેવું મંગલકારી દશ્ય દષ્ટિગોચર થતું હતું.

અને...ત્યાં...તો...

બરાબર, મંગલપર્વના પ્રારંભદિનની સવારે સાત ને એક મિનિટે માતાના સુવર્ણ શિખર ઉપર ભગવાન ભાસ્કરની તેજસ્વી રેખાઓ આલિંગન આપતી દર્શન દઈ, સૌના આનંદ સાથે આનંદ માનવા આવતી જોઈ ત્યારે હૈયા–હૈયામાંથી 'ઉમિયામાતાજીનો જય'નો જયઘોષ ગૂંજી રહ્યો.

સાતસાત દિવસના વિયોગ પછી આજે સૌપ્રથમ ભગવાન સવિતા નારાયણનાં દર્શનથી ઉત્સવઘેલાં માનવીઓનાં હૈયાં પૂલકિત બની રહ્યાં. અને તેથી પુનઃ પુનઃ 'ઉમિયામાતા કી જય'ના જયઘોષ લલકારવા લાગ્યાં. અને ત્યાં તો સાત–સાત દિવસથી સુસુપ્ત અવસ્થામાં રહેલા સૂર્યનારાયણ પોતાના તેજ પ્રકાશથી શણગારેલા અશ્વોની સવારી લઈ ઉષારાણી સાથે ઝડપભેર ઉગમણી દિશા તરફથી અવનિ તરફ પ્રકાશ વેરતા આવતા દેખાયા. અને ત્યાં તો થોડી જ વારમાં સ્વચ્છ નિર્ભેળ પ્રકાશનો તેજઃપૂંજ પૃથ્વી ઉપર તેમણે છૂટો મૂકી દીધો. સર્વત્ર પ્રકાશ–પ્રકાશ ખીલી ઊઠયો. માનવીઓના મન ઉપર, માતાના શિખર ઉપર, માતાના મંદિર ઉપર, માતાના ચોકમાં, માતાની સર્વત્ર મરુભૂમિ ઉપર અને ચારે બાજુ પથરાયેલી રવિ મોસમની વનરાજી ઉપર પ્રકાશની તેજ રેખાઓ ઝળહળી ઊઠી. ઘણાં દિવસે રવિનારાયણનાં દર્શનથી વનપ્રદેશના તરુવરો પણ નમસ્કાર ભાવ સાથે ડોલી ઊઠયાં.–હરખાઈ ઊઠયાં. રોજ માતાના આંગણામાં ચણ ચણતાં પંખીઓ પણ આનંદ સાથે ગગનપ્રદેશમાં ઊડી માતાના મહોત્સવનો મંગલ-સંદેશ આપવા દૂર–સુદૂર જુદાજુદા માર્ગે વિહરી રહ્યા.

સાત-સાત દિવસથી ઉત્સવ પ્રિયજનોને વિલાપમાં મૂકનાર સૂર્યનારાયણને જો તે વખતે પૂછવામાં આવ્યું હોત કે, "હે પ્રકાશમાન સૂર્યદેવ! અમે જ્યારે માતાનો મહોત્સવ લઈ બેઠા, એવા શુભ અવસરે અમોને આટ-આટલા દિવસો સુધી વિલાપમાં મૂકી આપ કયાં ગયા હતા? શું તમારી સાથે અમારો કોઈ અપરાધભાવ પ્રગટ થયો હતો કે, પછી માતાના આ અવસરમાં અમારી કોઈ ભૂલ થઈ રહી હતી કે જેથી તમો આમ અમારાથી અસંતુષ્ટ થઈ રિસાઈ બેઠા હતા?"

આવો સવાલ જો કોઈએ તે સમયે ભગવાન સૂર્ય-દેવને પૂછ્યો હોત તો, કદાચ તેનો પ્રત્યાઘાત આપતાં તેમણે એમ કહ્યું હોત કે, "હે મારા પ્યારા માનવીઓ! તમારો કોઈ અપરાધ ન હતો, તમારા અવસરમાં પણ કોઈ ભૂલ ન હતી, પણ જ્યારે તમો આવો મહાન મંગલકારી મહોત્સવ લઈને બેઠા હોય ત્યારે જગદંબા જગ જગેશ્વરી અને સર્વનું કલ્યાણ કરવાવાળી એવી દેવીઓની પણ મહાદેવી એવી માના અવસર વખતે મારે પણ કેટલીક ફરજો બજાવવાની હોય કે જેથી આ અવસર કરનાર અને અવસરમાં પધારનાર સર્વ કોઈને કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે, તે સારુ મારા કર્તવ્યમાં રોકાયેલો હતો. તેથી તમોને મળવા આવવામાં વિલંબ થયો.



સૂર્યનારાયણનો આવો જવાબ સાંભળી કદાચ માનવીઓમાંથી એવો પણ પ્રતિભાવ જાગે કે, તેઓ









એવા તે કયા કર્તવ્યમાં રોકાયેલા હતા તે તેમના સ્વમુખે કેમ ન જાણવું? આવી જિજ્ઞાસા કરી હોત તો કદાચ ભગવાન ભાનુ જિજ્ઞાસાનો જવાબ આપતાં ગણાવત કે, "હે માનવીઓ! તમો જ્યારે આ મહોત્સવનું આયોજન વિચારતા હતા, ત્યારે અમો પણ તમારા મહોત્સવના કાર્યમાં રસ લઈ રહ્યા હતા અને અમે પણ વિચાર્યું કે, આ મહોત્સવમાં લાખો લોકોની ઉપસ્થિતિ રહેવાની છે અને તેમાં મોટા ભાગના લોકો ખેતીવાડી સાથે સંકળાયેલા છે. તે મા ધરતીના પ્યારા પુત્રો આ મહોત્સવનાં દર્શનનો પૂરેપૂરા રસલહાવાનો આનંદ ધરાઈ ધરાઈને માણી શકે તે માટે તેમને ખેતીવાડીના કાર્યમાંથી થોડા સમય માટે મુક્તિ મળે તેમ કરવું ઘટે અને બીજું, જ્યાં લાખોની જનમેદની જતી-આવતી હોય તેવા સમયે ધરતી ઉપરના ધૂળના ગોટેગોટા ઊડે, લોકોના શ્વાસોમાં ધૂળ જાય, આવનાર-જનારની આંખોમાં તે ઊડે અને સાથે આવેલાં નાનાં ભૂલકાંઓ મૂંઝવણ અનુભવે. આવા બધા પ્રશ્નોની શાંતિઅર્થે હું સૌપ્રથમ વરુણદેવ પાસે ગયો. તેમને સર્વ હકીકતથી વાકેફ કર્યા અને તેઓ મને મેઘ-સેનાપતિ પાસે લઈ જઈ મેઘને આજ્ઞા કરી કે, "આ અવસર શરૂ થાય તે પહેલાં સર્વત્ર જલધારાઓ વહાવી કૃષિબાળકોના પાકને બચાવવા મદદ કરો અને ધરતી ઉપરની ધૂળ ન ઊડે તે સારુ માર્ગો ઉપર વર્ષાનો છંટકાવ કરો." આવી આજ્ઞા મેઘ-સેનાપતિને કરી અને મેઘે તેની વાદળ-સેનાને તૈયાર રહેવા હુકમ કર્યો, પણ વાદળો વરસાદનું નીર લાવે ક્યાંથી? આ તો થોડી વર્ષાઋતુ હતી? શરદે અને હેમંતે વાદળોના આવાસો ઠંડાં કરી નાખ્યાં હતાં. હવે આટલા બધા છંટકાવ માટે પાણી લાવવું ક્યાંથી? અમોએ સાગરને વિનંતી કરી ત્યારે તેને કહ્યું કે, "ભિન્ન સમયે તમો માગણી કરો તે કેમ બને? છતાં આપવા તૈયાર છું, પણ મારી એક શરત તમારે સ્વીકારવી પડશે."

"તારી જે શરત હોય તે જલદી કહે. અમારે તારી બધી શરતો કબૂલ મંજૂર છે." અમે ઉતાવળે કહ્યું.

"તમે અત્યારે પાણીનો જે પૂરવઠો લઈ જાઓ તે પૂરવઠો ભગવાન શંકર જે પોતાની જટામાં ગંગાજીને સમાવી બેઠા છે, તે ગંગાજી દ્વારા મારો પાણીનો પૂરવઠો પાછળથી ભરપાઈ કરી અપાવવો પડશે. જો તમો આ શરત કબૂલ-મંજૂર રાખતા હોય તો તમો માગો એટલો પાણીનો પૂરવઠો આપવા તૈયાર છું." સાગરદેવની શરત સાથે અમે ભગવાન શંકર પાસે કૈલાસમાં ગયા. મહાદેવજી તો બધી હકીકતથી વાકેફ હતા જ. અમે સર્વ હકીકત કહીએ ત્યાં તો તેમની જટામાં વહેતી ગંગાજીને વાદળોને સમર્પિત કરી દીધી. વાદળોને લેવાય તેટલાં ગંગાનાં નિર્મળ નીર લેવાની આજ્ઞા કરી, એટલે અમારે સાગર પાસે પુનઃ જવાની જરૂર ન પડી અને એ પવિત્ર ગંગાનાં નીર તમારા મહોત્સવ પહેલાં તમારા સર્વત્ર પ્રદેશ પર છંટાયાં. હવે તમો જ કહો, આવા અગત્યના કાર્યમાંથી હું છૂટો પડું ત્યારે જ આવી શકું ને?" ઘણા દિવસે ઉગેલા સૂર્યદેવના અદૃશ્યનાં કારણો જાણવા માનવીએ પૃચ્છા કરી હોત તો સૂર્યદેવ પાસેથી કદાચ આવો જવાબ મળત.

અને પછી તો સૂર્યસવારી પૂર્વનો તળપ્રદેશ છોડી આગળ ને આગળ વધવા લાગી; તેમતેમ માના આંગણે માનવીઓની મેદની પણ વધવા લાગી. ઉમિયામાતાના ઉત્તરનો-સિદ્ધપુર તરફનો માનવપ્રવાહ અને દક્ષિણ-મહેસાણા તરફનો માનવપ્રવાહ અને પશ્ચિમના પાટણ-બાલિશણા તરફનો માનવપ્રવાહ ઊંઝાના મશહૂર ગંજબજારમાં એકરૂપ થઈ આગળ વધતો હતો અને જ્યારે પૂર્વ તરફના વિસનગર-વાલમમાર્ગનો આવતો માનવપ્રવાહ, જ્યારે ગંજબજારથી છૂટેલા માનવધોધમાં ભળતો ત્યારે ગંગા-જમનાના સંગમ જેવું નિર્મળ દૃશ્ય ખડું થતું હતું અને જ્યારે આ મહામાનવ મહેરામણનો મહા પ્રવાહ માતાજીના પશ્ચિમ દિશાએ આવેલી અતિથિશાળા અને ઢોર પુરવાના ડબા આગળ થઈ આગળ વધતો ત્યારે માનવસાગરની ભરતીની પ્રક્ષાલ ક્રિયા ઝિલવા ત્યાં આગળ ખડું કરવામાં આવેલું 'ઉમિયા પ્રવેશ દ્વાર' માનવોના હર્ષોને આવકારવા પોતાની









વિશાળ ભૂજાઓ ખુલ્લી કરી 'સુસ્વાગતમ્'ના મંત્રસૂત્ર સાથે તત્પર થઈને ખડું હતું. આવા અવર્ણીય એવા દોહલા દ્રશ્યને ઝડપવા દૂર-દર્શન અને કૅમેરાની તીક્ષ્ણ નજરો ફરતી રહેતી હતી. અને આમ પાવન સંગમસમ જનમેદની ભાવવિભોર હ્રદયે જ્યારે 'ઉમિયામાતાનો જય' નો જય લલકાર કરી, માનવ-પ્રવાહને સંયમિત કરવા બે લાઇનમાં લોખંડની રેલિંગમાં આગળ વધવા કાર્યકરો ઇશારો કરી માના રાજદરબાર તરફ આગળ વધવાનું કહેતા ત્યારે, માનાં દર્શનના મતવાલા માનવો કોઈને ધક્કામુક્કી ન થાય અને સૌ કોઈ દર્શનના અધિકારી છે તેવા સભાનપણે લોખંડની રેલિંગમાં ગંગાના પૂરની માફક માનવપ્રવાહ હિલોળા લેતોલેતો આગળ ને આગળ વધી રહ્યો હતો.

સાગરની ભરતીની માફક ચારે દિશાઓથી માનવો પોતપોતાની રીતે, અનુકૂળતા પ્રમાણે કોઈ ટેક્સીઓ લઈ, કોઈ રીક્ષાઓ લઈ, કોઈ ખટારામાં, કોઈ લકઝરી બસ લઈ, કોઈ ઊંટગાડી લઈ, કોઈ જીપકાર લઈ, કોઈ ટ્રૅક્ટરો લઈ, કોઈ એસ. ટી. બસ દ્વારા, કોઈ રેલગાડીમાં, કોઈ સાઇકલ-સવારીમાં તો, કોઈ સ્કૂટર-સ્વારી ને વળી કોઈ મસ્તાના મતવાલા પગે ચાલીને માના મહોત્સવ તરફ વણથંભી કૂચ કરતા આવી રહ્યા હતા. આખા ઊંઝાની ધરતી માનવ પગરવથી ધમધમી રહી હતી. લોકોના મન ઉપર આનંદ અને ઉત્સાહનો અનેરો ભાવ ઉપસતો અને એમાંય રંગ-બેરંગી વસ્ત્રોમાં પરિધાન થયેલાં નરનારીઓ, કિશોરો અને નાનાંનાનાં ભૂલકાંઓ પણ માનાં દર્શનની પ્યાસ બુઝાવવા ચારે તરફથી આવી રહ્યાં હતાં. અને આવતા માનવોનો સંગમ ઉમિય પ્રવેશ દ્વાર સાગરની ભરતીનાં મોજાંની માફક આનંદના હિલોળા લેતો અને 'ઉમિયામાતાનો જય 'ના નાદ ગૂંજવતો ગૂંજવતો માના રાજદરબાર તરફ આગળ ને આગળ વધતો ત્યારે તેમના મનની સુસુપ્ત શક્તિઓ તેજ રેખાઓની માફક પ્રકાશિત થતી હતી.

અને યાત્રિકોને એકઠા થવા સારુ બાંધવામાં આવેલા વિશાળ શામિયાણામાં કોઈ ભજન-કિર્તન તો કોઈ માના રસલહાવાના ગીતો લલકારતા હતા. શામિયાણાની બહાર નાનીનાની હાટડીઓ બાંધી, મંદિર તરફથી બાંધેલાં ભાવે ખાદ્યખોરાકની ચીજો યાત્રિકોને મળતી રહે તેવી વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. અને 'આમ ચતુરંગી માનવમેળો લોખંડની રેલિંગમાં થઈ માના રાજદરબાર તરફ પ્રવાહિત થવા આગળ વધે અને માના મંદિરના કોટના દક્ષિણ તરફના ભાગની દીવાલ તરફ નજર નાખે તેની સાથે જ વિવિધ સ્વરૂપે બિરાજમાન મહા જગદંબાઓ જેવી કે, માત્તંગી, ધૂમાવતી, કાલી, ત્રિપુરભૈરવી, કમલા, સિદ્ધિદાત્રી, છિન્નમસ્તા, બ્રહ્મચારિણી, શૈલપુત્રી, તારા, સ્કન્દમાતા, મહાગૌરી, કૂષ્માન્ડા, ષૌડશી, ચંદ્રઘન્ટા, ભુવનેશ્વરી, કાલરાત્રિ, બગલા અને કાત્યાયની જેવી મહાશક્તિઓ આવનાર યાત્રિકો હેમખેમ રહે તે સારુ સ્નેહદર્શન આપતી નજરે ચઢતી હતી. તદુપરાંત સ્વયં સંચાલિત રાસ, માટી ખાતા કૃષ્ણનો કાન પકડી લાડભરી થપ્પડ મારવા હાથ ઉગામતાં જશોદામૈયા, જલધારી મહાદેવજી અને તે ઉપરાંત ઇલેક્ટ્રિક ડેકોરેશનથી વિવિધરંગી પશુ-પંખીઓના આનંદ ઝબકારા મારતાં દ્રશ્યો યાત્રિકોના માનસિક અને શારીરીક થાક ઉતારી નાખતાં હતાં.

યાત્રિઓના વિશાળ પ્રવાહને કારણે, હેમંતઋતુ હોવા છતાં માનવગંગાનો જોશ એટલો બધો ઘટાટોપ હતો કે, લોકો પરસેવાથી રેબઝેબ થઈ જતા હતા અને તેથી ઊંઝાનાં યુવાનો, કિશોરો, વૃદ્ધો અને બહેનો આવનાર યાત્રિઓને સાંત્વન રહે તે સારુ કોટની બારીઓમાંથી અમી છાંટણાં, ઠંડા પાણીનો મધુર છંટકાવ અને પુષ્પવૃષ્ટિથી હાર્દિક સ્વાગત કરતા હતા. બે ભાગમાં વહેંચાયેલી લોખંડની રેલિંગમાં નર-નારી અલગઅલગ માતાના દર્શનાર્થે આગળ ધપી રહ્યાં હતાં. આગળ વધતા યાત્રિઓના ઉપર ઇલેક્ટ્રિક પંખાઓ પણ યાત્રિઓને સેવાની લહેર પીરસી રહ્યા હતા. રેલિંગના માર્ગોમાં ખીચોખીચ ભીડાતી બહેનોના હાથમાં અને કેડમાં રહેલાં નાનાંનાનાં ભૂલકાઓને લીધે યાત્રિ બહેનો કંટાળી ન જાય તે માટે, ઊંઝાની મા-બહેનો પોતાના લાડકોડ બાળકો



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



માની દર્શનાર્થીની બહેનોના હાથમાંથી બાળકો લઈ બાળકોને ચોકલેટ કે બિસ્કિટ આપી બાળકોના કંટાળાને આનંદમાં ફેરવતી હતી. અને આમ ભક્તિ-સેવાનો પાવનસંગમ માના રાજદરબાર તરફ આગળ વધતો હતો. અને એ સાથેસાથે ઉત્સાહી દર્શનાર્થીઓ 'ઉમિયામાતાજીનો જય'નો ગગનભેદી જયઘોષ કરતા હતા. એ જયઘોષનો પ્રચંડ પડઘો ચોતરફ ગૂંજી ઊઠતો અને હેમંતના સુમધુર સમીરમાં લીન થઈ દસે દિશામાં વિસ્તરી જતો. અને આમ યાત્રિઓ બેસુમાર ગીરદીમાં પણ ઉત્સાહપૂર્વક આગળ ને આગળ, પોતાની ગતિ એક અખંડ એવા અમીર પ્રવાહની માફક કરે જતા હતા. આ પ્રવાહમાં નાના-મોટાનો કોઈ ભેદ ન હતો. ગરીબના ઘરથી માંડી શ્રીમંતના મહેલમાં વસવાટ કરતો, મોટા-મોટા ઑફિસરથી માંડી નાનાનાના ઓરડામાં રહી રાત-દિવસ મજૂરી કરનાર સૌ એક સમાનભાવે માનવમેળો અખંડ-અભેદ પ્રવાહ વિશાળકાય ગંગાની પ્રચંડ ધારાની માફક મસ્તીભર્યો લહેરાતો-લહેરાતો માનાં ચરણ તરફ ભાવભરી રીતે આગળ વધી રહ્યો હતો. અને આવા રંગભર્યા એવા નવરંગી હેરતભર્યાં નૈસર્ગિક દ્રશ્યને જોઈ ધવલ ગગનનો સૂર્ય પણ વધુ ને વધુ હરખાઈ ઊઠી તેની તેજ પ્રભા છૂટા હાથે અર્પી રહ્યો હતો. અને આમ માનવીઓના ભીડની ગરમી અને સૂર્યના તાપની ગરમીથી યાત્રિઓનાં ગળાં ન સુકાય તે સારુ કાર્યકર ભાઈ-બહેનો ચાલતા યાત્રિઓને મીઠા પાણીના પ્યાલા આપતા હતા. અને મધુર રસ-ઘૂંટડા પી યાત્રિઓ થોડી તૃપ્તિ અનુભવતા હતા. કારણકે, યાત્રિઓને તો ખરી પ્યાસ તો માનાં દર્શનની લાગી હતી. જ્યાં સુધી કલ્યાણકારી એવી અન્નપૂર્ણા મા ઉમિયાનાં દર્શન નહિ થાય ત્યાં સુધી તેમના હૈયાની પ્યાસ બુઝાવવાની ન હતી. અને તેથી જલદી ને જલદી માના મંદિર તરફ આગળ વેધક ગતિ આચરી રહ્યા હતા. અને યાત્રિઓની વેધક ગતિ ધ્યાનમાં રાખી, મહોત્સવમાં આવનાર લોકો નિર્વિરોધ દર્શન કરી શકે તે સારુ મંદિરના પૂર્વ તરફના કોટનો ભાગ તોડી વિશાળ પ્રવેશ દ્વાર ખડું કરવામાં આવ્યું હતું. જ્યાં એ પ્રવેશદ્વારમાં યાત્રિઓ દાખલ થાય ત્યાં જ તેમનો ઉત્સાહ ભરતીના મોજાની માફક ઉછાળા મારી 'ઉમિયા-માતા કી જય'ના પુનઃ પુનઃ લલકાર પોકારી ઊઠતા અને તે નવા પ્રવેશ દ્વારમાં દાખલ થાય તેવાં જ સૌ-પ્રથમ તેને યજ્ઞનાં દર્શન થતાં. વિપ્રો પીળાં અને લાલ પીતાંબર પહેરી યજ્ઞવિધિ કરાવી રહ્યા હતા. અને યજ્ઞમાં બેસી પૂજા-વિધિ કરનાર ભાગ્યશાળી યજમાનો વિપ્રદેવોના બોલાતા શ્લોકોને પુનઃ ધ્વની કરી વાતાવરણને સૌરભમય કરતા હતા. યાત્રિઓ શાંતિપૂર્વક યજ્ઞ-દક્ષિણા કરી યજ્ઞના દર્શન થતાં જ તેમના આનંદની સીમા ઓળંગાઈ જતી અને આનંદ સાથે તે પુનઃ 'ઉમિયામાતા કી જય' બોલી પોતાની હાજરીનો પ્રત્યક્ષ પુરાવો આપી યજ્ઞ મંડપમાં ફેલાયેલા આનંદ-ઉત્સાહમાં તે પણ સૂર પરોવતા.

આખાય યજ્ઞમંડપમાં ઝીણવટભરી રીતે એવી રચના કરવામાં આવી હતી કે, દર્શન કરવા આવનાર યાત્રિઓને યજ્ઞમંડપનાં ખૂબ સહેલાઈથી અને કોઈ પણ પ્રકારની મુશ્કેલી વગર નાનાં-મોટા સૌ કોઈ દર્શન કરી શકે તે સારુ પૂર્વના પ્રવેશદ્વારથી આગળ વધતા યાત્રિઓ માટેની જગ્યા ઉપર નર-નારીની લાઇન તૂટે નહિ અને અલગઅલગ પ્રવાહ સુરક્ષિત રહે તે સારુ પુરુષોની લાઇન ઉપર બે-બે ઈંટની પાળી કરી ઊંચી જગ્યા કરવામાં આવી હતી. કે જેથી બહેનોની આડ હોય તો યજ્ઞનાં પુરુષ વર્ગ ખૂબ શાંતિથી દર્શન કરી શકે. અને આમ યોજનાબદ્ધ રીતે કરેલી કુનેહભરી ગોઠવણ ખૂબ સફળ થઈ હતી અને આમ નાનાં-મોટાં સૌ દર્શન કરતાંકરતાં અને માતાજીના મંદિરના અંદરના કોટ ઉપર નજર જાય ત્યાં જ મંદિરના કોટ ઉપર લખવામાં આવેલાં સાત્વિક ભાવવાળાં સુવાકયો પોતાના હૈયામાં ઊતારી માતાના મંદિરનાં પગથિયાં તરફ આગળ વધતો. યજ્ઞમંડપની અંદર પણ વ્યવસ્થા અકબંધ રહે તે સારુ રેલિંગની ગૂંથણી રાખવામાં આવી હતી. અને યજ્ઞનાં દર્શન કરી યાત્રિઓ જેમજેમ આગળ વધતા તેમતેમ કાર્યકર ભાઈ-બહેનો હાથ પંખાથી પવન નાખી તેમના થાકને સાંત્વન કરી દેતા હતા. અને આમ યાત્રિઓનો પ્રવાહ મંદિર









તરફ આગળ વધે તે સારુ લાકડાનું ઢાળવાળું સ્ટેજ માના મંદિરના પગથિયાં સુધી બનાવવામાં આવેલું હતું; કે તે સ્ટેજનાં જેવો તે ઢાળ ઊતરે તેવો જ માતાનાં પગથિયાં ઉપર તે ખૂબ સ્હેલાઈથી ચડવા લાગે. અને પછી તો તે એક પછી એક પગથિયાં જેમજેમ ચડતા જાય તેમતેમ તે સાક્ષાત્ માતાના રાજદરબારમાં પ્રવેશ્યાની ધન્યતા અનુભવે. માનાં પ્રત્યક્ષ દર્શનની ઘણા લાંબા સમયની અંતરની પ્યાસ ધરાઈધરાઈને પૂરી કરે. અને પોતાના ખિસ્સામાંથી ફૂલ નહિ તો ફૂલની પાંખડી તેનાં ચરણોમાં સમર્પિત કરી ગદ્ગદ્ કંઠે અર્ચના–પ્રાર્થના કરી ભાવવિભોર હૈયે પોતાના ડગ માંડે ત્યારે પાછલી નજર માના રાજમંદિરમાં નાંખવાનું ચૂકતો નહિ. અને પવિત્ર મંદિરમાં બિરાજમાન સાક્ષાત્ જગદંબા જગ જગેશ્વરી કલ્યાણકારી એવી ભગવતી અન્નપૂર્ણા મા ઉમિયાના રાજદરબારને પણ રંગબેરંગીથી સજાવટ કરી ફૂલવાડી રચવામાં આવી હતી. તે ફૂલો ઉપર સુગંધી પ્રસાવતાં અત્તરભર્યાં–અમી છાંટણાંથી અને સોડમ્ વેરતી અગરબત્તીઓની સૌરભથી માનો આખોય રાજદરબાર મઘમઘતો કરવામાં આવ્યો હતો. અને આવા સ્વર્ગસમા દીપતા રાજદરબારમાં બિરાજમાન માનાં પાવન દર્શન કરી, પોતાની હાજરીના પુરાવા રૂપે ઘંટટંકાર કરી વાતાવરણને ગૂંજતું-ગાજતું કરતાં કરતાં યાત્રિપ્રવાહ જેમ આવ્યો હતો તેમ અલગઅલગ બે માર્ગમાં ફંટાઈ જતો. પુરુષ વર્ગ ડાબા હાથના માર્ગે થઈ અને બહેનો જમણા હાથના માર્ગેથી. માના પ્રસાદથી મીઠું મોં કરી મંદિરની બહાર નીકળી મંદિરના પશ્ચિમના ભાગ આગળ આવેલા ખારાકૂવા આગળ પોતપોતાના સ્નેહીઓને શોધી ભેગાં થતાં. ત્યારે દર્શન કર્યાના આનંદની એકબીજાં આપ–લે કરવાનું ભૂલતાં ન હતાં અને આમ દર્શન કરી ધન્યધન્ય બનેલાં યાત્રિઓ માની વિદાય લેતી વખતે છેલ્લી નજર મંદિર તરફ નાખતાં, ત્યારે સુંદર રીતે, રંગબેરંગી ઝબક દીવડાથી મઢેલું મંદિર અને તે મંદિરની શિખરે આવેલી માની વિજય પતાકા હરખ સાથે 'મારા પ્યારાં બાલુડાં આવજો અને ક્ષેમકુશળ રહેજો' ના આનંદ આશીર્વાદ સાથે વિદાય સંજ્ઞા કરતી લહેરાતી હતી.

અને આમ સવારથી આવેલાં યાત્રિઓ સાંજના સમયે માનાં દર્શનની પ્યાસ પૂરી કરે ત્યારે તેમના આત્માને પૂરેપૂરો સંતુષ્ટ થતો અને તે સમયે, તે પોતાના વતન તરફ પરત વળતાં ત્યારે આદિત્યનારાયણ પ્રતીચી તરફ પોતાનું પ્રયાણ વણથંભ્યું આગળ વધારી રહ્યા હતા.

પ્રતીચીની ગોદ તરફ આગળ વધતા આદિત્યનારાયણ જેમજેમ વધુ ને વધુ વિહાર કરી આગળ વધતા તેમતેમ સંધ્યારાણી સોળે શણગાર સજી માના મહોત્સવનાં દર્શનનો લહાવો લેવા અને પૃથ્વીની પરિક્રમા કરી આવતા ભગવાન ભાસ્કરનું સ્વાગત કરવા તૈયાર થઈને બેઠાં હતાં. અને આખા દિવસની અવનીનું પરિભ્રમણ કરી સૂર્યનારાયણ જેવા સંધ્યાના આંગણે આવ્યા, ત્યાં જ સંધ્યાએ પોતાના પ્યારા પ્રભુનું હરખાતા હૈયે સ્વાગત કરી તેમને ગગનની પેલે પાર લઈ ચાલી ગઈ.

આખો દિવસ સ્વચ્છ અને નિર્મળ પસાર થયો. નિશાદેવીના આગમનનો અણસાર શરૂ થયો. આકાશ સ્વચ્છ અને શ્યામલ એવા ભુખરા રંગથી છવાયેલું હતું. અને એવા ગગનના ચંદરવે ઘણા દિવસે ચંદ્રનાં દર્શન થયાં.

ભગવાન શંકરની જટાના પ્રકાશમણિ–ચંદ્રને જોઈને યાત્રિઓનો અને કાર્યકરોનો ઉમંગ મહેંકી રહ્યો. જો તે વખતે કોઈએ ચંદ્રને પણ પૂછ્યું હોત કે, "હે શશીદેવ! શું તમો પણ આમ, આટલા દિવસ સુધી ક્યાં ગયા હતા? શું તમો પણ ભગવાન સૂર્યની માફક કોઈ કામમાં રોકાયેલા હતા કે શું?"

જો તે વખતે આવો પ્રશ્ન ચંદ્રને પૂછવામાં આવ્યો હોત તો ચંદ્રે કદાચ આવો જવાબ આપ્યો હોત કે,  'ઓ ભલા માનવીઓ! તમોએ જ્યારે આ મહામૂલો અવસર કરવાનો પાકો નિર્ણય કર્યો ત્યારે હું ભગવાન શંકર પાસે જ હતો. તેમણે મને કહ્યું કે "ભારતના મહાન ધરતીપુત્રો ઉમિયાજીના નામનો યશ–ગાનો મહાન







યજ્ઞ કરવાનો પવિત્ર નિર્ણય કર્યો છે. અને તે મહોત્સવ ખૂબ સારી રીતે અને કળીયુગમાં કદી ન થયો હોય તેવો અભૂતપૂર્વ સફળતાવાળો બને તેવા આશીર્વાદ સાથેનો સંદેશો લઈને મેં શેષનાગને આજે પૃથ્વી ઉપરના ઉમાપુરમાં મોકલ્યો છે. તે ત્યાં જઈ પાછો ન આવે ત્યાં સુધી તમો મારી પાસે જ રહો. કારણકે, તેની ગેરહાજરીથી મને ગમશે નહિ. માટે તમો થોડા સમય માટે મારી પાસે રોકાઈને જજો." આવી ભગવાન ભોળાનાથની આજ્ઞા થતાં મારે તેમની પાસે રોકાવું પડેલું. અને જ્યારે નાગદેવતા તમોને દર્શન આપીને પાછા આવ્યા ત્યારે હું છૂટો થયો. અને આજે માના રળિયામણા એવા મંગલકારી મહોત્સવનાં દર્શન કરી હું ધન્ય બન્યો છું."

પ્રતીચીના ઢાળ ઉપર ઊગેલા ચંદ્રને તે સમયે, તેની ગેરહાજરીનું કારણ પૂછવામાં આવ્યું હોત તો કદાચ આવો જવાબ તેમના તરફ મળતા.

અને આમ, ચોથનો ચંદ્ર માના મહામૂલા અવસરનાં દર્શન કરી વિદાય લેવાની તૈયારીઓ કરતા હતા તેવા અવસરે તેમની ગેરહાજરીમાં મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ નામના સેનાપતિઓ પોતપોતાની તારકસેના લઈ મહોત્સવનાં દર્શન કરવા આવતા દેખાતા હતા. અને ત્યાં તો જોત-જોતામાં સારાય ગગનના મેદાનમાં તારક સેના છવાઈ ગઈ. તારકસેનામાં પણ આ અવસરથી આનંદ સમાતો ન હતો. તેઓ ખૂબ હાસ્ય વેરતા હતા. તેમનું અનેરુ હાસ્ય જોઈને જો તે વખતે જેમ સૂર્ય-ચંદ્રને સવાલો પૂછ્યા તેમ આ તારક સેનાપતિઓ અને તારકોને પૂછ્યા હોત તો કદાચ તેઓ પણ એમ કહેત કે, "હે માનવીઓ! તમારી યજ્ઞ કરવાની પવિત્ર ભાવનાથી અમો તો ખૂબ આનદમાં આવી ગયા હતા. અને તેથી તમારા યજ્ઞ અંગેની તૈયારીઓ અમારે પ્રથમથી જ નિહાળવી હતી, પણ તે સમયે મેઘરાજાની સેના પોતાની ફરજ બજાવી રહી હતી. એટલે અમો તેમના કાર્યમાં વિક્ષેપ ન પડે, એટલા માટે આકાશ-મેદાન છોડીને ચાલ્યા ગયા હતા. કારણકે, એક રાજાનું સૈન્ય જ્યાં પોતાને સોંપેલા કાર્યને પૂર્ણ કરવાની કામગીરી બજાવતું હોય ત્યારે બીજા સૈન્યે દખલગીરી ન કરવી જોઈએ તેવી સામાન્ય રીતભાત હોય છે. તેથી અમો થોડા દિવસ માટે આવી શક્યા ન હતા. અમોને તે બદલ રંજ છે, પણ બીજો કોઈ ઉપાય ન હતો." કદાચ તારકો અને તેમના સેનાપતિઓને પૂછવામાં આવ્યું હોત તો તેમના તરફથી આવો જવાબ મળ્યાં હોત.

અને આમ તારકો અને નિશાદેવી પણ આ મહોત્સવનાં દર્શન કરી તૃપ્તિ અનુભવતાં હતાં. મહોત્સવનો પહેલો દિવસ સફળ થવાની તૈયારીમાં હતો. કાર્યકરોનો ઉત્સાહ-ઉમંગ સમાતો ન હતો. મહોત્સવના માંડવે આવતા વિવિધ વ્યવસ્થાના સંદેશાઓ શુભ અને ઉત્સાહજનક હતા. તેથી કાર્યને પોતાનું ગણીને કામ કરતા માનવ-માનવમાં આનંદના ફૂવારા ઊડતા હતા. તેમના મુખડા ઉપર ફૂલ ગુલાબી તેજી ચમકતી હતી. ગોઠવાયેલી વ્યવસ્થા યંત્રની માફક એકધારી રીતે સફળ કામગીરી બજાવતી હતી. તેમાં કોઈ ખલેલ કે ફરિયાદ ન હતી. કાર્યકરોએ પહેલા દિવસે દર્શનાર્થીઓની ધારેલી હાજરીનો આંક ઘણો આગળ નીકળી ગયો હતો. તેમણે પહેલાં દિવસે ૬૦ થી ૭૦ હજાર લોકો આવશે તેવી કલ્પના કરી હતી. પણ પહેલાં દિવસે જ લગભગ દોઢ લાખ યાત્રિઓ આવી ગયા અને તેથી કાર્યકરોને બીજા દિવસની તૈયારીઓ અંગેનો સ્પષ્ટ રાહ મળી ગયો. અને આ રીતે વિચારી રાત્રિના મધ્યાહ્નને માતાજીનાં દ્વાર દર્શનાર્થીઓ માટે બંધ કરવામાં આવ્યાં અને બીજા દિવસ માટેની અગત્યેતી તૈયારીઓમાં સૌ લાગી ગયા.



માતાજીના દ્વાર બંધ થયા, પણ માનવીઓના હૈયાં તો ખુલ્લાં હતાં. તેમનાં હૈયાં તો હિલોળે ચડેલાં હતાં. આખાય ઊંઝા ગામ અને રસ્તાઓ, મહોલ્લાઓ, શેરીઓ અને ગલીઓ રંગબેરંગી તોરણોથી જુદાજુદા



## શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ⁂ સ્મૃતિ ગ્રંથ



પ્રવેશ મંડપોથી મઢી દેવામાં આવ્યાં હતાં. રસ્તાઓ અને ચકલાઓ ઉપર જુદાજુદા વેપારી મહાજનો, યુવક મંડળો, સામાજિક મંડળો કે જ્ઞાતિ મંડળો એ યાત્રિઓને આવકારતાં સ્વાગત સૂત્રો તથા જુદીજુદી સેવાભાવી સંસ્થાઓ પણ 'ભલે પધાર્યા'ના સ્વાગત સૂરમાં પોતાનો સૂર પુરાવી દીધો હતો. ઊંઝાના પ્રૌઢો, યુવાનો, કિશોરોમાં જે ચેતના હતી તેવી જ ચેતના માતાઓમાં, બહેનોમાં, કુમારિકામાં પણ હતી. અને માના મહોત્સવમાં રાસ-ગરબા અને દાંડિયાંની રમઝટ ખેલી પોતાના ઉત્સાહનું પ્રાગટ્ય કરતી હતી. અને આમ નિશાદેવીનું માયાળુ આવરણ હોવા છતાં ઊંઝા ધબકતું, જીવતું-જાગતું અને ચેતનાથી છલકાતું હતું. ઊંઝાના નાગરિકોને મન રાત્રિ અને દિવસ એક 'રસમય' બની ગયા હતાં. તેમને કોઈ થાક કે ઉજાગરો સતાવતો ન હતો. મહોત્સની મમતાએ તેમના થાક અને ઉજાગરાને છેલ્લા ઘણાં દિવસોથી અલોપ કરી નાખ્યા હતા. અને આમ ઉત્સાહ, આનંદ અને સ્ફૂર્તિ સાથે મહોત્સવનો પ્રથમ મંગલદિન પૂરો કરી સૌ કોઈ બીજા દિવસ માટેના મંગલ વધામણામાં પડયાં.

આ મહોત્સવમાં જોડાયેલાં નાનાંમોટા સૌ કોઈ કાર્યકરોએ પાંચ દિવસનો એક અખંડ દિવસ બનાવ્યો હતો. તેમાં કોઈ વિરામ ન હતો. ઉજાગરાઓને તેમણે ઉજાશમાં, આળસને આનંદમાં, કંટાળાને તેમણે કર્તવ્યમાં અને થકાવટને તેમણે થનગનાટ અને તરસ-ભૂખને તેમણે પરિપાકમાં ફેરવી નાખ્યાં હતાં અને તેથી સૌનાં તન-મન મહોત્સવની સફળતામાં લાગેલાં હતાં.

ગોપીઓ જેમ જ્યાં નજર નાખે ત્યાં તેમને કૃષ્ણ જ કૃષ્ણ દેખાતા તેમ કાર્યકરોનું હતું અને પેલા અર્જુનને જેમ બીજું કંઈ દેખાતું ન હતું, તેને જેમ ફક્ત મત્સ્યની આંખ દેખાતી હતી તેમ નાનાં-મોટાં તમામ કાર્યકર ભાઈ-બહેનોને આ મહાન પર્વનો પુનિત અવસર જ દેખાતો હતો. ખાતાં, પીતાં, ઊઠતાં, બેસતાં કે ઈતર કોઈ કાર્ય હોય પણ વાત તો ઉત્સવની જ હોય. દરેક કાર્યકરના હૃદય અને શ્વાસમાં ઉત્સવનો જ ધબકાર ધમધમતો હતો અને તેથી ઉત્સવને જીવન-કર્તવ્ય ગણી તેની સફળતા માટે તમામ પ્રવૃતિઓને તેમણે થોડા સમય માટે સ્થગિત કરી દીધી હતી. અને તેથી પહેલાં દિવસે દોઢ લાખ, બીજા દિવસે બે લાખ ઉપરાંત અને પછી તો ત્રીજા, ચોથા અને પાંચમા દિવસ સુધીના અંતે અનુક્રમે વધતાંવધતાં કુલ્લે પંદર-સોળ લાખ લોકો દર્શન માટે આવ્યાં. તોપણ વ્યવસ્થામાં-આયોજનમાં ક્યાંય ખલેલ ન પડી. ક્યાંય વિક્ષેપ ન પડ્યો. મહોત્સવના માંડવે બાંધેલાં તાંતણાના તાર ન તૂટ્યા. જાણે આ મહોત્સવ સફળ થાય, તેમાં કોઈ આપત્તિ-વિપત્તિ ન આવે તે માટે મા ઉમિયા સાક્ષાત્ હાજરાહજુર રીતે તેની છ ભૂજાઓ દ્વારા, છ મુખ્ય દિશાઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ધરતી અને આકાશ એ છયે દિશાઓથી આ મહામંગલ પર્વનું રક્ષણ કરતી હોય તેવું માન-ચિત્ર, શ્રદ્ધાચિત્ર દરેકના હૈયામાં ઉપસ્યું અને તેથી આ મહાન અને પવિત્ર અવસરે નાતજાતના ભેદને મીટાવી અભેદભાવ દરેકના હૈયામાં પ્રગટાવી દીધો. અને તેથી શું પટેલ, શું બ્રાહ્મણ, શું વાણિયા, શું ઠાકોર, શું હરિજન એમ સમગ્ર નાત-જાતે પોતપોતાના ઘરનો મહામૂલો અવસર ગણી તેના માટે, તેની સફળતા માટે ન જોયો દિવસ, ન જોઈ રાત અને બસ એક જ વાત, એક જ રટણ અને એક જ લગનથી સૌ કોઈએ રુડી રીતે, રંગેચંગે સફળ કર્યો. કારણકે, આ મહોત્સવ માત્ર પિપૂડા બજાવનારા અને નાનાંનાનાં ભૂલકાઓને ખુશ કરવા માટે ચક્કરો લઈ "આવોઆવો અને બેસોબેસો" કહી પચીસ-પચ્ચાસ પૈસા પડાવી લોકોને ખુશ કરવાનો હળવો મેળો ન હતો અને બજારને અવનવી રીતે શણગારી આવનારાઓને આંજી નાખી, કાચા માલને પાકો ગણવાનું આકર્ષણ ઊભું કરી લલચાવાની માયા દર્શાવવાનું કોઈ પ્રદર્શન અહીં ઉપલબ્ધ ન હતું. કારણકે, કોઈ પણ પ્રકારના ફેરિયાવાળાઓને ઊંઝા ગામથી ચાર કિલોમીટરની અંદર પ્રવેશવાની મનાઈ હતી. અને



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❊ સ્મૃતિ ગ્રંથ



ઊંઝાનાં તમામ બજારો ઉત્સવ દરમિયાન પાંચ-સાત અને દસ દિવસ સુધી બંધ હતાં અને તેથી આકર્ષણ હતું તો એક માત્ર મંગલ મહોત્સવનું હતું અને લાલચ હતી તો માનાં પ્યારા દર્શનની હતી. અને તેથી સૌ કોઈ શિસ્તબદ્ધ રીતે એક સંસ્કારી પ્રજાને શોભે તે રીતે વર્તી મહાન સંસ્કારી પ્રજાનો સંસ્કારી ભાવનાથી સભર એવો સંસ્કારી મહોત્સવ માની ઊજવ્યો અને તેથી સંસ્કારી પ્રજાને શોભે, ગૌરવ અપાવે તે રીતે સફળ થઈ લોકહૈયાને અજવાળી ગયો. આવતી કાલની પ્રજાને માટે તે પ્રેરણાપિયુષ બની ગયો. આવા મહાન મહોત્સવનાં પાવન દર્શનથી કડવા પાટીદાર કોમ ધન્ય બની, પણ તે ઉપરાંત સમગ્ર જ્ઞાતિ-કોમો પણ ધન્યધન્ય બની રહી. અને અંતમાં મા ઉમિયાની જય સાથે મહોત્સવનાં પાવન દર્શનનું ચિત્ર અહીં સમાપ્ત કરવાની રજા લઈએ છીએ અને તેથી સૌ સાથે બોલીએ; 'ઉમિયા માતા કી જય !'

•

**સંવત ૨૦૨૮થી સંવત ૨૦૩૭ સુધીની**
**(શ્રી ઉમિયામાતાજી સંસ્થાન) ઊંઝાની ૧૦ વર્ષીય વિકાસ ગાથા.**

| સંવત | ઉત્પન્ન | ખર્ચ | વધારો |
|---|---|---|---|
| ૨૦૨૮ | ૧૩૩૦૫૨-૧૭ | ૫૧૭૩૯-૮૩ | ૮૧૩૧૨-૩૪ |
| ૨૦૨૯ | ૧૩૬૪૫૭-૯૭ | ૫૩૦૯૬-૪૫ | ૮૩૩૬૧-૫૨ |
| ૨030 | ૧૫૫૫૩૫-૨૫ | ૯૨૧૮૩-૩૨ | ૬૩૩૫૧-૯૩ |
| ૨૦૩૧ | ૧૭૩૬૬૦-૧૫ | ૮૬૧૬૬-૦૬ | ૮૭૪૯૪-૦૯ |
| ૨૦૩૨ | ૨૫૫૪૭૧-૧૩ | ૧૨૮૨૬૩-૧૬ | ૧૨૭૨૦૭-૯૭ |
| ૨૦૩૩ | ૭૨૭૭૭૭-૧૬ | ૪૩૯૮૧૦-૫૦ | ૨૮૭૯૬૬-૬૬ |
| ૨૦૩૪ | ૯૧૭૪૬૩-૦૫ | ૫૫૪૭૩૩-૬૪ | ૩૬૨૭૨૯-૪૧ |
| ૨૦૩૫ | ૧૦૨૫૬૦૬-૨૧ | ૫૩૧૪૪૩-૦૩ | ૪૯૪૧૬૩-૧૮ |
| ૨૦૩૬ | ૧૦૮૪૨૧૫-૨૮ | ૫૯૪૪૦૯-૯૩ | ૪૮૯૮૦૫-૩૫ |
| ૨૦૩૭ | ૧૧૦૮૬૦૩-૫૪ | ૪૦૨૩૫૫-૧૨ | ૭૦૬૨૪૮-૪૨ |

# મહોત્સવ અંગેની વિવિધ સમિતિઓનો અહેવાલ






૧૮ મી શતાબ્દી મહોત્સવની ઉજવણીના નિર્ણય પછી મહોત્સવની સર્વાંગી દેખરેખ રાખી શકે તે માટે સૌપ્રથમ મહોત્સવ સમિતિની રચના કરવામાં આવી. આ સમિતિમાં ઊંઝાના અગ્રગણ્ય આગેવાનો, માતાજીની સંસ્થાનના કારોબારી સભ્યો તેમજ જ્ઞાતિના લબ્ધ-પ્રતિષ્ઠિત આગેવાનોમાંથી ૧૨૫ વ્યક્તિઓની મહોત્સવ સમિતિ બનાવી, મહોત્સવની શરૂઆત થાય તે પહેલાં આ સમિતિએ મહોત્સવની વ્યવસ્થાનાં સર્વ પાસાંઓનો ખ્યાલ રાખીને નીચે પ્રમાણેની અગિયાર સમિતિઓની રચના કરી ને દરેક સમિતિમાં એક અધ્યક્ષની નિમણૂંક કરવામાં આવી :

| સમિતિનું નામ | સમિતિના અધ્યક્ષશ્રીનું નામ |
| --- | --- |
| ૧. સ્વાગત સમિતિ | શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ |
| ૨. નાણા સમિતિ | શ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈ |
| ૩. યજ્ઞસેવા સમિતિ | શ્રી ઈશ્વરલાલ શંકરલાલ પટેલ ( રોડ ) |
| ૪. મંડપ-ઉતારા સમિતિ | શ્રી શંકરલાલ બાલચંદદાસ પટેલ ( બાંગા ) |
| ૫. પ્રચાર અને પ્રકાશન સમિતિ | શ્રી મણિલાલ ઈશ્વરલાલ પટેલ ( મમ્મી ) |
| ૬. જાહેર બંદોબસ્ત અને સલામતી સમિતિ | શ્રી ચતુરભાઈ ઈશ્વરલાલ પટેલ ( બાળવોત ) |
| ૭. વાહનવ્યવહાર સમિતિ | શ્રી ઈશ્વરભાઈ ડી. પટેલ |
| ૮. આરોગ્ય-પાણી, દીવાબત્તી સમિતિ | શ્રી જીવરામ છબીલદાસ પટેલ ( ગોયા ) |
| ૯. પ્રસાદ સમિતિ | શ્રી ભોગીલાલ કેવળદાસ પટેલ |
| ૧૦. સરભરા સમિતિ | શ્રી શંકરલાલ માનચંદદાસ પટેલ ( શકુર ) |
| ૧૧. સ્વયંસેવક સમિતિ | શ્રી અંબાલાલ નાથાલાલ ચારી |









આ બધી સમિતિઓની રચના મહોત્સવની વ્યવસ્થાને કેન્દ્રમાં રાખીને કરવામાં આવી હતી. મહોત્સવ સમિતિના કાર્યકરોને જુદીજુદી કમિટીઓમાં વહેંચી દેવામાં આવ્યા હતા. સમગ્ર મહોત્સવનું કાર્ય દીપી ઊઠે તે જોવાનું કાર્ય મહોત્સવ સમિતિનું હતું. દરેક કમિટીના અધ્યક્ષને મહોત્સવ સમિતિના સભ્ય ગણવામાં આવ્યા હતા. જેથી મહોત્સવ સમિતિની દરેક મિટિંગમાં અધ્યક્ષો હાજર રહેતા હતા.

**મહોત્સવ સમિતિનાં કાર્યો**

સામાન્ય રીતે મહોત્સવ સમિતિને નીચે પ્રમાણેનાં ત્રણ મહત્ત્વનાં કાર્યો સોંપવામાં આવ્યા હતાં :
( અ ) આયોજન ( બ ) સંચાલન ( ક ) નિર્ણયાત્મક કમિટી

**( અ ) આયોજન :** આ ભવ્ય મહોત્સવ પ્રસંગે લાખો યાત્રિકો આવવાની ધારણા હતી જ. મહોત્સવનો પ્રચાર અને પ્રસાર મોટા પ્રમાણમાં થયો હતો. ગુજરાત તેમજ સમગ્ર દેશમાં મહોત્સવની સારી એવી હવા જામી હતી. જેથી અગાઉથી મહોત્સવ સમિતિએ પોતાની મિટિંગો બોલાવીને મહોત્વનાં સર્વ પાસાંઓનું આયોજન કર્યું હતું. પૈસાનું આયોજન પણ અગાઉથી વિચારી લીધું હતું. જેટલું ખર્ચ થશે તેટલાં નાણાં મળશે તેવી પૂરી શ્રદ્ધા હતી. પાણી, ખોરાક, આરોગ્ય, લાઇટ, રહેઠાણ, વાહનવ્યવહાર, દર્શન માટેની વ્યવસ્થા વગેરે બધી જ નાનીનાની બાબતોનું આયોજન અગાઉથી ચર્ચા-વિચારણા કરીને કરી લેવામાં આવ્યું હતું. ધારણા કરતાં જો વધારે યાત્રિકો આવે, તો તેનાં દૂરગામી વ્યવસ્થા ઉપર કેવાં પરિણામો પડે તેનું પણ આયોજન કરવામાં આવ્યું હતું. દરરોજ આયોજન અંગેની ચર્ચાઓ જે-તે કમિટીઓના પ્રમુખો સાથે કરી લેવામાં આવતી હતી, ને આયોજન અંગેનું માર્ગદર્શન પણ આપવામાં આવતું હતું.

માતાજીના દર્શનાર્થે આ મહોત્વમાં દસથી પંદર લાખ યાત્રિકો આવશે તેવો ખ્યાલ ધ્યાનમાં રાખી ઊંઝા ગામના દરેક વિસ્તારનું આયોજન કર્યું હતું ને યાત્રિકોને સુવિધા રહે તેવી ગોઠવણ કરી હતી. મહોત્સવ પ્રસંગે જે સમિતિઓને કાર્ય સોંપવામાં આવ્યું હતું તે કાર્ય અંગે જે-તે કમિટીઓના ચેરમેનો સાથે ચર્ચા-વિચારણા કરીને ગોઠવી દેવામાં આવ્યું હતું. મહોત્સવના એક માસ પહેલાં સમગ્ર મહોત્સવનાં દરેક પાસાંઓનું આયોજન સુવ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયું હતું.

**(બ) સંચાલન :** મહોત્સવ સમિતિ કેન્દ્રીય સમિતિ હતી. બધી જ કમિટીઓની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાનું કાર્ય આ કમિટીને સોંપવામાં આવ્યું હતું. દરેક કમિટીનું સંગઠન બરાબર થયું છે કે નહિ? વ્યવસ્થા ગોઠવાઈ છે કે નહિ? તે જોવાનું કાર્ય આ સમિતિનું હતું. આ સમિતિ બધી કમિટીઓના સંચાલન ઉપર દેખરેખ રાખતી હતી. ને દરેક કમિટીના નીતિ-નિયમો ઘડતી હતી. જોકે દરેક કમિટીને સંપૂર્ણ સત્તા આપવામાં આવી હતી; પણ જ્યારે લાખો યાત્રિકો માના દર્શનાર્થે ઉમટ્યા હોય ત્યારે દરેક કમિટીનું સંચાલન કેવું છે? પહોંચી વળાશે કે નહિ? તે માટે દરરોજ કમિટીઓના ચેરમેનશ્રીઓની મુલાકાત લેવામાં આવતી હતી. ને પોતાની કમિટિના સંચાલનમાં જાણેઅજાણે કોઈ મુશ્કેલી ન પડે તેવું વિચારીને અગાઉથી જ ખુલ્લા હૃદયે ચર્ચા કરી લેવામાં આવતી હતી. સમગ્ર મહોત્સવના આર્થિક ખર્ચની જવાબદારી આ સમિતિની હતી. ખર્ચ માટેની સામાન્ય ચર્ચા કમિટીઓના ચેરમેનશ્રીઓ મહોત્સવ સમિતિ સાથે કરી લેતા હતા. પરંતુ મહોત્સવ સમિતિએ કમિટીઓના ચેરમેનશ્રીઓને મહોત્સવની ભવ્યતા વધારવા ગમે તેટલું ખર્ચ થાય તો કરી લેવાની અગાઉથી પરવાનગી આપી દીધી હતી. મહોત્સવ સમિતિની મંજૂરી વિના નવ હજાર રૂપિયા જેટલી રકમ ખર્ચવાની જે-તે કમિટીઓના ચેરમેનોને સત્તા આપવામાં આવી હતી.

**( ક ) નિર્ણયાત્મક કમિટી:** મહોત્સવ સમિતિ એ નિર્ણયાત્મક સમિતિ હતી. જેમ બધી નદીઓનું પાણી સાગરમાં ભળે છે, તેમ બધી કમિટીઓની કાર્યવિધિ ઉપર મહોત્સવ સમિતિનું ધ્યાન રહેતું હતું, ને દરરોજ જે-તે કમિટીઓના કાર્યના અહેવાલોની જાણ મહોત્સવ સમિતિને કરવામાં આવતી હતી. મહોત્સવ સમિતિ







મહોત્સવનાં સર્વ પાસાંઓનું સંકલન કરી યોગ્ય માર્ગ-દર્શન અને સલાહ-સૂચનો આપતી હતી. કોઈ કમિટીમાં કોઈ પ્રશ્ન ઊભો થતો, ત્યારે તેનો તાત્કાલિક ઉકેલ મહોત્સવ સમિતિ આપતી હતી. જોકે દરેક કમિટીના અધ્યક્ષોને પૂરી સત્તા આપી દીધી હોવાથી કોઈ વિવાદ હતો નહિ, કોઈ પ્રશ્ન હતો નહિ, તેમ છતાં જ્યારે-જ્યારે કાર્ય કરવાની બાબતમાં કોઈ મૂંઝવણ ઊભી થતી ત્યારે કમિટીઓના ચેરમેનશ્રીઓ મહોત્સવ સમિતિના સંપર્કમાં રહીને ઝડપી ઉકેલ લાવતા ને ગૌરવપૂર્વક પોતાનું કાર્ય આગળ ધપાવતા હતા.

મહોત્સવ સમિતિ એ સર્વોપરી સમિતિ ન હતી, પણ તે બધી સમિતિઓના કાર્યનું સંકલન કરનારી, બધી કમિટીઓને પ્રેરણા અને માર્ગદર્શન, આપનારી ઉત્સાહ અને પ્રેમ જગાવનારી, બધી કમિટીઓનાં કાર્યોને એકરૂપ બનાવનારી પ્રેરણાદાયી સમિતિ હતી. સમગ્ર મહોત્સવને દીપાવવામાં આ કમિટીએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. નિર્ણય લેવાની ઝડપી શક્તિ હોવાથી ને માનવ–સ્વભાવને પારખવાની કાબેલિયત હોવાથી સમગ્ર ઉત્સવની પ્રતિભા ચારે બાજુ ફેલાઈ ગઈ. મહોત્સવ સમિતિના સભ્યોમાં માની અખંડ પ્રેરણા એવી કામ કરી રહી હતી કે, જ્યારે કોઈ પ્રશ્ન આવે કે મૂંઝવણ આવે ત્યારે તેનો ઉકેલ ખૂબ જ ઝડપી અને મહોત્સવની ભવ્યતામાં વધારનારો બની જતો હતો.

•

ન મન્ત્રં નો યન્ત્રં તદપિ ચ ન જાને સ્તુતિમ હો
ન ચાહ્વાનં ધ્યાનં તદપિ ચ ન જાને સ્તુતિ કથા: ।
ન જાને મુદ્રાસ્તે તદપિ ચ ન જાને વિલપનં
પરં જાને માતસ્ત્વદ્ તું સ્મરણું કલેશ હરણમ્ ।। ૧ ।।

હે મા, મને મંત્રની જાણ નથી, યંત્ર જાણતો નથી. અને હું સ્તુતિ કરવાનું પણ જાણતો નથી. મને આહ્વાન આવડતું નથી, ધ્યાન આવડતું નથી અને સ્તોત્ર કથા આવડતી નથી. હું તારી મુદ્રા જાણતો નથી અને મને વિલાપ કરતાં પણ આવડતું નથી, છતાં એક વાત જાણું છું કલેશ હરનારું તારું અનુસ્મરણ.




આ દિવ્ય અને ભવ્ય મહોત્સવના કાર્યની સફળતા માટે સ્વાગત સમિતિની રચના કરવામાં આવી હતી. સ્વાગત સમિતિનું કાર્ય મહોત્સવની ભવ્યતામાં વધારો કરવાનું હતું.

આ ઉત્સવના હાર્દમાં માનવ-કલ્યાણની ભાવના રહેલી હતી, જેથી આ મહોત્સવ ફક્ત કડવા પાટીદાર-ભાઈઓ માટે સીમિત રહ્યો ન હતો. પણ દરેક જ્ઞાતિજનો માની પ્રેરણાથી આકર્ષાઈને દર્શન માટે આવ્યા હતા. ને માનાં યશોગાન ગાતા હતા. લાખો યાત્રિકો ઊંઝામાં આ મહોત્સવ પ્રસંગે આવવાના હતા, તેનો અગાઉથી ખ્યાલ રાખીને સ્વાગત સમિતિને નીચેનાં કાર્યો સોંપવામાં આવ્યાં હતાં :

( અ ) માના દર્શનાર્થે આવેલા ભાવિક યાત્રિકોનું સ્વાગત કરવું. ( બ ) મહેમાનોનું સ્વાગત કરવું. ( ક ) મહોત્સવના કાર્યમાં મદદરૂપ બનનાર અધિકારીઓનું સ્વાગત કરવું.

**( અ ) યાત્રિકોનું સ્વાગતઃ** માના દર્શનાર્થે લાખો યાત્રિકો દૂરદૂરથી આવતા હતા. સૌરાષ્ટ્ર, કચ્છ કે દક્ષિણ ગુજરાતનાં દૂરનાં ગામડાંઓમાંથી કલાકો સુધી વાહનોમાં બેસીને જ્યારે ઊંઝામાં ઊતરતા ત્યારે તેઓનું સ્વાગત કરવામાં આવતું હતું. કાપડના પડદાનાં બોર્ડ બનાવીને, મા ઉમાના જયઘોષનાં વાક્યો લખીને યાત્રિકોના હૃદયકમળને પ્રફુલ્લિત બનાવી દેવામાં આવતાં હતાં. યાત્રિકોને ઠંડું પાણી મળે, સમયસર ભોજન મળે તેની વ્યવસ્થા સરભરા સમિતિ દ્વારા કરવામાં આવી હતી. માનાં દર્શન-પ્રસંગે યાત્રિકોને કોઈ પણ પ્રકારની તકલીફ ન પડે તેની કાળજી લેવામાં આવતી હતી.

**( બ ) મહેમાનોનું સ્વાગતઃ** આ મહોત્સવ પ્રસંગે જ્ઞાતિની અગ્રગણ્ય વ્યક્તિઓ તેમજ બીજી જ્ઞાતિના ખ્યાતનામ સેવકો, કાર્યકરો પણ આવતા હતા. મહોત્સવની પ્રતિષ્ઠામાં વધારો થાય, ને ઊંઝાની શાન અને શોભામાં વધારો થાય તે સારુ આવેલા મહેમાનોનું સ્વાગત કરવામાં આવતું હતું. તેઓની સાથે મહોત્સવની ચર્ચા-વિચારણા પણ કરવામાં આવતી.

આ મહોત્સવ એવા સમયે ઉજવવામાં આવ્યો હતો કે, જ્યારે સમગ્ર દેશમાં કટોકટી ચાલી રહી હતી. દિલ્હીની કેન્દ્રીય સરકારને પણ એવી દહેશત હતી કે, આ ધાર્મિક મહોત્સવ પાછળ કોઈ રાજકીય કાવાદાવા તો નથી ને ? જેથી સરકારી અધિકારીઓ વારંવાર ઊંઝાની મુલાકાત લેતા, દિલ્હી અને ગાંધીનગર સાથેનો ટેલેક્ષ વ્યવહાર શરૂ કર્યો હતો. પોલીસ અધિકારીઓ, ગુપ્તચર અધિકારીઓ મોટી સંખ્યામાં ઊંઝાના વિવિધ વિભાગોમાં વહેંચાયેલા હતા. આ અધિકારીઓ વારંવાર મહોત્સવ સમિતિના કાર્યકરોને મળતા ને ચર્ચા-વિચારણા કરતા. આ વિશિષ્ટ અધિકારીઓનું ખાસ સ્વાગત આ સમિતિ દ્વારા કરવામાં આવતું હતું. ને તેઓ માટે રહેવા-જમવાની અલાયદી વ્યવસ્થા પણ કરવામાં આવી હતી.

આ પ્રસંગે ગુજરાત અને ગુજરાત બહારથી દૈનિક, પાક્ષિક કે માસિક પત્રિકાઓના અનેક પત્રકારો આવ્યા હતા, ને મહોત્સવનાં વિવિધ પાસાંઓના ફોટાઓ લેતા હતા. આ મહોત્સવનો એકમાત્ર ઉદ્દેશ ધાર્મિક હતો, પણ પત્રકારો ધાર્મિક હેતુનું વિકૃત સ્વરૂપ ન આપી દે, ને પોતાની ઇચ્છાનુસાર મહોત્સવના ગમે તેવા સમાચારો પ્રગટ ન કરી દે, તે સારુ પત્રકારોનું વારંવાર સ્વાગત આ સમિતિ દ્વારા કરવામાં આવતું. ને તેઓની સાથે મહોત્સવના વિવિધ પ્રસંગોની ચર્ચા-વિચારણા કરવામાં આવતી હતી.





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ઃ સ્મૃતિ ગ્રંથ



સ્વાગત સમિતિએ ઉપર્યુક્ત બે કાર્યો સિવાય પણ સમગ્ર મહોત્સવની ભવ્યતામાં વધારો થાય, પ્રેરણા અને ઉત્સાહ જાગે તેવાં દરેક કાર્યોમાં દિલ દઈને સહકાર આપ્યો છે. મહોત્સવની રમણીયતા અવર્ણનીય હતી. સમગ્ર ઊંઝાનું વાતાવરણ સુમધુર બની ગયું હતું. ચારે બાજુ માની ભક્તિ અને પ્રેમનું સર્જન થયેલું દેખાતું હતું. જાણે મા ઉમા જ પોતાનાં બાળકોનું સ્વાગત ન કરી રહી હોય તેવું મોહક વાતાવરણ ફેલાયું હતું.

રક્તવર્ણીય પ્રકાશમાં પ્રવેશ કરતાં જ જેમ માનવી રક્તવર્ણીય રૂપ ધારણ કરે છે, તેમ યાત્રિકો ઊંઝામાં પગ મૂકતાં જ મા ઉમાના પ્રેરણારશ્મિનો અનુભવ કરી સ્વયં 'સ્વાગતોઽસ્મિ'નો આનંદ પ્રાપ્ત કરતા હતા.

•

વિધેર જ્ઞાનેન દ્રવિણ વિરહેણાલસતયા
વિધેયા શક્યત્વા ત્તવ ચરણ યો ર્યા ચ્યુતિરભૂત ।
તદે તત્ ક્ષંતવ્ય જનનિ સકલોદ્ધારિણિ શિવે
કુપુત્રી જાયતે કવચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૨ ॥

સર્વ સકળનો ઉદ્ધાર કરનારી હે શિવા, મને વિધિનું અજ્ઞાન છે અને દ્રવ્યનો અભાવ છે. હું આળસું છું. અને તારી પૂજા બરાબર કરી શકતો નથી. આથી તારી ચરણસેવામાં જે ખામીઓ થઈ છે તે બદલાતું મને ક્ષમા આપજે. પુત્ર ખરાબ હોઈ શકે પણ મા કદીય ખરાબ નહિ હોય.





# નાણાં સમિતિ

### પૂર્વભૂમિકા

આજથી વીસ વર્ષ પહેલાં શ્રી ઉમિયામાતાજી સંસ્થાને માતાજીના પટાંગણમાં યજ્ઞ કરવાનું વિચારેલું, પરંતુ તે વખતે પાણીની તકલીફ હતી, બોર હતો નહિ. જેથી આ ઉત્સવ યોજવાની ઇચ્છા હોવા છતાં પણ યજ્ઞ કરવાનું બંધ રાખેલ. ત્યાર બાદ ઊંઝા માઈ મંડળના સભ્યના હૃદયમાં પ્રેરણા જાગી કે, માતાજીના મંદિરમાં યજ્ઞ કરવો ને તે વાત તેઓએ સંસ્થાના મંત્રીઓને કરી. મંત્રીઓએ એવું સૂચન કર્યું કે, માતાજીના મંદિરમાં યજ્ઞસંસ્થા તરફથી જ થવો જોઈએ, માઈ મંડળની ભાવના ઊંચી છે, તેની કદર કરી, પણ યજ્ઞ સંસ્થાન તરફથી થવો જોઈએ તેવું વિચારાયું. ત્યાર પછી શ્રી ઉમિયામાતાજી સંસ્થાનની કારોબારી મળી. કારોબારીમાં આ અંગેની વિસ્તૃત ચર્ચા થઈ. ચર્ચાને અંતે કારોબારીએ મોટો યજ્ઞ કરવાની સંમતિ આપી ને અંતે યજ્ઞ કરવાનું નક્કી કર્યું.

### યજ્ઞના નિર્ણય બાદ મળેલ મિટગો

કારોબારી સમિતિના નિર્ણય અનુસાર સર્વપ્રથમ ઊંઝા ગામના આગેવાનોની મિટિંગ બોલાવી. આ મિટિંગમાં ૩૦૦ જેટલા આગેવાન ભાઈઓ એકત્ર થયા. ચર્ચા-વિચારણા થઈ પણ નિર્ણય લઈ શકાયો નહિ. ફરીથી બીજીવાર ગામના સદ્‌ગૃહસ્થોની સભા બોલાવી. પણ આ મિટિંગમાં કોઈ નિર્ણય લેવાયો નહિ. લગાતાર બે વખત મિટિંગો મળી પણ કોઈ નિર્ણય ઉપર નહિ આવવાના કારણે કારોબારીના સભ્યોમાં નિરાશા ફેલાઈ. છેલ્લે કારોબારીના સભ્યોએ એવો વિચાર કર્યો કે, માર્કેટ યાર્ડમાં મિટિંગ કરીએ. માર્કેટ યાર્ડમાં ગામના આગેવાન ભાઈઓની મિટિંગ મળી. આ મિટિંગમાં માતાજીના સંસ્થાનમાં યજ્ઞ કરવાનો નિર્ણય લેવાયો. આ નિર્ણયથી કારોબારીના સભ્યોના હૃદયમાં આશાનું કિરણ પ્રગટયું, વિશ્વાસ જન્મ્યો કે હવે આપણે મોટો યજ્ઞ કરી શકીશું. ત્યાર બાદ સમગ્ર ઊંઝા ગામને ભેગું કરવામાં આવ્યું. ગામ સમક્ષ માતાજીના મંદિરમાં યજ્ઞ કરવાની વિસ્તૃત ચર્ચા થઈ. ચર્ચાને અંતે ગ્રામ્યજનોએ આ ઉત્સવ દરમિયાન કાર્ય કરવાની અને પૈસા આપવાની સંમતિ આપી. ગામનો ઉત્સાહ, માતાજી પ્રત્યેની શ્રદ્ધા અને કાર્ય કરવાની ધગશ જોઈને ઊંઝા ઉમિયામાતાજી સંસ્થાનની કારોબારીએ તાત્કાલિક મિટિંગ બોલાવીને ઠરાવ કર્યો ને આ ઉત્સવનું નામ, 'અઢારમી શતાબ્દી મહોત્સવ અને હોમાત્મક સહસ્રચંડી યજ્ઞ' રાખવાનું નક્કી કર્યું.

### ફંડની શરૂઆત : પ્રથમ ઊંઝામાંથી

મહોત્સવ ઊજવવાનું નક્કી કર્યા પછી ફંડની શરૂઆત કરી. ફંડની શરૂઆત સૌપ્રથમ ઊંઝા ગામમાંથી કરી. પ્રાથમિક ફંડ ગામમાંથી ઉઘરાવવાની શરૂઆત એટલા માટે કરી કે, બહારના ભાઈઓને સારું ઉદાહરણ પ્રાપ્ત થાય. ગામમાંથી પ્રથમ તબક્કે સારું ફંડ ઉઘરાવ્યું. ગામના દરેક કુટુંબ દીઠ ઓછામાં ઓછા ૧૧ રૂપિયા આપવાનો નિર્ણય લેવાયો, ને નવાઈની વાત તો એ છે કે, એવું એક પણ કુટુંબ નથી કે જેને માતાજીના આ મહોત્સવ પ્રસંગે ફૂલ નહિ તો ફૂલની પાંખડી પેઠે કંઈ ન આપ્યું હોય.

ત્યાર બાદ ઉત્તર ગુજરાતના કડવા પાટીદાર  ગોળના આગેવાનોની મિટિંગ તા. ૩૦-૧૧-'૭૬ના રોજ ઊંઝા મુકામે બોલાવવામાં આવી. આ મિટિંગમાં ઉપસ્થિત રહેલા સર્વે આગેવાનોએ એકી અવાજે સંપૂર્ણ સહકાર આપવાની અને ફંડફાળો કરી આપવાની સંમતિ આપી ને આ કાર્ય ઉપાડી લીધું.







## નાણા સમિતિની કાર્યવિધિની શરૂઆત

આ મહોત્સવ પ્રસંગે ૧૨૫ માણસોની સામાન્ય કમિટી બનાવી. ઉત્સવને પહોંચી વળવા માટે સંપૂર્ણ વ્યવસ્થાને બાર વિભાગોમાં વહેંચી દરેક કમિટીને કરવાના કાર્યની નોંધ છ માસ અગાઉ આપવામાં આવી. નાણાં ઉઘરાવવા માટે નાણા સમિતિની રચના કરવામાં આવી. આ નાણા સમિતિનું કાર્ય નાણાં ઉઘરાવવાનું અને તેનો વહીવટ અને હિસાબ રાખવાનું હતું. ગુજરાતના જુદાજુદા વિસ્તારોમાં નાણા સમિતિની મિટિંગો યોજવાનું શરૂ થયું. સૌપ્રથમ કારતક સુદી ૩ તા. ૨૬–૧૦–'૭૬ ના રોજ અમદાવાદમાં ઉસ્માનપુરા કડવા પાટીદારની વાડીમાં શેઠશ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈના પ્રમુખસ્થાને મિટિંગ મળી. ત્યાર બાદ નાણા સમિતિના આગેવાનોના માર્ગદર્શન નીચે કાર્યકરોની જુદીજુદી પેટા સમિતિઓએ મુંબઈ, સુરત, કચ્છ અને સૌરાષ્ટ્રનાં વિવિધ સ્થળોએ મિટિંગો ભરી ને જ્યાંજ્યાં પોતાના સંબંધો હતા ત્યાંત્યાં વ્યક્તિગત મળીને પણ નાણાં ઉઘરાવવા લાગ્યાં. જરૂર પડે તો એકએક સ્થળે બે કે ત્રણવાર જવાનું થયું. એક બાજુના ગોળના આગેવાનો પોતાના સમાજમાં પૈસા ઉઘરાવવાનું કરી રહ્યા હતા ને બીજી બાજુ નાણા સમિતિના કાર્યકરો પોતાની રીતે ફંડ ઉઘરાવતા હતા.

ફંડ ઉઘરાવવા માટે નાણા સમિતિના માર્ગદર્શન નીચે પાવતીઓ છપાવીને તૈયાર કરવામાં આવી હતી. દરેક પાવતી ઉપર સંસ્થાના સહીસિક્કા કરવામાં આવ્યા હતા. પાવતીબુકો જવાબદાર વ્યક્તિઓને સોંપવામાં આવી હતી. આ રીતે અનેક કાર્યકરો ગામેગામ ફરીને ફંડ એકત્ર કરતા હતા.

## મહોત્સવ પ્રસંગે નાણાંની અલગ ઑફિસ

મહોત્સવની શરૂઆત થઈ તે પહેલાં નાણાંની અલગ ઑફિસ રાખવામાં આવી હતી. આ ઑફિસમાં દસથી બાર કાઉન્ટરો ખોલવામાં આવ્યાં હતાં. કાઉન્ટરો ઉપર સ્વયંસેવકો નાણાં લેતાં ને તેની પાકી પાવતી આપતા. સ્વયંસેવકોએ સ્વેચ્છાપૂર્વક આ માનદ કપરી સેવા સ્વીકારી હતી. આ કાઉન્ટરો રાત-દિવસ ઉત્સવ પ્રસંગે કામ કરતાં સ્વયંસેવકો બદલાતા રહેતા ને આ સમગ્ર વ્યવસ્થા ઉપરનાણા સમિતિના સભ્યો દેખરેખ રાખતા હતા.

## ઠેરઠેર મૂકેલાં ગોલકો

નાણા સમિતિએ કાઉન્ટરો સિવાય પૈસા નાખવા માટે જુદીજુદી જગ્યાઓએ ગોલકો મૂક્યાં હતાં. રસોડા ઉપર, સંસ્થાનના દરવાજાની બહારની જગ્યાએ તેમજ ગામની મુખ્યમુખ્ય જગ્યાએ ગોલકો મૂક્યાં હતાં. કાઉન્ટરોની નીચે પણ ગોલકો મૂકેલાં. અગિયાર રૂપિયાથી ઓછા રૂપિયાની પાવતી ફાડવામાં આવતી ન હતી, જેથી અગિયારથી ઓછા આપનાર યાત્રિકોને ગોલકોમાં પૈસા નાખવાનું સૂચવવામાં આવતું હતું. દરરોજ નક્કી કરેલા સ્વયંસેવકો ગોલકોને ઉઠાવીને નાણા સમિતિની મુખ્ય ઑફિસે લાવતા, ને ત્યાં તે પૈસાની ગણતરી થતી ને જમા લેવામાં આવતા ને ફરી પાછા ત્યાં ગોલકો ગોઠવી દેવામાં આવતા આ રીતે ગોલકો દ્વારા ફંડ-ફાળો ઉઘરાવાયો હતો.

મહોત્સવ પ્રસંગે જે ભાઈઓ કાઉન્ટર ઉપર રસીદ ફડાવીને પૈસા જમા કરાવતા તે દરેક ભાઈઓને માતાજીના આશીર્વાદરૂપે કંકુનો પડો આપવામાં આવતો હતો.

## નાણાંનો હિસાબ

ફંડ ઉઘરાવવા માટે જે પાવતીબુકો આપી હતી, તે નોંધ કરીને જવાબદાર વ્યક્તિઓને આપી હતી. જેમ-જેમ આ પાવતીબુકો આવતી તેમતેમ તેના પૈસા ચોપડે જમા લેવામાં આવતા. કડવા પાટીદાર ભાઈઓ સિવાય બીજી જ્ઞાતિના ભાઈઓ પણ માતાજી પ્રત્યેની શ્રદ્ધાના કારણે પૈસા આપતા, પણ તેઓના પૈસા પ્રેમના પ્રતીક તરીકે, ટોકન તરીકે સ્વીકારવામાં આવતા. આનંદની વાત તો એ છે કે, ઊંઝાની દરેક જ્ઞાતિના લોકોએ આ મહોત્સવ પ્રસંગે પૈસા આપ્યા છે, પણ નાણા સમિતિએ ફક્ત ટોકન તરીકે તે પૈસા સ્વીકાર્યા છે.

માતાજીના મહોત્સવ પ્રસંગે પૈસા ઉઘરાવવા માટે ગયા ત્યારે જાતજાતના અનુભવો કાર્યકરોને થયા હતા. ફંડ માટે મુંબઈ, સુરત, અમદાવાદ, ઉજ્જૈન, ઇન્દોર, માળિયા વગેરે સ્થળોએ તો ફર્યા, પણ સૌરાષ્ટ્રના મિલ-માલિકોએ તો અમારા કાર્યકરો સમક્ષ કોરી ચેકબુકો મૂકી દીધી ને માતાજીના નામે જેટલા પૈસા લખવા હોય તેટલા લખી દેવાનું કહ્યું. માતાજીના લીધે અમે જ







સુખી થયા છીએ એવો અનેરો ઉત્સાહ તેઓએ બતાવ્યો હતો.

ગામડાંઓમાં રહેતા આપણા જ્ઞાતિભાઈઓની ભલે આર્થિક પરિસ્થિતિ સારી ન હોય, છતાં આ પવિત્ર કાર્યમાં ઓછામાં ઓછા ( રૂ. ૧૧ ) અગિયાર રૂપિયા નોંધાવીને પોતાને આ મહોત્સવમાં ભાગીદાર બનાવતા હતા.

ઉત્સવના થોડા દિવસો પહેલાં એટલેકે માગસર સુદી ત્રીજના દિવસે બધી કમિટીઓની ઈમરજન્સી મિટિંગ બોલાવવામાં આવી, ને દરેક કમિટીઓની જવાબદાર વ્યક્તિઓને પોતાની સમિતિના કાર્ય અંગે પૂછવામાં આવ્યું. બધી સમિતિઓએ પોતાની તૈયારીઓ રજૂ કરી. આ પ્રસંગે મહોત્સવ સમિતિના અધ્યક્ષે કહ્યું કે, 'કોઈ પણ સમિતિના ચેરમેન જેટલા પૈસા માગે તેટલા પૈસા આપો, શા માટે જોઈએ છે તેનું કારણ પણ પૂછો નહિ.' અધ્યક્ષશ્રીની આ ઉદારતા જોઈને બધી સમિતિઓના કાર્યકરોમાં અનેરો ઉત્સાહ અને આનંદ વ્યાપી ગયો ને પૂરી શ્રદ્ધા જન્મી કે આ મહોત્સવ ભવ્ય રીતે કરી શકાશે.

સામાન્ય રીતે એવો ખ્યાલ હતો કે, સમગ્ર ઉત્સવ દરમિયાન દસ થી પંદર લાખનો ફાળો થશે ને સાથેસાથે તેટલો જ ખર્ચ થશે પણ અમારો આ ખ્યાલ ખોટો ઠર્યો. મહોત્સવ પ્રસંગે સહસ્રચંડી યજ્ઞ વિધિના પાટલા ઉપર બેસવા માટે દૈનિક સમાચારપત્રોમાં જાહેર ખબર આપવામાં આવી. કોઈ પણ જ્ઞાતિભાઈ આ વિધિમાં ભાગ લઈ શકે તે માટે જાહેર ખબર આપવામાં આવેલી. પંદર જગ્યાઓ ઉપર ઉછામણી તા. ૧૪-૧૧-'૭૬ના રોજ બપોરે બે વાગે માતાજીના મંદિરમાં થઈ. આમાં ફક્ત એક-બે જગ્યાઓ છોડીને બાકીની બધી જગ્યાઓએ ઉછામણીના ચડાવામાં ઊંઝાના ભાઈઓએ ભાગ લીધો છે. ઉછામણી દ્વારા નાણા સમિતિને સારી રકમ મળી.

મહોત્સવ પછી નાણા સમિતિએ જુદીજુદી સમિતિઓના હિસાબો માગ્યા. દોઢ મહિના સુધી હિસાબો ચાલ્યા. પણ કોઈ હિસાબ મળ્યો ન હોય તેવું બન્યું નથી. નાણા સમિતિએ લાખો રૂપિયાનો વહીવટ કર્યો પણ આનંદની વાત એ છે કે, ક્યાંય પૈસાનો ગોટાળો થયો નથી, ખોવાયા કે ચોરાયા હોય તેવો એક પણ પ્રસંગ બન્યો નથી. દરેક વ્યક્તિ આ પોતાના જ પૈસા છે, ને તેનું રક્ષણ અને જતન કરવું તે પોતાનો ધર્મ છે એમ માનીને કાર્ય કર્યાં કરતી હતી. ઘણી જગ્યાએ કાઉન્ટર પર એક વ્યક્તિ પૈસા ઉઘરાવી પાવતીઓ આપે, ને પછી તે જગ્યાએ બીજી વ્યક્તિ પાવતી ફાડવા બેસે. કોઈ હિસાબ કરે નહિ કે મેળવે નહિ. પૈસાનો ચાર્જ બીજાને સોંપે તેમ છતાં પણ પૈસા ખૂટવાનો કોઈ બનાવ બન્યો નથી. બધી સમિતિઓએ વ્યવસ્થાના ભોગે દિલ ખોલીને પૈસા વાપર્યાં છે. કોઈ ને કોઈએ રોક્યા નથી કે અટકાવ્યા નથી. યાત્રિકો માટે, યાત્રિકોની વ્યવસ્થા માટે દિલ રેડીને કામ કર્યું. ને ઉદાર હૃદયે પૈસા વાપર્યા. સાથેસાથે ભાવિક યાત્રિકોએ સાચા હૃદયથી માનાં ચરણમાં લાખો રૂપિયા ધર્યા છે.

નાણા સમિતિએ મહોત્સવ સમિતિના નામે પોતાનું ખાતું ઊંઝા નાગરિક બૅન્કમાં રાખ્યું હતું. ૪૦ લાખ રૂપિયા નાણા સમિતિએ શ્રી ઉમિયા માતાજી સંસ્થાનને આપ્યા. આ સાથે દરેક સમિતિના હિસાબો અંકની પાછળ પુરવણીમાં મૂકવામાં આવ્યા છે, તે ઉપરથી દરેક સમિતિની આવક-જાવકનો ખ્યાલ આવી જશે. સાથેસાથે જે ભાઈઓએ રૂ. ૫૦૧ કે તેમાંથી વધારે પૈસા માતાજીના આ મહોત્સવ પ્રસંગે ભેટ ધર્યાં છે. તે ભાઈઓની અલગ યાદી આ ગ્રંથના અંતમાં આપવામાં આવી છે.

કડવા પાટીદારના કુળદેવી શ્રી ઉમિયામાતાજીનાં મંદિરનો માસ્ટર પ્લાન જે અંદાજે ૪૦ લાખના ખર્ચે તૈયાર થવાનો છે, તેવી જાહેરાત મહોત્સવ પ્રસંગે સમાચારપત્રોમાં પ્રગટ કરવામાં આવતી હતી. આ માસ્ટર પ્લાનની ચિંતા આપણી શ્રદ્ધેય દેવી મા ઉમિયાજીએ કરી હોય તેવી સમજ મહોત્સવ પ્રસંગે મળેલ ભંડોળથી આપોઆપ સમજાઈ આવે છે.



# યજ્ઞ-સેવા સમિતિ

શ્રી ઉમિયા માતાજીના આ ભવ્ય અઢારમી શતાબ્દી મહોત્સવ પ્રસંગે હોમાત્મક સહસ્રચંડી યજ્ઞ કરવાનું મહોત્સવ સમિતિએ સૌથી પ્રથમ વિચાર્યું હતું. સહસ્રચંડી યજ્ઞનું આયોજન અને વ્યવસ્થાની સંપૂર્ણ જવાબદારી યજ્ઞ–સેવા સમિતિને સોંપવામાં આવી. આ સમિતિએ જગતજનની મા ઉમા પ્રત્યેનો લોકહૃદયમાં ભક્તિભાવ વધે તે માટે સંપૂર્ણ આયોજનબદ્ધ વ્યવસ્થા ગોઠવી દીધી હતી.

## યજ્ઞક્રિયાનો હેતુ

સમગ્ર યજ્ઞક્રિયાનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, સમગ્ર જગતનું કલ્યાણ થાય, મા પ્રત્યેની ભાવના સર્વેના હૃદયમાં જાગે, લોકોમાં સંસ્કારની જાગૃતિ થાય, સંસ્કારિતા વધે, સમાજકલ્યાણનાં કામો થાય, દરેક વર્ગ પ્રત્યે, દરેક જ્ઞાતિ પ્રત્યે સહકારની તેમજ ભાઈ-ચારાની ભાવના વધે, માનવ પ્રત્યે સહૃદયતા જાગે અને આવી હૃદયની ભાવનાઓ વિસ્તૃત થાય તે માટે સહસ્રચંડી યજ્ઞનું આયોજન કરવામાં આવ્યું હતું. તદુપરાંત મા ઉમાની પ્રતિમાનાં દર્શન કરાવી લોકહૃદયમાં અનોખી ચૈતન્યતા પ્રગટાવવા માટે સહસ્રચંડી યજ્ઞનું આયોજન કરવામાં આવ્યું હતું.

## સહસ્રચંડી યજ્ઞનું સ્થળ

સહસ્રચંડી યજ્ઞ માતાજી સન્મુખ કિલ્લાની બહાર પૂર્વ દિશા તરફ માનસરોવરની દક્ષિણે રહેલા મેદાનમાં આવ્યો હતો. તા. ૨૯–૧૦–'૭૬ ના દિને સવારે ૯-૦૦ વાગે ઊંઝાના આગેવાન નાગરિક તથા શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના ઉપપ્રમુખ શ્રી બાલચંદદાસ ઉમેદદાસ પટેલના વરદ હસ્તે શાસ્ત્રોક્ત વિધિ દ્વારા ભૂમિપૂજન કરીને આ શુભકાર્યની શરૂઆત થઈ. આ પવિત્ર દિવસથી યજ્ઞકાર્ય આરંભાયું.

યજ્ઞસ્થળના મેદાનની સફાઈ કરીને તેને સમતોલ બનાવી દેવામાં આવ્યું. યજ્ઞવિધિકાર્ય શરૂ થાય તે પહેલાં યજ્ઞ–સેવા સમિતિએ સમગ્ર યજ્ઞવિધિના મેદાન ઉપર વિશાળ રક્તવર્ણીય ચાદરોથી ભવ્ય મંડપ બાંધી દીધો. યજ્ઞવિધિકાર્યમાં ૧૪૩ વિદ્વાન ભૂદેવો રોકાયા હતા. ભૂદેવોને બેસવા માટેની બેઠક–વ્યવસ્થા સુંદર રીતે ગોઠવવામાં આવી. અગ્નિહોત્રી શ્રી શુકદેવજી મહારાજ સમગ્ર ભૂદેવોમાં મુખ્ય આચાર્યપદે હતા. યજ્ઞની ચારે બાજુ યાત્રિકો પ્રદક્ષિણા કરી સહસ્રચંડી યજ્ઞનાં દર્શન કરી પાવન થઈ શકે તે માટે યજ્ઞને ફરતી રેલિંગ બાંધવામાં આવી. દર્શન કરનાર સ્ત્રી અને પુરુષના વિભાગો અલગઅલગ પાડવામાં આવ્યા. દર્શન કરવામાં કોઈને તકલીફ ન પડે તે માટે યજ્ઞને ફરતો રસ્તો ઢોળાવ આપીને બનાવવામાં આવ્યો. કોઈના મસ્તિષ્કની ઊંચાઈ ન નડે તેની તકેદારી રાખીને રસ્તાનો ઘાટ આપવામાં આવ્યો હતો. એક મિનિટમાં માનાં દર્શન કેટલા યાત્રિકો કરી શકશે, તેની અગાઉથી પ્રાયોગિક ધોરણે ચકાસણી કરવામાં આવી. લગભગ ૧૮૦ યાત્રિકો જ એક મિનિટમાં દર્શન કરી શકતા હતા.

યજ્ઞવેદીમાં રોકાયેલા ભૂદેવોને યજ્ઞસ્થળથી બહાર તેમજ માતાજી સન્મુખ જવા–આવવા માટે અલગ પુલ બાંધીને વ્યવસ્થા કરવામાં આવી. ૯૦ જેટલા સ્વયંસેવકોને યજ્ઞવિધિ કાર્યમાં રોકવામાં આવ્યા. યજ્ઞ માટેની સંપૂર્ણ વ્યવસ્થાનું આયોજન વૈજ્ઞાનિક રીતે નાનીનાની બાબતોને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યું હતું.





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



### સહસ્ત્રચંડી યજ્ઞનો કાર્યક્રમ

સહસ્રચંડી યજ્ઞનો કાર્યક્રમ અગાઉથી નક્કી કરવામાં આવ્યો હતો, ને તે વિવિધ સમાચારપત્રોમાં પ્રગટ કરવામાં આવ્યો. કાર્યક્રમ આ પ્રમાણે હતો :

તા. ૨૫-૧૧-'૭૬ સવારે ૬-૩૦ યજ્ઞની ધ્વજારોપણ
સવારે ૭-૦૦ યજ્ઞનો પ્રારંભ

તા. ૨૬-૧૧-'૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ
બપોરે ૨-૦૦ જલયાત્રા

તા. ૨૭-૧૧-'૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ
બપોરે ૧૨-૩૯ ધ્વજારોપણ

તા. ૨૮-૧૧-'૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ
માતાજીની મહાપૂજા ( ગર્ભ ગૃહમાં)

તા. ૨૯-૧૧-'૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ
બપોરે ૩-૦૦ પૂર્ણાહુતિ

સહસ્રચંડી યજ્ઞનિમિત્તે પાટલા-પૂજન તેમજ ધ્વજ ચઢાવવા માટે જાહેર ઉછામણી થતાં રૂપિયા બે લાખ નોંધાયા હતા. પાટલા ઉપર બેસનાર સજ્જનોની દેહશુદ્ધિ માટે યજ્ઞના અગાઉના દિવસે તા. ૨૪-૧૧-'૭૬ ના રોજ સિદ્ધપુરના પવિત્ર સ્થાન મા સરસ્વતીના કિનારે અરૂડેશ્વર ગયા, ત્યાં સ્નાન કર્યા પછી ગુરુમહારાજ પૂ. દેવશંકર મહારાજના આશીર્વાદ પ્રાપ્ત કરીને યજ્ઞના શુભકાર્યની શરૂઆત કરી હતી.

### પ્રારંભ

તા. ૨૫-૧૧-૭૬ ના સુપ્રભાતે જગતજનની મા ઉમાના શતાબ્દી મહોત્સવની ઉજવણીનો શુભ પ્રારંભ થયો. ને સવારે ૬-૩૦ વાગે માના જયઘોષ સાથે ધ્વજારોપણની ધાર્મિક વિધિ શરૂ થઈ, ત્યારે માતાજીના સુશોભિત મંદિરના કળશ ઉપર છેલ્લા છ દિવસના માવઠા પછી શ્રી સૂર્યનારાયણના કિરણો ઝળકી ઊઠ્યા, ત્યારે 'માતાજીનો જબરદસ્ત પરચો છે' એવું પોકારી ઊઠી હજારો ભાવિકોએ આનંદમાં આવી જઈને જ્યારે 'ઉમિયામાતાકી જય' ના ગગનભેદી હર્ષના પોકાર કર્યા, ત્યારે મંદિરનું પ્રાંગણ ગાજી ઊઠ્યું હતું. સર્વત્ર આનંદ, ઉલ્લાસ અને ભક્તિભાવનું વાતાવરણ સર્જાઈ ગયું હતું.

માતાજીના મંદિરના દ્વાર પાસે જ આજે સવારથી જ જગદંબાનો સહસ્રચંડી યજ્ઞ શરૂ થયો હતો. યજ્ઞના પાટલા ઉપર નીચેના ભાઈઓ બેઠા હતા.

સર્વશ્રી

(૧) શ્રી સોમાભાઈ શંકરલાલ માંલ્લોત (૨) શીવરામ મોતીલાલ પેપલિયા (૩) શ્રી પરસોત્તમદાસ જોરદાસ આફ્રિકાવાળા (૪) શ્રી હરગોવનદાસ ત્રિભોવનદાસ પેપલીયા (૫) શ્રી અમથારામ રણછોડદાસ વાસણ (૬) શ્રી શંકરલાલ બાલચંદદાસ બાંગા (૭) શ્રી હરગોવનભાઈ અંબારામદાસ (માસ્તર) (૮) શ્રી ઈશ્વરલાલ શંકરલાલ રોડ (૯) શ્રી જોઈતારામ અમથારામ માંલ્લોત (૧૦) માતાજીની પૂજાવિધિ શ્રી મંજીભાઈ કરશનભાઈ હરીપુરા કેમ્પા (૧૧) મહાદેવની પૂજા શ્રી ગોબરભાઈ શંભુદાસ મોખાત લક્ષ્મી ઓઈલવાળા (૧૨) ગણપતિપૂજન શ્રી કાનજીભાઈ ચેલદાસ પટેલ, પાલનપુરવાળા (૧૩) હનુમાનજીની પૂજા શ્રી નટવરલાલ વિઠ્ઠલદાસ પટેલ, માણસા (૧૪) માતાજીના મંદિરની ધજા ૪૧ ગોળસમાજ માણસાવાળા (૧૫) યજ્ઞની ધજા શ્રી વાડીલાલ નરસિંહભાઈ પાલનપુરવાળા

૧૪૩ બ્રાહ્મણોએ ચંડીપાઠમાં ભાગ લીધો હતો. પાઠ, હવન અને મંત્રોચ્ચારની વિધિમાં રત હતા, ત્યારે આચાર્ય, ચતુષ્ટ, યોનિ અર્ધચંદ્ર, ત્રિકોણ, વૃત્ત, ષડક્ષ, પદ્મ અને અષ્ટાક્ષ કૂંડો પર ૧૫ યજમાનો બેઠા હતા. જેમાં મુખ્ય યજમાન શ્રી સોમાભાઈ શંકરલાલ માંલ્લોત હતા. અગ્નિહોત્રી આચાર્ય શુકદેવજી મહારાજ વિધિકાર્યમાં રત હતા.



માતાજીના દ્વારે માતાજીના મુખારવિંદની સામે યજ્ઞકુંડ અને યજ્ઞવેદીઓમાંથી સાક્ષાત્ અગ્નિદેવ પોતાની ભુજાઓ ફેલાવી રહ્યા હતા. ભૂદેવોના મુખમાંથી તાલબદ્ધ સંગીતમય મંત્રો ચારે બાજુ વાતાવરણમાં સુમધુરતા ફેલાવી રહ્યા હતા, ત્યારે લાખો ભાવિક ભક્તો શિસ્તબદ્ધ









લાઇનમાં યજ્ઞની પ્રદક્ષિણા કરીને આગળ વધી રહ્યા હતા. યજ્ઞનાં દર્શન કર્યા પછી જ માનાં દર્શન માટે મંદિર તરફ માનવ મહેરામણ નદીના ધસમસતા પૂરની જેમ આગળ વધતો હતો. આ વખતે વિદ્વાન ભૂદેવોના સંસ્કૃતસભર શ્લોકો કર્ણપ્રદેશમાં પ્રવેશી ચિત્તમાં અનેરી પવિત્રતા પ્રગટાવતા હતા. યજ્ઞમંડપમાંથી આવતી સુવાસિત મહેકનો સ્પર્શ અનુભવીને યાત્રિકોનું હૃદયપુષ્પ ખીલી ઊઠતું હતું. મસ્તિષ્ક અને હૃદયની પવિત્રતાનો કોઈ અનેરો સુમેળ અહીં સધાતો હતો. સર્વેના મુખ ઉપર તળવળાટ, આનંદ, ઉત્સાહ મુખ ઉપર દેખાઈ આવતો હતો. માનાં દર્શન માટે જેમજેમ ભાવિક યાત્રિઓ આગળ વધતા હતા. ને માના મંદિરના મુખ્ય દ્વારનાં પગથિયાં વીરોચિત ભાવથી ચડતા ત્યારે 'ઉમિયા માત કી જય'નો નાદ તેઓના હૃદયમાંથી અચાનક વાણી દ્વારા સરી પડતો હતો. બે હાથ જોડી નત મસ્તકે જ્યારે દૂરથી માના ચરણસ્પર્શ કરતા હતા, ત્યારે ભાવિક યાત્રિક મંદિરના ઘંટારવમાં મરજીવાની જેમ ખોવાઈ જતો હતો ને પોતાના દિલ-દિમાગમાં આનંદ, કલ્યાણ-પ્રેમની પ્રસાદી મેળવીને આગળ વધતો હતો. આ કોઈ ભવ્ય અને અવર્ણનીય વાતાવરણ હતું.

નવદુર્ગાનાં નવ સ્વરૂપોની સુંદર તૈલચિત્રોની ઘુમ્મટ નીચે સજાવટ કરી હતી ને જે દ્વારા રમણીય ભવ્યતાનું દર્શન થતું હતું; યજ્ઞ પાછળ "લોકકલ્યાણની ભાવના અને મા ઉમાના આશીર્વાદ માટે ઊતરી રહો" તેવી હૃદયની પ્રાર્થનાઓ સાથે યજ્ઞનું કાર્ય આગળ વધી રહ્યું હતું. ચોવીસ કલાક ચાલતા આ કાર્યમાં યજ્ઞ-સેવા સમિતિના કાર્યકરો મન મૂકીને કાર્ય કરતા હતા.

તા. ૨૬-૧૧-'૭૬ના રોજ બપોરે ૨-૦૦ વાગે જલ-યાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો. સુંદર વસ્રોમાં સજ્જ બનેલી ૧૨૫ બહેનો માથા ઉપર ઘડાઓ, ઘડા ઉપર શ્રીફળ અને હાર સાથે વરઘોડામાં જોડાઈ. વાજતેગાજતે આ વરઘોડો ગામમાં ફરીને ગામના સુપ્રસિદ્ધ દૂધિયા કૂવાનું પૂજન કરીને તેમાંથી પાણી લીધું ને આ પવિત્ર પાણી માતાજીના અભિષેક માટે લઈ જવામાં આવ્યું. શ્રીફળોમાંથી પ્રસાદ બનાવીને બાળકોને વહેંચવામાં આવ્યો.

એક બાજુ લાખો ભાવિકો માનાં દર્શન માટે ઉમટ્યા હતા. ઊંઝામાં કિડિયારીની જેમ માનવો ઊભરાયા હતા. ને બીજી બાજુ શિસ્તબદ્ધ રીતે યજ્ઞનું કાર્ય ચાલતું હતું. સ્વયંસેવકો પોતાની જાતને ભૂલીને માની સેવામાં ખોવાઈ ગયા હતા.

તા. ૨૭-૧૧-'૭૬ માગસર સુદી સાતમનો દિવસ હતો. બપોરના ૧૨-૩૯ મિનિટે શ્રી માતાજીના વિશાળ ઉત્તુંગ શિખર પર ઝળહળતા કળશ સાથેના ધ્વજદંડ પર ૮૯ વર્ષ પછી જ્યારે સોનેરી જરિયાન ભરેલી ભવ્ય ધ્વજપતાકા ચડાવવામાં આવી, ત્યારે માતાજીના ભવ્ય મંદિરની આસપાસ ચાર લાખથી પણ વધારે માનવ મેદનીએ શ્રી ઉમિયામાતાના જયજયકારથી વાતાવરણને ભરી દીધું હતું. ચોઘડિયા અને શરણાઈના સુમધુર ગુંજારવ વચ્ચે ૧૪૩ જેટલા વિદ્વાન ભૂદેવોના મધુર કંઠમાંથી નીકળતા પવિત્ર સંસ્કૃત સૂત્રોચ્ચારથી સમગ્ર માનું મંદિર દેવભૂમિસમુ પાવન અને જીવંત બનેલું દેખાઈ રહ્યું હતું.

તા. ૨૮-૧૧-'૭૬ ના દિવસે માતાજીના ગર્ભગૃહની મહાપૂજા અગ્નિહોત્રી આચાર્ય શ્રી શુકદેવજી મહારાજના પવિત્ર હસ્તે કરવામાં આવી. આ વખતે એક હજાર વિવિધ કળશમાં જુદીજુદી ધાતુનાં ઔષધો નાંખીને ઔષધયુક્ત જળથી માતાજીને સ્નાન કરાવવામાં આવ્યું. આ જળ ભારતના જુદાજુદા તીર્થો, સરોવરો અને સાગરોમાંથી લાવવામાં આવ્યું હતું.

તા. ૨૯-૧૧-'૭૬ માગસર સુદી નોમ યજ્ઞનો અંતિમ દિવસ હતો. પૂર્ણાહુતિની ભવ્ય તૈયારી કરવામાં આવી હતી. લાખો ભાવિક યાત્રિકો પૂર્ણાહુતિના પવિત્ર દિને ઉપસ્થિત હતા. બરાબર બપોરે ત્રણ ને એક મિનિટે સહસ્રચંડી યજ્ઞમાં શ્રીફળ હોમાતાં ઉમિયા માતાજીના ગગનભેદી જયજયકાર વચ્ચે અને મોટા પ્રમાણમાં ઉડાડવામાં આવેલ ગુલાલિયા ગુલાબી વાતાવરણ વચ્ચે હોમાત્મક સહસ્રચંડી યજ્ઞની પૂર્ણાહુતિ થઈ.



આ ભવ્ય મહોત્સવ પ્રસંગે શ્રી માતાજીના મંદિરને ભવ્ય રીતે સવા લાખ રનિંગ લાઇટથી સુશોભિત બનાવ્યો હતો. મહોત્સવની મહેંક ઉત્સાહ અને આનંદ લાંબા સમય સુધી આજે પણ લોકોના મન ઉપર છવાઈ રહી છે.

•




લાખો યાત્રિકો માના દર્શનાથે આવવાના હોય ત્યારે, દૂરદૂરથી આવતા ભાવિકોને બેસાડવા માટે મંડપો બાંધવાનું, વ્યવસ્થા સાચવવાનું અને રાત્રિરોકાણ વખતે ઉતારો આપવાનું કાર્ય આ સમિતિનું હતું. ઊંઝાની કઈકઈ જગ્યાએ મંડપ બાંધવા અને કઈકઈ સંસ્થાઓમાં ઉતારાઓ આપવા તે માટે અમારી સમિતિની મિટિંગ મહોત્સવના એક મહિના અગાઉ મળી. દરરોજ બે લાખની અવરજવર થવાનો અંદાજ હતો. જો બે લાખ માણસો આવે તો તેમાંથી એક લાખ માણસો રોકાઈ જાય. આ બધી વ્યક્તિઓને સૂઈ રહેવાની વ્યવસ્થા ગોઠવવી તે સામાન્ય કામ ન હતું. એક લાખના અંદાજે કામ શરૂ કર્યું, પણ પાછળથી ત્રણ લાખ માણસો ઊંઝામાં રોકાયા. આટલી મોટી સંખ્યાની વ્યવસ્થા કેવી રીતે કરવી તે જટિલ પ્રશ્ન હતો, પરંતુ સૌના સહકારથી અને માની કૃપાથી આ કઠિન કાર્ય પણ અમે સુંદર રીતે ગોઠવી શક્યા હતા.

ગામમાં સમગ્ર મંડપો જુદીજુદી જગ્યાએ બાંધવામાં આવ્યા હતા. દસ હજાર માણસો સૂઈ શકે, તેટલા મોટા ત્રણ મંડપો બાંધવામાં આવ્યા હતા. આંખની હૉસ્પિટલ પાસેના, કોટેજ હોસ્પિટલની પાછળના અને ઉમિયાનગરના મંડપો ભવ્ય હતા. આ ત્રણ મંડપોમાં એકીસાથે તીસ હજાર માણસો સમાઈ શકે તેટલા મોટા હતા. માતાજીની અંદરના ભાગમાં પણ ભવ્ય મંડપ બાંધ્યો હતો. મંડપોની અંદર ૭૦૦ થી ૮૦૦ જેટલા સ્વયંસેવકો રાત-દિવસ યાત્રિકોની સેવામાં રોકાયેલા હતા. આ ઉપરાંત પણ ગામમાં ઠેરઠેર જગ્યાએ નાનામોટા અનેક મંડપો ગ્રામજનોએ બાંધ્યા હતા, જે મંડપોમાં બહારથી આવતા ભાવિક યાત્રિકો બેસીને વિરામ કરતા હતા.

મંડપો સિવાય ઉતારા માટે સમગ્ર ગંજબજાર રોકાયેલો હતો. ગંજબજારની ચારસો દુકાનોમાં ઉતારાની વ્યવસ્થા ગોઠવી હતી. ઊંઝાનો ગંજબજાર ભારતમાં કોલ્હાપુર પછીના બીજા નંબરનું સ્થાન ભોગવે છે, ને જીરા–વરિયાળીના ધંધામાં સમગ્ર ભારતમાં પ્રથમ સ્થાને આવે છે. ચાલીસ એકરમાં પથરાયેલા ગંજબજારમાં ઉતારાની વ્યવસ્થા ગોઠવી હતી. ગંજબજારને સાત જૂથોમાં વહેંચવામાં આવ્યું હતું. સૌરાષ્ટ્ર તરફથી આવતા ભાઈઓનો ઉતારો મહેસાણા ડિસ્ટ્રિક્ટ બેંકની લાઇનનો ભાગ આપવામાં આવ્યો હતો, તે રીતે સાબરકાંઠા તરફથી આવતા ભાઈઓ માટે ગોળાઈ દરવાજા સુધીનો ભાગ, કચ્છ તરફથી આવનાર ભાઈઓ માટે ગોળાઈ ખાડિયા સુધીનો ભાગ, બનાસકાંઠા, કડી, વિરમગામના ભાઈઓ માટે ગોળાઈ ખાડિયા સ્ટેશન સુધીનો ભાગ, ગુજરાત સિવાયના રાજ્યમાંથી આવનારાઓ માટે ગોળાઈ ખાડિયા માતાજી તરફનો ભાગ અને વડોદરા, ભરૂચ, વલસાડ, સુરતના ભાઈઓ માટે નવાગંજનો ભાગ ફાળવવામાં આવ્યો હતો. મહેસાણા જિલ્લામાંથી આવનાર ભાઈઓ માટે સ્ટેશન રોડ પરના ઉમિયા નગરમાં મુંબઈ શહેરમાંથી આવનાર માટે જી. એલ. પટેલ હાઈસ્કૂલમાં,અમદાવાદ શહેરના ભાઈઓ માટે પ્રાથમિક શાળા નં. ૩માં અને બહેનો માટે ગાંધીચોકની પ્રાથમિક શાળા નં ૨ માં ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી હતી. માર્કેટયાર્ડ નાગરિક બેંકની લાઈનનો ભાગ રીઝર્વ્ડ રાખવામાં આવ્યો હતો. ઇમરન્સીમાં આ ભાગનો ઉપયોગ કરવામાં આવતો હતો. આ ઉપરાંત ઊંઝની તમામ હાઈસ્કૂલો, તમામ છાત્રાલયો,







કોલેજનું મકાન, જૈનવાડી, બ્રાહ્મણવાડી તેમજ તમામ કોમોની વાડીઓ, દેવમંદિરોની જગ્યામાં ઉતારાની વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. આઉત્સવ દરમિયાન તમામકોમોમાં હજારોની સંખ્યામાં લોકો રોકાયા હતા. ઊંઝાનાં તમામ ઘરો ઉતારા મંડપ જ બની ગયાં હતાં. એક પણ ઘર એવું ન હતું કે, જ્યાં પાંચ-પચીસ માણસો રોકાયા ન હોય. ઉતારાની દરેક જગ્યાએ પાણી-જાજરૂની વ્યવસ્થા ગોઠવી દેવામાં આવી હતી.

ઉતારાની વ્યવસ્થાને પહોંચી વળવા માટે ૩૦૦ તાડપત્રીઓ ખરીદવામાં આવી હતી ને પારિયાદ (સૌરાષ્ટ્ર), મહૂડી, ભીલડી, મેત્રાણા વગેરે સ્થળોએથી જથ્થાબંધ ગાદલાં મંગાવીને ભેગાં કરવામાં આવ્યાં હતાં. એસ. ટી., ગાડી, ખટારા, ટ્રેકટર કે પ્રાઈવેટ વાહન દ્વારા આવતા મુસાફરોને ઉતારાની તકલીફ ન પડે તે માટે પ્રાથમિક શાળાના મકાનમાં ટેલિફોન અને માઇકની સંપૂર્ણ સુવિધા રાખવામાં આવી હતી. યાત્રિકોને છાપેલો ભોમિયો આપવામાં આવ્યો હતો, જેમાં જે-તે વિસ્તારમાંથી આવતા યાત્રિકોને ક્યાં ઊતરવાનું છે, તેની સંપૂર્ણ વ્યવસ્થિત માહિતી છાપીને આપવામાં આવી હતી. માઇક દ્વારા આ અંગેની સૂચનાઓ વારંવાર આપવામાં આવતી હતી. ઉતારાની કેન્દ્રીય વ્યવસ્થા એટલેકે મુખ્ય વ્યવસ્થા ગંજબજાર સામે આવેલ બારોજ માતામાં ગોઠવવામાં આવી હતી. યાત્રિકો જ્યારે કેન્દ્રીય કાર્યાલયમાં આવતા; ત્યારે તેઓને જુદા-જુદા સ્થળે પહોંચાડવાનું કાર્ય સ્વયંસેવકો કરતા હતા. દરેકને પોતાની જગ્યાએ પહોંચાડવામાં આવતા હતા. કોઈ વિખૂટું પડી જાય તો તેને પોતાની જગ્યાએ પહોંચાડવાનું કાર્ય સ્વયંસેવકો કરતા. દરેકને પોતાના વિસ્તારમાંથી આવતી એસ. ટી. બસોની અનુકૂળતા પ્રમાણે ઉતારો આપવામાં આવ્યો હતો. ગંજમાં જે વિસ્તારના ભાઈઓનો ઉતારો હતો, ત્યાં ગંજના ભાઈઓએ પોતાની પેઢીના ખર્ચે ચા, પાણી અને નાસ્તાની સગવડ ઉપાડી લીધી હતી.

આટલા બધા યાત્રિકો આવવા છતાં પણ ક્યાંય તકલીફ ઊભી થઈ નથી. કોઈ પથારી વિના સૂઈ ગયો હોય તેવો એક પણ પ્રસંગ બન્યો નથી. સવારે યાત્રિકો જાગે ત્યારે દાતણપાણી અને ચાની વ્યવસ્થા સ્વયંસેવકો તરફથી કરી દેવામાં આવતી હતી.

મંડપ–ઉતારાની ભવ્ય વ્યવસ્થા ગોઠવાઈ હતી ને લાખો ભાવિકોએ તેના ભારોભાર વખાણ કરેલાં. આ અમારો કાર્યકર વર્ગ સતત જાગ્રત હતો. રાતદિવસ એક કરીને તન-મનથી આ કાર્યમાં ખોવાઈ ગયો હતો.



# પ્રચાર અને પ્રકાશન સમિતિ

## પ્રસ્તાવના

૧૮ મી શતાબ્દી મહોત્સવ ઉજવવાનું નક્કી થયા પછી સૌથી પ્રથમ પ્રચારની જવાબદારી અમારી આ સમિતિને મળી. સામાન્ય રીતે પ્રથમ નજરે તો પ્રચાર અને પ્રકાશન સમિતિનું કાર્ય દેખાય નહિ. પરંતુ આ સમિતિનું કાર્ય વિશેષ પ્રકારનું હતું. સમગ્ર મહોત્સવના પાયામાં કેન્દ્રસ્થાને આ સમિતિનું કાર્ય રહ્યું હતું. મહોત્સવની ઝલક ઊભી કરવાનો આધાર અમારા ઉપર રહ્યો હતો. સૌથી મહત્વનું કાર્ય એ હતું કે, સમગ્ર દેશ અને વિદેશમાં વસતા આપણા કડવા પાટીદાર ભાઈઓને આ મહોત્સવનો સંદેશ પહોંચાડવાનો હતો ને આ મહોત્સવ દ્વારા સર્વે ભાઈઓના હૃદયમાં કુળદેવી મા ઉમા પ્રત્યેની શ્રદ્ધા અને ધાર્મિક ભાવના જન્મે ને ભાઈ-ભાઈ વચ્ચેની આંતરિક ભાવના અને પ્રેમ બળવત્તર અને તે કાર્ય પ્રચાર અને પ્રકાશન સમિતિએ કરવાનું હતું

ઉપર્યુક્ત ઉદ્દેશ્યને સફળ બનાવવા માટે અમારી આ સમિતિને બે કાર્યો કરવાનાં હતાં: (૧) ગુજરાત અને સમગ્ર દેશમાં ૧૮ મી શતાબ્દી મહોત્સવનો પ્રચાર કરવો અને (૨) આ મહોત્સવને કેન્દ્રમાં રાખીને જરૂરી સાહિત્ય પ્રકાશિત કરવું.

આ સમિતિએ મહોત્સવના બે માસ પહેલાં કાર્ય શરૂ કરી દીધું હતું.

**(અ) પ્રચારતંત્ર :** પ્રચારતંત્ર એવું હોવું જોઈએ કે, શહેર અને નાનાંમાં નાનાં ગામડાંઓમાં રહેતા ભાઈઓને આ મહોત્સવ અંગેનો ખ્યાલ આવે. ફક્ત દૈનિકપત્રોમાં જાહેરખબરો આપવાથી આ પ્રશ્ન પતે એમ ન હતો કારણકે, આજે પણ ઘણાં બધાં ગામડાંઓ એવાં છે કે, જ્યાં સમાચારપત્રો જતા પણ નથી ને જાય છે તો ખેડૂતવર્ગના અભણ ભાઈઓ સમાચારપત્રો વાંચતા નથી, જેથી દરેક ઘેર સંદેશો પહોંચે તે સારુ પ્રચારતંત્ર જુદીજુદી રીતે શરૂ કરવામાં આવ્યું હતું.

(૧) જ્ઞાતિભાઈઓનાં સરનામાં શોધીને પત્ર-વ્યવહાર.
(૨) સમાચારપત્રોમાં જાહેરખબરો દ્વારા.
(૩) પત્રકાર પરિષદો યોજીને દૈનિકપત્રો દ્વારા.
(૪) વિવિધ સમાજો અને ગોળની મિટિંગો દ્વારા
(૫) દૂરનાં ગામોમાં પ્રચાર ટુકડીઓ મોકલીને
(૬) પોસ્ટરો અને પત્રિકાઓ દ્વારા

### ૧. સરનામાં કેવી રીતે મળવ્યાં ?

દેશ-વિદેશમાં રહેતા જ્ઞાતિભાઈઓને આમંત્રણ આપવા માટે સૌથી પ્રથમ તો અમારી પાસે સરનામાં જોઈએ. સરનામાં ભેગા કરવા માટ ગુજરાતની જે-જે કડવા પાટીદાર સંસ્થાઓના રિપોર્ટ અને ડિરેક્ટરીઓ છપાઈ હતી તે મંગાવી. સૌરાષ્ટ્ર કડવા પાટીદાર સમાજ પાસેથી સૌરાષ્ટ્રના આગેવાન ભાઈઓનાં સરનામાં મળ્યાં. કચ્છ કડવા પાટીદાર સમાજ પાસેથી કચ્છના સ્થાનિક લોકોના તેમજ કચ્છ છોડીને વેપાર-ઉદ્યોગ અર્થે ભારતના વિવિધ ભાગો જેવા કે મુંબઈ, મદ્રાસ, કલકત્તા, જબલપુર, નાગપુર, ઉજ્જન વગેરે સ્થળોએ રહેતા ભાઈઓનાં સરનામાં મળ્યાં. આ ઉપરાંત ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાતની વિવિધ સંસ્થાઓના રિપોર્ટો મળ્યા ને તેમાંથી સરનામાં એકત્ર કરવામાં આવ્યાં. આ રીતે ગુજરાત અને ભારતના વિવિધ ભાગોમાં વસતા કડવા પાટીદાર ભાઈઓનાં સરનામાં એકત્ર કરીને છાપેલી મહોત્સવ અંગેની પત્રિકાઓ પહોંચાડવામાં આવી. ગુજરાત સિવાય મધ્યપ્રદેશના ઉજ્જન અને માળવામાં રહેતા ભાઈઓ માટે હિન્દીમાં પત્રિકા તૈયાર કરીને પહોંચાડવામાં આવી. પત્રિકાઓ મોટા પાયા ઉપર છપાવીને દરેક જગ્યાએ રૂબરૂ તથા પોસ્ટથી મોકલવામાં આવી હતી.



### ૨. સમાચારપત્રોમાં જાહેરાત દ્વારા પ્રચાર

ગુજરાતનાં સુપ્રતિષ્ઠત દૈનિક અખબારોમાં જાહેર







ખબરો દ્વારા એક-એક પૂરા પાનાની પૂર્તિઓ આપવામાં આવી. આ વિજ્ઞાપનો દ્વારા જાહેર આમંત્રણ આપવામાં આવ્યું. જાહેરાતમાં કડવા પાટીદારોનો ગૌરવવંતો ભૂતકાળ, મહોત્સવ સમિતિના અગત્યના સ્પેશિયલ ટેલિફોન, વિવિધ સમિતિઓના પ્રમુખોની યાદી, સહસ્ત્ર-ચંડી યજ્ઞનો કાર્યક્રમ, માતાજીના મંદિરનો અને નંદી ઉપરનો માતાજીનો ભાવસભર ફોટો છાપવામાં આવ્યો. પૂરા પાનાની જાહેરાતોએ સમગ્ર ગુજરાતમાં પ્રચારનું વાતાવરણ સર્જ્યું, ને ઘેરઘેર માતાજીના આ મહોત્સવની વાત ખુલ્લા મને ચર્ચાવા લાગી. અમદાવાદમાંથી પ્રગટ થતા 'ગુજરાત સમાચાર', 'સંદેશ', 'જનસત્તા', 'જયહિંદ', 'પ્રભાત', સૌરાષ્ટ્રમાંથી 'ફૂલછાપ', 'સૌરાષ્ટ્ર સમાચાર', જયહિંદ (રાજકોટ)', 'લોકમાન્ય', કચ્છમાંથી 'કચ્છચિત્રો', સૂરતમાંથી 'ગુજરાતચિત્ર', મુંબઈમાંથી પ્રગટ થતા 'મુંબઈ સમાચાર', 'જન્મભૂમિ' વગેરે તથા અંગ્રેજી દૈનિકપત્રોમાં પણ મહોત્સવની જાહેરાતો છપાઈ હતી.

આ ઉપરાંત સાપ્તાહિકો, પાક્ષિકો અને માસિકપત્રિકાઓમાં આ મહોત્સવનો ખૂબ પ્રચાર થયો. ઘણા બધા માસિકોએ પૂર્તિ અંકો બહાર પાડ્યા. 'ઉત્તર ગુજરાત', 'પ્રજારાજ', 'ધર્મસંદેશ', 'લોકવાણી', 'જીવન જ્યોત', 'ધરતી' વગેરે પત્રિકાઓએ પોતાના ખાસ અંકો બહાર પાડીને આ મહોત્સવનો પ્રચાર કર્યો હતો.

### ૩ પત્રકાર પરિષદો યોજીને દૈનિકપત્રો દ્વાર પ્રચાર

સમગ્ર મહોત્સવની ઝલક લોકો સમક્ષ મૂકવા માટે ને સમાચારપત્રોમાં મહોત્સવનું સર્વાંગી વર્ણન આવે તે સારુ મહેસાણા જિલ્લાના ખબરપત્રીઓ, પ્રતિનિધિઓની પરિષદ બોલાવવામાં આવી, ને આ પત્રકારો સમક્ષ મહોત્સવ અંગેનો વીગતવાર ખ્યાલ આપવામાં આવ્યો. પ્રગટ કરવામાં આવેલું બધું જ સાહિત્ય તેઓને આપવામાં આવ્યું ને સમસ્ત ગુજરાતમાં આ મહોત્સવ કેવી અસર ઊભી કરશે તેનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું. સમાચારપત્રોમાં જાહેરાતો આપી હતી, પણ પત્રકારોને આ મહોત્સવનું કોઈ આગવું મહત્ત્વ દેખાયું. તેઓએ ઠેરઠેર નવું ચેતન જોયું. લાખો માણસોમાં સળવળતી ચેતના જ્યોતનાં દર્શન થયાં ને પત્રકારોએ આ ધાર્મિક મહોત્સવનાં જેટલાં ગુણગાન ગાઈ બતાવ્યાં તેનું વર્ણન કરી શકાય એમ નથી. મહોત્સવ શરૂ થયો તે પહેલાં જેટલી-જેટલી મિટિંગો ભરાઈ, ચર્ચા-વિચારણાઓ થઈ તેના બધા સમાચારો પ્રગટ કર્યા ને મહોત્સવના દિવસો દરમિયાન ફોટાઓ દ્વારા મહોત્સવનું જે વર્ણન છાપ્યું છે, તે અદ્‌ભુત હતું. ભારતના કોઈ પણ ધાર્મિક તીર્થનું આટલું બધું મહત્ત્વ કોઈ દૈનિકપત્ર આપ્યું નથી. દૈનિકપત્રોના પ્રથમ પાને સમાચારો ચમકાવ્યા છે. પત્રકારોએ પ્રચાર માટે જે સહાનભુતિ બતાવી છે, તે અકથ્ય હતી.

### ૪. ગોળ કે સમાજોની મીટિંગો દ્વારા પ્રચાર

ગોળ અને જ્ઞાતિના વિવિધ સમાજોના આગેવાન ભાઈઓએ માતાજીના મહોત્સવના પ્રચારનું કાર્ય ઉપાડી લીધું હતું. પોતાના સમાજના દરેક ભાઈઓને મળીને પૈસા એકત્ર કરતા ત્યારે માતાજીના મહોત્સવની વાત કરતા ને આમંત્રણ આપતા. ગોળના આગેવાનો જે ગામમાં જતા તે ગામમાં આ અંગે સભાઓ યોજતા ને સમગ્ર મહોત્સવ કેવો બનશે તે વર્ણવતા. આવી નાનીનાની સભાઓ, જૂથ-ચર્ચાઓ દ્વારા ગામેગામ પ્રચાર થયો. ખેતરમાં કામ કરતા ખેડૂતોને ખેતરો વચ્ચે રહેતા ખેડૂતોનાં ઘર સુધી આ સંદેશો પહોંચી ગયો હતો.

### ૫. દૂરનાં ગામોમાં પ્રચાર ટુકડીઓ દ્વારા

ગોળ અને સમાજની નાનીમોટી સભાઓ ઉત્તર ગુજરાતમાં વધારે ગોઠવાઈ પણ સૌરાષ્ટ્ર અને કચ્છ વિસ્તારના ઊંડાણવાળાં ગામોમાં અમારે તો માતાજીનો સંદેશ પહોંચાડવો હતો, જેથી અમે ત્યાં ચાર-ચાર, પાંચ-પાંચ માણસોની ટુકડીઓ મોકલી. આ ટુકડીઓને વાહનો આપવામાં આવ્યાં. આ ટુકડીઓના ભાઈઓએ કોઈની પાસે માતાજીના નામે પૈસા માગ્યા નથી કે ઉઘરાવ્યા પણ નથી. ફક્ત આ મહોત્સવ પ્રસંગે સર્વે ભાઈઓ માતાજીનાં દર્શન કરવા આવજો આટલી જ વાત કરતા. આ વાતથી ભાઈઓના માનસ ઉપર ઊંડી અસર પડી, ને દૂરદૂરથી પણ હજારો ભાઈઓ અને









બહેનો આગવાં વાહનો કરીને માનાં દર્શન કરવા આવ્યાં હતાં.

પ્રચાર ટુકડીઓ દક્ષિણ ગુજરાત, ઉજ્જૈન ઇન્દોર સુધી મોકલવામાં આવી હતી. આ પ્રચાર ટુકડીઓ નાના સરખા ગામમાં જ્યારે માતાજીનું નામ લઈને જતી ત્યારે તેનું ભવ્ય સ્વાગત થતું, ને પ્રચાર ટુકડી ફક્ત પોતાનો સંદેશો પહોંચાડીને આગળ વધતી. આ રીતે ગુજરાતના ગામડેગામડે મહોત્સવની હવા પહોંચાડવામાં આવી હતી.

### ૬. પોસ્ટરો અને પત્રિકાઓ દ્વારા

મહોત્સવને સફળ બનાવવા માટે આમંત્રણ આપતી વિવિધ માહિતીઓથી સભર હજારો પત્રિકાઓ પ્રગટ કરીને તે ગામેગામ મોકલવામાં આવી. દરેક ગામની ભીંતો ઉપર ચોંટાડવામાં આવી. વિદેશમાં રહેતા આપણા ભાઈઓ ઉપર પોસ્ટથી મોકલવામાં આવી. રીક્ષા, ઘોડા-ગાડીઓ, ટ્રકો, પ્રાઈવેટ વાહનો, એસ. ટી. બસો ઉપર મહોત્સવનાં પોસ્ટરો ચોંટાડવામાં આવ્યાં હતાં. માતાજીના નામનાં સ્ટિકરો દરેક વાહનચાલક પોતાના ઉપર લગાડતા. મહોત્સવની આછી રૂપરેખા આપતી નાનીનાની પત્રિકાઓ પણ મોકલવામાં આવી હતી. ઊંઝાના વેપારી મહાજનો-એ કાર્ડ લખીને મહોત્સવનો પ્રચાર કર્યો હતો. જુદા-જુદા પ્રદેશોમાં રહેતા પોતાના વેપારીબંધુઓ ઉપર માતાજીનો નાનો બ્લોક મૂકીને નીચે લખ્યું હતું, 'माताजी का बहुत बड़ा उत्सव होनेवाला है आप को आमंत्रण है।' આવું છાપીને બીજાં રાજ્યોમાં મોકલ-વામાં આવ્યું હતું. આ રીતે પોસ્ટરો અને પત્રિકાઓ દ્વારા આ ભવ્ય મહોત્સવનો પ્રચાર સમગ્ર ભારત અને વિદેશમાં કરવામાં આવ્યો હતો.

મહોત્સવ દરમિયાન મહોત્સવમાં પધારેલ ભાવિકો માટે માર્ગદર્શિકારૂપ "ભોમિયો" પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ "ભોમિયા" માં વિવિધ સમિતિઓની વ્યવસ્થા અંગેની વીગતવાર માહિતી આપવામાં આવી હતી.

### પ્રકાશન

અમારી સમિતિનું બીજું મહત્વનું કાર્ય પ્રકાશનનું હતું. વિભિન્ન પ્રકારની જરૂરી પત્ર-પત્રિકાઓ આ સમિતિ તરફથી પ્રગટ કરવામાં આવી હતી. પણ આ મહોત્સવ પ્રસંગે ઉમિયા માતાજીનું મહત્ત્વ બતાવતી બે નાની પુસ્તિકાઓ પણ જુદા-જુદા લેખકોએ તૈયાર કરીને બજારમાં મૂકી હતી. "શ્રી સમસ્ત કડવા પાટીદાર કુળ ગૌરવ અને શ્રી ઉમિયામાતાજી સંસ્થાન પરિચય" નામની સુંદર પુસ્તિકા સ્મરણિકારૂપે પ્રગટ કરવામાં આવી હતી.

### કાયમી પ્રસાદીરૂપે વિવિધ વસ્તુઓનું પ્રકાશન

માતાજીના મહોત્સવ પ્રસંગે લાખો યાત્રિકો આવે તો તે યાત્રિકોને માતાજીની કાયમી પ્રસાદી તરીકે શું કરવું તેનો પણ પ્રચાર સમિતિએ વિચાર કર્યો, આ માટે

(અ) માતાજીની છબીવાળા ચાંદીના સિક્કા બનાવ-વાનો વિચાર કર્યો. સિક્કાની ડિઝાઇન અમદાવાદના હીરાલાલ ખત્રી પાસે તૈયાર કરાવી. મહોત્સવ શરૂ થતાં પહેલાં લગભગ હજારોની સંખ્યામાં ચાંદીના સિક્કા બનાવ્યા. સિક્કાનું વેચાણ એટલું બધું થવા લાગ્યું કે દરરોજ અમદાવાદથી સિક્કા બનાવીને લાવવામાં આવતા હતા. ચાંદીનો એક સિક્કો પંદર રૂપિયે વેચવામાં આવતો હતો. આજે એ સિક્કાની કિંમત ત્રીસ રૂપિયા થાય છે. અમને આજે આનંદ થાય છે કે માતાજીના આ સિક્કાઓ દ્વારા પાટીદાર સમાજને લાખો રૂપિયા માતાજીએ ભેટ તરીકે પરત કર્યા છે.

(બ) આ ઉપરાંત પતરાંનાં કૅલેન્ડરો, પ્લાસ્ટિકનાં કૅલેન્ડરો, સ્મરણિકા, માતાજીના નામનું સ્ટિકર, થેલીઓ અને ગ્લાસ વગેરે વસ્તુઓ માતાજીની કાયમી પ્રસાદી તરીકે વેચવામાં આવતી હતી, ને આ વસ્તુઓ વેચવા માટે સ્પેસિયલ કાઉન્ટરો ખોલવામાં આવ્યાં હતાં. કલેન્ડરો મોટી સંખ્યામાં વેચાયાને પાછળથી કૅલેન્ડરો મશીનપ્રિન્ટ દ્વારા તૈયાર કરાવવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત જેટલી વસ્તુઓ માતાજીના પ્રતીક સાથેની પ્રચાર માટે રાખવામાં આવી હતી, તે બધી જ વસ્તુઓ ખૂટી જતી હતી. ઉમિયા-માતાજીનો સ્પશિયલ નંદી સાથેનો ફોટો પણ તૈયાર કરાવ્યો અને તેનું પણ મોટા પાયા પર વેચાણ થયું હતું.



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



આ રીતે પ્રચારતંત્ર એટલું બધું સુંદર અને વ્યવસ્થિત રીતે ગોઠવાયું હતું કે, મહોત્સવનો પ્રચાર ફક્ત જ્ઞાતિજનોના હૃદયમાં નહિ; પણ સમગ્ર દેશના સર્વ જ્ઞાતિના લોકોનું આકર્ષણનું કેન્દ્ર ઊંઝા બની ગયું હતું. બી.બી.સી રેડિયો લંડને પણ આ મહોત્સવની નોંધ લીધી હતી ને આકાશવાણી ઉપર વારંવાર મહોત્સવ અંગેના સમાચારો આવતા હતા. ગુજરાત સરકારે મહોત્સવની ભવ્યતાનો વિચાર કરીને ડોક્યુમેન્ટરી ફિલ્મ પણ તૈયાર કરાવી છે.

### ગૌરવવંતો ઇતિહાસ

આ મહોત્સવની સુવાસ અને મહેંક ભાવિ પેઢીમાં સચવાઈ રહે તે સારુ મહોત્સવ પ્રસંગે આ સમિતિ તરફથી ફિલ્મ ઉતારવામાં આવી છે. આ ફિલ્મ મહોત્સવનાં સર્વાંગી પાસાંઓનું ગૌરવવંતુ ચિત્ર રજૂ કરે છે. આ ફિલ્મ બોલતી થાય તે માટેની કાર્યવાહી ચાલુ છે. આ મહોત્સવે સમગ્ર ગુજરાતના પાટીદારોમાં નવું ચેતન, નવું જોમ, ઉત્સાહ પ્રગટાવ્યો છે. પાટીદાર સમાજે કરવટ બદલી છે. કુળદેવીના નામે સમાજ સંગઠિત બનતો જાય છે, ને પોતાના ઉત્કર્ષનાં શિખરો સર કરતો જાય છે. તેનો ગૌરવવંતો ભૂતકાળ છે, ને તેનું ભાવિ એનાથી પણ વધારે ગૌરવવંતુ છે.

આ સમગ્ર મહોત્સવનાં બધાં પાસાંઓની છાપ વર્ષો સુધી સચવાઈ રહે તે સારુ એક ગ્રંથ પ્રગટ કરવાનું આ સમિતિએ વિચારેલું ને એ ગ્રંથ આજે આપના હાથમાં છે.

### પત્રકાર પરિષદમાં પ્રચાર અને પ્રકાશન સમિતિના પ્રમુખનો ખુલાસો

પ્રચાર અને પ્રકાશન સમિતિનું કાર્ય ગૌરવભર્યું ભવ્ય અને સુંદર હતું. મહોત્સવથી અંજાયેલા પત્રકારો પ્રમુખશ્રીને મળ્યા ને પ્રશ્ન કર્યો કે, "અમે સમગ્ર મહોત્સવમાં છેલ્લા પાંચ દિવસથી ફરીએ છીએ, બધી જગ્યાએ જઈ આવ્યા, સામાન્ય રીતે અમારો પત્રકારોનો જીવ ખામી શોધવાનો હોય, પણ અમને કયાંય ખામી કે ઊણપ જોવા મળી નથી. આવડા મોટા મહોત્સવમાં જ્યારે લાખો લોકો આવે ત્યારે, કોઈ ને કોઈ પ્રકારની ખામી તો હોય જ. તે ખામી નહિ રહેવાનું કારણ આપ બતાવશો ?"

આના ઉત્તરમાં આ સમિતિના અધ્યક્ષે ચાર કારણો રજૂ કર્યાં, જે યાદ રાખવા જેવાં છે :

(૧) પ્રથમ તો મા ઉમાની અસીમ કૃપા અને દયા સમગ્ર ઉત્સવમાં મા ઉમા પ્રત્યેની શ્રદ્ધાનો ભાવ તરી આવતો હતો, જેના કારણે કદાચ કોઈ ઊણપ ન રહી હોય.

(૨) મા ઉમાનાં દર્શન માટે આવનાર યાત્રિકો જાતે જ સ્વયંસેવકો બની જતા હતા. તેઓને જે કાંઈ સૂચનો આપવામા આવતાં તે સૂચનો તેઓ મા ઉમાનાં સૂચનો છે, એમ માનીને હૃદયપૂર્વક અમારા કાર્યમાં મદદરૂપ બનતા.

(૩) ઊંઝાની તમામ જ્ઞાતિના લોકોએ ખુલ્લા મને મદદ કરી પોતાની પાસે જે કાંઈ સાધનો મહોત્સવને મદદરૂપ બને તેવા હતાં તે બધાં જ સાધનો યાત્રિકો માટે કોઈ પણ જાતનો ભેદભાવ રાખ્યા વિના ખુલ્લાં મૂકી દીધાં હતાં. ગામની એક પણ વ્યક્તિ એવી નહોતી કે જેણે આ ઉત્સવ માટે પોતાનો ભોગ ન આપ્યો હોય.

(૪) આ મહોત્સવ ધાર્મિક-મહોત્સવ હતો. તેથી આખા મહોત્સવ દરમિયાન કોઈ પણ રાજકીય પુરુષને મહત્ત્વ આપવામાં આવ્યું ન હતું. તેમજ કોઈ પણ રાજકીય પુરુષના હાથમાં માઈક આપવામાં આવ્યું ન હતું.



ઉપરનાં કારણોના લીધે જ મહોત્સવ વધારે સફળ બન્યો હતો. પત્રકારો આ ઉત્તર સાંભળીને દંગ બની રહ્યા, ને ખરેખર ઉત્સવની સફળતાનાં કારણો આ જ હતાં, એમાં મનમેખ નથી.









પ્રચાર અને પ્રકાશન સમિતિએ સમગ્ર ઉત્સવને જીવંત રાખવા માટે જે દિલ રેડીને કાર્ય કર્યું તે ભવ્ય છે. સમગ્ર મહોત્સવમાં કોઈ વ્યક્તિને મહત્વ અપાયું નથી. પણ પ્રવૃત્તિને જ મહત્ત્વ અપાયું છે. માના અદના સેવકો તરીકે, કોઈ અપેક્ષા વિના સર્વેએ કામ કર્યું છે. પોતાના વ્યકિતગત મતભેદો બાજુએ મૂકીને, સમર્પણ અને ત્યાગની ભાવના હૃદયમાં સમાવીને 'આ સારું જ ને મારે જ કરવાનું છે' એવું સમજીને કાર્ય કર્યું. એના કારણે મહોત્સવ ગૌરવવંતો બની ગયો છે.

પૃથિવ્યાં પુત્રાસ્ત જનનિ બહવ: સન્તિ સરલા:
પરં તેષાં મધ્યે વિરલ તરલો અહં તવ સુતઃ।
મદી યો અયં ત્યાગ: સમુચિત મિદંનો તવ શિવે
કુપુત્રો જાયતે કવચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૩ ॥

હે મા, પૃથ્વીમાં તારે અનેકાનેક સરળ બાળકો છે. પણ એ બધામાં આ હું તારો વિરલતર પુત્ર છું. હે શિવા, અમારો ત્યાગ તારે માટે કદીયે ઉચિત નથી કેમ કે છોકરો ખરાબ હોઈ શકે પણ મા કદીયે નહિં હોય.

જગન્મા તર્માત સ્તવ ચરણ સેવા નર ચિતા
નવા દત્તં દેવ દ્રવિણમપિ ભૂયસ્તવ મ યા।
તથાપિ ત્વં સ્નેહં માંયિ નિરૂપમંત પ્રકુરુષે
કુપુત્રો જાય તે કવચિદપિ કુમાતા ન ભવતિ ॥ ૪ ॥

હે જગદમ્બા, હે મા મેં તારી ચરણસેવા કરી નથી તેમ હે દેવિ, મેં તને ઘણું બધું દ્રવ્ય પણ આપ્યું નથી. આમ છતાં તું મારા ઉપર આટલો બધો સ્નેહ વરસાવે છે કેમ કે છોકરો ખરાબ હોઈ શકે પણ મા કદીય ખરાબ નહિ હોય.



# જાહેર બંદોબસ્ત અને સલામતી સમિતિ

માતાજીના આ મહોત્સવ પ્રસંગે ઊંઝામાં દરરોજ લાખો માણસોનું આગમન થાય, ત્યારે જાહેર બંદોબસ્ત અને સલામતીની જવાબદારી ઉપાડી લેવી કઠિન હતી. જોકે બંદોબસ્ત અને સલામતીની જવાબદારી પોલીસની હતી. સરકારે પણ આ પ્રકારની વ્યવસ્થા ગોઠવી હતી; પરંતુ બંદોબસ્ત અને સલામતીની વ્યવસ્થા સરકાર ઉપર છોડી દેવું; તે યોગ્ય ન હતું, જેથી મહોત્સવ સમિતિની મિટિંગમાં અમોને જાહેર બંદોબસ્ત અને સલામતીની વ્યવસ્થા સોંપાઈ. માતાજીના દર્શનાર્થે આવતા ભાવિક યાત્રિકોને કોઈ પણ પ્રકારની તકલીફ વિના માતાજીનાં દર્શન થઈ શકે, ને કોઈને ક્યાંય અવ્યવસ્થાને લીધે ન શોષવું પડે તે જોવાનું કાર્ય આ સમિતિને સોંપાયું. જ્યારે લાખો યાત્રિકો આવે ત્યારે યાત્રિકોનો ખોટો લાભ ઉઠાવાય નહિ, ને યાત્રિકો કોઈના હાથે દંડાય નહિ, તેઓને તકલીફ ન પડે, કોઈ ખિસ્સાકાતરુઓ, ગૂંડાઓ, અસામાજિક તત્વો પજવે નહિ કે સમગ્ર મહોત્સવમાં અવ્યવસ્થા ઊભી ન કરી દે તે જોવાનું કાર્ય અમારું હતું. મહોત્સવ વખતે સમગ્ર દેશમાં કટોકટી ચાલતી હતી જેથી કોઈ રાજકીય પક્ષ અમારા આ મહોત્સવમાં ખોટા પ્રશ્નો ન ઊભા કરે, તેની સતત દેખરેખ રાખવામાં આવતી હતી.

જાહેર બંદોબસ્ત માટે કડક અને સુંદર વ્યવસ્થા આયોજનબદ્ધ રીતે ગોઠવાઈ હતી. હાઈવે રોડથી રેલવે સ્ટેશન થઈ શ્રી ઉમિયામાતાજીના દ્વાર સુધી સ્વયંસેવકો દ્વારા વ્યવસ્થા ગોઠવી હતી. આવતા યાત્રિકો વ્યવસ્થિત અને ક્રમબદ્ધ રીતે આગળ વધતા જતા હતા ને જરૂર પડે ત્યાં સ્વયંસેવકો તેઓને રોકતા હતા. યાત્રિકોને તકલીફ ન પડે તે માટે રસ્તામાં જ સ્વયંસેવકો પાણી પાતા હતા, હાથપંખાથી પવન પણ નાંખતા અને લશ્કરના જવાનોની જેમ ચોવીસ કલાક સુધી ઊભા રહીને વ્યવસ્થા સાચવતા. માતાજીનાં દર્શન માટે કોઈને પણ સીધા જવા દેવામાં આવતા નહિ, મોટો ભૂપ કે ચમરબંધી આવે તોપણ તેને યાત્રિકોની લાઇનમાં થઈને જ જવું પડતું. ત્યાં કોઈની શેહ-શરમ રાખવામાં આવતી ન હતી.

સમિતિને એવો ખ્યાલ આવ્યો કે આ મહોત્સવમાં બહારથી ખીસાકાતરુઓ આવ્યા છે. ગાડી ઉપર માઇક બાંધીને 'ખીસાકાતરુઓ સાવધાન!' જો કોઈનું ગજવું કાપ્યું ને પકડાયા તો તરત જ પોલીસને સુપરત થઈ જશો, નહિ તો આ ઊંઝા છે, તમારી શું દશા થશે તે કહેવું મુશ્કેલ છે.' અમારી આ જાહેરાતની એવી અસર થઈ કે એક પણ ખીસ્સુ કાપવાનો બનાવ બન્યો નથી. સ્વયંસેવકોની બે ઑફિસ રાખવામાં આવી હતી. ટ્રાફિક રોકવો હોય તો ગંજના નાકાની ઑફિસને કોલ કરીને રોકવામાં આવતો અમદાવાદ, મહેસાણા, સિદ્ધપુર, વિસનગર વગેરે સ્થળે લાઈટિંગ કોલ કરીને ટ્રાફિક રોકવામાં આવતો હતો. ટ્રાફિકનો સુંદર બંદોબસ્ત આ સમિતિ દ્વારા ગોઠવાયો હતો.



સમિતિની ઑફિસમાં સતત માઇક ઉપર એવી જાહેરાત કરવામાં આવતી હતી કે, 'તમે તમારાં બાળકના ગજવામાં સરનામું લખેલી ચિઠ્ઠી મૂકો, કારણકે કદાચ









તમારું બાળક ખોવાય તો અમે પહોંચાડી શકીએ.' અમારી જાહેરાત પછી પણ બાળક ખોવાઈ જતાં જે બાળકો અમારી પાસે આવતાં તેની જાહેરાત માઈક ઉપર કરતા, તદુપરાંત બાળકોને બિસ્કિટ, ચૉકલેટ જેવી વસ્તુઓ આપતા. બાળકોને ઊંચી જગ્યાએ બેસાડતા કે જેથી તેના વાલી જોઈ શકે. બાળકોને ઘરની જેમ સાચવતા ને આ કાર્ય બહેનો કરતી હતી. લાખો માણસોની અવરજવર થઈ પણ એક પણ બાળક ખોવાઈ ગયું ન હતું કે ગુમ થયું ન હતું.

મહોત્સવ વખતે બંદોબસ્ત કેવી રીતે સાચવવો તે માટે અમારા સ્વયંસેવકોને મહેસાણા જિલ્લા પોલીસ તંત્ર અને ગ્રામરક્ષક દળના વડા આવીને બે દિવસ સુધી તાલીમ આપી હતી. જાહેર બંદોબસ્તની વ્યવસ્થામાં અમારી સાથે જિલ્લા પોલીસ વડા ડી. એસ. પી. ને તેઓનું પોલીસ દળ તેમજ ગ્રામરક્ષક દળના આગેવાન કાર્યકરો સામેલ હતા. અહીંની વ્યવસ્થાનો સતત રિપોર્ટ પોલીસતંત્ર વાયરલેસથી ગાંધીનગર અને દિલ્હીમાં પહોંચાડતું હતું, કારણકે વાયરલેસથી ગાંધીનગર અને દિલ્હી સાથે ઊંઝાને જોડવામાં આવ્યું હતું. દર મિનિટે અહીંના સમાચારો પહોંચાડવામાં આવતા હતા.

જ્યારે જાહેર બંદોબસ્ત અને સલામતિ સમિતિને ખ્યાલ આવ્યો કે, લાખોની સંખ્યામાં યાત્રિકો માનાં દર્શન માટે ઊમટ્યા છે, ત્યારે રાતોરાત મહેસાણાથી લોખંડની ગડરો લાવીને બાંધીને માનવ મહેરામણને કન્ટ્રોલ કરી દેવામાં આવ્યો, ધસારો એટલો બધો હતો કે, લોખંડની ત્રણની ગડરો વળી ગઈ હતી. જે ખટારા વડે પણ વાળી શકાય નહિ. પુરુષો અને સ્ત્રીઓની અલગઅલગ વ્યવસ્થા ગોઠવી હતી. ભીંસ વધતી જતી હતી ત્યારે પણ સ્વયં-સેવકો ભીંસ મધ્યે પ્રવેશીને પણ કન્ટ્રોલ કરતા. વૃદ્ધ કે બીમાર વ્યક્તિને ઉઠાવી લેતા. ને માના દ્વાર સુધી ઊંચકીને લઈ જતા ને દર્શન કરાવતા હતા. છોકરાઓને તેડીને સ્વયંસેવકો ઊભા રહેતા. ચોવીસ કલાક સુધી આ પ્રકારની સેવા સ્વયં-સેવકો દ્વારા થતી હતી.

સહસ્રકુંડી યજ્ઞનાં દર્શન કરી માનાં દર્શન ધરાઈ ને કરી શકે તે સારુ માતાજીનાં દર્શન માટે પૂર્વની દીવાલ તોડીને દરવાજો બનાવવામાં આવ્યો હતો. યજ્ઞ-માંથી યાત્રિક પગથિયાં ચડતો તેમતેમ માનાં દર્શન કરતો જતો હતો ને શ્રી ઉમિયામાતાજીના પ્રથમ પગથિયે પહોંચે ત્યારે માનાં ચરણથી મુખારવિંદના ધરાઈ ને દર્શન કરી ગદ્દગદ્દ બની ને આગળ વધતો હતો.

માનાં દર્શનની વ્યવસ્થા સારી રીતે થઈ શકે તે સારુ શરૂઆતમાં રીહર્સલ કરવામાં આવ્યું હતું એક મિનિટમાં કેટલી વ્યક્તિઓ દર્શન કરી શકે તે માટે પાંચ હજારનું ટોળું સામે ઊભું રાખીને દર્શન કરાવવાનો પ્રયોગ કર્યો. પ્રયોગના અંતે અમોને લાગ્યું કે સમગ્ર ઉત્સવ દરમિયાન આઠ લાખ માણસોને દર્શન કરાવી શકાશે પણ આશ્ચર્યની વાત તો છે કે, આ મહોત્સવમાં ૧૫ થી ૧૮ લાખ વ્યક્તિઓએ માનાં દર્શનનો લાભ લીધો છે. આ વ્યવસ્થા કેવી રીતે ગોઠવાઈ તે પણ આજે અમોને સમજાતું નથી.




ઉત્સવના કારણે સમગ્ર ગુજરાતના લોકોનું ધ્યાન ઊંઝા તરફ કેન્દ્રિત થયું હતું. માતાજીના આ ભવ્ય ઉત્સવમાં ભાગીદાર બનવાની ને મા ઉમાનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા લોકોના હૃદયમાં જાગી હતી, પણ ઊંઝા પહોંચવું કેવી રીતે ? તે સવાલ સૌને મૂંઝવે તે પહેલાં માતાજીની પ્રેરણાથી સુંદર વ્યવસ્થા ગોઠવાઈ ગઈ હતી.

### ટ્રાન્સપોર્ટ કંપનીઓની મળેલ મીટીંગ !

વાહન-વ્યવહારમાં કેવી રીતે પહોંચી વળવું તે માટે ઊંઝાની બધી ટ્રાન્સપોર્ટ કંપનીઓના માલિકોને શરૂઆતમાં બોલાવવામાં આવ્યા, ને તેઓની એક કમિટી બનાવી. કમિટીએ સર્વ પ્રથમ એસ.ટી.વાળાઓનો સંપર્ક સાધ્યો. ઊંઝા સાથે સંકળાયેલા ત્રણ નજીકના ડેપો મહેસાણા, પાલનપુર અને હિંમતનગરના ડેપો મેનેજરોને બોલાવ્યા, ને તેઓની સમક્ષ સમગ્ર મહોત્સવની, મહોત્સવ પ્રસંગે અંદાજે આવનાર યાત્રિકોની ચર્ચા-વિચારણા કરીને તેઓની પાસે વધારાની ૫૦૦ એસ. ટી. બસોની માગણી કરી. અમારી આવડી મોટી માંગણીથી તેઓને નવાઈ લાગી, છેલ્લે ૩૫૦ એસ.ટી. બસો આપવાનું નક્કી થયું, ને જરૂર પડે તો વધારાની બસો આપવાનું વચન આપ્યું, ને જ્યારે ઉત્સવ શરૂ થયો ને યાત્રિકોની અસાધારણ ભીડ જામી ત્યારે એસ. ટી.ના ડેપો મેનેજરસાહેબોએ પૂરી સહાય-મદદ કરીને ૫૦૦ એસ.ટી. બસોની જગ્યાએ સાતસો બસો શરૂ કરી ને જેટલી મદદ થઈ શકે તેટલી મદદ કરી છે.

### વ્યવસ્થા માટે છ મોટાં બસ સ્ટેન્ડ

આટલો બધો વાહન-વ્યવહાર ઊંઝાના બજારમાં શરૂ થાય, તો એક પણ માનવ રોડ ઉપર ચાલી શકે નહિ, તે માટે કમિટીએ વાહન-વ્યવહારને રોકવા માટે ૬ મોટા બસ સ્ટેશનો ઊંઝાની આજુબાજુ દોઢેક માઈલના ઘેરાવામાં બનાવ્યાં હતાં.

(૧) હાઈવે પર ઉમિયા પેટ્રોલ પંપ પાસે બસ સ્ટેશન નં. ૧ બનાવવામાં આવ્યું હતું, જ્યાં અમદાવાદ, સૌરાષ્ટ્ર તરફથી બસોની અવરજવર થતી.

(૨) ઉમિયા સોસાયટી પાસે બસ સ્ટેશન નં. ૨ કે જ્યાં વિસનગર તરફથી આવતી બસો રોકાતી હતી.

(૩) બસ સ્ટેશન નં. ૩ મલાઈ તળાવ પાસે કે જ્યા વડનગર-ઊમતા તરફથી આવતી બસો ઊભી રહેતી.

(૪) ઉત્તરે લશ્કરી છાવણી પાસે બસ સ્ટેશન નં. ૪ હતું કે જ્યાં ખેરાળુ તરફથી આવતી બસો રોકાતી

(૫) હાઈવે રોડ-ચાર રસ્તા પર ઉત્તરમાં બસ સ્ટેશન નં. ૫ કે જ્યાં પાલનપુર, ડિસા તરફથી આવતી-જતી બસો રોકાતી.

(૬) પાટણ તરફથી આવતી બસો બસ સ્ટેશન નં. ૬ પાટણરોડ ઉપરના હાઈવે ચાર રસ્તા ઉપર રોકાતી હતી.

ઊંઝાની હદમાં પ્રવેશ થતાં વાહનો બસ સ્ટેન્ડથી આગળ વધે નહિ તેની પૂરેપૂરી કાળજી લેવામાં આવી હતી. બસ સ્ટેન્ડો માટે ૧૫ થી ૨૦ વીઘાં જમીન રોકવામાં આવી હતી. જમીન ઉપર રહેલાં ઝાંઝરા કાઢી નાંખી સપાટ મેદાન બનાવી દીધું હતું ને તેના ઉપર પાણી છાંટી, છારૂ નાંખી સુંદર બસ સ્ટેન્ડો બનાવવામાં આવ્યા હતાં. ટ્રેક્ટરો, ખટારાઓ, સ્કૂટરો, સાઈકલો, ખાનગી કારો માટે પણ અલગ-અલગ બસ સ્ટેન્ડો સૌ સૌની દિશામાં બનાવવામાં આવ્યા હતાં. સ્કૂટર પાર્કિંગમાં હાઈવે રોડ માર્ટિન ટ્રેલરની પાછળ, બીજું સ્ટેન્ડ વિસનગર રોડ પર આવેલ ઉમા સોસાયટીની બાજુમાં, ત્રીજુ સ્ટેન્ડ મલાઈ તળાવ પાસે અને ચોથું સ્ટેન્ડ લશ્કરી છાવણીમાં બનાવેલ હતું. આ રીતે







ટ્રેક્ટર પાર્કિંગ માટે જુદાજુદા છ સ્ટેન્ડો બનાવવામાં આવ્યા હતા. (૧) ટ્રોલી સ્ટેશનની સામે, હાઈવે રોડ (૨) વિસનગર રોડ ઉમા સોસાયટીની પાછળ (૩) મલાઈ તળાવ (૪) લશ્કરી છાવણી (૫) પાટણ રોડ, હાઈવે રોડ-ચાર રસ્તા (૬) ભરતનગર સોસાયટીની બાજુમાં હાઈવે રોડ પર. આ રીતે વાહનોને ઊંઝા શહેરમાં આવતાં રોકવામાં આવતાં હતાં. ઊંઝામાં એક પણ વાહનનો પ્રવેશ આપવામાં આવતો ન હતો ફક્ત. માતાજીના કાર્યમાં રોકાયેલા વાહનો જ શહેરના જાહેર રોડ ઉપર નક્કી કરેલા પાસ લઈને જઈ શકતાં હતાં.

**સ્પેશિયલ ટ્રેનની વ્યવસ્થા ગોઠવાઈ**

એસ. ટી. દ્વારા કદાચ પહોંચી ન વળીએ તો શું કરવું? તે સવાલ વાહનવ્યવહાર કમિટી આગળ આવ્યો. અમદાવાદથી પાલનપુર સ્પેશિયલ ટ્રેન શરૂ થાય તો ઘણું બધું કાર્ય સરળ બને એવું અમને લાગ્યું. અમે કમિટીના માણસો સ્પેશિયલ ગાડીની પરવાનગી માટે મુંબઈ ઉપડયા ને ત્યાંના વેસ્ટન રેલવેના સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબને મળ્યા. સામાન્ય રીતે સ્પેશિયલ ટ્રેન દોડાવવા માટે ૬ માસથી વધારે સમય પહેલાં લખવું પડતું હોય છે. અમને મનમાં એમ હતું કે સ્પેશિયલ ટ્રેન કદાચ નહિ મળે. અમારી કોઈ ઓળખાણ હતી નહિ પણ નવાઈની વાત તો એ છે કે અમારી અરજી વેસ્ટર્ન રેલવેના સુપ્રિન્ટેન્ડેન્ટસાહેબના હાથમાં મૂકી ને તરત જ તેઓએ સ્પેશિયલ ગાડી અમદાવાદથી પાલનપુર અને પાલનપુરથી અમદાવાદ દોડાવવાનો ઑર્ડર આપી દીધો. આ વ્યક્તિના હૃદયમાં કોની પ્રેરણા કામ કરી ગઈ તે તો મા ઉમા જ જાણે. સ્પેશિયલ ટ્રેન તા. ૨૪ થી તા. ૩૦ મી સુધી અમદાવાદથી સવારે ૮ વાગે ઊપડીને પાલનપુર ૧-૩૦ વાગે પહોંચતી હતી અને પાલનપુરથી સાંજે ૫-૪૫ વાગે ઊપડી અમદાવાદમાં રાત્રે ૧૦-૧૦ વાગે પહોંચતી હતી.

**ટ્રેનની મૂંઝવણમાંથી મુક્તિ**

સ્પેશિયલ ટ્રેન શરૂ થઈ, પણ આ ટ્રેન દરેક સ્ટેશને ઊભી રહેતી નહિ. તદુપરાંત આ ટ્રેન દ્વારા મેલનો ચાર્જ પૅસેન્જરો પાસેથી વસુલ કરતી હતી. ટ્રેન દરેક સ્ટેશને ઊભી રહે તે જરૂરી હતું કારણકે આમ કરવાથી ઘણા બધા પૅસેન્જરોના પ્રશ્નો ઊકલી જતા હતા. પણ કરવું શું? અમે જાણ્યું કે ડિવિઝન મેનેજર ધરવાડા આવ્યા છે. અમે ત્યાં તેઓને મળવા ઉપડયા. ધરવાડાના સ્થળે પહોંચીએ તે પહેલાં અમે જોયું કે તેઓ સામે આવતા હતા. તેઓ અમને જોઈને ઊભા રહ્યા પૂછ્યું, 'કેમ આવવું થયું છે?' અમે અમારી તકલીફ રજૂ કરીને કહ્યું, 'સ્પેશિયલ ટ્રેન દોડે છે તે મેલનો ચાર્જ લે છે તે ઠીક નથી. લોકલનો ચાર્જ લે તેવું ગોઠવી આપો. ને દરેક સ્ટેશને ઊભી રહે તેવું કરી આપો.' અમારી સામે જોઈને તેઓ હસ્યા ને કહ્યું, 'જાઓ થઈ જશે.' અમને નવાઈ લાગી કારણકે અમારે કોઈ વિનંતિ કરવી પડી નહિ. ને ઊંઝા પહોંચીએ તે પહેલાં તો બધા જ સ્ટેશનો ઉપર ઑર્ડરો અપાઈ ચૂક્યા હતા. કીર્તિ એકસપ્રેસ જે મહેસાણા સુધી આવે છે તે ઊંઝા સુધી લંબાય તો સૌરાષ્ટ્ર તરફથી આવતાં પૅસેન્જરોની આપોઆપ તકલીફ ટળી જાય. આ માટે અમે વિનંતિ કરી. અમારે લેખિત અરજી આપવાની હતી પણ અમે કશું જ લેખિત આપેલું નહિ ફક્ત, મૌખિક વાત જ-ને તે ઊંઝા પહોંચીએ તે પહેલાં તો બધા માઈકોમાં જાહેરાત થઈ ચૂકી હતી કે, 'કીર્તિ એકસપ્રેસ ઊંઝા સુધી લંબાવવામાં આવ્યો છે'. અમને આજે પણ સમજાતું નથી કે આ કોણે કર્યું? કેવી રીતે થયું? ઉત્સવ દરમિયાન રેલવેમાં અસાધારણ ભીડ હતી. ડબાઓના છાપરે બેસી હજારો પેસેન્જરો મુસાફરી કરતા પણ કોઈને ક્યાંય ઈજા થઈ નથી. આ સમય દરમિયાન મુંબઈથી પણ ખાસ વધારાની બે ટ્રેનોની વ્યવસ્થા ગોઠવાઈ હતી.

**આર. ટી. અધિકારીઓનો પૂરો સહકાર**

બસ અને રેલવે સિવાય પણ દૂરદૂરના ઊંડાણ-વાળા ભાગોમાંથી હજારો લોકો પોતાનાં ખાનગી વાહનો જેવાં કે ટ્રેક્ટર, ખટારા, કાર, સ્કૂટર, સાઈકલ ઉપર આવતાં હતાં. ટ્રેક્ટર અને ખટારાઓને પબ્લિક વાહન









તરીકે ઉપયોગ થઈ શકે નહિ એ નિયમ હોવા છતાં સરકારશ્રી તરફથી અવરજવર માટે કોઈ વાંધો લીધો ન હતો. આર. ટી. અધિકારીઓએ કોઈ ટ્રેકટર કે ખટારાના માલિક ઉપર કેસ કર્યો નથી. સૌરાષ્ટ્ર, અમદાવાદ, બનાસકાંઠા, સાબરકાંઠાનાં ગામડાઓમાંથી હજારો ભાઈ-બહેનો ટ્રેકટર-ખટારાઓમાં જ આવતા પણ કયાંય કોઈએ હેરાન-પરેશાન કર્યાં નથી. કે કંઈ તકલીફ પડી નથી.

**વાહનોની અસાધારણ ભીડ**

વાહનોની ભીડ એટલી બધી હતી કે દક્ષિણ તરફ ભાંડુ સુધી, ઉત્તરે સિદ્ધપુર સુધી, પૂર્વે વાલમ સુધી ને પશ્ચિમે સુણક સુધી વાહનો રોકાયેલાં હતાં. પાંચ કિલોમીટરના વિસ્તારમાં વાહનો જ વાહનો હતાં. આજુબાજુનાં શહેરોમાં ટેલિફોનો કરીને વાહનો આગળ નહિ આવવા દેવા માટે વારંવાર સૂચનાઓ આપવામાં આવતી હતી. જેમજેમ વાહનો આવતાં તેમતેમ વાહનો માટે નક્કી કરેલી જગ્યાએ જ વાહનોનું પાર્કિંગ કરવામાં આવતું નથી. કોઈને પણ વાહન લઈને આગળ જવાની છૂટ આપવામાં આવતી ન હતી.

**તાલીમબદ્ધ સ્વયંસેવકો**

વાહન-વ્યવહારની તાલીમ ઉત્સવ પહેલાં એક મહિના અગાઉથી આપવામાં આવી હતી. વાહન-વ્યવહારને રોકવા માટે ૨૪ કલાક સ્વયંસેવકો ખડેપગે હાજર રહેતા હતા. બસ સ્ટેન્ડ ઉપર મંડપ બાંધીને ચોવીસ સ્વયંસેવકોની એક ટુકડી સતત કાર્યશીલ હતી. મંડપમાં બાંધેલા માઇક દ્વારા સતત યાત્રિકોને માર્ગદર્શન આપવામાં આવતું હતું. સ્વયંસેવકોને વાહન રોકવા કે વાહનોને માર્ગદર્શન આપવા માટે જુદાજુદા રંગની ઝંડીઓ, સીટી અને ધોકા આપવામાં આવ્યા હતા. લાલ અને લીલી ઝંડીઓનાં સિગ્નલો ક્યારે આપવા તેની તાલીમ આપવામાં આવી હતી ને તે રીતે સ્વયંસેવકો પોતાના નક્કી કરેલાં સ્થળે ૨૪ કલાક ઊભા રહીને સેવા બજાવતા હતા. કદી કોઈએ કચવાટ કર્યો નથી. થાક કે આળસ જેવું પણ દેખાતું ન હતું. આનંદ અને ઉલ્લાસ તેઓના મુખ ઉપર તરી આવતો હતો.

**એસ.ટી.ના મુખ્ય અધિકારીશ્રી વર્માના ઉદ્ગારો**

એસ. ટી. ની સેવા અવર્ણનીય હતી ને ઉત્સવ દરમિયાન પંચ દિવસ સુધી એસ. ટી. ના મનેજરો હાજર રહ્યા હતા. ઑફિસરોની જેમ નહિ પણ ભાઈ-ચારાના સંબંધો અમારી સાથે કેળવ્યા હતા ને વાહનોની તકલીફ અંગેની નાની સરખી વાત પણ તેઓ સાંભળીને તેઓ તાત્કાલિક ઊકેલ લાવતા હતા.

ઉત્સવ પૂરો થયા પછી એસ. ટી. ના મુખ્ય અધિકારી શ્રી વર્માસાહેબ આવ્યા. તેઓની હાજરીમાં એક સમારંભ થયો સમારંભમાં તેઓએ કહ્યું કે, "ઉત્સવ દરમિયાન કુલ સાત હજાર ટ્રિપો ફરી. ૬ લાખ પૅસેન્જરોની અવરજવર થઈ પણ કોણ જાણે એક ગાડી પણ બગડી નથી, બ્રેક ડાઉન થઈ નથી. અરે! એટલું જ નહિ પણ ડ્રાઇવરોએ થેલીમાંથી એક પાનું પણ કાઢ્યું નથી. રસ્તામાં ક્યાંય નાનો સરખો અકસ્માત નડયો નથી, થયો નથી. અમને હતું કે આટલો બધો માનવ મહેરામણ, આટલી બધી બસ ટ્રિપો, આટલી બધી અવરજવર કદાચ કંઈ બની જાય તેની સતત ચિંતા થતી પણ આશ્ચર્યની વાત એ છે કે કશું જ થયું નથી. પાંચ દિવસમાં પંદર લાખનો વકરો કર્યો છે. એસ. ટી.એ મોટી સિદ્ધિ મેળવી છે. અમે વિચારીએ છીએ કે આટલું હેમખેમ અમારું કાર્ય પૂરું કેવી રીતે પડયું! તો તેની પાછળ કોઈ અગમ્ય શક્તિ, અગમ્ય બળ-ચેતના સક્રીય હોય તેવું લાગ્યું. અમારા ડ્રાઇવરોના મુખ ઉપર કદી કંટાળો અમે જોયો નથી. કંડકટરોએ એક પાઈની ગોલમાલ કરી હોય તેવું બન્યું નથી. જાણે પોતાનો ઉત્સવ હોય ને પોતાનું કાર્ય હોય તે રીતે રાતદિવસ જોયા વિના અમારા ડ્રાઇવર-કંડકટરોએ કાર્ય કર્યું છે."

એસ. ટી.ની ઉત્તમ વ્યવસ્થા હતી. મુંબઈથી પણ સ્પેશિયલ ૪૫ બસો આવી હતી. એસ. ટી.ના નાનામોટા તમામ કર્મચારીઓનો પૂરો સહકાર, અને સાથ મળ્યો છે.

સ્વયંસેવકોનો ઉત્સાહ, ધગશ અને કાર્ય પાછળ ખપી જવાની ઉદાત્ત ભાવના, એસ. ટી. અને રેલવેની અસાધારણ સુવિધા, યાત્રિકોનો હૃદયપૂર્વકનો સાથ સહકાર તેમજ મા ઉમાની કોઈ અવર્ણનીય પ્રેરણાએ અમોને સફળતા અપાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.




# આરોગ્ય-પાણી અને દીવાબત્તી સમિતિ

આ ભવ્ય મહોત્સવ પ્રસંગે લાખો માણસોની અવરજવર થવાની હોય ત્યારે પાણી, આરોગ્યનો પ્રશ્ન એ અતિમહત્વનો હતો. બહારથી આવનાર યાત્રિકોને પાણીની કોઈ તકલીફ ન પડે તેમજ રોગચાળો ન ફેલાય તે જોવાનું કાર્ય આ કમિટીનું હતું.

એક માસ પહેલાં આ સમિતિની પ્રથમ મિટિંગ મળી. દરરોજના એક લાખ માણસ આવવાની કલ્પના હતી. એક લાખ માણસો માટે પાણીની વ્યવસ્થા કેવી રીતે ગોઠવવી, કયાંકયાં સ્થળોએ ગોઠવવી, ગંદકી ન થાય તે માટે શું કરવું ? આટલા બધા માણસોના પેશાબ, જાજરૂ માટે શું કરવું ? રસ્તામાં જતાં-આવતાં ગમે ત્યાં થૂંકે ને તેમાંથી રોગનાં જતુંઓ ફેલાય તે માટે શું વિચારવું ? કોઈ તાત્કાલિક બીમાર પડી જાય, કદાચ કોઈ ચેપી રોગ ફેલાઈ જાય. આ બધી મૂંઝવણોનો ઉપાય શોધવા માટે બે-ત્રણ વાર અમે મળ્યા, છેલ્લે માતાજીની પ્રેરણા મળી, ઉત્સાહ પ્રગટ્યો ને આ કાર્ય સૌના સહકાર અને મદદથી સારી રીતે ગોઠવાયો.

**પાણીની વ્યવસ્થા**

દરરોજ એક લાખથી વધારે યાત્રિકો આવે તો પ્રથમ જરૂરિયાત પાણીની હતી. ઊંઝા નગરપાલિકા પાણીની વ્યવસ્થા માટે ખડેપગે તૈયાર હતી. પાણી માટે જરૂર પડે તો ૨૪ કલાક બોર ચાલુ રાખવાનો નગરપાલિકાએ ઠરાવ કર્યો હતો. એક માસ અગાઉ એક સ્પેશિયલ બોર રસોડા વિભાગમાં બનાવવામાં આવ્યો હતો, ને ત્યાં એક લાખ ગેલન પાણી રહી કે તેવી ભૂગર્ભ ટાંકી બનાવવામાં આવી. રસોડામાં એક હજાર માણસો એકી-સાથે પાણી પી શકે તેવાં સ્ટેન્ડ બનાવ્યા. તદુપરાંત ઊંઝાનાં જુદાંજુદાં સ્થળે પંદર જેટલાં પાણી માટેનાં સ્ટેન્ડો ઊભા કરવામાં આવ્યાં હતાં. દરેક સ્ટેન્ડ પોસ્ટ ઉપર પચાસ ચકલીઓ મૂકવામાં આવી હતી. પાણીનું સ્ટેન્ડ બનાવવા માટે સામાન્ય રીતે નગરપાલિકાની પરવાનગી લેવાની હોય પણ નગરપાલિકાએ આ કમિટીને સંપૂર્ણસત્તા આપી હતી કે, જરૂર પડે ત્યાં સ્ટેન્ડ પોસ્ટ ઊભાં કરવાની તથા ખર્ચ કરવાની ચેરમેન શ્રીને નગરપાલિકા વતી પાંચ હજાર રૂપિયા વાપરવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. આ રીતે નગરપાલિકાનો પૂરેપૂરો સહકાર અમનેમળ્યો હતો.

તાલુકા પંચાયત સિદ્ધપુર, નગરપાલિકા મહેસાણા અને જિલ્લા પંચાયત મહેસાણાએ પાણીની જરૂરિયાત પૂરી કરવા માટે જોઈએ તેટલાં વાહનો, ટેન્કરો આપ-વાની ઓફર કરી હતી. ઉત્સવ દરમિયાન જિલ્લા પંચા-યત તેમજ અન્ય નગરપાલિકાઓનાં ટેન્કરો સતત ઉપ-યોગમાં લેવાયાં. તદુપરાંત ૧૪ જેટલાં બીજાં વાહનો પાણીની હેરફેર માટે રોકાયેલાં હતાં.

ઉત્સવ પ્રસંગે ધારણા કરતાં વધારે યાત્રિકો આવ્યા. ભીડ વધતી જ ગઈ ને માતાજીનાં દર્શન માટે લાઇનમાં ઊભા રહેવું પડતું હતું, ત્યારે સ્વયંસેવકો દરેક વ્યક્તિને રસ્તામાં પાણી પાતા હતા. આ સિવાય ઊંઝામાં દરેક કોમની વ્યક્તિઓએ સ્વેચ્છાએ પાણીની પરબો માંડી હતી. પાણીની એટલી બધી સુંદર વ્યવસ્થા ગોઠવાઈ ગઈ હતી કે લાખો લોકોની અવરજવર થઈ છતાં ક્યાંય કોઈને પાણીની તકલીફ પડી નથી.

**સંડાસ અને મૂતરડીઓની વ્યવસ્થા**

પાણીની વ્યવસ્થા ગોઠવાયા પછી આરોગ્યનો સવાલ બીજો હતો. ગમે ત્યાં યાત્રિકો પેશાબ-જાજરૂ માટે બેસી ન જાય તેની સંભાળ આ સમિતિએ રાખ-વાની હતી. જાજરૂ-પેશાબની પૂરતી વ્યવસ્થા કરવાની







હતી. કાગ્રેસના મોટા અધિવેશન વખતે જાજરૂ-પેશાબની વ્યવસ્થા કેવી રીતે ગોઠવાય છે, તે સમજવા માટે અમે ગાંધી આશ્રમ, સફાઈ વિદ્યાલયના આચાર્યશ્રી ઈશ્વરભાઈ પટેલને મળ્યા. તેઓએ ઊંઝાની મુલાકાત લીધી. જાજરૂ ક્યાં અને કેવી રીતે બનાવવાં તેનું પ્લાનિંગ કરી બતાવ્યું. જુદીજુદી જગ્યાએ કંતાન બાંધીને એક હજાર જાજરૂ બનાવ્યાં. તદુપરાંત અમારા કાર્યકરોને જાજરૂ અને મૂતરડીની તાલીમ આપવામાં આવી. જરૂર પ્રમાણે પૂરતી સગવડતાવાળી મૂતરડીઓ બાંધી ને દરરોજ મૂતરડીઓ અને જાજરૂમાં દવા છાંટવાની વ્યવસ્થા ગોઠવી દીધી.

## સફાઈ કામદારોનો ઉત્સાહ

સમગ્ર ઊંઝાનો વિસ્તાર ઉત્સવ દરમિયાન સ્વચ્છ રહે તે માટે ખેરાળુ, સિદ્ધપુર, મહેસાણા, પાટણના આરોગ્ય અધિકારીઓનો સંપર્ક સાધવામાં આવ્યો. તેઓ પોતાના સેનેટરી ઈન્સ્પેકટરો સાથે ઊંઝા આવ્યા. પાટણ અને સિદ્ધપુર નગરપાલિકાના ૬૦ સફાઈ કામદારો પણ આવી પહોંચ્યા, જેથી સફાઈનું કાર્ય સરળ બન્યું. આ કામદારો સાથે ઊંઝા નગરપાલિકાના કામદારો પણ જોડાયા હતા. રાત્રે ૧૨ વાગે સફાઈ શરૂ થતી ને સવારના ચાર વાગે સમગ્ર વિસ્તારને સ્વચ્છ બનાવી દેતા ને દિવસ દરમિયાન આ કામદારો પોતાના વિસ્તારમાં સતત ફરતા રહેતા હતા, ને જ્યાં જરૂર પડે ત્યાં તાત્કાલિક સફાઈ કરી દેતા. કાગળના ડૂચાઓ, ફળોનાં છોતરાં કે નારિયેળના છોલાં જે કંઈ મળે તે ઉઠાવી લઈ રસ્તાઓને સ્વચ્છ બનાવતા હતા. સફાઈ કામદારો માત્ર ફરજના એક ભાગ તરીકે જ નહિ પણ એક ધાર્મિક મહોત્સવને દીપાવવા માટે બને તેટલી બધી જ મદદ કરતા હતા. ભંગી કામદારો અમારી સાથે રસોડામાં દરરોજ જમતા હતા, ને જમાડવાની વ્યવસ્થા ગોઠવી હતી. તેઓની પશુચિકિત્સા કેન્દ્રમાં ઑફિસ હતી, ને તે ઑફિસ દ્વારા સફાઈનું સંચાલન થતું હતું.

## ડૉક્ટરોની મફત તબીબી સારવાર

ઊંઝાના બધા જ સ્થાનિક ડૉક્ટરો આ કાર્યમાં રોકાયા હતા. ડૉક્ટરોએ ફ્રી કૅમ્પ શરૂ કર્યા હતા. જુદીજુદી જગ્યાએ ત્રણ સારવાર કેન્દ્રો ઊભાં કરવામાં આવ્યાં હતાં. કોઈ બીમાર પડીને આવી જાય તો ઘર કરતાં સારી સારવાર આ આરોગ્ય કેન્દ્રોમાં થતી હતી. પૈસા ક્યાંય લેવાતા ન હતા. આનંદની વાત તો એ છે કે કોઈ ભયંકર બીમારીનો એક પણ કેસ આવ્યો નથી. સામાન્ય બીમારીવાળા દર્દીઓ આવતા ને તેઓને દવા આપીને મોકલી દેવામાં આવતા હતા. ઉત્સવ દરમિયાન ડૉક્ટરોએ પાંચ હજારની દવાઓ ખરીદી હતી. ત્રણ હજાર જેટલા દર્દીઓને વિના મૂલ્યે દવાઓ આપી છે.

ચારે બાજુ મહોત્સવ ટાણે આનંદ–ઉત્સાહનું જે ભવ્ય વાતાવરણ સર્જાયું હતું. તેનો પ્રભાવ એટલો મોટો હતો કે ઊંઝા ગામમાં સતત બીમાર રહેનાર દર્દીઓની તબિયત પણ ગુલાબી બની ગઈ હતી. આ ઉત્સવ દરમિયાન ઊંઝાની પાંત્રીસ હજારની વસ્તીમાં કોઈને અકસ્માત થયો નથી, કોઈનું મૃત્યુ થયું નથી, એટલું જ નહિ પણ ઊંઝાના કોઈ પણ કોમના ભાઈઓને ક્યાંય લોકાચાર જવાનો પ્રસંગ બન્યો નથી. એ લેકે તેઓના સંબંધીઓના ગામોમાં પણ કોઈનું મૃત્યુ થયું નથી. જાનવર, પશુ–પંખી પણ મરવાનો પ્રસંગ બન્યો નથી. કેવું અદ્ભુત વાતાવરણ! કેવી અદ્ભુત સિદ્ધિ!

## ઉકરડાઓની જગ્યાએ રાતોરાત રસ્તાઓ

માતાજીનાં દર્શન કરવા માટે જતી વખતે રસ્તામાં આજુબાજુ ઉકરડા આવતા હતા. ઉકરડાઓની બાજુમાં થઈને યાત્રિકોને જવું પડે તે કમિટીના સભ્યોને ઠીક લાગ્યું નહિ. બધા વિચારતા હતા કે, આ ઉકરડા ઉઠાવી લેવાય તો ટ્રાફિકની મોટા ભાગની મુશ્કેલીઓ હલ થઈ જાય. ઉકરડા બીજી જગ્યાએ રાખવા ને તેની વ્યવસ્થા માતાજી તરફથી ગોઠવવી એવો નિર્ણય લેવાયો પણ આશ્ચર્યની વાત એ છે કે, ઉકરડાના માલિકોએ



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ



રાતોરાત પોતાના ઉકરડાઓ પ્રેમપૂર્વક ત્યાંથી ઉઠાવીને બીજી જગ્યાએ લઈ ગયા, જે વ્યવસ્થા માતાજીએ વિચારી હતી, તે વ્યવસ્થા રાતોરાત ઉકરડાના માલિકોએ કરી દીધી.

મ્યુનિસિપાલિટીના બનાવેલ જાજરૂ વચ્ચે નડતરરૂપ હોવાથી તેને તોડી નાંખવામાં આવ્યાં. સતત સાત દિવસ સુધી બુલડોઝર ફેરવીને ખાડા-ટેકરાઓને સરખા બનાવ્યા ને મોટું મેદાન બનાવી દીધું. ઉકરડાઓના ખાડાઓ પૂરવામાં ને મોટું મેદાન બનાવવામાં યુવાનોએ ખૂબ મોટો ફાળો આપ્યો હતો.

### ધુપસળીઓ દ્વારા સુવાસિત વાતાવરણ

માતાજીના મંદિરમાં દર્શનાર્થીઓનો માનવ-મહેરામણ નદીમાં આવેલા પૂરની જેમ 'ઉમિયામાતાજીની જય' બોલીને માના ચરણકમળમાં મસ્તક નમાવીને આગળ વધતો જતો હતો, ત્યારે માના મંદિરના પ્રાંગણમાં અગરબત્તીનો ધૂપ ચારે બાજુ વાતાવરણને સુવાસિત બનાવતો હતો. માનાં દર્શન માટે કલાકોની રાહ જોઈ રહેલા યાત્રિકોને થાક હરી લઈને નવો ઉત્સાહ, નવી પ્રેરણા, નવી શ્રદ્ધા તેના હ્રદયસાગરમાં પ્રગટાવતો હતો. ઊંઝામાં ક્યાંય મચ્છરો, માખીઓ ન ન વધી જાય તે માટે સતત સ્પ્રેથી દવા છાંટવાની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી ને દિવસ દરમિયાન ભંગી કામદારો જ્યાં ગંદકી જોતા ત્યાં સાફ કરીને તે ઉપર દવા છાંટી દેતા.

માતાજીના મંદિરની પશ્ચિમ દિશામાં કૂવો હતો. આ કૂવાનો કોઈ ઉપયોગ હતો નહિ. માતાજીના ભવ્ય ચોકમાં નડતરરૂપ લાગતો હતો, તે બિનજરૂરી હોવાથી તેને પૂરી નાંખવામાં આવ્યો હતો.

### દીવાબત્તી અને રોશની

પાણી અને આરોગ્યની જેટલી જરૂરિયાત હતી, તેટલી જ જરૂરિયાત દીવાબત્તીની પણ હતી. કારણકે લાખો ભાવિકો દૂરદૂરથી આવતા ને રાત્રે રોકાતા, ને તેઓ માટે માતાજીનું દ્વાર દર્શન માટે ચોવીસ કલાક ખુલ્લું હતું, જેથી ચોવીસ કલાક લાઇટની જરૂરિયાત હતી. ઊંઝાના બધા જ રસ્તાઓ ઉપર ટયૂબલાઇટો મૂકી દેવામાં આવી હતી. ગુજરાત વિદ્યુત બોર્ડે સતત પાંચ દિવસ સુધી પાવર કાપ કર્યા વિના લાઇટ આપી છે, એટલું જ નહિ પણ વધારાનો જોઈએ તેટલો પાવર પણ આપ્યો. આ માટે અમે વિદ્યુત બોર્ડના આભારી છીએ. વિદ્યુત બોર્ડમાં કામ કરતા હેલ્પરો ચોવીસ કલાક અમારી જોડે રહેતા, અમારી સાથે જમતા, ક્યાંય વિદ્યુત પ્રવાહ ખોરવાઈ ન જાય તેની સતત કાળજી રહેતી. વીજળીના કારણે કોઈ મુશ્કેલી ન થાય તે માટે સતત કાળજી રાખવામાં આવતી હતી.

સમગ્ર ગામના રસ્તાઓ રોશનીથી શણગારવામાં આવ્યા હતા. માતાજીના મંડપમાં, માતાજીના મંદિરમાં અનોખી રોશની કરવામાં આવી હતી. ઊંઝા નગરપાલિકાનો સાથેસાથે ગુજરાત વિદ્યુત બોર્ડનો પૂરેપૂરો સાથ અને સહકાર હતો. ક્યાંય ટયૂબલાઇટ ઊડી જાય કે રીપેરિંગ કરવાની જરૂર ઊભી થાય, તો તેને બદલવી પડે તો જરૂરી ખર્ચ કરવાની સંપૂર્ણ સત્તા નગરપાલિકાએ આ કમિટીને આપી હતી. દરેક ડીપી ઉપર હેલ્પરો મૂકવામાં આવ્યા હતા. નવાઈની વાત તો એ છે કે, ઉત્સવ દરમિયાન કદી પણ લાઇટની મુશ્કેલી ઊભી થઈ ન હતી.

ઊંઝાના જાહેર રસ્તાઓ ઉપર જે ધૂળ ઊડતી તેના ઉપર પાણી છાંટવાનું દરરોજ વિચારેલું, ને આ માટે પાણી છાંટનારા ટેન્કરોનો ઉપયોગ કરવાનો હતો પણ કોણ જાણે માતાજીની અસીમ કૃપા અમારા ઉપર થઈ હતી, ઉત્સવના બે દિવસ અગાઉ જે ધોધમાર વરસાદ પડ્યો ને વરસાદે ઊડતી ધૂળ-રેતીને બેસાડીને અમારા ઉપર માએ મોટી કૃપા કરી હતી.



### સ્વચ્છતાની હરીફાઈ

મહોત્સવ દરમિયાન સમગ્ર ઊંઝાના દરેક મહોલ્લાઓ વચ્ચે સ્વચ્છતાની હરીફાઈ રાખવામાં







આવી હતી. જે મહોલ્લો પ્રથમ આવે તેને ઇનામ આપવાનું હતું. બાળકો, બહેનો તથા યુવાનોએ ઇનામ મેળવવા માટે સ્વચ્છતા પાછળ પૂરી મહેનત ઉઠાવી હતી. પ્રથમ ઈનામ મોતીપુરાને મળેલું જે મોતી જેવું સ્વચ્છ હતું. ત્યાર બાદ બીજું ઇનામ રૂસાત ચોરો, ત્રીજું ઇનામ હોરવાડ, ચોથું ઇનામ ઉમા સોસાયટી, પાંચમું ઇનામ દરજી ચકલો, છઠ્ઠું ઇનામ કલ્યાણપરુ ને સાતમું ઇનામ માધુપરુને આપવામાં આવ્યું હતું. દરેક મહોલ્લો શણગારવામાં આવ્યો હતો ને પૂરી સ્વચ્છતા રાખવામાં આવી હતી.

આ રીતે અમારી આ સમિતિ દ્વારા પાણી, આરોગ્ય અને દીવાબત્તીની સુંદર વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. અમારી કમિટીના અન્ય સભ્યોનો સહકાર અને ઉત્સાહ અનેરો હતો. સતત રાત-દિવસ કામ કરીને ઉત્સવની ભવ્યતા વધારવામાં સૌનો સાથ હતો ને મા ઉમાની પ્રેરણા અને આશીર્વાદ હતા.

પરિત્યકતા દેવા વિવિધ વિધ સેવા કુલ તયા
મયા પંચાશીતે રધિકમપનીતે તુ વયસિ।
ઈદાનીચેન્માર સ્તવ યદિ કૃપાના પિ ભવિતા
નિરાલંબો લમ્બોદર જનનિ કં યાસિ શરણમ્॥૫॥

હે લંબોદર જનનિ! મારે વિવિધ પ્રકારની સેવાઓમાં વ્યાકુળ રહેવું પડે છે તેથી મને પંચાશી વર્ષથીય વધુ વર્ષ થયા છતાં મેં દેવોને વિસારે પાડયા છે. હવે મા, જો તારી જ કૃપા મને નહિ મળે તો હું નિરાધાર કોને શરણે જાઉં.



# પ્રસાદ સમિતિ

૧૮મી શતાબ્દીનો આ ભવ્ય મહોત્સવ ઊજવવાનો નિર્ણય લીધા પછી અમારી પ્રથમ મિટિંગ મળી. આ મિટિંગમાં ઠરાવ કર્યો કે, દરેક યાત્રિકને માતાજીનો પ્રસાદ મળી રહેવો જોઈએ. પ્રસાદ વિના એક પણ યાત્રીક જાય નહિ તેવું આયોજન કરવું જોઈએ. આ માટે નીચે પ્રમાણેની વ્યવસ્થા પ્રસાદ સમિતિએ ગોઠવી હતી:

**(૧) શ્રીફળની વ્યવસ્થા :** જો લાખો માણસો માતાજીનાં દર્શન માટે આવે તો શ્રીફળની વ્યવસ્થા મોટા પાયા ઉપર કરવી પડે. આ કાર્ય સામાન્ય હતું નહિ. પ્રસાદ સમિતિ આ કાર્ય ઉપાડી લે તો તેની વ્યવસ્થા માટે પહોંચી વળવું મુશ્કેલ બને એમ ન હતું. જેથી ઊંઝાના કરિયાણાના વેપારીઓની મિટિંગ બોલાવીને તેઓએ નફા-નુકસાન વિના યાત્રિકોને શ્રીફળ મળે તે આ કાર્ય ઉપાડી લીધું. શ્રીફળનો કોઈ જગ્યાએ નફો લેવામાં આવતો ન હતો. જેને જેટલાં શ્રીફળો જોઈએ તેટલાં મળી રહેતાં હતાં.

શ્રીફળ વધેરવા માટે માતાજીના સંસ્થાનમાં ચાર સ્ટેન્ડ બનાવવામાં આવ્યાં હતાં. ને ત્યાં શ્રીફળ વધેરવામાં આવતાં હતા. સ્ટેન્ડોની સ્વચ્છતા રાખવા ત્યાં ચોવીસ કલાક સ્વયંસેવકો રોકાયેલા હતા ને તેઓ સ્ટેન્ડોની સફાઈ કરતા સ્ટેન્ડો ધોઈ નાંખતા. કદાચ ખરાબ શ્રીફળ નીકળે તો સ્ટેન્ડ સાફ કરીને ત્યાં ધૂપ કરતા. સ્ટેન્ડની આજુબાજુ માખીઓ ન બેસે તે માટે પૂરતી કાળજી લેવામાં આવતી હતી. ૨૦ માણસો વધેરેલા શ્રીફળમાંથી પ્રસાદ બનાવીને વહેંચવાનું કાર્ય કરતા હતા. લગભગ ૧ લાખ ઉપર શ્રીફળો મહોત્સવ દરમિયાન વધેરવામાં આવ્યાં હતાં.

**(૨) ૨૪ કલાક પ્રસાદ વહેંચવાની વ્યવસ્થા :** દરેક યાત્રિકને પ્રસાદ મળે તેવું અગાઉથી આયોજન કરવામાં આવ્યું હતું. પ્રસાદ બૂરું ખાંડ અને કોપરાના ખમણનો બનાવવામાં આવ્યો હતો. માતાજીના પશ્ચિમ અને ઉત્તરના દરવાજે પ્રસાદની વ્યવસ્થા ગોઠવી હતી. દરેક દરવાજે બબ્બેની લાઈનમાં આઠ-આઠ સ્વયંસેવકો એકીસાથે પ્રસાદ આપતા હતા. પ્રસાદ વીસ કિલોના વાસણમાં રાખવામાં આવ્યો હતો. સતત ચોવીસ કલાક પ્રસાદ મળે તે માટે વીસ-વીસ સ્વયંસેવકોનાં ત્રણ જૂથો પાડવામાં આવ્યાં હતાં. આ રીતે સતત પાંચ દિવસ સુધી લાખો ભાવિક યાત્રિકોને માતાજીનો પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો. પાંચ દિવસના અંતે ૫૫૦૦ કિલો બૂરું ખાંડ અને ૮૦૦ કિલો કોપરાના ખમણનો ઉપયોગ પ્રસાદ તરીકે થયો હતો.

આ ઉપરાંત પ્રસાદ સમિતિ તરફથી યાત્રિકો પોતાના ઘરે માતાજીનો પ્રસાદ લઈ જઈ શકે તે માટેની પણ સુંદર વ્યવસ્થા ગોઠવી હતી. પૂર્વ વિભાગના કરિયાણા મંડળના વેપારીઓ દ્વારા સાકરિયા ચણાનાં પડિકાં નહિ નફો, નહિ નુકસાનના ધોરણે આપવામાં આવતાં હતાં. આ રીતે પ્રસાદ સમિતિ તરફથી પ્રસાદની સરસ વ્યવસ્થા ગોઠવાઈ ગઈ હતી. દૂરથી આવતા ભાવિક યાત્રિકો માતાજીની બાધારૂપે પોતાની સાથે પ્રસાદમાં કુલેર, સુખડી, સાકર, ગોળ લઈને આવતા. આ પ્રસાદ બાધા રૂપે ચડાવતા. ત્યાર પછી આ પ્રસાદને વહેંચવાની વ્યવસ્થા આ સમિતિ તરફથી કરવામાં આવી હતી.

મહોત્સવ દરમિયાન લાખો યાત્રિકાએ મા ઉમાનાં ચરણકમળનાં દર્શન કર્યાં. દર્શન કરીને આનંદવિભોર બની માના ઉત્તર કે પશ્ચિમ દ્વારે થઈ વિદાય લે તે પહેલાં યાત્રિકના હસ્તકમળમાં માની પ્રસાદી મૂકવામાં આવતી ત્યારે તે પ્રસાદીમાં રહેલ માનું પ્રેમામૃત યાત્રિકના હૃદયને ભાવવિભોર બનાવી દેતું હતું. કલાકો સુધી માનાં દર્શન માટે જોયેલી રાહ અને બે-ચાર માઈલ સુધી લોકોને ચાલીને લાગતો થાક પલવારમાં પ્રસાદ મળતાં જ અદૃશ્ય થઈ જતો ને નવું ચેતન, નવી ઊર્મિ, નવી શક્તિ તેના હૃદયમાં પ્રગટતી હતી ને તેના મુખારવિંદની રેખાઓ ઉપર આનંદ તળવળતો હતો. લાખો ભાઈઓને એક તાંતણે બાંધવામાં અને એકબીજાને સમજવામાં માના આ પ્રસાદે સમગ્ર સમાજમાં દિવ્ય ભાવના પ્રગટાવી છે.



# ભોજન અને સરભરા સમિતિ

માતાજીના આ મહોત્સવમાં લાખો યાત્રિકો દૂરદૂરથી આવવાના હોય તો તેઓના માટે ભોજનની વ્યવસ્થા મોટા પાયા ઉપર ગોઠવવી મહત્ત્વની હતી. આ કાર્ય સરભરા સમિતિને સોંપવામાં આવ્યું. સરભરા સમિતિએ પોતાની પ્રથમ મિટિંગમાં ભોજનની વ્યવસ્થા ક્યા ગોઠવવી તેનો વિચાર કર્યો. અંતે સૌને અનુકૂળ રહે તે માટે હાઈસ્કૂલ અને કૉલેજનું મેદાન પસંદ કરવામાં આવ્યું ને આ બંને સંસ્થાઓનાં મકાનો, મેદાનો ઉપરાંત આસપાસનાં ખુલ્લાં ખેતરોને પણ આવરી લેવાયાં.

### વ્યવસ્થાની વહેંચણી

સરભરા સમિતિની સુંદર વ્યવસ્થા ગોઠવાય તે માટે સરભરા સમિતિના એક ચેરમેન મૂકવામાં આવ્યા હતા. ચેરમેનના હાથ નીચે ચાર વ્યવસ્થાપકો કાર્ય કરતા હતા. દરેક વ્યવસ્થાપકને અલગઅલગ જવાબદારીઓ વહેંચવામાં આવી હતી.

આ ચાર વ્યવસ્થાપકોના હાથ નીચે દેખભાળ સમિતિ કાર્ય કરતી હતી. દેખભાળ સમિતિના પણ એક ચેરમેન મૂકવામાં આવ્યા હતા. દેખભાળ સમિતિના હાથ નીચે નવ કૅપ્ટન હતા ને દરેક કૅપ્ટનને એક-એક બ્લૉક સોંપવામાં આવ્યો હતો.

દરેક કૅપ્ટનના હાથ નીચે ૧૫૦ સ્વયંસેવકો કાર્ય કરતા હતા. સ્વયંસેવકોને બે વિભાગમાં વહેંચવામાં આવ્યા હતા : (૧) સપ્લાયર્સ અને (૨) પીરસનાર. સપ્લાયર્સ સ્વયંસેવકો રસોડામાંથી તૈયાર રસોઈ પોતાના બ્લૉકના પીરસનાર સ્વયંસેવકોને આપતા ને તે રસોઈ બ્લૉકમાં ગોઠવાયેલા યાત્રિકોને વ્યવસ્થિત રીતે પીરસવામાં આવતી હતી. કુલ ૧૫૦૦ સ્વયંસેવકો રસોડા વિભાગમાં કામ કરતા હતા.

દરેક સ્વયંસેવકને બિલ્લો ભરાવી રાખવો ફરજિયાત હતો. પીરસનાર અને સપ્લાયર્સ સ્વયંસેવકોને લાલ રૂમાલ આપવામાં આવ્યો હતો, જે ગળા ઉપર બાંધેલો હતો. સ્વયંસેવક પોતાના બ્લૉકને છોડી શકતો નહિ. બીજાના બ્લૉકને ખલેલ પહોંચાડતો નહિ ને આ માટે અગાઉથી દરેકને તાકીદ આપવામાં આવી હતી. ને ઉત્સવ શરૂ થતા પહેલાં બે દિવસ અગાઉ દરેક સ્વયંસેવક અને કાર્યકરની શપથવિધિ કરાવવામાં આવી હતી.

### બ્લૉકોની વ્યવસ્થા

કુલ ૯ બ્લૉકો બનાવવામાં આવ્યા હતા. દરેક બ્લૉકમાં એકીસાથે ૧૫૦૦ યાત્રિકો બેસી શકે તેવી વ્યવસ્થા હતી. ૧ થી ૬ બ્લૉકો કૉલેજ બિલ્ડિંગની સામે બનાવ્યા હતા ને બાકીના ૭, ૮ અને ૯ નંબરના બ્લૉકો કૉલેજ બિલ્ડિંગની ડાબી બાજુએ બનાવ્યા હતા, જેનો રસ્તો હાઈસ્કૂલની આગળ આયુર્વેદિક હૉસ્પિટલની પાછળ થઈને જતો હતો.









માલસામાન ભરવા માટે કૉલેજની રૂમોનો ઉપયોગ કર્યો હતો. નીચેના રૂમોમાં સીધુસામાન, ઘી, ખાંડ, લોટ રાખવામાં આવ્યો હતો ને ઉપરના રૂમોમાં બુંદીના તૈયાર લાડુ, સુખડી, પુરી રાખવામાં આવ્યાં હતાં. શાકભાજી માટે અલગ રૂમોની વ્યવસ્થા કરી હતી. કૉલેજ મકાનની આગળ સરભરા વિભાગનું કાર્યાલય બનાવવામાં આવ્યું હતું. જેમાં ચેરમૅન અને ચાર વ્યવસ્થાપકો બેસતા હતા. ફોન અને માઇકની વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી. મુખ્ય દરવાજાની ડાબી બાજુના કૉલેજ કેમ્પસના મકાનમાં સીધુસામાન અગાઉથી ખરીદીને ભરી દેવામાં આવ્યું હતું ને પાસેના લાઇબ્રેરીના મકાનમાં જરૂરી વાસણો ભરવામાં આવ્યાં હતાં. આ રીતે સમગ્ર વ્યવસ્થા અગાઉથી કરી દેવામાં આવી હતી.

**જમવાની વ્યવસ્થા**

મુખ્ય દરવાજાથી ભોજનપાસ આપવામાં આવતો હતો. શરૂઆતના બે દિવસ કોઈ પણ પ્રકારના પૈસા લીધા વિના બધાને જમાડયા, પરંતુ મહોત્સવ સમિતિને આ યોગ્ય નહિ લાગવાથી પાસની વ્યવસ્થા સામાન્ય પૈસા લઈને શરૂ કરી હતી. પાસ લઈને યાત્રિક ભોજન-સ્થળે પ્રવેશ કરતો ત્યારે દેખભાળ સમિતિના સ્વયં-સેવકો માર્ગદર્શન આપતા, ને કૉલેજ બિલ્ડિંગમાં ગોઠવાયેલા બ્લૉકો તરફ લઈ જતા. બ્લૉકનો એક પછી એક ઉપયોગ થતો. એક બ્લૉક ભરાયા પછી યાત્રિકો બીજા બ્લૉક તરફ જતા ને બીજો ભરાયા પછી ત્રીજા તરફ. આ રીતે ક્રમાનુસાર યાત્રિકો આગળ વધતા. બ્લોક ભરાયા પછી તરતજ પીરસવાની વ્યવસ્થા ગોઠવાઈ જતી. પીરસનારા સ્વંયસેવકો વ્યવસ્થિત રીતે પોતાનું કાર્ય શરૂ કરી દેતા. ભોજનમાં ચાર વાનગીઓ આપવામાં આવતી હતી : (૧) મીઠાઈમાં ચોખ્ખા ઘીની બુંદી અને મોહનથાળ (૨) દાળ (૩) શાક અને (૪) ભાત. આ વસ્તુઓ એટલી બધી વ્યવસ્થિત રીતે પીરસાતી હતી કે, કોઈ ને કોઈ પ્રકારની તકલીફ પડતી ન હતી. યાત્રિકો જમવા બેઠા હોય ત્યારે કઈ વસ્તુની જરૂરિયાત છે તે માટે ચાર પ્રકારના જુદાજુદા રંગવાળી ધજાઓ રાખવામાં આવી હતી. કેશરી, પીળી, સફેદ અને લીલી. કેશરી ધ્વજા મીઠાઈ, પીળી ધ્વજા દાળ, સફેદ ધ્વજા ભાત અને લીલી ધ્વજા શાકના પ્રતીક તરીકે કાર્ય કરતી હતી. જે વસ્તુની માગણી થાય તે વસ્તુની ધ્વજા દૂરથી સ્વયંસેવક બતાવે એટલે તરત જ તે વસ્તુ પીરસનાર સ્વયંસેવક લઈને પહોંચી જતો. લાંબી કતારોમાં દૂરથી અવાજ ન સંભળાય પણ આ ધ્વજાના પ્રતીકો અવાજનું અને વ્યવસ્થાનું કાર્ય સંભાળી લેતી હતી. ને આ સુંદર વ્યવસ્થાના કારણે ફક્ત પંદર મિનિટમાં જ સમગ્ર બ્લોકની ભોજનની વ્યવસ્થા પૂરી થઈ જતી હતી.

**ભોજન પછી સફાઈની વ્યવસ્થા**

એક બ્લોકમાંથી યાત્રિકો ભોજન લઈને ઊભા થતા ને તરત જ તેની સફાઈની વ્યવસ્થા કરી દેવામાં આવતી હતી. યાત્રિકોનાં પતરાળાં સ્વયંસેવકો ઉઠાવી લેતા ને આ ઉઠાવેલાં પતરાળાં બ્લોક નં. ૪ અને આયુર્વેદિક હોસ્પિટલની વચ્ચે મોટો ખાડો બનાવવામાં આવ્યો હતો. તે ખાડામાં પધરાવવામાં આવતાં હતાં. ને આ બધાં પતરાળાં ઊંઝા નગરપાલિકાના કામદારો ત્યાંથી લઈ જઈને તેનો યોગ્ય સ્થાને નિકાલ કરતા હતા.

**વ્યવસ્થા અંગેનાં સૂચનો સ્વીકારવામાં આવતાં**

ભોજનની વ્યવસ્થામાં ક્યાંય પણ સૂચન કરવા જેવું લાગે ત્યારે સ્વયંસેવક પોતાના બ્લોકના નિયુક્ત કરેલા અધિકારીને જ સૂચનો કરતા ને તે અધિકારી આ રીતે મળેલાં સૂચનો કેન્દ્રસ્થાને નિયુક્ત કરેલા કાર્યકર્તાઓને પહોંચાડતા હતા. ને આ સૂચનો ભોજન-વ્યવસ્થાને ઉપયોગી થાય તેવાં લાગે તો તરત જ તેનો અમલ કરવામાં આવતો હતો. આ રીતે નવે નવ બ્લોકની સંકલન વ્યવસ્થા ગોઠવાઈ હતી.



જમવા આવનાર યાત્રિક ભાઈબહેનો માટે સ્વયં-સેવકોને કહેવામાં આવતું કે, 'જમવા આવનાર યાત્રિક ભાઈ-બહેનો આપણા મોંઘેરા મહેમાન છે. તેઓને

વાસણ ધોવાની જગ્યા
રસોઈ માટેના ચુલા
શાક દાળ-ભાત રસોડા વિભાગ
પાણીની અંડરગ્રાઉન્ડ ટાંકી
ભંડાર મસાલા વીગેરે
શાકભાજી ભંડાર
પાણીના નીકાલ માટે કૂવો
કોલેજ બાંધકામ ભોજન પુરવઠા ભંડાર
રસોડા વિભાગ ઓફીસ
હૉસ્પીટલ
વૉટર સ્ટેન્ડ
બ્લૉક નં-૧
બ્લૉક નં-૨
બ્લૉક નં-૩
બ્લૉક નં-૪
બ્લૉક નં-૫
બ્લૉક નં-૬
બ્લૉક નં-૯
બ્લૉક નં-૮
બ્લૉક નં-૭
બહાર જવાનો રસ્તો
વૉટર સ્ટેન્ડ
વૉટર સ્ટેન્ડ
કેમ્પસ ભંડાર
આયુર્વેદિક હૉસ્પીટલ
કેમ્પસ
દડીયા-પતરાળા ભંડાર
કચરા પેટી
વિશ્રામ મંડપ
માર્ગદર્શિકા
હાઈસ્કુલ બીલ્ડીંગ
પ્રવેશદ્વાર
ભોજન પાસ વિતરણ ઓફિસ
સ્ટેશન તરફ
ઉત્તર
શ્રી ઉમીયા માતાજી મંદિર તરફ જવાનો રસ્તો
ગંજ બજાર







પ્રેમપૂર્વક જમાડજો' ને અમારા સ્વયંસેવકો પ્રેમ અને ભક્તિથી યાત્રિકોને જમાડતા હતા.

જમી રહ્યા પછી યાત્રિકો અમારી વ્યવસ્થાથી પ્રભાવિત થઈને સરભરા સમિતિની ઓફિસે આવી અમારા વખાણ કરતા ત્યારે અમારા કાર્યકર્તાઓ કહેતા 'તમે અમારા વખાણ ન કરો, આમાં અમારી શી ખામીઓ છે? તે કહો! અમે હંમેશાં અમારી ખામીઓ શોધતા હતા પણ કોણ જાણે લોકો અમારાં વખાણ કર્યા કરતા હતા.

**બ્લોકો વચ્ચે સ્વચ્છતાની હરીફાઈ**

દરેક બ્લોક શણગારવામાં આવ્યો હતો. જે ઉત્તમ સુશોભન તેમજ વ્યવસ્થા ગોઠવી બતાવે તેને ઇનામ આપવાનું રાખવામાં આવ્યું હતું. આના કારણે બ્લોકની સુંદરતા અને સ્વચ્છતાની હરીફાઈ થતી હતી. જમ્યા પછી પીવાના પાણીની વ્યવસ્થા માટે ૨૦૦ ચકલીઓ વાળાં ત્રણ મોટાં સ્ટેન્ડો બનાવવામાં આવ્યાં હતાં. જ્યાં ૨૪ કલાક પાણીની વ્યવસ્થા હતી. અગાઉથી એક બોર પણ બનાવવામાં આવ્યો હતો.

**માતાજીનાં જયઘોષ સાથે રસોડાની શરૂઆત**

રસોડા વિભાગ સવારના ૯ વાગ્યાથી શરૂ થતો ને રાત્રે દસ વાગ્યા સુધી ચાલતો. રસોડું શરૂ કરતાં પહેલાં ધૂપદાન કરવામાં આવતો ને ઘંટારવ કરવામાં આવતો. ત્યાર બાદ શ્રી ઉમિયામાતાજીની જય બોલાવી રસોડું શરૂ કરવામાં આવતું. બંધ કરતી વખતે પણ માઇક દ્વારા જાણ કરવામાં આવતી. દરરોજના લાખો માણસો રસોડામાં જમતા પણ દરેકને ગરમાગરમ રસોઈ મળે તેવી વ્યવસ્થા ગોઠવી હતી.

રસોડા વિભાગમાં તૈયાર કરવામાં આવતી સુખડી દરેક કમિટીના સ્વયંસેવકોને નાસ્તામાં વહેંચવામાં આવતી હતી. સૌનું ધ્યાન ખેંચે તેવી બાબત એ હતી કે આ મહોત્સવ પ્રસંગે રોકાયેલા બધા જ સરકારી કર્મચારીઓને તેમજ ઊંઝાની સ્વચ્છતા માટે બહાર ગામથી આવેલા ભંગી કામદારોને આ રસોડામાં પ્રેમપૂર્વક બેસાડીને જમાડવામાં આવતા હતા.

**લક્ષ્મીપુરાના જ્ઞાતિબંધુઓની અદ્ભુત સેવા**

રસોઈ વિભાગમાં મીઠાઈ બનાવવાનું કાર્ય પાલનપુર પાસેના લક્ષ્મીપુરા ગામના આપણા જ્ઞાતિબંધુઓએ ઉપાડી લીધું હતું. રાત-દિવસ જોયા વિના આ ભાઈઓએ મા ઉમાના પ્રેમ અને શ્રદ્ધાથી ખેંચાઈ, કોઈ જાતનું વેતન લીધા વિના કાર્ય કર્યું હતું.

આ ભવ્ય મહોત્સવમાં સરભરા સમિતિનું કાર્ય અદ્ભુત અને પ્રશંસા માગી લે તેવું હતું. કોંગ્રેસના મોટા અધિવેશનમાં ભાગ લેનારા લોકોએ જ્યારે ઊંઝાની આ વ્યવસ્થા જોઈ ત્યારે આ વ્યવસ્થાનાં કેવી રીતે વખાણ કરવા તેના શબ્દો જડતા ન હતા. ક્યાંય ગંદકી ન હતી કે, ક્યાંય અવ્યવસ્થા ન હતી. રસોડા વિભાગમાં કાર્ય કરનારા ભાઈઓમાં એક પ્રકારનું ચેતન હતું, નવી ઊર્મિઓ હતી. ઊંઝા વાસીઓના હાથમાં માની સેવા કરવાનો આવો દિવ્ય અને ભવ્ય અવસર નહિ આવે એમ માનીને સરભરા સમિતિએ પોતાનું આગવું સૂત્ર અગાઉથી જ બનાવ્યું હતું, ને તે કાર્યાલયની આગળ લગાડવામાં આવ્યું હતું: 'वक्त चला जाता है, मगर बात रह जाती है।' ને સાચુચ આજે આ વાક્ય સાચું ઠર્યું છે.

**ઉત્તમ વ્યવસ્થાનું કારણ શું?**

અમારી સરભરા સમિતિની આટલી સુંદર વ્યવસ્થાની કલ્પના ન હતી. ગુજરાત અને દેશના તમામ દૈનિક-પત્રોએ જેનાં ભારોભાર વખાણ કર્યાં હતાં. આનું કારણ અમને એ લાગે છે કે ઉત્સવ શરૂ થતાં પહેલાં અમારી સમિતિએ શ્રી ઉમિયામાતાજીના ફોટા ઉપર ફૂલનો હાર ચડાવ્યો હતો, તે હાર શ્રી માતાજીમાંથી લાવ્યા હતા. મહોત્સવ શરૂ થયો તે દિવસે ચડાવ્યો ને પૂર્ણ થયો ત્યાં સુધી રહ્યો પણ આ હાર એવો ને એવો તાજો દેખાતો હતો, જાણે આજે જ ન ચડાવ્યો હોય! મહોત્સવ પૂરો થયો ને માએ હેમખેમ અમારું કાર્ય ભવ્ય રીતે સફળ કરાવ્યું એમ માનીને 'હાશ' અનુભવીને રસોડા સમિતિની કાર્યવાહી પૂરી કરી ત્યાં તો તે હાર ફોટા ઉપરથી નીચે પડ્યો. આ કોઈ ભવ્ય સંકેત હતો. મા ઉમાનું









કોઈ તેજ આ હારરૂપે પ્રત્યક્ષ પ્રગટ રહી અમારામાં ઉત્સાહ, ઉમંગ પ્રગટાવવામાં સક્રિય હોય ને અમારી વ્યવસ્થામાં સફળતા અપાવવામાં મદદરૂપ બન્યું હોય એવી શ્રદ્ધાજ્યોત આજે પણ અમારા હૃદયમાં કાર્ય કરી રહી છે.

મહોત્સવની પૂર્ણાહુતિ પછી બીજા દિવસે ઊંઝા નગરજનો તરફથી સમગ્ર ગામને જમણવાર આપેલું, તદુપરાંત સરભરા સમિતિના વ્યવસ્થાપક તરફથી ભોજન રાખ્યું હતું ને દેખભાળ સમિતિના ચેરમેન તથા દરેક બ્લોકના કેપ્ટન તરફથી સભ્યો સાથે ભોજન ગોઠવવામાં આવ્યું હતું.

મહોત્સવ દરમિયાન રસોડાના કાર્ય અંગેની જ્યારે વાત કરીએ છીએ ત્યારે આજે પણ અમોને સમજાતું નથી કે, આટલો ઉત્સાહ, ધગશ આટલી સુંદર વ્યવસ્થા કેવી રીતે ગોઠવાઈ ! મા ઉમાની પ્રેરણા અને આશીર્વાદથી આ મહાન કાર્ય સફળ થયું છે એમ માનીએ છીએ.

તા.ક : રસોડાના ખર્ચ અંગેની વીગતો પાછળ પરિશિષ્ટમાં આપવામાં આવેલી છે.

•

શ્વપા કો જલ્પા કો ભવતિ મધુ પાકોપમાંગ ચ
નિરાતઙ્ક કો રઙ્ક કો વિહરતિ ચિરં કોટી કનકે :।
તવા પર્ણે કર્ણે વિશતિ મનુ વર્ણે ફલ મિદં
જનઃ કો જાની તે જનનિ જપનીયાં જપ વિધો ॥ ૬ ॥

હે અર્પણા! તારા મંત્રનો એક અક્ષર પણ કાનમાં પડી જાય તો તેનું આ ફળ આવે છે. મૂર્ખ પણ મધુપાકના જેવી વાણી બોલનારો ઉત્તમ વકતા બને છે અને રંક માણસ કોટી કનક પામીને ચિરકાળ સુધી નિર્ભય રીતે વિચરે છે; આમ છતાં હે મા, જેઓ વિધિપૂર્વક જપમાં લાગે તેને તો કોણ જાણે કેવુંયે ઉત્તમ ફળ મળતું હશે.



# સ્વયંસેવક સમિતિ

સમગ્ર ઉત્સવની સફળતાના કેન્દ્રમાં કાર્યકર વર્ગ અને સ્વયંસેવકો હતા. ગુજરાતના જ નહિ, પણ સમગ્ર દેશના લાખો લોકોએ આપણા મહોત્સવની વ્યવસ્થાના ખુલ્લા મને વખાણ કર્યા. સમાચારપત્રો, આકાશવાણી વગેરે પ્રચારનાં સાધનોએ, ખુદ સરકારી તંત્રે પણ આ મહોત્સવની વ્યવસ્થાનાં ભારોભાર વખાણ કર્યા છે. આ ઉત્તમ વ્યવસ્થાના કેન્દ્ર-સ્થાનમાં ખડેપગે ઊભા રહેનારા આપણા સ્વયંસેવકો હતા. ઉત્સવનાં કાર્યમાં ૨૫૦૦ થી ૩૦૦૦ સ્વયંસેવકો રોકાયેલા હતા.

## જો જો નીચું ના જોવડાવતા !

શરૂઆતમાં મહોત્સવ સમિતિની મિટિંગ મળી. પ્રમુખશ્રી અને કારોબારીના સભ્યોએ યુવાન વર્ગના દસ-બાર યુવાનોને બોલાવ્યા ને ચર્ચા-વિચારણા કરી. ૨૫૮૦ થી ૩૦૦૦ સ્વયંસેવકોની વાત કરી. હાજર રહેલા યુવાનોએ દૃઢતાથી કહ્યું કે, ‘તમારે જોઈએ તેટલા યુવાનો અમે આપીશું, ને તે બધા જ ઊંઝામાંથી મળશે.’ આ વખતે સભામાં બેઠેલા વયોવૃદ્ધ આપણા વડીલશ્રી બાલચંદભાઈ એ ચેરમેન શ્રી અંબાલાલ ચારીને ટકોર કરી, ‘જો જો નીચું ના જોવડાવતા.’ તેઓનું આ વાક્ય અમારામાં સોંસરું ઊતરી ગયું ને સમગ્ર યુવાનવર્ગ માટે આ વાક્ય ચેલેન્જરૂપ બની ગયું. બીજા દિવસે અમે સમગ્ર ગામમાં માઈકથી જાહેરાત કરી ને યુવાનોની મોટી મિટિંગ ભરી. આ મિટિંગમાં ૧૫ થી ૭૦ વર્ષ સુધીના યુવાનો અને વૃદ્ધો બધા હાજર રહ્યા. યુવાનોમાં મુખ ઉપર ઉત્સાહ, તળવળાટ ને કામ કરવાની ધગશ દેખાતી હતી. તે જોઈને અમારામાં વિશ્વાસ જન્મ્યો, ખાતરી થઈ કે આ કાર્ય આપણે કરી શકીશું. આ મિટિંગમાં ઊંઝાના ફક્ત પટેલ ભાઈઓ જ નહિ, પણ બીજી જ્ઞાતિના યુવાનો પણ હાજર રહ્યા હતા.

## સ્વયંસેવકોનું વિભાગીકરણ

ફરીથી મિટિંગ થઈ ને તેમાં વ્યવસ્થાતંત્ર ગોઠવાયું. ગામનાં ચાર જૂથો પાડ્યાં ને બહારગામનું એક જૂથ. દરેક જૂથની એક-એક માણસને જવાબદારી સોંપવામાં આવી. દરેક જૂથમાંથી એક હજાર સ્વયંસેવકોની નોંધણી કરવામાં આવી. લાંબી યાદી તૈયાર થઈ. છાપેલું ફોર્મ તૈયાર કરાવીને દરેક સ્વયંસેવક પાસે ભરાવવામાં આવ્યું. છાપેલા ફોર્મમાં સ્વયંસેવકની વીગતવાર માહિતી લેવામાં આવી. તેઓને કઈકઈ પ્રવૃત્તિઓમાં વધારે રસ છે. કયું કામ કરી શકો એમ છો તેના અભિપ્રાયો લેવામાં આવ્યા. આ ફોર્મ તે કાર્ય કરવા માટેનું એકરારનામું હતું. આ રીતે પાંચ હજારની યાદી તૈયાર થઈ ને આ યાદી કાર્યાલયમાં સુપરત થઈ. ત્યાર બાદ દરેક કમિટી પાસેથી માહિતી મંગાવવામાં આવી કે, તમારે કેટલા સ્વયંસેવકો જોઈએ ? કમિટીઓના ચેરમેનોની માંગણીઓ આવી ને તે રીતે સ્વયંસેવકોની વહેંચણી કરવામાં આવી. દરેકે પોતાને સોંપેલું કાર્ય પૂરી નિષ્ઠાથી શિસ્તબદ્ધ રીતે કરવાની જવાબદારી ઉપાડી લીધી. આ રીતે સમગ્ર વ્યવસ્થા ગોઠવાઈ ગઈ. સ્વયંસેવકોનું મુખ્ય કાર્યાલય ગાંધીચોકમાં રાખવામાં આવ્યું હતું, ને ત્યાંથી જુદાજુદા વિભાગોમાં વહેંચાયેલા સ્વયંસેવકોના કાર્યની માહિતી એકત્ર કરવામાં આવતી હતી. ઉત્સવ શરૂ થયો તે પહેલાં સ્વયંસેવકોને યોગ્ય તે સૂચનો, તાલીમ આપીને જે-તે વિભાગોમાં આપવામાં આવ્યાં. હતાં.

## ઉત્સવના પ્રથમ દિવસે

સ્વયંસેવક કમિટી પાસે યાત્રિકોનો જે અંદાજ હતો, તેનાથી વધારે યાત્રિકો પ્રથમ દિવસે ઊમટ્યા. બીજા દિવસે તેનાથી પણ વધારે આવ્યાં. હવે નવી વ્યવસ્થા વિચારવાનો સમય ઊભો થયો. બધા સ્વયંસેવકોને







તાત્કાલિક ફોન કરીને રાત્રે ભેગા કર્યા. આ પ્રસંગે મહોત્સવ સમિતિના અગ્રગણ્ય કાર્યકરો પણ હાજર રહ્યા. હવે પછીની વ્યવસ્થા કેવી રીતે જાળવવી તેની મૂંઝવણ ઊભી થઈ; કારણકે માતાજીના મંદિરની બહારની બારીમાંથી જોયું તો ફક્ત માથાં જ દેખાતાં હતાં. વ્યવસ્થા મુશ્કેલ હતી. જિલ્લા ડી. એસ. પી. પણ ગભરામણ અનુભવી રહ્યા હતા. ધસમસતા પૂરની જેમ બહારથી માનવમહેરામણ ઊમટી રહ્યો હતો. આ બધાને રોકવા ને રોકીને વ્યવસ્થિત માનાં દર્શન કરાવવાં કઠિન હતું. જો વ્યવસ્થા તૂટી પડે તો ન ધારેલું બને તેવી શકયતા હતી. માની પ્રેરણા મળી. મહોત્સવના કાર્યકરોએ કહ્યું કે, 'ગમે તેટલું ખર્ચ થાય, તે જોયા વિના પૂરે-પૂરી વ્યવસ્થા સચવાય તેવું ગોઠવો.' ત્યાર પછી ગાડી ઉપર માઈક બાંધીને વ્યવસ્થા અંગેની સૂચનાઓ આપવાનું શરૂ કર્યું. યાત્રિઓ ખૂબ આવતા હતા અને જો નહિ રોકીએ તો અકસ્માત થશે. સ્વયંસેવકો, કાર્યકરોએ હાથ વડે યાત્રિકોને રોકવાની શરૂઆત કરી. કોર્ડન શરૂ કરી. પચાસ ફૂટની અંતરે રોકતા ગયા ને આ રીતે સવારના નવ વાગે મંદિરની આગળથી રોકવાનું શરૂ કર્યું ને તે સાંજના ચાર વાગે અમે આવતા યાત્રિકોને વ્યવસ્થિત રીતે રોકી શકયા. રોકવાની પ્રવૃત્તિ માટે કોઈ સ્વયંસેવકને કહ્યું ન હતું. આ કુદરતી પ્રેરણા હતી ને આ કાર્યમાં બધા લાગી ગયા હતા. પરિણામે, સમગ્ર માનવમહેરામણને અમે વ્યવસ્થિત કરી શકયા. ગંજમાં દરવાજા બંધ કરીને રોકવામાં આવ્યા. સ્વયંસેવકો સામે સામા દોરડાં પકડીને રોકતા હતા. આ રીતે ચોવીસ કલાક ઊભા રહીને આવતા યાત્રિકોને રોકતા ને આગળ માનાં દર્શન માટે મોકલતા હતા. રોકતી વખતે કોઈએ નકારાત્મક ઉત્તર આપ્યો નથી કે દોરડાંને તોડીને કોઈ ભાગ્યું નથી. કદાચ ઉત્સાહના અતિરેકમાં કોઈ દોટ મૂકે પણ દોરડું જયાં આવે ત્યાં રોકાઈને પ્રેમપૂર્વક સહકાર આપતા. અમારી વ્યવસ્થામાં યાત્રિકો મદદરૂપ બનતા. આ ઉપરાંત આવતા માનવમહેરામણને રોકવા માટે સ્વયંસેવકો આજુબાજુનાં ગામે પહોંચી ગયા. મકતુપુરના રસ્તા સુધી, મલાઈ તળાવ સુધી, ઐઠોરના રસ્તા સુધી સ્વયંસેવકો આવતાં વાહનોને રોકીને ટ્રાફિકના કાર્યને સરળ બનાવતા હતા.

**બીજા દિવસે અસાધારણ ભીડ**

ફરી બીજા દિવસે ભીડ વધી. હવે શું કરવું? તાત્કાલિક રાત્રે મિટિંગ બોલાવી સૂચનો માગ્યાં. ઊંઝાની આજુબાજુના વિસનગર, સિદ્ધપુર, પાટણ, મહેસાણા ડેપો ઉપર ફોન કરીને કહી દીધું કે થોડાંથોડાં અંતરે વાહનો મોકલો જેથી અહીં ભીડ ન થઈ જાય. મકતુપુર, ઉનાવા, શીહી, વણાગલા, ઐઠોર, રામપુર વગેરે ગામે સ્વયંસેવકો જઈને રોડ ઉપર આવતા ખટારા, ટ્રેકટરોને વિનંતિ કરીને ધીરેધીરે મોકલતા. જે રાત્રે માઈકથી ઊંઝાની સમગ્ર જનતાને જણાવી દીધું કે, બહારથી ખૂબ જ યાત્રિકો આવતાં હોવાથી સવારના ૪ થી ૬ વાગ્યા પહેલાં માતાજીનાં દર્શન કરી જવાં. ઊંઝાની સ્થાનિક જનતાએ અમારી વાત સ્વીકારીને સવારના ૪ થી ૬ વચ્ચે દર્શન કરવા આવતાં, ત્યાર પછી દિવસ દરમિયાન કોઈ આવતું ન હતું.

સ્વયંસેવકો અમારી પાસે પાંચ હજાર હતા. કદાચ ન પહોંચી વળાય તો વધારે સ્વયંસેવકો માટે જાહેરાત કરી. ને ગાંધીચોકની ઑફિસમાં નામ નોંધાવવાનું જણાવ્યું આશ્ચર્યની વાત તો એ છે કે ઊંઝાની દરેક જ્ઞાતિના યુવાનો નામ નોંધાવી ગયા. દસ હજારની યાદી થઈ. અમે તેઓને જવાબદારી સોંપી સ્વયંસેવક તરીકેનું કાર્ય કરવા માટે બહારથી અનેક લોકોના કાગળો આવેલા. અમે બહારના ભાઈઓને પ્રેમથી કહ્યું કે, 'જો જરૂર પડશે તો અમે બોલાવીશું'. 'ઊંઝાની આજુબાજુના વરવાડા, બ્રાહ્મણ-વાડા, ઉપેરા ગામના યુવકમંડળના યુવકો સ્વયંસેવક તરીકે આવ્યા ને ઊંઝા ગામના વધારાના યુવકો જોડાયા. આ બધા યુવાનોના કારણે ઉત્તમ વ્યવસ્થા ગોઠવાઈ. ત્રીજા દિવસે માતાજીના ગર્ભદ્વારમાં ભીડ ન જામે તે માટે રાતોરાત પાઈપો લાવીને દૂર સુધી બાંધી દીધી. આવતા યાત્રિકોનું પાઈપ દ્વારા નિયંત્રણ કરવામાં આવ્યું ને આ રીતે સુંદર વ્યવસ્થા ગોઠવાઈ.







**ગાંધી કાર્યાલયની વધારાની જવાબદારીઓ**

ગાંધીચોકનું મુખ્ય કાર્યાલય ઇન્કવાયરીનું કાર્ય કરતું હતું. ઉત્સવ અંગેની બધી જ માહિતી આ કેન્દ્રથી રીતે કરવામાં આવતી હતી. બીમાર પડેલી વ્યક્તિઓને દવાખાને પહોંચાડતા ને જરૂરી દવાઓ પણ આપતા. ભૂલાં પડેલાં બાળકોને સાચવતા ને તેઓના વાલીઓને પહોંચાડતા. આ કાર્ય તો થતું જ સાથેસાથે ભેટ પણ સ્વીકારતા હતા. પાવતીઓ પણ અમે ફાડતા. એટલું બધું કામ રહેતું હતું કે, પાંચ દિવસ સુધી આવેલ ભેટની રકમનો હિસાબ કરી શક્યા નહિ. દરરોજ પાવતી ફાડનાર માણસ બદલાય ને પૈસા બધા સાથે એકત્ર થાય. કોઈ ગણે નહિ. ગણવાનો સમય નહિ. સો જેટલા માણસો બદલાયા. બે લાખ પંચોતેર હજારની રકમ એકત્ર કરી. અંતે હિસાબ કર્યો. પાવતીઓ મેળવી તો એક પાઈ પણ ખૂટી નથી. કોઈ માણસ અમારી પાસે વેતનીય હતો નહિ.

**બહેનો પણ સ્વયંસેવિકા તરીકે**

સ્વયંસેવકોમાં બહેનો પણ મોટી સંખ્યામાં જોડાઈ હતી. બહેનો જ્યારે દર્શન માટે આવતી, ત્યારે તેઓના નાનાં બાળકોને અમારી સ્વયંસેવક બહેનો તેડીને કલાકોના કલાકો સુધી ઊભી રહેતી. બાળકો રડે નહિ તે માટે ચોકલેટ અને બિસ્કિટ પણ આપતી. આ રીતે બહેનોએ પણ ખડેપગે અમારી વ્યવસ્થામાં મદદ કરી છે.

**સ્વયંસેવક તરીકે ચોવીસ કલાકનું કાર્ય**

સ્વયંસેવકો જે-તે રીતે પોતાની ફરજના સ્થળે જ નાસ્તો કરતા. રસોડા સમિતિના સ્વયંસેવકો તેઓને ત્યાં નાસ્તો પહોંચાડતા. પોતાનું કાર્ય છોડીને ક્યાંય જતા નહિ. અરે! સૂઈ પણ શકતા નહિ. રાત-દિવસ કામ રહેતું. જેને જે કાર્ય સોંપવામાં આવ્યું હતું, તે કાર્યમાં તે ડૂબી ગયા હતા, તલ્લીન બની ગયા હતા. દરેકના મનમાં એક જ ધૂન હતી કે, કોઈ ખરાબ પ્રસંગ બને નહિ, અસામાજિક તત્વો ખોટો લાભ ઉઠાવે નહિ. બધાના હ્રદયમાં એક શુદ્ધ ભાવના કાર્ય કરી રહી હતી ને મા ઉમાની કૃપા અને પ્રેરણા મળી રહી હતી, જેના કારણે સમગ્ર ઉત્સવ દરમિયાન એક પણ ગેરરીતિ કે છેડતીનો પ્રસંગ બન્યો નથી.

**સફળતાનું કારણ: નિષ્ઠા અને મા પ્રત્યેનો પ્રેમ**

સમગ્ર ઉત્સવની સફળતાના કેન્દ્રસ્થાનમાં ત્રણ હજાર નામી સ્વયંસેવકો હતા, પણ ઘણા બધા અનામી સ્વયંસેવકોએ આ મહોત્સવમાં કાર્ય કર્યું છે. માની પ્રેરણાથી પ્રેરાઈને બહારથી આવતા યાત્રિકો પણ સ્વયં-સેવક બનીને અમારા આ કાર્યમાં સહકારરૂપ બની જતા. સ્વયંસેવકોની નિષ્ઠા, કાર્ય કરવાની પદ્ધતિને પોતાનું સર્વસ્વ અર્પણ કરી નાંખવાની આંતરિક ભાવનાએ આ ઉત્સવને જીવંત બનાવ્યો હતો. કોઈ સ્વયંસેવકે કામ નહિ કરવાની કદી ના પાડી નથી. કોઈ કામનો વિવાદ જન્મ્યો નથી. કોઈએ ઘેર જવાનું કે જમવાનું નામ દીધું નથી. બસ કામ, કામ ને કામ. છતાં નર્યો ઉત્સાહ તેઓના મુખ ઉપર તરી આવતો. સ્વયંસેવકોની જાગૃતિથી કદી કોઈ ખરાબ પ્રસંગ બન્યો નથી. અમારા આ યુવાનોમાં આ ઉત્સાહ ક્યાંથી પ્રગટ્યો? તે આજે પણ અમે કહી શકતા નથી.

●




ઉમિયા માતાજીના મંદિરની સંસ્થાપના અંગે અનેક લોકવાયકાઓ અને દંતકથાઓ લોકમુખે સંભળાય છે. તે બધા લોકોના મુખે થતી દંતકથાઓ કે લોકવાયકાઓમાં ઊતરવા માટેનો આ સમય નથી; પણ એક હકીકત ઇતિહાસ સિદ્ધ છે કે ઈ. સ. ૧૫૬ અને વિ.સં ૨૧૨માં કુર્મિક્ષત્રિય એવા કણબી જ્ઞાતિના પૂર્વજ શ્રી વ્રજપાલજી નામના માધાવતીના રાજવી પોતાનું રાજ્ય ગુમાવી બેઠા પછી "શ્રીસ્થળ" અને તે હાલનું સિદ્ધપુર કે જેમાં હિંદુ-વંશપરંપરા અનુસાર માતૃગયાની શ્રાધક્રિયા કરવા સારુ આવેલા અને તે સમયે તેઓશ્રી ઘણા જ્ઞાતિબંધુ એવા કુર્મિક્ષત્રિય ભાઈઓને મળેલા અને તેથી તે પોતાની શ્રાધક્રિયાનું કર્મ પતાવી પાછા ફરતા હતા, ત્યારે તે સમયે જ્ઞાતિબંધુઓએ અત્રે રહી જવાનો પ્રેમભર્યો આગ્રહ કરવાથી તેઓ સિદ્ધપુરથી પાંચેક ગાઉ દૂર પોતાના રાસ-રસાલા સાથે 'ઉમાપુર' નામે ગામ વસાવીને ત્યાં વસવાટ કર્યો. એ ભૂતકાળનું 'ઉમાપુર' એ આજનું ઊંઝા. અને તે સમયે, તેઓ ભગવાન શંકરના ઉપાસક હોવાથી તેમણે મહાદેવી ઉમાની સ્થાપના કરી ને તેની ભક્તિ-અર્ચના કરવા લાગ્યા અને તેને પોતાની કુળદેવી તરીકે માનવા લાગ્યા અને ત્યારથી કુર્મિક્ષત્રિય એવા કડવા-કણબી કોમની તે કુળદેવી તરીકે પ્રસ્થાપિત રહી છે અને તે હાલ પણ સમગ્ર કડવા પાટીદાર કોમ તેને અંતરના હૃદયથી તેને કુળદેવી તરીકે સ્વીકારીને ચાલે છે અને શ્રદ્ધાપૂર્વક ભક્તિભાવથી પૂજે છે.

મહાદેવી ઉમાદેવીની સ્થાપના કરી ત્યારે તે સમયે તે દેવળની શું સ્થિતિ હતી તેની કોઈ ખાસ-ચોક્કસ નોંધો મળતી નથી; પણ અનેક વહીવંચાદિ અને ભાટચારણોના પુરાણા ઉલ્લેખોના આધારે કુર્મિક્ષત્રિય કોમ તે સમયથી કુળદેવી ઉમિયામાતાજી પ્રત્યે અખંડ-શ્રદ્ધા-ભક્તિભાવને કારણે આ જ્ઞાતિના લોકો તે સમયે તે વિસ્તારમાં સુખ, શાંતિ અને સમૃદ્ધિના વારસદાર બનેલા અને તેથી તેમની ઉમિયામાતાજી તરફ વધુ ને વધુ ભક્તિભાવ દ્રઢીભૂત થતો આવેલો અને આ કારણે, ઉમિયામાતાજીનો મહિમા વખતોવખત વધતો ગયો. અને કણબી જ્ઞાતિના દૂરદૂર વસતા લોકો પણ અવારનવાર ઉમિયામાતાજીના દર્શનાર્થે આવવા લાગ્યા.  અને તેથી યાત્રા, બાધા, પૂજન, અર્ચન, નૈવેદ્ય વગેરેની ક્રિયાઓ કરવા લોકોનો પ્રવાહ વધવા લાગ્યો.

ઈ.સ.ને ૭૪૬થી ઈ. સ.ને ૧૨૯૭ સુધીમાં એટલેકે, વિ. સંવત ૮૦૦ થી વિ. સંવત ૧૩૦૦ સુધીમાં









ગુજરાતમાં મુસલમાન રાજ્યનો અમલ નહોતો થયો. તે ગાળા દરમિયાન કણબી જ્ઞાતિની આ વિસ્તારમાં ખૂબ ચડતી હતી. અને તે સમયના ગાળામાં અણહિલપુર-પાટણ(હાલનું પાટણ)ની રાજગાદી ઉપર રાજા વનરાજ રાજ્ય કરતો હતો. તેના સમયમાં ચાંપરાજ કરીને એક પ્રધાન હતો. આ પ્રધાન ઘણો બાહોશ અને હિંમતવાન તેમજ બુદ્ધિકૌશલ્યમાં પારંગત હતો. તેણે પાટણ, સિદ્ધપુર અને ઊંઝા વગેરે વિસ્તારમાં વસતી કણબી-જ્ઞાતિએ પોતાની આગવી સૂઝે અને પુરુષાર્થથી તે પ્રદેશને ખેતીવાડીથી નંદનવન જેવો ખિલવ્યો હતો. અને આવો હરિયાળો પ્રદેશ કોઈ કારણસર છોડીને આ જ્ઞાતિના લોકો જાય નહિ તે માટે તેણે કુનેહપૂર્વક અને બુદ્ધિચાતુર્ય ભરી રીતે કણબી જ્ઞાતિની લગ્નપદ્ધતિમાં ફેરફાર કરાવી દસ-બાર વરસે માતાજીનો હુકમ થાય ત્યારે જ લગ્ન થાય તેવો રિવાજ ચાલુ કરાવેલો. અને તે રિવાજ સમગ્ર ભારતમાં વસતા તમામ કણબી જ્ઞાતિમાં રૂઢીગત રીતે માન્ય થઈને રહ્યો. અને આ ઐતિહાસિક રિવાજની નોંધો ઇતિહાસમાં જોવા મળે છે અને આવાં લગ્નનાં મુહુર્ત કુળદેવી ઉમિયામાતાજીના પુરોહિતો કાઢતા અને તે મુહુર્તની કંકોત્રિઓ જુદાજુદા પ્રદેશના વિસ્તારોમાં લઈ જઈ ફેરવવામાં આવે એટલે તે કંકોત્રિઓમાં લખેલી તિથિ પ્રમાણે જ કડવા જ્ઞાતિના લોકો પોતાનાં નાનાંમોટાં બધાં બાળકોનાં લગ્ન કરતા તેથી તે 'ઘોડિયા લગ્ન' પણ કહેવાતાં. આ પ્રથા લગભગ પાંચ સૈકા સુધી અમલમાં રહી અને લગ્ન જેવા અગત્યના પ્રસંગને લીધે સમગ્ર જ્ઞાતિનું ધ્યાન, જ્યારેજ્યારે લગ્નની તિથિઓ આવે ત્યારે માતાજી તરફ કેન્દ્રિત થતું અને આ રીતે સમગ્ર જ્ઞાતિ આ અવસરે માતાજીને અચૂક યાદ કરતી.

શ્રી ઉમિયામાતાજીના મંદિરની સ્થાપના જ્યારે થઈ હશે ત્યારે તે સામાન્ય રૂપમાં હશે અને લોકવાયકા પ્રમાણે ગુજરાતમાં મુસલમાનોના આક્રમણ અને રાજ્યના અમલ દરમિયાન આ મંદિર ઉપર પણ આક્રમણ થયેલાં પણ કોઈ આંચ આવેલી નહિ. અને આમ પછી તો મુસ્લિમ રાજ્યના અમલ સમયે દેશભરમાં રાજ્યવહીવટની ઊથલપાથલો થઈ તેમાં મંદિર યથાવત્ સ્થિતિમાં રહ્યું હશે એમ મનાય છે. કારણકે તે દરમિયાન તેમાં ફેરફારની ઇતર કોઈ નોંધ લેવા જેવી વીગત મળતી નથી, પણ ઈ.સ.ને ૧૮૪૦-૫૦ના આસપાસમાં સમગ્ર દેશ ઉપર અંગ્રેજ હકુમતની સ્થાપના થઈ ત્યારે દેશમાં રાજ્યોના વહીવટની ઊથલપાથલો બંધ થઈ અને કંપની સરકારનું રાજ્ય પ્રસ્થાપિત થતાં સમગ્ર દેશમાં એકંદરે શાંતિનું વાતાવરણ ઊભું થયું તે અરસામાં પુનઃ કણબી જ્ઞાતિભાઈઓનો ઉમિયામાતાજી તરફની યાત્રાનો પ્રારંભ થયો અને ત્યાર પછી તે ઉત્તરોત્તર વધતો ગયો. અને તેથી યાત્રાએ આવતા તમામ લોકોની મંદિરનો પુનઃરોદ્ધાર કરવાની ઇચ્છાઓ પ્રગટ થવા લાગી. અને આ અરસામાં અમદાવાદમાં વસતા શ્રી રામચંદ્ર મનસુખરામ પટેલ નામના માઈભક્તના હૃદયમાં ઉમિયામાતાજીની પ્રેરણા થઈ અને તેમણે તે પછી જુદાજુદા વિસ્તારોમાં વસતા જ્ઞાતિ આગેવાનોની એક સભા સને ૧૮૬૦માં બોલાવી અને તે સભામાં સર્વાનુમતે નિર્ણય લેવાયો કે પાટડી, વિરમ-ગામ, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, કડીપ્રાંત અને દક્ષિણમાં વરાડ, ખાનદેશ અને નિમાડ તથા કાઠિયાવાડ અને કચ્છ વગેરે જે-જે સ્થળે કડવા-કણબીઓની વસતી હોય, તે-તે ભાગમાં ઉઘરાણું કરાવવું અને જે ઉઘરાણું આવે તેમાંથી માતાજીના મંદિરનો પુનઃરોદ્ધાર કરાવરાવવો અને આ પ્રયત્નોને લીધે અને માતાજીની અસીમ કૃપાને કારણે જે સમયે રૂપિયો 'ગાડાના પૈડા' જેવડો હતો તેવા સમયે રૂપિયા એક લાખ ભેગા થયા. અને તે સમયે જુદાજુદા વિસ્તારના જ્ઞાતિ આગેવાનો મળી માતાનું પથ્થરનું દેવાલય બાંધવાનો નિર્ણય કર્યો અને આ પવિત્ર કાર્ય માતાજીના પરમ્ ભક્ત એવા પટેલ રામચંદ્ર મનસુખ-રામ અમદાવાદવાળાને સને ૧૮૬૫માં સોંપવામાં આવ્યું.



ઈંટ-ચૂનાના દેવળની જગ્યાએ પથ્થરનું નવું દેવળ, ઈંટ ચૂનાના ઘુંમટવાળી ચોકીઓ, મંડપ, દેવળ નીચે ભોંયરૂ વગેરે તૈયાર થયાં, પરંતુ કેટલુંક કામ અધુરું રહ્યું. તે અધુરું કામ પણ ઘણા સમય સુધી યથાવત્ સ્થિતિમાં









રહ્યું. ત્યાર બાદ સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિમાં મિલ-ઉદ્યોગનો અમદાવાદમાં પ્રથમ પાયો નાખનાર અને રાય-બહાદુરનો ઇકલાબ મેળવનાર શેઠશ્રી બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી તે અધુરું કામ પૂર્ણ કરવા અને માતાજીના મંદિરનો વિકાસ કરવા હાથ ઉપર લીધું. તે સમયે ગુજરાતમાં પ્રજાપ્રેમી શ્રીમંત નામદાર સર સયાજીરાવ ગાયકવાડનું રાજ્ય ચાલતું હતું અને તે સમયે કડી પ્રાંતનો વહીવટ રાયબહાદુર શ્રી લક્ષ્મણરાવ પ્રાંત સૂબા તરીકે વહીવટ સંભાળતા હતા. તે અરસામાં જ નામદાર શ્રીમંત સરકાર શ્રી ગાયકવાડ સયાજીરાવ મહારાજ કડી પ્રાંતની (સને ૧૮૮૨ની આસપાસમાં) મુલાકાતે આવવાના હતા. તે તકનો લાભ લઈ, મહારાજાશ્રીને કડવા કોમની કુળદેવી શ્રી ઉમિયામાતાજીનાં દર્શન કરવા પધારવાની વિનંતી કરી. તેઓ પધાર્યા પણ તે સમયે કોઈ આગેવાને નાણાંની માંગણી કરી નહિ, પણ કડી પ્રાંતના સૂબાસાહેબે રા.બ. શેઠશ્રી બહેચરદાસ લશ્કરી ઉપર એક પત્ર લખી એવું આશ્વાસન આપેલું કે જો તમો યોગ્ય રકમ એકઠી કરશો તો શ્રીમંત મહારાજા પણ ઉદાર હાથે મદદ કરશે. તેવો એક અહેવાલ તે સમયે "ટાઈમ્સ ઑફ ઇન્ડિયા"માં તા ૧૩-૧-૧૮૮૩માં પ્રગટ થયેલો અને આમ શ્રીમંત સરકાર તરફથી આશ્વાસન મળવાથી શ્રી લશ્કરી શેઠે પોતાના ત્યાં તા. ૧૮-૧-૧૮૮૩ના દિવસે માતાજીના અધૂરાં કાર્યને પૂર્ણ કરવા અને તે ઉપરાંત યાત્રાળુઓને ઊતરવા સારુ એક ધર્મશાળા બાંધવાનો વિચાર કરવા માટે મોટાંમોટાં બાસઠ ગામોના ચારસો ઉપરાંત આગેવાનોને પોતાના ત્યાં તેડાવી એક અઠવાડિયા સુધી રાખી પોતાને શોભે તેવી રીતે આગેવાનોની સરભરા કરી અને માતાજીના અધૂરાં કામ અંગે, નવી ધર્મશાળા અંગે તથા નામદાર શ્રીમંત સરકારના કડી પ્રાંતના સૂબાશ્રી તરફથી આવેલા પત્ર વગેરેની હકીકત સૌ આગળ રજૂ કરી અને ત્યાં જ રૂપિયા ૫૨૮૬ની નોંધ થઈ. ત્યાર બાદ પોતાના તરફથી આ કાર્યમાં રૂ. ૧૦૦૧, તથા પાટડીના દરબારશ્રી તરફથી રૂ. ૧૦૦૧ અને પરચૂરણ ગામવાળાએ રૂ. ૨૦૦૪ જેવી રકમ કરી કુલ રૂ. ૧૧૫૦૦ જેવા થયા. અને આ એકઠી થયેલી રકમ માતાજીના મંદિરના કાર્યમાં વ્યવસ્થિત રીતે વપરાય અને મંદિરનો વહીવટ યોજનાબદ્ધ રીતે થાય તે અંગે પ્રસ્તુત કાર્ય કરવા માટે ઉમિયામાતાજી સંસ્થાનની સૌપ્રથમ વ્યવસ્થાપક મંડળીની નીચે પ્રમાણે રચના કરવામાં આવી.

પ્રેસિડેન્ટ :

રાવબહાદુર બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી

મેમ્બર સી. એસ. આઈ.

પાટડી દરબારના કારભારી અગર તેમના પ્રતિનિધિ.

- અમીન પરી. હરિલાલ નારણભાઈ કડી અને ગોઝારિયાના
- પટેલ બાનુદાસ થોભણદાસ માંલ્લોત, ઊંઝા
- પટેલ લક્ષ્મીચંદ બાલચંદ રૂંસાત, ઊંઝા
- પટેલ વાહાલાજી નાહાનજી (બસે મારસેહ), ઊંઝા
- પટેલ ભગવાનદાસ ખુશાલદાસ, ઉમતા
- પટેલ તલજનદાસ ભાવસંગ, ચાણસ્મા
- પટેલ હેમા કહાનજી, ઉપેરા
- પટેલ ગુલાબચંદ માલજી, સરઢવ
- પટેલ કલજી મનોરદાસ, પીલોદરા
- પટેલ વિઠ્ઠલ હેમરાજદાસ, લાંઘણજ
- પટેલ જમનાદાસ કાશીનાથ ભગતવાળા, રૂપાલ

ઉપર મુજબના લોકોની કમિટીની રચના થઈ અને થયેલું કામકાજ તથા હિસાબો તપાસ અને પસાર કરવા મેમ્બરોની સાધારણ ત્રિમાસિક સભા ઉમિયા દેવીના દેવળમાં અવારનવાર ભરવાનું નક્કી થયું.

અને જુદાંજુદાં ગામોના ન્યાતના સદ્‌ગ્રહસ્થોની વાર્ષિક જનરલમિટિંગ દર વર્ષે ચૈત્ર સુદ ૮ના રોજ હિસાબની તપાસ અને પસાર કરવા સદરહુ દેવળમાં ભરવી તેવો સામાન્ય ઠરાવ કર્યો.



અને ઉપરના નિર્ણયો લીધા પછી અને કાર્ય બરાબર સારી રીતે ચાલુ થયા પછી આની જાણ નામદાર સરકારશ્રીના કડી પ્રાંતના સૂબા શ્રી લક્ષ્મણદાસને તા. ૧૪-૧૦-'૮૩ના રોજ પત્ર દ્વારા કરવામાં આવી. તે-પત્રના પ્રત્યુત્તરમાં નામદાર શ્રીમંત સરકારશ્રી તરફથી,



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❊ સ્મૃતિ ગ્રંથ



પોતાના રાજ્યની આ પુરુષાર્થી એવી ખંતીલી અને ખેતીવાડીથી રાજ્યની સમૃદ્ધિ વધારનાર પ્રજા તરફનો પ્રેમ પ્રગટ કરવાના પ્રતીક તરીકે રૂ. ૧૫૦૦ રોકડાની દેણુગી તા. ૨૬-૧૨-૧૮૮૩ ના રોજ મોકલી.

બીજું તા. ૨૪-૧-૧૮૮૪ ના રોજ ઊંઝા મુકામે કેટલાક આગેવાનોની એક મિટિંગ મળી અને આખા દેશમાં જ્યાંજ્યાં કડવા પાટીદાર વસતા હોય, ત્યાંત્યાંથી ઘર દીઠ રૂપિયો એક ઉઘરાવવાનો ઠરાવ કર્યો અને વિશ્વાસપાત્ર માણસો રાખી ઉઘરાણું કરાવ્યું અને ત્યાર બાદ તા. ૨૫-૧-૧૮૮૫ના રોજ લશ્કરી શેઠે મકાનો, ધર્મશાળા વગેરેના અંદાજી ખર્ચનો આંકડો રૂ. ૧૩૦૫૧ રજૂ કર્યો અને સાથેસાથે મકાનનો, ધર્મશાળાનો વગેરેનો લાકડાના ડિઝાઈનનો નમૂનો રજૂ કર્યો અને તેમાં હાજર આગેવાનોએ થોડા ઘણા સુધારાવધારા સાથે મંજૂર કરી, તે મુજબ કામ ચાલુ કરાવવાની સર્વસત્તા તેઓને સોંપવામાં આવી. અને જુદાંજુદાં ગામોમાંથી રૂ. ૨૫૦૬૮ થયા તે ઉપરથી સને ૧૮૮૬માં માતાજીના મંદિરનું બાંધકામ, જે ૧૮૬૫માં અધુરું રહ્યું હતું તે પૂર્ણતા તરફ આગળ વધવા લાગ્યું અને આ રીતે શેઠશ્રી લશ્કરીની નિગાહ નીચે માતાજીનું મંદિર ભવ્ય રીતે આકારરૂપ લેવા માંડ્યું અને નકસીદાર દેવાલય ફરતી ૨૫ ફૂટ જગ્યાની છૂટ મૂકી પથ્થર તથા ચૂનાથી વિશાળ ધર્મશાળા બાંધવામાં રૂ. ૧૭૫૩૮નો તે સમયે ખર્ચ કરવામાં આવેલો. તે વિશાળ ધર્મશાળા પૂર્વ-પશ્ચિમ ૧૮૫ ફૂટ લાંબી છે તથા ઉત્તરે ૧૬૦ તથા દક્ષિણે ૧૪૮ ફૂટ છે. તેમાં ૬૧ વિભાગ છે તે ખંડને મહેલદાર દરવાજા છે. થાંભલા, કમાનોનાં મથાળાં અને ભોંયતળિયાની કિનારીમાં બધે પથ્થર વાપરવામાં આવ્યો છે. અને ધર્મશાળા ઉપર મજબૂત ધાબુ બનાવી તેને ચોતરફ ફરતી અગાશી કરવામાં આવી છે. ધર્મશાળાના ચાર ખૂણે ચાર ઘૂંમટ તે દૂરથી સોહામણા અને માતાજીના મંદિની ભવ્યતામાં વધારો કરે છે. આ ઘૂંમટને સગવડવાળી બારીઓ અને ઝરૂખાદાર ઓરડીથી મઢવામાં આવી છે. તે ઉપરાંત પૂર્વ તરફના દાખલ થવાના દરવાજે ૨૨ ફૂટ લાંબી અને ૧૧ ફૂટ પહોળી ઓરડી બાંધી છે.

તેમાં જ્યારેજ્યારે માતાજીની સાચર કાઢવા માટે ગવૈયાઓ આવે ત્યારે તેઓને કામચલાઉ વાપરવા માટે ફાળવવામાં આવેલી છે. તેમજ દક્ષિણભણી એક વધારાની ઓરડીની પણ ગોઠવણ કરવામાં આવી છે. આ ધર્મશાળામાં અંદાજે ત્રણ હજાર યાત્રાળુઓ ખુશીથી રહી શકે તેવી વ્યવસ્થા ધ્યાનમાં રાખી કરવામાં આવી છે. તે ઉપરાંત દેવળમાં રંગ-બેરંગી આરસપહાણની શોભાયમાન ફરસબંધી કરી છે. મંડપની નીચે એક મજબૂત ભોંયરું છે. તે ઉપરાંત મંદિરના મંડપને પણ ત્રણે તરફ બારિક નકસીની સુંદર કમાનોથી મઢી છે અને તેથી મંદિર ભારતીય શિલ્પકળાનો એક આદરમાન નમૂનો બનીને રહ્યું છે. તે ઉપરાંત માતાજીના દેવળને લગતી ધાબાબંધ મુખ્ય ધર્મશાળા ઉપરાંત બીજી ૧૨૫ ફૂટ લાંબી અને ૧૦૨ ફૂટ પહોળી નાની ધર્મશાળા બાંધવામાં આવી છે જેમાં રૂ. ૩૪૭૬ ખર્ચ થયો હતો તથા પૂર્વ-પશ્ચિમ દિશાએ પડાળીઓ છે. તે ઉપરાંત ઉત્તર બાજુ સાત ખંડ છે. તેના ભોંયતળીએના પાંચ ઓરડાઓ દુકાનો તરીકે વપરાય છે અને બાકીના બે ઓરડાને મેડા તથા ધાબા છે તે મંદિરના કર્મચારીઓ સારુ ઉપયોગમાં લેવામાં આવે છે. આ ધર્મશાળામાં પણ પાંચસો યાત્રાળુઓ રહી શકે તેવી વ્યવસ્થા છે. આ બધા કાર્યમાં તે સમયે રૂ. ૨૫૮૧૨ થયેલા અને ઊપજ રૂ. ૨૫૦૬૮ થઈ હતી. તે સમયે ઊંઝાના પટેલ ત્રીકમદાસ રૂસાતે માતાજીના દેવળ નજીકમાં પોતાની જમીનનો ટુકડો મંદિરની બહાર હતો. તે ધર્મશાળા બાંધવા વિના મૂલ્યે માતાજીને અર્પણ કરેલો અને આમ માતાજીનો પુનઃરોદ્ધાર સને ૧૮૮૭માં પૂર્ણ થતાં તે ખુલ્લુ મૂકવાની ક્રિયા કરવા નામદાર ગાયકવાડ સરકારશ્રીને આમંત્રણ આપવા ગયા. તેથી તેમણે પોતાના પ્રતિનિધિ તરીકે કડી પ્રાંતના સૂબા-સાહેબને તે ક્રિયા કરવા હુકમ કરેલો અને તેથી તા. ૬-૨-૧૮૮૭ ના પવિત્ર દિવસે આ ક્રિયા કરવામાં આવી અને તે સમયે નામદાર શ્રીમંત સરકાર ગાયકવાડ તરફથી માતાજીને કિંમતી પોશાકોની ભેટ ધરી અને આવા લોકહિતનાં કાર્યમાં તન, મન અને ધનથી ભાગ









લેવા બદલ શેઠશ્રી બહેચરદાસ લશ્કરીને પણ તેમની તરફથી શાલ, જોટો અને પાઘડીની ભેટ મોકલી હતી. અને આ પ્રસંગે જુદાજુદા વિસ્તારમાંથી દસ હજાર લોકો ઉપસ્થિત રહ્યા હતા. તે સમયે માતાજીના મંદિરના દેવાલય ઉપર ઊંઝાના પટેલ નાગરદાસ ઉગરદાસ તથા કશળદાસ કિશોરદાસે સોનાનું શિખર ચડાવ્યું તેના રૂપિયા બે હજાર ઊપજ્યા અને જુદીજુદી મૂર્તિઓ બેસાડવાના રૂ. ૮૬૮ તે સમયે ઊપજ્યા હતા.

દેવળ તથા ધર્મશાળાઓનું કામ પૂર્ણ થતાં અને આવા એક વિશાળ અને પવિત્ર ધામમાં મીઠા પાણીની કોઈ સગવડ ન હતી. તેથી યાત્રાળુ લોકો મુશ્કેલીમાં મુકાતા અને તેથી સંસ્થાનની કમિટીએ તે પ્રશ્ન હાથ ઉપર લીધો અને વિ. સંવત ૧૯૪૩ના ચૈત્ર સુદ ૮ તા. ૧-૪-૧૮૮૭ના રોજ કડી પ્રાંતના સૂબા રા. બ. રામચંદ્ર ગોપાલદાસ દેશમુખજીના વરદ્દહસ્તે જળાશય બાંધવાનું ખાતમુહુર્ત કરવામાં આવ્યું. અને આ સમયે જુદાજુદા વિસ્તારમાંથી ૧૫ હજાર લોકોની હાજરી હતી. અને આમ માતાજી આગળ ૧૨૦ ફૂટ લાંબુ અને ૧૨૦ ફૂટ પહોળું અને ૫૬ ફૂટ ઊડું ભવ્ય માનસરોવર નિર્માણ થવા લાગ્યું અને તેની નજીક એક ઊંડો કૂવો પણ બનાવવામાં આવ્યો અને તે સમયે કેટલાક લોકોની સૂચનાઓને ધ્યાનમાં રાખી માનસરોવરની નજીક ૯ ફૂટ પહોળું અને ૨૮ ફૂટ ઊંચું એક ભવ્ય શિવાલય બાંધવામાં આવ્યું અને આ બધા કામ માટે હોશિયાર કારીગરો શેઠશ્રી બહેચરદાસે પોતાના ત્યાંથી મોકલી આપેલા પણ તે કામ પૂર્ણ થાય તે પહેલાં જ શેઠશ્રી બહેચરદાસ સ્વર્ગવાસી થયા. તેમના મૃત્યુના સમાચારથી સમગ્ર કડવા પાટીદારને ઘણો આઘાત લાગ્યો. અને સમગ્ર જ્ઞાતિ ઊંડા શોકમાં ગરકાવ થઈ ગઈ. પણ તેમની યોગ્ય કદરદાનીના રૂપે જ્ઞાતિ આગેવાનોએ તેમના સુપુત્ર શેઠશ્રી શંભુપ્રસાદને આ કાર્ય પૂર્ણ કરવાની કામગીરી સોંપવામાં આવી. અને તેઓશ્રીની રાહબરી નીચે હાથ ધરેલું કાર્ય પૂર્ણ થતાં વિ. સંવત ૧૯૫૧ના મહા વદ ૪ને બુધવાર તા. ૧૩-૨-૧૮૯૫ના પવિત્ર દિવસે ખુલ્લુ મૂકવા માટેની નિમંત્રણ પત્રિકાઓ મોકલી તે મુજબ વિધિસર માનસરોવર અને નવું શિવાલય ખુલ્લુ મૂકવામાં આવ્યું. અને એ જ અરસામાં વાગરા તાલુકાના સુત્રેલ ગામના પટેલ ઈશ્વરદાસ ઝવેરભાઈએ એક ટ્રસ્ટ રચી પોતાની મિલકતનો મોટો ભાગ માતાજીને અર્પણ કર્યો હતો. તેમાં ૧૧૬ વિઘા જમીન અને છ મકાનો હતાં. અને બીજી જે મિલકત વીલમાં લખેલી હતી તે પોતાની પત્નીના મરણ પછી માતાજીને મળે તેવું વીલમાં લખાણ કરેલું હતું.

અને આમ સંસ્થાનનો વિકાસ ધીરેધીરે આગળ વધવા લાગ્યો. ઉપર્યુક્ત કાર્યો પછી બીજાં તાત્કાલીક કાર્યની વધુ નોંધ જોવા મળતી નથી, પણ થયેલા કાર્યનો વહીવટ સારો અને વ્યવસ્થિત રહે તે સારુ બંધારણની રચના કરવામાં આવી અને તે બંધારણ વિ. સં. ૧૯૮૭ના વૈશાખ સુદ ૧૫ તા. ૨-૫-૧૯૩૧માં અસ્તિત્વમાં આવતાં અને તે બંધારણ અનુસાર અને તે બંધારણના પેરા નંબર ૨૫માં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, "કડવા પાટીદાર સિવાય ઈતર ઈસમ સંસ્થાની હદમાં આવવા માટે પરવાનગીની જરૂર હોવા બાબત."

"આ સંસ્થાન ફક્ત કડવા પાટીદાર કોમની માલિકીનું હોવાથી કડવા પાટીદાર સિવાય બીજી કોઈ જ્ઞાતિના ઈસમને સંસ્થાનની હદમાં આવવાનો અધિકાર નથી. તોપણ કારોબારી સભા અગર સદર સભાએ આ કામ સારુ નિમેલા ઈસમની પરવાનગીથી તેવા ઈસમને આપવાની છૂટ છે."

ઉપર મુજબ આ સંસ્થાનની માલિકી હક દર્શાવતો સ્પષ્ટ ઉલ્લેખ બંધારણમાં દાખલ કરવામાં આવેલો છે અને તે મુજબ આ સંસ્થાનનો હક અને વહીવટ આજદિન સુધી અબાધિત ચાલતો આવ્યો છે.

અને અસ્તિત્વમાં આવેલા બંધારણની રૂએ સદર  સંસ્થાનના હોદ્દેદારો સને ૧૮૩૧ થી સને ૧૯૫૬ સુધીના લગભગ ૨૫ વર્ષ સુધીના ગાળા સુધી મુખ્ય હોદ્દેદારો રહ્યા.
પ્રમુખ : શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈ, પાટડી
મંત્રી : પટેલ નંદુલાલ મંછારામ, અમદાવાદ

ઉપરના હોદ્દેદારોએ પોતાના વહીવટ દરમિયાન સંવત ૨૦૦૦ માં (સને ૧૯૪૩-૪૪માં રૂ. ૩૫૦૦ના ખર્ચે નોકરો માટે ૭ ઓરડીઓ બંધાવી. તે ઉપરાંત રૂ. ૧૬૫૦૦ના ખર્ચે ૫ દુકાનો બાંધવામાં આવી.

સંવત ૨૦૦૨માં સને ૧૮૪૫-૪૬માં રૂ. ૧૫૦૦૦ના ખર્ચે પાવરહાઉસના રૂમ નંગ ૨ બનાવવામાં આવ્યા. હાલ સદર રૂમનો ઉપયોગ પૂજારી તથા કારભારીના ક્વાર્ટર્સ તરીકે થાય છે. તે ઉપરાંત રૂ. ૨૮૦૦૦ના ખર્ચે બે મજલાની ધર્મશાળા બાંધવામાં આવી. સદર મકાન પ્રાથમિક શાળાને ભાડે આપવામાં આવેલું.

સંવત ૨૦૧૦ સને ૧૯૫૩-૫૪માં બે માળની પાંચ રૂમોની એક ધર્મશાળા રૂ. ૩૯૨૦૦ના ખર્ચે બાંધવામાં આવી. સદરહુ ધર્મશાળા માટે દાનવીર શેઠશ્રી અરવિંદભાઈ એન. મફતલાલ, મુંબઈ તરફથી રૂ. ૨૫૦૦૦ નું દાન મળ્યું હતું. તે ઉપરાંત રૂ. ૪૦૩૦૦ના ખર્ચે એક બંગલો ધર્મશાળા માટે બનાવવામાં આવ્યો અને તેનો ઉપયોગ હાલ ધર્મશાળા તરીકે થાય છે. અને તે અરસામાં રૂ. ૧૪૨૦૦ના ખર્ચે બે નવા રૂમો બાંધવામાં આવ્યા. તેનો હાલ પૂજારી તથા કારીભારીના ઉપયોગ માટે કરવામાં આવે છે.

સંવત ૨૦૧૧ સને ૧૯૫૪-૫૫માં રૂ. ૪૩૧૪૪ના ખર્ચે ધર્મશાળા માટે રૂમ નંગ ૬ બાંધવામાં આવ્યા.

ત્યાર બાદ સંસ્થાનના હોદ્દેદારોમાં સાધારણ ફેરફારો થયા અને તેમાં સહમંત્રીઓની નવી જગ્યાઓ ઊભી કરવામાં આવી. કારણકે સંસ્થાનનો કારોબાર અને કામગીરી વધતી જતી હતી અને તેથી સને ૧૯૫૭ થી સને ૧૯૬૧ માટે નીચેના હોદ્દેદારો હોદ્દા ઉપર રહેલા :

પ્રમુખ : શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી લાલસિંહજી રાયસિંહજી દેસાઈ, પાટડી
મંત્રી : શ્રી પટેલ નંદુલાલ મંછારામ, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા
સહમંત્રી : શ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તકતાવાલા, અમદાવાદ

ઉપરની કમિટીએ સંવત ૨૦૧૭માં સને ૧૯૬૦-૬૧માં રૂ. ૨૫૪૧૧-૬૮ના ખર્ચે ધર્મશાળા માટે નંગ પાંચ બંધાવ્યા.

સને ૧૯૬૨માં નીચેના હોદ્દેદારો આવ્યા :

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી : પટેલ નંદુલાલ મંછારામ, અમદાવાદ
સહમંત્રી : પટેલ પરસોતમ અંબાલાલ, અમદાવાદ
સહમંત્રી : પટેલ ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

સંવત ૨૦૧૯ સને ૧૯૬૨-૬૩માં રૂ. ૩૬૨૩૩-૭૨ ના ખર્ચે એક વિશાળકાય અને દૂરથી માતાજીના સ્થળની ગવાહી પૂરતું એક ટાવર બાંધવામાં આવ્યું.

સને ૧૯૬૩ થી સને ૧૯૬૮માં સંસ્થાનના હોદ્દેદારો નીચે મુજબ આવ્યા :

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી : શ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તકતાવાલા, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ પરસોતમ અંબાલાલ, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

સને ૧૯૬૯ થી સને ૧૯૭૩

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી : શ્રી મોતીલાલ ભીખાભાઈ મારફતિયા, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ બહેચરદાસ ભોગીલાલ, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ હરગોવનભાઈ શામળદાસ, ઊંઝા

સંવત ૨૦૨૮ સને ૧૯૭૧-૭૨માં રૂપિયા ૩૬૮૧૮-૪૨ના ખર્ચે કમિટી હોલ બનાવવામાં આવ્યો. તેમજ રૂ. ૧,૩૮,૪૮૮-૭૭ના ખર્ચે બે માળની એક ભવ્ય ઈમારત બાંધવામાં આવી. અને સદર ઈમારત હાઈસ્કૂલને ભાડેથી આપવામાં આવી છે. તે ઉપરાંત માતાજીના મંદિરના જીર્ણોદ્ધાર માટે રૂ. ૧,૩૮,૦૨૭-૧૭નો ખર્ચ કરી મંદિરની દીવાલો, પગથિયાં વગેરે ઉપર કીંમતી આરસ જડવામાં આવ્યો. અને રૂ. ૩૫૧૧૩-૭૭ ના ખર્ચે એક નવું શિવાલય બાંધવામાં આવ્યું.









સને ૧૯૭૪–૭૫માં નીચેનાં હોદ્દેદારો નીમવામાં આવ્યા :

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી મોતીલાલ ભીખાભાઈ મારફતિયા, અમદાવાદ
મંત્રી : પટેલ જમનાદાસ ત્રીકમદાસ, અમદાવાદ
સહમંત્રી : પટેલ ધરમચંદ શિવલાલ ચોકસી, અમદાવાદ
સહમંત્રી : પટેલ મણીલાલ અંબારામદાસ, ઊંઝા
સહમંત્રી : પટેલ ઈશ્વરભાઈ ગણેશભાઈ, ઊંઝા
સહમંત્રી : પટેલ ખોડીદાસ જોરદાસ, ઊંઝા

સને ૧૯૭૬–૧૯૭૭માં નીચેના હોદ્દેદારો નીમવામાં આવ્યા :

પ્રમુખ : શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી મોતીલાલ ભીખાભાઈ મારફતિયા, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર
મંત્રી : શ્રી પટેલ જમનાદાસ ત્રિકમદાસ, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ ધરમચંદ શિવલાલ ચોકસી, અમદાવાદ
સહમંત્રી : શ્રી પટેલ મણીલાલ અંબારામદાસ, ઊંઝા
સહમંત્રી : શ્રી પટેલ ઈશ્વરભાઈ ગણેશદાસ, ઊંઝા
સહમંત્રી : શ્રી પટેલ ખોડીદાસ જોરદાસ, ઊંઝા

શેઠ શ્રી ચંદ્રવદન લશ્કરી સંસ્થાનના પ્રમુખ તરીકે આવ્યા ખરા પણ તેઓ તા ૭–૭–૧૯૭૬ સુધી જ રહી શકયા. કારણકે, તેઓનું દુખદ અવસાન થતાં તેઓની જગ્યા ખાલી પડતાં તેમની જગ્યાએ પુનઃ શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી પ્રમુખ તરીકે આવ્યા.

સને ૧૯૭૬–૭૭ના ગાળા દરમિયાન સંસ્થાને મહાન ઐતિહાસિક એવો ૧૮મી શતાબ્દી મહોત્સવ ભવ્ય રીતે ઊજવી એક પવિત્ર અને વિશાળ કદમ ભરેલું અને ત્યાર બાદ સમગ્ર કડવા પાટીદાર કોમમાં જે નવજાગૃતિ આવી, જે નવો ઉત્સાહ અને નવો ઉમંગ પ્રગટ્યો અને તેમાંથી સંસ્થાને જે નવાંનવાં વિકાસનાં કાર્યો હાથ ધર્યાં તેની નોંધ અત્રે લીધા વિના રહી શકાય તેમ નથી. આ વિકાસના કાર્યમાં ફકત નાણાંથી નવી ઈમારતો બાંધીને જ અટક્યા નથી, પણ સમગ્ર જ્ઞાતિમાં જે જાગૃતિ આવી તેને યોગ્ય દિશામાં નવો વળાંક આપી તેનું સામાજિક ઘડતર કરવામાં પણ આ સંસ્થાએ નવો અભિગમ ધરી ગુજરાતભરની તમામ ધાર્મિક સંસ્થાઓમાં પોતાની છબી તેજસ્વી રીતે ઉપસાવી છે. અને તેની નોંધ દરેક સમજદાર નાગરિકે લીધી પણ છે. કારણકે, લોકો શ્રદ્ધા કે ઈતર માન્યતાને કારણે સંસ્થાને નાણાં આપે તો ખરા, પણ તે નાણાં ફકત સ્થાવર મિલકતો ખડી કરવામાં જ ઉપયોગ થાય તે તો સામાન્ય વાત છે પણ તે નાણાં સમાજના ઘડતર સમાજના ઉત્થાન માટે અને તેના વિકાસ માટે વપરાય તેવો નવો દિશા–માર્ગ ખુલ્લો કરી તે માર્ગે આગળ વધવું તે એક અસામાન્ય હકીકત છે અને પ્રસ્તુત હકીકત આ સંસ્થાના જાગૃત આગેવાનોએ સિદ્ધ કરી બતાવી છે તે બદલ તે ધન્યવાદને પાત્ર છે જ અને ભાવિ પેઢી તેમને ચિરંજીવ રીતે યાદ કર્યા કરશે અને હાથ ધરેલા નવા અભિગમ માટે બંધારણને, તેના જૂના બંધારણની રૂએ સભ્યોને મળેલા અધિકારો અબાધિત રાખી નવું બંધારણ રચી તેને નવો ઘાટ આપવામાં આવ્યો અને નવા ઘાટે ઘડાયેલું બંધારણ સમગ્ર કડવા પાટીદાર કોમને નજર સમક્ષ રાખીને વિસ્તૃત હેતુઓ માટે રચવામાં આવ્યું. તેમાં નવાનવા પ્રદેશના લોકોને સમાવવામાં આવ્યા. નવાનવા હેતુઓ દાખલ કરવામાં આવ્યાં. બંધારણના નવા કલેવરથી તે સમગ્ર જ્ઞાતિનું એક હાર્દ બનીને રહ્યું. તે સમગ્ર કડવા પાટીદારના સર્વાંગી વિકાસનું પોત બનીને રહ્યું. એ પોતને પાકા રંગથી અને વિવિધ ચિત્રો–કાર્યોની તેમાં છાપ ઉપસાવવામાં આવી અને બીજી જ્ઞાતિઓ માટે તે પોત આકર્ષક બનીને રહ્યું. અને મહોત્સવ પછી તેની કાર્ય–જ્યોત નવા રાહમાં પ્રકાશ પાથરતી હોય તેમ તે ઝળહળી ઊઠી છે. અને તેની નોંધ આ સ્મૃતિગ્રંથમાં અમારા તરફથી અને અન્ય લોકો તરફથી જે લેવાઈ છે તેના ઉપર તમારી નજર અચૂક ગઈ હશે એટલે તેનું પુનઃ-પુનઃ ટિપ્પણ કરવું અસ્થાન છે તેમ માનીએ છીએ અને તેને નવું બંધારણ ઘડી સંસ્થાનના હેતુઓ વિશાળ







બનાવ્યા તમજ સંસ્થાનની કારોબારી ૬૪ સભ્યો ઉપરાંત ૧૧ કો. ઓ. સભ્યોની હતી. તેની જગ્યાએ નવા બંધારણ મુજબ ૧૨૬ સભ્યોની કારોબારી તથા ૧૧ કો. ઓ. સભ્યોની કરવામાં આવી. આ કારોબારીમાં ગુજરાતભરના તમામ પ્રદેશોનું પ્રતિનિધિત્વ જળવાય તે ખાસ જોવામાં આવ્યું અને નવા બંધારણ મુજબ હોદ્દારો તેનો વહીવટ અમલમાં મૂકી સંસ્થાનનો સ્થાવર સામાજિક અને આર્થિક વહીવટનો વિકાસ હાથ ધર્યો. અને તેથી ભાવિને લક્ષમાં રાખી નવીનવી સ્થાવર યોજનાઓ માટે અને એક વિશાળ માસ્ટર પ્લાન તૈયાર કરી, જ્યાંજ્યાં જરૂર પડે ત્યાંત્યાં મંદિરની જૂની ઈમારતો તોડીને તેની જગ્યાએ નવી આધુનિક ઈમારતોનું નિર્માણ કાર્ય હાથ ધરવામાં આવ્યું છે અને તેથી મહોત્સવ પછી મંદિરની તેમજ સંસ્થાનની શોભામાં જરૂરી એવાં નીચેનાં કાર્યો શરૂ કર્યાં છે:

સંવત ૨૦૩૩માં મંદિરની શોભામાં વધારો થાય તે હેતુસર રૂ. ૩૫૦૨૮-૦૬ના ખર્ચે ચાંદીની જાળી બનાવવામાં આવી.

સવંત ૨૦૩૪માં રૂ. ૨૬૦૨૦-૧૨ના ખર્ચે ચાંદીનો ગોલખ બનાવવામાં આવ્યો.

સંવત ૨૦૩૫માં રૂ. ૧૮૬૭૭-૭૧ના ખર્ચે ચાંદીનો કઠેડો બનાવવામાં આવ્યો.

સંવત ૨૦૩૫માં સંસ્થાન તરફથી તીર્થધામ અંબાજીમાં જ્ઞાતિબંધુઓની ઉતારાની સગવડ સચવાય તેવા ઉમદા હેતુસર રૂ. ૩,૧૯,૪૦૫-૫૦માં ૫૦૦ ચો. વાર બાંધકામવાળો ચાર વીઘા જમીન સાથેનો એક વિશાળ બંગલો ખરીદ્યો. આ બંગલો શ્રી ઉમયામાતાજી પ્રથિકાશ્રમ તરીકે ઓળખાય છે. સદર બંગલો તા ૨-૯-૧૯૭૯ થી યાત્રિકો માટે ખુલ્લો મૂકવામાં આવેલ છે. ભવિષ્યમાં સદર પથિકાશ્રમને અદ્યતન એવી યાત્રિકોને સગવડ મળી રહે તે માટે રૂપિયા ૧૫ લાખ ખર્ચ કરવાની યોજના વિચાર હેઠળ છે.

ભવિષ્યના વિકાસને લક્ષમાં રાખીને સં.૨૦૩૫માં રૂ. ૩,૫૬,૬૨૫ના ખર્ચે ૫ વીઘા જમીન તથા સંવત ૨૦૩૬ માં રૂ. ૨,૮૬,૨૩૧ના ખર્ચે ૩ વીઘા જમીન ખરીદી છે. સદર જમીન માતાજીના મંદિરના નજીકમાં હોવાથી તે ખૂબ ઉપયોગી થનાર છે અને ભવિષ્યમાં વિવિધ વિકાસ યોજનામાં તેનો ઉપયોગ કરવાનું લક્ષ છે.

માતાજીના મંદિરના અંદરના વિશાળ કંપાઉન્ડમાં સં. ૨૦૩૭માં આશરે રૂપિયા એક લાખના ખર્ચે જોધપુરી લાલ પથ્થર જડી દેવામાં આવ્યા છે. તેથી મંદિરની શોભામાં ખૂબ સારો વધારો થયો છે. તેમજ બે નવા સ્થાનક પૂ. બટુકભૈરવ અને શ્રી ગુરુમહારાજનાં બે નાનાં પથ્થરબંધી મંદિર બનાવવામાં આવ્યાં છે. આ રીતે મંદિર અને તેના સમગ્ર વિસ્તારને નવાનવા ઓપ આપી તેની ભવ્યતામાં તથા સુંદરતામાં વધારો થતો હોઈ યાત્રાળુઓનું આકર્ષણ પણ ખૂબ વધવા લાગ્યું છે. અને જેમજેમ યાત્રાળુઓ વધતા જાય તેમતેમ તેઓને સારી અને યોગ્ય સગવડ મળતી રહે તે જોવાની મંદિરના વહીવટદારોની તેમજ કર્મચારીની ફરજ થઈ પડે છે.

### સને ૧૯૭૮-૧૯૭૯ના હોદ્દેદારો

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ : શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ, સિદ્ધપુર
ઉપપ્રમુખ શ્રી બાલચંદદાસ ઉમેદદાસ પટેલ, ઊંઝા
મંત્રી : શ્રી મણીલાલ નારાયણદાસ પટેલ, ઊંઝા
સહમંત્રી : શ્રી કેશવલાલ જોઈતારામ પટેલ, ઊંઝા
સહમંત્રી : શ્રી ઈશ્વરલાલ શંકરદાસ પટેલ, ઊંઝા
સહમંત્રી : શ્રી નથુભાઈ લાલદાસ પટેલ, ચાણસ્મા

### સને ૧૯૮૦ થી ચાલુ હોદ્દેદારો

પ્રમુખ : શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ, સિદ્ધપુર
ઉપપ્રમુખ શ્રી ગોબરદાસ શંભુદાસ પટેલ, ઊંઝા
મંત્રી : શ્રી મણીલાલ નારાયણદાસ પટેલ, ઊંઝા
સહમંત્રી શ્રી કેશવલાલ જોઈતારામ પટેલ, ઊંઝા
સહમંત્રી શ્રી ઈશ્વરલાલ શંકરદાસ પટેલ, ઊંઝા
સહમંત્રી શ્રી નથુભાઈ લાલદાસ પટેલ, ચાણસ્મા





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહૉત્સવ ઃ સ્મૃતિ ગ્રંથ



નવા હોદ્દેદારોએ સમયનાં એંધાણ પારખીને યાત્રાળુઓ માટે શક્ય તે સગવડો પૂરી પાડવા કટીબદ્ધ થતા રહ્યા છે. અને માતાજીના દર્શનાર્થે આવતા યાત્રાળુઓને એક-બે દિવસ રહેવાની સુંદર વ્યવસ્થા મળી રહે તે સારુ નવા વિશાળ માસ્ટર પ્લાન તૈયાર કરેલો તે મુજબ માતાજીના કંપાઉન્ડમાં આશરે રૂ. ૪૦ લાખ (ચાલીશ લાખ)ના ખર્ચે એક સુંદર અદ્યતન વિશ્રાંતિગૃહ અને ભોજનાલય તથા સભાહોલ તૈયાર થઈ રહ્યો છે. જેનું બાંધકામ લગભગ પૂરું થવાની તૈયારીમાં છે. આ અદ્યતન વિશ્રાંતિગૃહમાં જાજરૂ, બાથરૂમ, તેમજ આધુનિક ફરનિચરની સગવડ સાથે ૩૬ રૂમો, ૩ સ્ટોરરૂમ તથા ૫ સાર્વજનિક હોલો છે. આ અદ્યતન વિશ્રાંતિગૃહમાં એકીસાથે પાંચસો યાત્રાળુ ઊતરી શકશે તેમજ નવીન ભોજનાલયમાં એકી સાથે ત્રણસો યાત્રાળુઓ જમી શકશે તેવું નવીન સુંદર આયોજન આકાર લઈ રહ્યું છે.

ઉમિયામાતાજીના મંદિરે દર્શન કરવા આવનાર યાત્રાળુઓ જો, રાત્રિરોકાણ કરે તો તેમને સંસ્થા તરફથી સવારના ચાહ-કૉફી વિના મૂલ્યે આપવાનું સંવત ૨૦૩૫ થી શરૂ કરવામાં આવ્યું છે.

માતાજીના મંદિરના કંપાઉન્ડમાં હાલ જ્યાં ટાવર છે. તેની બાજુમાં આશરે રૂપિયા દસ લાખના ખર્ચે અદ્યતન ઑફિસ, સંસ્થાના કર્મચારીગણ માટે રહેવાનાં મકાનો તેમજ તે મકાનના ભોંયતળિયે દુકાનોનું આયોજન છે. અને તે બાંધકામ આવતા વરસ-બે વરસમાં પૂરું થનાર છે.

ઉનાળાની ઋતુમાં યાત્રિઓને ઠંડુ પાણી મળી રહે તે સારું સંસ્થાનના ઉપપ્રમુખ શ્રી કેશુભાઈએ તેમના પિતાજીના સંસ્મરણાર્થે તેમના તરફથી એક વોટરકુલર ખુલ્લુ મૂકવામાં આવેલ છે. તેમજ યાત્રિકોને ધાર્મિક વાતાવરણ મળી રહે તે સારુ મંદિરમાં સવાર-સાંજ 'સ્ટિરીઓ' વગાડવામાં આવે છે. જેમાં ભજનો, સ્તુતિઓ, આરતીઓ અને વિવિધ સાત્વિક ભજનોની લહાણીથી યાત્રિકોનાં મન પ્રફૂલ્લિત રહે છે તેવી યોજના કરવામાં આવી છે.

આ રીતે મંદિરની સ્થાવર મિલકતો નવા કલેવર નવાં રૂપો સજી રહ્યાં છે. અને ભવિષ્યમાં જેમજેમ જરૂરિયાતો ઊભી થતી રહેશે તેમતેમ તેનો વિકાસ કરવાની મંદિરના આગેવાનોની નેમ છે. અને આમ સમય, સંજોગો અને પરિસ્થિતિ અનુસાર ઉમિયામાતાજીની વિકાસયાત્રા છેલ્લા એકસો વર્ષથી વણથંભી આગેકૂચ કરી રહી છે. અને હજી અનંતો વર્ષ એ વિકાસયાત્રા, માતાજીની પરમકૃપા અને આશીર્વાદથી ચાલુ રહેશે.

હવે આપણે માતાજીરૂપી હંસલાનું નવું કલેવર જોઈએ કે, જે સામાજિક ઉત્કર્ષનાં દર્શન કરાવે છે.

ઊમિયામાતાજીની ૧૮ મી શતાબ્દીના મહોત્સવ પછી સમગ્ર જ્ઞાતિમાં જે જાગૃતિ આવી છે. તે ખરખર અદ્‌ભૂત છે, અને તેથી ૧૮ મી શતાબ્દી મહોત્સવ એ માત્ર ધાર્મિક યજ્ઞ ન બનતાં સમગ્રજ્ઞાતિના 'જાગૃતિનો યજ્ઞ' બનીને રહ્યો છે. અને આ જાગૃતિયજ્ઞથી સમગ્ર. જ્ઞાતિમાં અવનવા, ભાવો, અરમાનો પણ વિવિધ સ્વરૂપે ખિલવા લાગ્યાં છે. આર્થિક રીતે માતાજી સંસ્થાનું હવે સદ્ધરતા તરફ વળ્યું છે. તેની આવકમાં પણ અસાધારણ એવો વધારો થયો છે અને થતો રહેવાનો છે; તેવા સંજોગોમાં ઉમિયામાતાનું સંસ્થાન એ માત્ર ઈંટ, માટી કે પથ્થર–ચૂનાનાં મકાનો બનીને રહે તો સાવ સામાન્ય વાત છે પણ ઉમિયામાતાનું સંસ્થાના એ માત્ર ધાર્મિક સંસ્થાન નથી અને ભૂતકાળમાં ન હતી અને ભવિષ્ય-કાળમાં બનવાની નથી. કારણકે, ઉમિયાજીએ સમય, સંજોગો અને પરિસ્થિતિ પ્રમાણે, એને તેના વહાલાપૂત્રોને વખતોવખત સમયાનુસાર માર્ગદર્શન આપી એક માતા તરીકેની પોતાની ફરજો અદા કરી છે; પછી તે પૂરાતનયુગ હોય, મધ્યાનયુગ હોય કે પછી વર્તમાનયુગ હોય પણ તેની અંતરપ્રેરણા અને આશીષ પાટીદાર સમાજ ઉપર પરિસ્થિતિને અનુરૂપ હોય તે રીતે







ઊતરેલા છે, અને તેથી તે એક ધાર્મિક માતા ન રહેતાં લોકહૃદયની લોકમાતા બનીને રહી છે. તેના દરેક કર્તવ્યમાં લોકકલ્યાણની સુવાસ પ્રસરેલી રહેલી હોય છે. પછી તે રાક્ષસોનો સંહાર કરવા માટે પોતાના પ્યારા પૂત્રો ગણેશજી અને કાર્તિકેયને મોકલવાની નેમ હોય, કે પછી બાર વર્ષે લગ્ન કરવાના રિવાજની ભાવના જગાવતી હોય, કે પછી બાર વર્ષે લગ્નના શરૂ થયેલા–એકતિથિની લગ્નપ્રથામાં બાળલગ્નનું અનિષ્ટ ઘૂસવાથી તેને નાબૂદ કરવા સારુ જાગ્રત નાગરિકોના મનમાં સુધારાનું દ્વંદ્વયુદ્ધ જગાવી તે પ્રથાને તોડવાની સામાજિક ક્રાંતિ પ્રગટાવી બાળલગ્નો સામે લાલબત્તી ધરવાની ક્રિયા કરવાની. હોય અને આમ તેની દરેક ક્રિયા સામાજિક પ્રેરણા અને ઉત્થાન માટેની જ હોય છે. કારણકે, જે સમાજ એકમાત્ર કુદરત ઉપર આધાર રાખી ચાલનારો છે તે સમાજની સુરક્ષા કરવાની જવાબદારી પણ કુદરત પ્રેરિત એવી જગદમ્બા અને લોકલ્યાણીદેવી તરીકે મા ભગવતી ઉમિયાજીનીય હોય તેમાં કંઈ નવાઈ નથી! કારણકે પાટીદાર એટલે ભોળા હૃદયનો માનવી. અને આવા માનવોના બનેલા સમાજનાં ઉત્કર્ષ અને ઉત્થાન કરવાનું તેને વખતોવખત માર્ગદર્શન મળે તે સારુ માતા ઉમિયાનું પ્રકાશદીપ બનીને તે આગળ ને આગળ રહી છે, અને તેથી પાટીદારસમાજના નવા યુગના મંડાણ માટે તેને એક નાનકડી યજ્ઞ ભાવનામાંથી, મહાન વિશાળ એવા ૧૮મી શતાબ્દી મહામહોત્સવનો પ્રેરણાનો સંદેશા આપી તમામ પાટીદાર સમાજ ને જાગ્રત કર્યો છે અને તે યજ્ઞ પછી જાગ્રત થયેલા પાટીદાર સમાજના હૃદયમાં સમાજઉત્કર્ષ માટે, સમાજ ઉત્થાન માટે અને તેના સર્વાંગી વિકાસ માટે નવીનવી આશા-આકાંક્ષાઓ જાગવા લાગી. કાર્યકરો પણ પરિસ્થિતિ ન પામી જાગ્રત થયેલા સમાજથી અભિલાષાઓ અને આકાંક્ષાઓને પોષક બને તેવી યોજનાઓ સમાજમાં પ્રગટાવવા માટે તત્પર રહેવા લાગ્યા. અને આ નવા યુગના જમાનામાં આર્થિક રીતે ઘસાતા સમાજને, લોકકલ્યાણી દેવી એવી ઉમિયામાતાજીના જૂના સંદેશાને નવો ઘાટ. નવો ઓપ આપી એકતિથિના લગ્નપ્રથાને કારણે ઊભી થયેલી સામૂહિક લગ્નપ્રથાને જીવંત કરવાનો માતાજીની અંતઃપ્રેરણાથી નિશ્ચય કર્યો.

જૂની એકતિથિની લગ્નપ્રથામાં જ બાળલગ્નનું અનિષ્ટ હતું તેને નાબૂદ કરી ફરીથી પાટીદાર સમાજને સામૂહિક લગ્નો તરફ વાળી, તેને લગ્નોના રિવાજો પાછળ આર્થિક રીતે ઘસાઈ જતા સમાજને બચાવી લેવાનો કાર્યકરોના મનમાં વિચાર સ્ફૂર્યો અને મનમાં સ્ફુરેલા વિચારને કાર્યવંત કરવાના નિર્ણય માટે ૧૬-૧૧-૭૮ના રોજ શેઠ શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરીનાં અધ્યક્ષપદે કારોબારી બોલાવવામાં આવી અને તેમાં નીચેનો ઐતિહાસિક નિર્ણય કરી ઠરાવ કરવામાં આવ્યો :

એજન્ડા—

"શ્રી ઉમિયામાતાજી સંસ્થાનમાં સમૂહ લગ્નો યોજવા બાબત.

ઠરાવ નં. ૧૩

શ્રી ઉમિયામાતાજી સંસ્થાનમાં શ્રી ઉમિયામાતાજીના સાનિધ્યમાં સં.૨૦૩૫ની સાલમાં સામૂહિક લગ્નો યોજવા માટે ઠરાવવામાં આવે છે. અને આ અંગે પ્રચાર તથા અન્ય માહિતી સમાજના દરેક ગામોને મળે તે માટે શ્રી મણિભાઈ આઈ. પટેલને જવાબદારી સર્વાનુમતે સોંપવામાં આવે છે. તેમને જરૂર પડે તો મદદ માટે અન્ય સભ્યોનો સહકાર મેળવવો.

ઠરાવ સર્વાનુમતે પસાર.

સામૂહિક લગ્નો કરવાનો ઠરાવ કર્યા પછી કાર્યકર્તાઓની જવાબદારી અનેક રીતે, અનેક ગણી વધી ગઈ. અને લગભગ સાત-આઠ દાયકાથી ભૂલાયેલી સામૂહિક લગ્નપ્રથા, સમયને અનુરૂપ એવા નવા રૂપે, નવા ઘાટે અને દોષરહિત સ્વરૂપે સમાજ સમક્ષ રજૂ કરવાના સંકલ્પો, વિકલ્પો અને વિચારો થવા લાગ્યા. તેના પ્રચાર માટે નવું-નવું









સાહિત્ય અને સામૂહિક લગ્નોથી થતા આર્થિક તેમજ સામાજિક ફાયદાઓનાં નવાં લેખો નવાં પલાખાં સમાજને ગોખાવવાની ગોઠવણો થવા લાગી. અને તેને વધુ વ્યાપક તેમજ સારું રૂપ આપવા માટે સંસ્થાનની કમિટિ તા. ૧૦-૧૨-૭૮ના રોજ શ્રી પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસના પ્રમુખ પદે મળી. અને તેમાં કારોબારીએ કરેલા ઠરાવને નીચે મુજબ દૃષ્ટિ આપવામાં આવી:

**એજન્ડા નં. ૧**

સામૂહિક લગ્નો અંગેનો સિદ્ધાંત જે કારોબારીએ સ્વીકારેલ છે. તેના અંગે આગળની તજવીજ કરવા બાબત.

**ઠરાવ નં. ૧**

સમૂહ લગ્નો અંગેનો સિદ્ધાંત જે કારોબારીએ સ્વીકારેલ છે, તેના અંગે આગળની યોગ્ય તજવીજ કરવા માટે નીચેના સભ્યોની એક કમિટિ બનાવવામાં આવે છે. કમિટિને સમૂહ લગ્નો અંગેની તમામ જવાબદારી સોંપવામાં આવે છે:

૧. પટેલ મણિલાલ ઈશ્વરદાસ, ઊંઝા
૨. પટેલ હરિપ્રસાદ નરસિંહદાસ, ઊમતા
૩. પટેલ નથ્થુદાસ લાલદાસ, ચાણસ્મા
૪. પટેલ ઈશ્વરલાલ શંકરદાસ, ઊંઝા

કમિટિને સમૂહ લગ્નો અંગે જરૂરી ખર્ચ કરવાની સત્તા આપવામાં આવે છે.

ઠરાવ સર્વાનુમતે પસાર

સમૂહ લગ્નની કમિટિ બન્યા પછી તો પ્રચારતંત્રનો પ્રારંભ થયો. ગુજરાતની ચારે દિશાઓમાં એક નવા સૂત્રનો "સમૂહ લગ્નો" નો નાદ ગૂંજતો થયો. ગામડેગામડે સમૂહ લગ્નના ફાયદાઓના આંકડાઓ સમજણ સારુ રજૂ થવા લાગ્યા. સમૂહ લગ્નના પ્રચારનાં પોષ્ટરો અને તેને લગતું પ્રચારનું સાહિત્ય વહેંચાવા લાગ્યું. અખબારોમાં પણ તે પ્રસિદ્ધ થવા લાગ્યું. કડવા પાટીદાર જ્ઞાતિનું મુખપત્ર "ધરતી" અને "જાગૃતિ" જેવાં માસિકોએ પણ તે યોજના કે આવકાર આપતાં લખાણો પ્રસિદ્ધ કરવાં લાગ્યાં અને વરઘોડિયા મેળવવા માટે, કમિટિના ભાઈઓ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી સમૂહ લગ્નનો પ્રચારસંદેશો જીપગાડી લઈને કરવા લાગ્યા અને આમ સૌના પ્રચારના ફળરૂપે ઊંઝાને આંગણે સંવત ૨૦૩૫ના વૈશાખ સુદ ૩ ને રવિવાર તા. ૨૯-૪-'૭૯ના રોજ સમૂહ લગ્નનાં મહા આનંદભર્યાં લગ્નોત્સવ ઊજવાયો. તે લગ્નોત્સવ રૂડો રળિયામણો અને ઘરઘરનો લગ્નોત્સવ બન્યો હોય તેવું દૃશ્ય ઊંઝાને આંગણે ફરીથી જોવા મળ્યું. પ્રથમ લગ્નોત્સવમાં ૨૪ વરઘોડિયાં જોડાયાં અને જ્યારે ૨૪ વરરાજાઓની વરયાત્રા, ઊંઝાના મશહૂર કન્યા છાત્રાલયના મથકેથી નીકળી, ઊંઝાના રાજમાર્ગો ઉપર થઈ ઉમિયામાતાજીના પાવન લગ્નના આંગણે આવવા નીકળી ત્યારે ઊંઝાના રાજમાર્ગો ઉપરનું દૃશ્ય સ્વર્ગીય આનંદ જેવું અનુપમ હતું. ઊંઝાના અબાલવૃદ્ધ નર-નારીઓ અને બાલિકાઓ રાજમાર્ગોના આવસો ઉપરથી આ અવર્ણીય અને અનોખા એવા દૃશ્યને ફક્ત નિહાળતી જ ન હતી, પણ વરયાત્રીઓના હૈયાના હેતથી અભિવાદન કરવા માટે, હાથમાં અક્ષત, ગુલાલ અને ફૂલો લઈ પોતાના વહાલસોયા વીરોનું સ્વાગત કરતાં નજરે પડતાં હતાં અને આવા આનંદિત એવા લાગણીસભર દૃશ્યથી માતા ઉમિયાની પૂણ્યભૂમિ ફરીથી મલકાઈ ઊઠી હોય તેવું નજરે જોનારને લાગતું હતું અને આ મહાન સામૂહિક લગ્નના પ્રસંગ વખતે "ધરતી" જેવા સામાજિક માસિકે તેનો વિશેષાંક પ્રગટ કરી, આ કાર્યને આગળ ધપાવવા માટે અને લગ્ન જેવા પ્રસંગોએ આર્થિક રીતે ઘસાતા જતા સમાજને નવી દિશા તરફ વાળવા માટે અને સમૂહ લગ્નોને સમાજમાં સર્વવ્યાપી બનાવવા માટે હાકલ કરી હતી.

અને આમ ઊંઝાને આંગણે સામૂહિક લગ્નોત્સવ સફળ રીતે ઊજવાયો. તેના પડઘા સર્વત્ર ગૂંજી ઊઠયા. ગુજરાતભરના દૈનિક અખબારો, નાનાં-મોટાં અનેકવિધ સાપ્તાહિકો અને વિવિધ સ્થંભ લેખકોએ તેને આવકાર આપતા લેખો લખી સામાજિક ક્રાંતિકારી એવા અને



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ





આર્થિક રીતે તૂટેલ સમાજને બેઠો કરવા માટે સમૂહ-લગ્નોએ આજના યુગનું વરદાન બની રહે તેવી લાગણીઓ પણ વ્યક્ત કરી. અને ઉમિયામાતાજી જેવી ધાર્મિક સંસ્થાન આવાં સામાજિક ઉત્થાનનાં અને સામાજિક નવઘડતરનાં કાર્ય ઉપાડે છે તે બદલ ધન્યવાદના સૂરો પણ પ્રગટ કરેલા અને ગુજરાતની બીજી ધાર્મિક સંસ્થાઓને આમાંથી ધડો લેવા માટે અંગુલિનિર્દેશ પણ કરેલા.

અને પછી તો ઉમિયામાતાજી સંસ્થાનના પગલે-પગલે અનેક જ્ઞાતિ મંડળોએ સામૂહિક લગ્નો તરફ પોતાનો દ્દષ્ટિકોણ રાખી તેના પગરણ માંડવા લાગ્યાં. અને કડવા પાટીદાર સમાજમાં છેલ્લા ત્રણ દાયકા ઉપરથી સમાજસુધારાનો અને સમાજઘડતરનો સંદેશો આપતું "ધરાત" માસિકની પ્રાણવાન સંસ્થા ધરાત વિકાસ મંડળે અમદાવાદ ખાતે સંવત ૨૦૩૬ના સામુહિક લગ્નો યોજવાનો નિર્ણય કર્યો. અને તેના અમલરૂપે અમદાવાદના આંગણે સંવત ૨૦૩૬ના વૈશાખ વદ-૪ તા. ૪-૫-૧૯૮૦ને રવિવારના રોજ ઉસ્માનપુરા કડવા પાટીદાર વાડીના સહયોગથી ૧૬ વરઘોડિયાનો સામૂહિક લગ્નોત્સવ વિશાળ નાગરિકોની હાજરીમાં ભવ્ય રીતે ઊજવી સમૂહ લગ્નોના ગુજરાતભરના દરવાજા ખોલી નાખ્યા. અને આમ, ઉમિયામાતાજી સંસ્થાન જેવી ધાર્મિક સંસ્થાનનો સામૂહિક લગ્નોનો પ્રેરણાસંદેશો વિવિધ જ્ઞાતિ મંડળોને નવું સોપાન બક્ષ્યું. લગ્નના ખોટા ખર્ચમાંથી બચવા માટે અને પાટીદાર સમાજમાં ગોખોની રચનાઓને કારણે ઊભા થયેલા ઊંચ-નીચના જ્ઞાતિભેદને સમેટી લેવા અને સમગ્ર સમાજ એક સમાન છે. તેવા ઉમદા ભાવોના નિર્માણ માટે સામૂહિક લગ્નોની પ્રથા રામબાણ ઈલાજ બનવા લાગ્યો. અને આમ સામૂહિક લગ્નોના અમૃતવેલમાં ઉમિયામાતાજી સંસ્થાનના આંગણે કાયમી લગ્નોત્સવના બીઠા ફળ ઊગવા લાગ્યાં.

સામૂહિક લગ્નોત્સવ ઊજવાયા પછી કાર્યકરોના મનમાં નવાનવા વિચારો પ્રગટવા લાગ્યા. અને એ નવા વિચારોમાં ઉમિયામાતાજીના આંગણે કાયમી લગ્નોત્સવ જેવી યોજના થાય તેમ વિચાર ઘડાવા લાગ્યા અને તે માટે તા. ૧૮-૫-૧૯૮૦ના રોજ શ્રીયુતઃ પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસના પ્રમુખપદે શ્રી ઉમિયામાતાજી સંસ્થાનની કારોબારીએ નવો પ્રેરણાદાયી એવો નીચેનો ઠરાવ કર્યોઃ

**એજન્ડા નં. ૨૭**

કારોબારી સભ્ય પટેલ મણિભાઈ ઈશ્વરદાસ તરફથી આપેલ દરખાસ્ત ઉપર ચર્ચા-વિચારણા કરી યોગ્ય તે નિર્ણય લેવા બાબત.

**ઠરાવ નં. ૨૭**

કારોબારી સભ્ય પટેલ મણિભાઈ ઈશ્વરદાસ તરફથી કાયમી લગ્નોત્સવ યોજના અંગે આપેલ દરખાસ્તનો પત્ર વંચાણમાં લીધો. ચર્ચા-વિચારણાને અંતે આ અંગે નીચેના સભ્યોની કાયમી લગ્નોત્સવ સમિતિ સર્વાનુમતે બનાવવામાં આવે છેઃ

૧. શંકરલાલ મોહનલાલ ગુરુ, ઊંઝા
૨. પટેલ ભાઈલાલભાઈ મણિલાલ, રણેલા
૩. પટેલ રેવાભાઈ જોરદાસ, ઊંઝા
૪. પટેલ કેશવલાલ ઝવેરભાઈ, અમદાવાદ
૫. પટેલ ગોરધનભાઈ બેચરભાઈ, વડોદરા
૬. પટેલ મણિભાઈ ઈશ્વરદાસ, ઊંઝા
૭. પટેલ નથ્થુભાઈ લાલદાસ, ચાણસ્મા
૮. પટેલ પ્રભુરામ મોતીરામ, ઊંઝા
૯. પટેલ હરિપ્રસાદ નરસિંહદાસ, ઉમતા
૧૦. ઈશ્વરભાઈ જી. પટેલ, બલોલ
૧૧. પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર
૧૨. પટેલ ઈશ્વરલાલ શંકરદાસ, ઊંઝા

ઉપર્યુક્ત સમિતિએ આ યોજના બાબતનો સંપૂર્ણ અહેવાલ તૈયાર કરી આગામી કારોબારી સભામાં રજૂ કરવાનું ઠરાવવામાં આવે છે.



ઠરાવ સર્વાનુમતે પસાર

કાયમી લગ્નોત્સવ અંગે નીમાયેલી કમિટિએ લગ્નના ખર્ચ અને વ્યવસ્થા અંગે વિવિધ પાસાંઓનો વિચાર કરી તેનો અહેવાલ તૈયાર કરી કારોબારી સમક્ષ









રજૂ કર્યો અને તા. ૩૦-૧૧-'૮૦ ના રોજ શ્રીયુત પટેલ ગોબરભાઈ શંભુદાસના પ્રમુખપદે મળેલી સંસ્થાનની કારોબારીએ કાયમી લગ્નોત્સવની યોજનાને નીચે મુજબ મહોર મારવામાં આવી :

**એજન્ડા નં. ૨**

કાયમી લગ્નોત્સવ સમિતિએ તૈયાર કરેલ અહેવાલ વંચાણમાં લઈ યોગ્ય તે નિર્ણય કરવા બાબત.

**ઠરાવ નં. ૨**

કાયમી લગ્નોત્સવ સમિતિએ તૈયાર કરેલ અહેવાલ વંચાણમાં લીધો. અહેવાલ મુજબની કાર્યવાહી કરવા અને તે અંગે જરૂરી ખર્ચ કરવાનો અધિકાર કાયમી લગ્નોત્સવ સમિતિને સર્વાનુમતે આપવામાં આવે છે.

ઠરાવ સર્વાનુમતે પસાર

અને આમ ઉમિયામાતાજી સંસ્થાને એક મહાન સામાજિક ક્રાંતિ તરફ પોતાની આગેકૂચ કરવા કદમ ઉઠાવ્યું અને આજે ઊંઝાને આંગણે, માતાજીના સાનિધ્યમાં વર્ષના કોઈ પણ દિવસે લગ્ન કરવા આવનારને ફૂલમાળાથી માંડી લગ્નવિધિ માટે બ્રાહ્મણ સુધીની સુવિધા પૂરી પાડવામાં આવે છે. તેમજ લગ્ન અંગે આવનાર મહેમાનોને યોજનાની મર્યાદામાં રહી ભોજન-વ્યવસ્થા કરી આપવામાં આવે છે. અને તેથી પ્રસ્તુત યોજનાનો લાભ ગુજરાતભરમાંથી અનેક લોકો માતાનાં ચરણો આગળ આવી ગૃહસ્થાશ્રમની વડીદીક્ષાનું પાણી-ગ્રહણ કરી પોતાના નવા જીવનનો પ્રયાણ આદરે છે.

ઉમિયામાતાજી સંસ્થાન જેવી ધાર્મિક સંસ્થાન આવા સામાજિક ઉત્થાનના કર્તવ્ય તરફ પોતાનો અભિગમ દાખવે તે સૌના માટે એક ઐતિહાસિક આશ્ચર્ય બનીને રહ્યું છે. કારણકે, માતાજીના આંગણે માત્ર ધાર્મિક યજ્ઞો, ઉત્સવો કે માતાજીની આરતી-અર્ચના કે રોજેરોજ ઢોલ નગારાં વગાડવાં એ માત્ર બાહ્ય ક્રિયા ભલે થતી રહે, પણ સાથેસાથે ધર્મને નવા સ્વરૂપે જીવનઘડતર કે, સામાજિક ઘડતરના બીબામાં ઢાળી તેનો નવો ઘાટ, નવો ઓપ આપી કાર્યરૂપ બનાવવું એ જ મોટો ધર્મ છે તેવું સ્વીકારી સંસ્થાનના કાર્યકરો નવીનવી દિશા તરફની વાસ્તવિક એવી જમાનાને અનુરૂપ કર્તવ્ય ધર્મની આગેકૂચ કરતા રહ્યા. કારણકે, તેમણે અનુભવ્યું કે, જ્યાં સુધી સમાજમાં કન્યા-કેળવણીનો પ્રચાર નહિ થાય, અને દીકરીઓ ભણશે નહિ ત્યાં સુધી સમાજનું ગાડું આગળ ધપશે નહિ. કારણકે આજે જ્ઞાતિમાં યુવાનો ભણીગણીને નવાનવા ધંધા તરફની ક્ષિતિજો તરફ આગળ વધી રહ્યા છે, તેવા સમયે જો તેમની સાથે જીવનસાથી તરીકે જોડાનારી બહેનો ભણેલી નહિ હોય તો તેમનો સંસારરથ જોઈએ તેવો ગતિમય કે એકસમાન રીતે આગળ વધશે નહિ. અને તેના કારણે સમાજમાં નવાનવા પ્રશ્નો ઊભા થતા રહેશે. અને તે ઊભા થતા પ્રશ્નોમાં બહેનોને તરછોડવી, છૂટાછેડા લેવા, અણગમતી કરી કાઢી મૂકવી–જેવા પ્રશ્નો જટિલ બની સમાજને સામાજિક રીતે નબળો પાડશે. અને તેથી સંસ્થાને કન્યા-કેળવણીને વેગ મળે, કન્યા-કેળવણીને પ્રોત્સાહન મળે તેવા ઉમદા હેતુ સારુ યોજનાઓ વિચારવામાં આવી અને તે વિચારનામંથનમાંથી કન્યા-કેળવણીના કાર્યને મદદ કરવાનું નવનીત નિર્માણ થયું.

તા. ૧૯-૮-'૭૯ ના રોજ શ્રીયુત પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસના અધ્યક્ષ પદે સંસ્થાનની જનરલ સભા સૌપ્રથમ નીચેનો ઠરાવ પસાર કરવા મળી :

**એજન્ડા નં. ૧૦**

ગુજરાત રાજ્યમાં કોઈ પણ શહેર અગર ગામમાં કડવા પાટીદાર કન્યા-છાત્રાલય હવે પછી નવેસરથી ચાલુ કરવામાં આવે તો આ સંસ્થા તરફથી રૂ. ૧,૫૦,૦૦૦ અંકે રૂપિયા એક લાખ પચાસ હજાર પૂરા મદદ આપવા બાબત.

**ઠરાવ નં. ૧૦**

ગુજરાત રાજ્યમાં કોઈ પણ શહેર અગર ગામમાં કડવા પાટીદાર કન્યા-છાત્રાલય હવે પછી નવેસરથી ચાલુ કરવામાં આવે તો નીચેની શરતોએ આ સંસ્થા રૂપિયા ૧,૫૦,૦૦૦ અંકે રૂપિયા એકલાખ પચાસ હજાર પૂરાની મદદ કરશે :



(૧) જે-તે ગામે, શહેરે અગર સંસ્થાએ રૂપિયા ૫ લાખ અંકે પાંચ લાખ પૂરાનું ભંડોળ એકઠું કરવાનું







રહેશ અને સદર ભંડોળ એકઠું કર્યાની આ સંસ્થાને પાકી ખાતરી આપવાની રહેશે.

(૨) નવીન થનાર કડવા પાટીદાર કન્યા-છાત્રાલયનું નામ આ સંસ્થા સૂચવે તે પ્રમાણે રાખવાનું રહેશે.

(૩) નવીન ઊભી થનાર સંસ્થામાં ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝાની કારોબારીના સભ્યો પૈકી કારોબારી નક્કી કરે તે બે સભ્યો લેવાના રહેશે.

ઠરાવ સર્વાનુમતે પસાર

અને આમ ઉમિયામાતાજી સંસ્થાન–માતા ઉમિયાજીની દીકરીઓના કેળવણી માટેના ઉત્કર્ષ માટેની મદદ કરવાની ગુજરાત રાજ્યની તમામ ધાર્મિક સંસ્થાઓમાં સૌથી આગળ રહી અને તેથી તેની તરફ સમાજની દૃષ્ટિ માતા ઉમિયાજીના આશીર્વાદરૂપ બનવા લાગી. અને વખત જતાં સંસ્થાનના કાર્યકર્તાઓ તેના મૂળ ઠરાવમાં પણ સમયની માંગ અનુસાર પરિવર્તન કરી સ્વાભાવિક રીતે કેળવણીની સંસ્થાઓને મદદરૂપ થવાય તે હેતુસર ફેરફાર કરવા સારુ તા. ૩–૫–'૮૧ ના રોજ શ્રીયુત પટેલ ગોબરદાસ શંભુદાસના પ્રમુખપદે જનરલ સભાએ નીચેનો ઠરાવ કર્યો :

**એજન્ડા નં. ૧૦**

ગુજરાત રાજ્યમાં કોઈ પણ સ્થળે હવે પછી નવીન શરૂ થનાર કડવા પાટીદાર કન્યા–છાત્રાલયોને આર્થિક મદદ આપવા બાબતની નીતિ નક્કી કરવા બાબત.

**ઠરાવ નં. ૧૦**

ગુજરાત રાજ્યમાં કોઈ પણ સ્થળે હવે પછી નવીન કડવા પાટીદાર કન્યા–છાત્રાલય શરૂ કરવામાં આવશે તો કન્યા છાત્રાલયો શરૂ કરનાર સંસ્થાઓને છાત્રાલય તેમજ છાત્રાલયનાં સાધનો અંગે થયેલ ખર્ચ સામે નીચે પ્રમાણે આર્થિક સહાય શ્રી ઉમિયામાતાજી સંસ્થાન ઊંઝાની નીચે જણાવેલ શરતોને આધિન રહીને આપવામાં આવશે :

(૧) રૂ. ૧ લાખના ખર્ચ સામે રૂ. ૨૫૦૦૦/– (પચ્ચીસ હજાર) (૨) રૂ. ૨ લાખના ખર્ચ સામે રૂ. ૫૦,૦૦૦/ (પચાસ હજાર) (૩) રૂ. ૩ લાખના ખર્ચ સામે રૂ. ૭૫૦૦૦/– (પંચોતેર હજાર) (૪) રૂ. ૪ લાખના ખર્ચ સામે રૂ. ૧,૦૦,૦૦૦/–(એક લાખ) (૫) રૂ. ૫ લાખના ખર્ચ સામે રૂ. ૧,૨૫૦૦૦/– (સવા લાખ)

### શરતો

(૧) છાત્રાલયમાં સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિની બહેનોને દાખલ કરવાની બંધારણીય જોગવાઈ રાખવાની રહેશે.

(૨) શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝાની ભવિષ્યની નાણાકીય જોગવાઈ જોઈને મદદ આપવામાં આવશે.

(૩) એક સંસ્થાને વધુમાં વધુ ૧¼ લાખ(સવા લાખ)ની મદદ આપવામાં આવશે.

(૪) સદર મદદ કોઈ પણ સંસ્થાને એક જ વખત આપવામાં આવશે.

(૫) સદર મદદ એક ગામમાં અગર શહેરમાં એક જ સંસ્થાને આપવામાં આવશે.

(૬) છાત્રાલયનું થયેલ બાંધકામ શ્રી ઉમિયામાતાજી સંસ્થાન ઊંઝાની કારોબારી સભાના સભ્યો પૈકી બેથી ત્રણ સભ્યો રૂબરૂ આવીને જોઈ લેશે. ત્યાર બાદ તેઓશ્રીનાં રિપોર્ટના આધારે મદદની રકમ નક્કી કરવામાં આવશે.

સદર ઠરાવ સર્વાનુમતે કરવામાં આવે છે. આ ઠરાવથી અગાઉ થયેલ ઠરાવ રદ સમજવો.

ઠરાવ સર્વાનુમતે



અને આમ ઉમિયામાતાજી સંસ્થાને કન્યા કેળવણી માટે જ્ઞાતિના કોઈ પણ સ્થળે છાત્રાલયો ઊભાં કરી કન્યાઓને રહેવાની સગવડ કરવાની સરળતા કરી આપવાની વ્યવસ્થા કરનાર સંસ્થાને મદદરૂપ થવાની









ખુલ્લી ઓફર કરવામાં આવી અને તેના સમર્થનમાં સૌરાષ્ટ્રનું પૅરિસ ગણાતું મોરબીનગર જ્યારે મચ્છુબંધ તૂટવાથી પ્રલયપૂરના પાસમાં જકડાઈ ગયું અને તેથી મહા ભયંકર એવો વિનાશ થયો ત્યારે તેના પુનઃઉત્થાન માટે સમગ્ર ગુજરાત એકીસાથે તૈયાર થયું, ત્યારે શ્રી ઉમિયામાતાજી સંસ્થાને મોરબી કન્યા–છાત્રાલયને તેના પુનઃવિકાસ માટે રૂા. ૫૧૦૦૦/– એકાવન હજારની મદદ કરી છે અને આમ એક ધાર્મિક ભાવનાવાળી સંસ્થા કેળવણી તેમજ સામાજિક ઉત્થાન માટેનાં નવા અભિગમ દ્વાર ખુલ્લા મૂકી તમામ ધાર્મિક સંસ્થાઓ માટે 'સમયનાં એંધાણ' પારખી સમાજના ભલા માટે કાર્યરત બનવાનો સૌપ્રથમ દાખલો બેસાડ્યો છે અને તે ઉપરાંત પોતાના આંગણે સામાજિક રિવાજોના પરિવર્તન માટે, નવા જમાનાના ઘડતર માટે તા. ૨૮–૧૨–૧૯૮૦ના રોજ ધરતી વિકાસ મંડળ, અમદાવાદના સહયોગં સાથે સમગ્ર કડવા પાટીદારોના આગેવાનોનું એક વિશાળ સંમેલન પણ યોજવામાં આવ્યું અને આ સંસ્થા એટલેથી ન અટકતાં તેને જે-જે કરવા જેવા, કરવા પડે તે તમામ પ્રયાસો કરવાની સતત તૈયારી દાખવી છે. અને તેના ફળસ્વરૂપે શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝા અને ધરતી વિકાસ મંડળ, અમદાવાદના સંયુક્ત ઉપક્રમે તા. ૧૧–૪–૧૯૮૧ ને શનિવારના રોજ સમગ્ર સૌરાષ્ટ્રની સમાજ વિકાસ યાત્રા સળંગ છ દિવસ સુધી કાઢવામાં આવી. આ સમાજ વિકાસ યાત્રા સૌરાષ્ટ્રનાં મુખ્ય નગરોમાં સમૂહ લગ્નો, સાદાઈનાં લગ્નો, કેળવણીનો પ્રચાર, ખોટા કુરિવાજોમાંથી મુક્તિ માટે અને નવ જાગૃતિ માટેનો સંદેશો લઈ ફરી અને સમાજયાત્રાએ આજ સુધીના કડવા પાટીદારના ઇતિહાસમાં આવી સામાજિક વિકાસયાત્રા કદી કોઈએ કાઢી નથી. આવો પ્રયાસ આ સૌપ્રથમ હતો. અને તેથી તેને સૌરાષ્ટ્રનાં ભાઈ-બહેનોએ ખૂબ ઉમળકા-ભર્યો એવો સારો આવકાર આપી ઠેરઠેર સમાજયાત્રીઓને મળવા સારુ લોકો આવવા લાગ્યા અને આમ ઉમિયા-માતાજી સંસ્થાન અને ધરતી વિકાસ મંડળના સંગમે સામાજિક નવો પ્રયાગઘાટ ઉપસાવ્યો છે તેમ કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી. અને આ બંને સંસ્થાનના સંગમથી નિર્માણ થયેલા અને થતા રહેવાના 'પ્રયાગઘાટ' ઉપર કલ્યાણી-દેવી એવી માતા ઉમિયાના શુભ આશિષ અને પ્રાર્થના સાથે વિકાસ યાત્રાનો વિરામ કરીએ છીએ.

●




## ૧. સંતના શુભ આષિશ

મહોત્સવ કરવાનું તો નક્કી હતું, પણ્ વરસાદ એવો કેડો પકડયો હતો કે ન પૂછો વાત ! અને તેથી ઉત્સવપ્રિય લોકોનો આનંદ મૂંઝવણની માયામાં લપેટાઈ ગયો હતો.

મહોત્સવની તિથિ જેમજેમ નજદીક આવતી જતી તેના દસ-બાર દિવસ પહેલાં ગુજરાતભરમાં વરસાદે પોતાની માયાજાળ બિછાવી દીધી હતી. સૂર્યદેવ પણ ગગનના ગઢમાં પુરાઈ ગયા હતા. અને અવકાશના મેદાનમાં વાદળો દોડાદોડ કરી ઉત્સવપ્રિયજનો ઉપર કટાક્ષમય હાસ્ય વેરતા હોય તેમ લાગતું હતું.

અને આવાં ગટાટોપ વાદળો તેમજ વરસાદના વાયુથી ચિંતિત થયેલા કાર્યકરો ભારે નિરાશ બની ગયા હતા. મહોત્સવમાં લાખો લોકો આવશે અને વરસાદથી લોકો હેરાન-પરેશાન થશે તેવા ભયથી તેઓ ઉદાસીન બની માતા ઉમિયાને મનોમન આજીજી કરતા. કેટલાક મનોમન બાધાઓ લઈ બેઠા હતા. અને ડૂબતો માણસ તણખલુ પકડે તેમ નવાનવા નુખસાઓ સૌ કોઈ વિચારતા. કેટલાક બ્રાહ્મણો જોશીઓને મળી 'મહૂરત કેવું નીકળ્યું છે!' કે આમ ચિંતા ઊપજાવે તેવી સ્થિતિ ઊભી થઈ એમ વિચારવા લાગ્યા. તો કેટલાક કાર્યકરો આનો સાચો તાગ મેળવવા સરસ્વતીના કિનારે આવેલા સિદ્ધપુર નિવાસી પરમ્ સંત એવા શ્રદ્ધેયશ્રીને મળવા ગયા. અને વરસાદને કારણે મહોત્સવ પાર પડશે કે કેમ તેવી શંકા-કુશંકાઓ વ્યકત કરવા લાગ્યા. અને દયામણા ભાવે ઊભી થયેલી મુશ્કેલીમાં કંઈક માર્ગ બતાવવા આજીજી કરવા લાગ્યા.

કાર્યકરોનો મનોભાવ અને હૃદયવ્યથા વાંચી સંત પૂ. દેવશંકરજીએ કહ્યું, "ગભરાશો નહિ. પૂરા જોશથી માતાનો મહોત્સવ ઊજવો. મહોત્સવ સફળ રીતે પાર પડશે અને બધું જ સારું થશે. ચિંતા કરવાનું કોઈ કારણ નથી." તેવા સંતના શુભ આશીર્વાદવાળાં વચનો સાંભળી કાર્યકરોના મનને સાંત્વન મળ્યું અને ઊંઝા આવી બધા કાર્યકરોને ઉપરનો આશિષ-સંદેશો કહી મહોત્સવના કાર્યમાં પરોવાઈ ગયા. સંતના શબ્દો ઉપર વિશ્વાસ મૂકીને ! અને ખરેખર સંતના શબ્દોએ બીજા દિવસનું પરોઢ – મહોત્સવનો પ્રથમ દિવસ સ્વચ્છ અને સંપૂર્ણ સફળ રીતે પાર પાડયો. છેલ્લા દસ-બાર દિવસથી ગુજરાત ઉપર સવારી કરી ચડી આવેલો વરસાદ કોણ જાણે કયાંય રાતોરાત ગાયબ થઈ ગયો તે ન સમજાયું !

સંતનાં શુભ આશીર્વાદ-વચનોએ કેવી કમાલ કરી !

•









## ૨. નાગદર્શન

ઘણાં પવિત્ર કાર્યોમાં દૈવી-સંકેતો થતા હોય છે.

આજના કળીકાળમાં અને વિજ્ઞાનયુગમાં આપણે તેવા દૈવી-સંકેતોમાં ભલે શ્રદ્ધા ન ધરાવીએ, પણ કેટલીક પ્રત્યક્ષ નજરે દીઠેલી હકીકત શ્રદ્ધાળુ લોકો સ્વીકારીને ચાલે છે. અને તેથી કેટલીક વાર નાસ્તિકો આવી વાતોને હસી કાઢે છે. તમોને પણ નીચેના પ્રસંગોથી હસવું આવે તો હસજો, અને શ્રદ્ધાથી સ્વીકારવા હોય તો સ્વીકારજો. શું કરવું તે તમારા મનને નક્કી કરવાનું છે.

મહોત્સવ કરવાનો નિર્ણય લીધા પછી તેની વ્યવસ્થા પ્રમાણે કામગીરી સોંપાઈ ગઈ. વ્યવસ્થા કમિટિના ભાઈઓએ બસ-સ્ટેન્ડો માટેની જગ્યા જોવા સૌપ્રથમ હાઇવે ઉપર આવેલા પેટ્રોલ-પંપના સ્થળે ગયા. સાંજના પાંચ વાગ્યાનો સમય હતો. સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ ઢળતા હતા. તે સમયે કમિટિના સભ્યો સ્થળ જોતા અને આવતાં-જતાં વાહનોને કેવી સુગમતા રહેશે તેવું નિરીક્ષણ અને ચર્ચા કરતા હતા. ત્યાં જ એક નાગદેવતા ફેણ ચઢાવીને આગળ આવીને ઊભા રહ્યા. સ્થળ ઉપરના કાર્યકર્તાઓ થોડા આ દ્રશ્ય જોઈ ગભરાયા. અને તે સ્થળ છોડી થોડા આગળ ગયા; તો ત્યાં પણ નાગદેવતા આગળ આવીને ઊભા રહ્યા. અને ત્યાં તો કેટલાકે 'સ્થળની નામંજૂરી'ની શંકા ઊભી કરી તો કેટલાંકે સારા શુકનના દૈવી-સંકેત કહી આ સ્થળ પસંદ કરવાનું કહ્યું; અને તેમાંથી એક ભાઈએ પોતાની પ્રાર્થના-શ્રદ્ધાભાવથી કહ્યું કે, "હેને નાગદેવતા! અમે, માનો મહોત્સવ કરીએ છીએ; માટે અમોને આ સ્થળ વાપરવા મંજૂરી આપો. અને મહોત્સવ પત્યા પછી તમારા માટે ઘીનો દીવો અને શ્રીફળ ચઢાવી જઈશું." એમ વિનંતી-પ્રાર્થના કરી અને ખરેખર નાગદેવતા સડસડાટ કરતા જતા રહ્યા. અને મહોત્સવ પરિપૂર્ણ થયા પછી એ કાર્યકર્તાઓ ઘીનો દીવો અને શ્રીફળ લઈ બાધા પૂરી કરવા આવ્યા ત્યારે નાગદેવતા પુનઃ દર્શન દઈ પોતાની બાધા સ્વીકારી જતા રહ્યા! અને તે સમયે આ દૈવીસંકેતથી કાર્યકર્તાઓના આનંદની કોઈ સીમા ન રહી!

•

## ૩. નાગદર્શન

સરભરા વિભાગના કાર્યકરો પોતાને સોંપેલી જવાબદારી પરિપૂર્ણ કરવા કટીબદ્ધ બની રહ્યા હતા. હવે મહોત્સવ પ્રારંભના ફક્ત, આંગળીના વેઢે ગણાય તેટલા ચાર-પાંચ દિવસ બાકી હતા અને સૌ કાર્યકર્તાઓ હાઈસ્કૂલના તથા કૉલેજના મેદાન ઉપર જ્યાં ભોજન-ખંડો રચવામાં આવ્યા હતા અને જ્યાં લાખો માણસો રોજ ભોજન લેવાના હતા તે સ્થળે આવ્યા અને કાર્યનો શુભારંભ કરતાં પહેલાં તેઓએ સૌપ્રથમ મા ઉમિયાજીનો ફોટો યોગ્ય સ્થળે, સૌ કોઈ દર્શન કરી શકે તેવા સ્થળે રસોડા કાર્યાલયમાં પધરાવ્યો અને તેને મધમધતાં ફૂલોનો હાર ચડાવી દીવો-ધૂપ કરી તમામ કાર્યકર્તાઓ અને સ્વયંસંવકોએ માતાજીના ફોટા આગળ સોગંદવિધિ કરી કે, "અમારા માથે આવેલી ફરજ બજાવવામાં અમો ચલિત થઈશું નહિ અને કર્તવ્યભાન સાથે સજાગ રહી આવનાર યાત્રિઓની સેવા કરીશું." આવી પ્રતિજ્ઞાઓ રસોડા વિભાગની કામગીરીમાં જોડાયેલા તમામ લોકો જ્યારે લઈ રહ્યા હતા, તે સમયે જ નાગદેવતાએ દર્શન દીધાં, ત્યારે સૌના મનમાં હરખ ઊઠયો કે, "ભગવાન શંકર આપણી સાથે છે." એવા મનોભાવ સાથે સૌએ રસોડા વિભાગની કામગીરીનો પ્રારંભ કર્યો અને ખરેખર, આ શ્રદ્ધાબળે જ તેમને ભારે યશ અપાવ્યો હશે!



•







## ૪. ભક્તિનું ફળ

કેટલાક ધાર્મિક મહાયજ્ઞોમાં, કેટલીક વખતે દુર્લભ વસ્તુઓની જરૂર પડતી હોય છે. તે દુર્લભચીજ મળતી તો હોય પણ ક્યાંક તે બનાવટી હોય કે પછી ભેળસેળવાળી હોય. આ યજ્ઞ મહોત્સવમાં પણ 'ગોરુચંદ'ની ખાસ જરૂર પડે. ગોરુચંદ ભાગ્યેજ કોઈ ગાયના મસ્તકમાંથી નીકળે. લાખેક ગાયોમાંથી કોઈ નસીબદાર ગાયના મસ્તકમાંથી જવલ્લેજ નીકળે. જેમ મૃગ તો ઘણા બધા હોય પણ કસ્તૂરીવાળો મૃગ ભાગ્યે-જ હજારોમાંથી એકાદ મૃગ હોય. તેવી રીતે લાખો ગાયોમાંથી એકાદ ગાયના મસ્તકમાંથી આ ગોરુચંદ નામની અમૂલ્ય વસ્તુ નીકળતી હોય છે. અને એ અમૂલ્ય એવી પવિત્ર ચીજ આવા મહાન ધાર્મિક યજ્ઞોમાં તે શાસ્રીય પૂજન-વિધિમાં ઉપયોગમાં લેવાતી હોય છે. હવે આવું ગોરુચંદ લાવવું ક્યાંથી? અને પાછું તે શુદ્ધ હોય તે ખૂબ જરૂરી.

આવું ગોરુચંદ લાવવાનું કામ યજ્ઞસમિતિના ચૅરમૅનશ્રીએ એક કાર્યકરને તે કામ સોંપ્યું. જે ભાઈને આ કામ સોંપવામાં આવેલું તે ભાઈ છેલ્લા વીસ વર્ષથી માતાજીની ભકિત કરે અને પાછા આ મહોત્સવનો પહેલો એકડો ઘૂંટાવનાર ઉમિયા માઈ મંડળમાં પણ પેલા ભાઈ સારો એવો રસ લેતા. પણ આ ભાઈને એક ભારે મુશ્કેલી હતી. તેમને ઘણાં વર્ષોથી પેટમાં દુઃખાવો રહ્યા કરે. તે દુઃખાવો મટાડવા સારુ અનેક ઉપચારો કરાવેલા. કોઈ પેંચોટી ખસી ગઈ છે તેમ કહે એટલે પેંચોટી કરાવે. કોઈ વળી મંત્રેલી વીંટીઓ પહેરવાનું કહે તો, વીંટીઓ પણ પહેરે. પણ વખત ગયો પણ પેટના દુઃખાવાનું દુઃખ દૂર ન થયું. પણ તેમને આજ્ઞા થઈ એટલે કર્યા વગર છૂટકો નહતો. જોકે, કામ ઘણું અઘરું હતું. આકાશના તારા નીચે ઊતારવા અને ગોરુચંદ મેળવવું એ બંને કામ સરખાં હતાં, છતાં પેલા ભાઈ માતાજીમાં અસીમ શ્રદ્ધા રાખી પોતાના માથે આવેલી ફરજનો આરંભ કર્યો. પેટના દુખાવાની પણ તેમણે પરવા ન કરી અને પોતાના જીવનનિર્વાહ માટેની નાનકડી હાટડીનું શું થશે તેની પણ ચિંતા ન કરી અને ગોરુચંદની શોધ કરવા અને તેને મેળવવા નીકળી પડયા.

સૌપ્રથમ તે ઊંઝા ફાર્મસીમાં ગયા. ત્યાં તપાસ કરી તો ત્યાં ગોરુચંદ હતું ખરું પણ યજ્ઞમાં વાપરવાને લાયક ન હતું, તેથી તે ન લીધું. પછી બાતમી મળી કે, પાટણ કસાઈખાનામાં મળશે એટલે તે તો પાટણના કસાઈખાનાએ પહોંચ્યા. ત્યાં આગળથી એક કસાઈનું નામ તેમને મળ્યું. તે નામ ગોતતાગોતતા તે કસાઈના ઘેર ગયા અને જઈને જોયું તો દારૂ પીને બરાબર ઘેનમાં પડેલો. તેની પત્નીને ઉઠાડવાનું કહ્યું, પણ તે મારવાના ડરે ઉઠાડી ન શકી. કાર્યકર્તાએ તો માતાજીનું નામ દઈ તેને ઢંઢોળ્યો. તે જાગ્યો. તેને ગોરુચંદની વાત કરી. તે દારૂમાં ચકચૂર હતો, છતાં શાંત ચિત્તે તેણે કહ્યું કે, "મારી પાસે નથી પણ તમને ખડી (તા. સિદ્ધપુર) ગામેથી મળશે." કાર્યકર્તા તો ઘડીના વિલંબ વગર ત્યાં ઊપડયા. ત્યાં પણ ન મળ્યું અને અમદાવાદ તપાસ કરી પણ ફોગટ ફેરા જેવું થયું. કાર્યકર્તાના મોં ઉપર નિરાશા હતી, પણ અંતર ડંખતું ન હતું અને ત્યાં તો તેમને એકાએક વિચાર સ્ફૂર્યો કે લાઓ, ગામના ચમારવાસમાં તપાસ કરું અને તેઓ ચમારવાસમાં પહોંચ્યા, તો ત્યાં એક ભાઈએ કહ્યું, "આજે અમારા ચમારોની ન્યાત મળવાની છે, તે ન્યાત આગળ ગોરુચંદની વાત મૂકીશ. અને કોઈની પાસે હશે તો લાવી આપીશ."









અને ચમારોની ન્યાત મળી. તેમની આગળ ગોરુચંદની વાત મૂકી; તો એક ભાઈએ તાજું જ નીકળેલું ગોરુચંદ લાવીને પેલા કાર્યકરને લાવીને આપ્યું. અને આ રીતે એક અમૂલ્ય એવી દુર્લભ ચીજ મહોત્સવ યજ્ઞ માટે મળી ગઈ. અને આમ સતત એક મહિના સુધી કામ ધંધો છોડી માતાજીના યજ્ઞ નિમિત્તે રખડપટ્ટી કરી અને ગોરુચંદ મેળવવાથી પેલા ભાઈના આનંદનો કોઈ પાર ન રહ્યો. અને તે સેવાના ફળરૂપે તેમના પેટમાં વર્ષોથી રહેતો દુઃખાવો ત્યારથી ગયો તે ગયો જ. માતાજીના કાર્યરૂપી દવાએ તેમના પેટનું વર્ષો જૂનું દર્દ નાશ પામ્યું. અને આમ માની ભક્તિનું ફળ તેમને મળી ગયું !

•

## ૫. અગમ્ય શ્રદ્ધા બળના પ્રતાપે

'શુભ કાર્યમાં સો વિઘ્નો ' એવી એક દહેશત અને શંકા-કુશંકા કોઈ પણ શુભ કાર્યની શરૂઆતમાં દરેકના મનમાં ઊપસતી હોય છે. છતાંય માનવી, આંગણે આવેલો અવસર કે પ્રસંગ કોઈ અંતરની શ્રદ્ધાના દોરે બંધાઈને આવેલા પ્રસંગને રૂડિ રીતે પાર પાડવાનો પ્રયત્ન કરતો હોય છે. અને એમાંય પ્રસંગ પ્રત્યેની નિષ્ઠા-મમતા જન્મેલી હોય અને એ નિષ્ઠામમતાનો એકડો જેમજેમ તે ઘૂંટતો જાય તેમતેમ શ્રદ્ધાબળ વધુ ને વધુ તેજદાર રીતે પ્રગટ થતું જતું હોય છે. અને તે પ્રગટેલી શ્રદ્ધા માનવીને માર્ગદર્શક બનવા શ્રદ્ધાદીપ બની પ્રકાશ પૂરું પાડતો હોય છે. અને મનમાં, અંતરમાં પ્રગટેલા શ્રદ્ધા-દીપની પ્રકાશ-રેખાઓના માર્ગદર્શન નીચે માનવી પોતાના કાર્યમાં આગળ ને આગળ વધતો હોય છે.

ઉમિયા માતાજીના મહા મહોત્સવમાં કંઈક અંશે આવું જ હતું. છેલ્લા દસ દિવસથી ઘેરાતાં વાદળો અને ગુજરાતભરમાં હળવાથી ભારે થયેલા કમોસમી વરસાદથી કાર્યકર્તાઓ અને ઊંઝાના નાગરિકો ભારે મૂંઝવણ અનુભવતા હતા; પણ કોઈ અગમ્ય શ્રદ્ધાબળના પ્રતાપે તમામ કાર્યકર્તાઓ એક પછી એક ડગલું ઉપાડી આગળ વધે જતા હતા. અને મહોત્સવના માંડવે આવ્યા ત્યાં સુધી વરસાદે તેમનો પીછો છોડ્યો ન હતો.

અમને મળેલી માહિતી અને ઊંઝાના વિવિધ લોકોએ અમોને કહેલી હકીકતથી એ વાત માનવા અમે તૈયાર થયા છીએ કે, આ પાંચ દિવસના મહા મહોત્સવમાં જ્યાં રોજના લાખો લોકો પગે ચાલી તેમજ વાહનોમાં આવતા હતા, છતાં એક પણ અકસ્માત થયો ન હતો. ધક્કામૂક્કીથી કોઈને ઈજા નહોતી થઈ કે થયાની ફરિયાદ મળી ન હતી. તદુપરાંત આ પાંચ દિવસના મહોત્સવમાં કોઈ પશુ, પંખી કે માનવનું ઊંઝા ગામમાં મરણ થયું હોય તેવું જાણવા-સાંભળવા મળ્યું નહોતું. અરે બહારગામ કોઈ સગા-વહાલામાં મરણ થયું હોય તેવા સમાચાર મળ્યા હોય અને કાણે જવાનો પ્રસંગ બન્યો હોય તેવું પણ સાંભળવામાં આવ્યું નહોતું. જાણે, ઊંઝાના નરનારીઓ આ મહાન પવિત્ર માના અવસરનો ધરાઈધરાઈને રસલહાવો પીએ તે સારુ ઊંઝાની હદમાંથી ભગવાન શંકરે પોતાની સંહારલીલાને સમેટી લીધી હોય તેવો અનુભવ સૌ કોઈને થયો. અને તેથી આવા આદરેલા કઠિન કાર્યને રંગેચંગે, રૂડિ રીતે અને માન-ભેર રીતે પવિત્ર પ્રસંગ પાર પડ્યો તે એક મહા આનંદ સાથે ગૌરવની હકીકત છે. આની નોંધ ઇતિહાસે લેવી પડશે. આ એક સત્ય-નિર્ભેળ સત્ય બીના છે અને આને લોકો ઉમિયામાતાજીનો સાક્ષાત્કાર સાથે અહોભાવ ગણીને ચાલે તો નવાઈ પામવા જેવું નથી.









આ હકીકત શ્રદ્ધા કે અંધશ્રદ્ધા કે ચમત્કારના રૂપમાં જેને જે દૃષ્ટિએ જોવી હોય તે દૃષ્ટિએ નિહાળી શકે છે, પણ અમારા ભૂતકાળના ગૌરવભર્યા વૈભવમાં મૃત્યુને પણ રોકવાના પ્રેરક પ્રસંગોની નોંધો જોવા મળે છે. સત્યવાનના મૃત્યુને રોકનાર પવિત્ર સતી સાવિત્રિની કથા આજે પણ અસંખ્ય લોકોને પ્રેરણાપાન પૂરું પાડે છે. માટીની મૂર્તિમાં સાક્ષાત્ ગુરુનાં દર્શન કરી, ધનુષ્યબાણની વિદ્યા શીખતા એકલવ્યનું શ્રદ્ધાબળ આવી જ ભક્તિમાંથી જ જન્મ્યું હશે ને? અરે, પેલી પ્રભુપ્રેમદિવાની મીરાં માટે રાણાએ મોકલાવેલું ઝેર, અમૃત ગણીને ગટગટાવી જનારને હેમક્ષેમ રાખનાર પ્યારા પ્રભુની ભક્તિએ જ તેને બચાવેલી હશે ને? અને સ્વામી વિવેકાનંદના ગુરુ પવિત્ર સંત પૂ. રામકૃષ્ણ પરમહંસને મા કાલિનો સાક્ષાત્કાર થયાની હકીકત તેમના જીવનદર્શનમાં આજે પણ ગૌરવભેર વંચાય છે.

આવા પ્રસંગો તારવવા બેસીએ તો હિંદુ સંસ્કાર અને સંસ્કૃતિમાં ન ગણી શકીએ તેટલી સંખ્યામાં મળી આવે, પણ બધા નોંધવાનો આ પ્રસંગ નથી; પણ ઊંઝાના નાગરિકોની ભક્તિ મા ઉમિયા પ્રત્યે પ્રગટી હોય અને એ શ્રદ્ધા-ભક્તિ અહીં ફળરૂપે જન્મી હોય તો તેમાં શંકા-કુશંકા કરવાનો સવાલ નથી. અને તેથી તો પણ-પણમાં પરમાત્માનાં દર્શન કરવાનો હિંદુ સંસ્કૃતિનો દૃષ્ટિભાવ અજરઅમર છે અને રહેશે.

•

## ૬. સફળતાની ગુરુચાવી

માના મહોત્સવના સમાચાર ગુજરાતભરમાં ફેલાતા જતા હતા અને જેમજેમ એ સમાચાર લોકોની સન્મુખ જતા, લોકો મહોત્સવની વાતથી વાકેફ થતા જતા તેમતેમ કડવા પાટીદાર કોમમાં નવી જાગૃતિનાં એંધાણ ઊમટતાં. લોકો પોતાની કુળદેવીના મહોત્સવમાં તન, મન અને ધનથી યોગદાન આપવા તત્પર થતા અને ઉત્તર ગુજરાતના સીમાડા ઓળંગી, જ્યારે મહોત્સવના સમાચાર કચ્છ–સૌરાષ્ટ્ર અને માળવા સુધી લંબાયા, ત્યારે કેટલાય લોકોના આ ઉત્સવના કાર્યમાં પ્રત્યક્ષ ભાગીદાર થવા માટે માગણીઓ કરવા ઊંઝા આવવા લાગ્યા અને વિનંતીપૂર્વક કહેવા લાગ્યા કે, "આવો મોટો મહાઅવસર તમે શરૂ કર્યો છે, તો અમોને એ અવસરના કાર્યનો થોડો ભાર સોંપી અમને માની સેવાની તક આપો. અમને સોંપશો તે કામ કરવા તૈયાર છીએ અને જેટલા દિવસ અહીં રોકાવું પડશે તેટલા દિવસ રોકાઈશું". તેવી લોકોની સાચી માગણીઓ સામે ઊંઝાના ઉત્સાહી કાર્યકર્તાઓને નમ્ર ભાવે કહેવું પડતું કે, "માફ કરજો ભાઈ! માના પ્રતાપે અહીં તેમના દિકરા-દીકરીઓ ખૂબ છે. અને માની એવી ઇચ્છા છે કે, મારા સ્થાનિક દિકરા-દીકરીઓ આ અવસર નિમિત્તે સારી સેવા કરે અને તે ઉપરાંત આ મહોત્સવ નિમિત્તે માનાં દર્શન કરવા આવનાર મહામૂલાં અતિથિઓની પણ અમે સેવા-ચાકરી કરીએ અને અમે અમારું મા પ્રત્યેનું ઋણ અદા કરીએ."



ઊંઝાના સેવાભાવિ નાગરિકો અને કાર્યકર્તાઓનો આવો સદ્‌ભાવ જ મહોત્સવની સફળતાની ગુરુચાવી બની રહ્યો હશે ને!

•





શ્રી ઉમિયા માતાજી
૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ



## ૭. ઇલેકટ્રીક વાયર તૂટચો

મહોત્સવનો ત્રીજો દિવસ હતો. માનવ સમુદાય વણથંભ્યો અવિરત રીતે દર્શનાર્થે આવી રહ્યો હતો. હવે તો માતાજીનું મંદિર દિન-રાત ચોવીસ કલાક માટે ખુલ્લું રહેવાની જાહેરાત થઈ હતી. એટલે સૌ કોઈ પોતપોતાનીઅનુકૂળતાએ આવતાં હતાં. એટલે અપાર માનવપ્રવાહ સાગરની માફક ઊભરાતો હતો અને એવા અપાર માનવપ્રવાહ ઉપર એકાએક અંધકારની છાયા ફરી વળી. મંદિરની લગોલગ થઈને જતો વીજળીના પ્રવાહવાળો મુખ્ય વાયર તૂટી ગયો. લોકો ઘડી માટે હાકા–બાકા થઈ ગયા. "શું થયું શું થયું" નો શોરબકોર પણ થયો, અને ત્યાં તો હાથબત્તીઓ અને પેટ્રોમેક્ષનાં આછાં અજવાળાં ઝબકી રહ્યાં અને એ અજવાળામાં તપાસ કરી તો વાયર તૂટીને આસોપાલવના ઝાડ ઉપર અટકી પડચો હતો. જો તે વાયર નીચે પડચો હોત તો વીજળીના ચાલુ પ્રવાહને કારણે લોખંડની પાઈપો ઉપર તે પડત. કારણકે, લોકોની વ્યવસ્થા માટે લોખંડની પાઈપો ગોઠવવામાં આવી હતી તે પાઈપો ઉપર તે વાયર તૂટી પડચો હોત તો ભારે જાનહાની થઈ જાત અને આવું બન્યું હોત તો ભારે અનર્થ થાત–ભારે કરૂણ અંજામ આવત; પણ માતાજીની મહેરબાની કહો કે, લોકોની શ્રદ્ધા–ભક્તિ કહો કે આવું બન્યું નહિ. માતાજીએ સૌને ક્ષેમકુશળ રાખ્યા અને આ પ્રસંગથી કાર્યકતાઓ સાથેસાથે દર્શનાર્થે આવેલી પ્રજાના મનમાં પણ માતાજી પ્રત્યેનો ભક્તિભાવ વધ્યો અને વધેલા ભક્તિભાવનો ચેતન પ્રવાહ પુનઃયથાવત્ વીજળીના ઝગમગતા દીવાઓમાં અડધા કલાકમાં તો ચાલુ થઈ ગયો.

•

## ૮. ૨૪ કલાક દ્વાર ખુલ્લાં

માનવીના ભક્તિભાવના તાર જ્યારે ઝણહણે છે, ત્યારે તેમાંથી સંગીતના સૂર જુદા જ નીકળે છે. અને એ સંગીતની મધુરાવલિમાં માનવી ખોવાઈ જાય છે, ત્યારે તે જે કંઈ બોલે, તે "ભગવાન જ બોલે છે" તેવા અંતરભાવથી તે માનવા લાગે છે. ૧૮મી શતાબ્દી મહોત્સવનું પણ ઘણા પ્રસંગોમાં એવું જ બન્યું છે.

મહોત્સવ ચાલુ થયો. રાત્રે બાર વાગ્યા સુધી માનવયાત્રિઓને દર્શન માટે ખુલ્લો રહેતો. ત્યાર પછી બીજા દિવસે સવારનાં ચાર વાગે દર્શન માટે દ્વાર ખોલવામાં આવતાં. પણ ધાર્યા કરતાં દર્શન કરવાવાળા-ઓનો ધસારો ખૂબ વધી ગયો. ચારે દિશાઓથી માનવપ્રવાહ અખંડ પ્રવાહના રૂપમાં આવે જતો હતો. આવતા પ્રવાહને રાત્રિના બાર પછી દર્શનનો લાભ ન મળે તો તેવા લોકોને સવારના ચાર વાગ્યા સુધી બહાર પડી રહેવું પડે. તેમને સુવાડવાની વ્યવસ્થા પૂરી પાડવી પડે. અને તે કામ ભારે મૂંઝવણ ભર્યું બની જાય. અને તેથી ભકિતભાવમાં તરબોળ બનેલા કાર્યકર્તાઓએ ભકિતભાવ સાથે ઉમિયામાતાજીને પ્રાર્થના કરી ૨૪ કલાક માટે મહોત્સવ દરમિયાન મંદિર ખુલ્લું રાખવાની પ્રાર્થનાથી છૂટ માગી અને [illegible] મનોમન સંકેત ભાવ સ્વીકારી લીધો કે, ૨૪ કલાક દ્વાર ખુલ્લું રાખવામાં કોઈ ધાર્મિક વાંધો નથી! આને આપણે કેવો શ્રદ્ધાભાવ કહીશું? પેલા નરસૈયાની હૂંડી સ્વીકારવાની વિનંતી જેવી આ શ્રદ્ધા ભકિત ન ગણાય?



•







## ૯. ધ્વજા પડી

યજ્ઞ પ્રારંભ થવાના ચાર-પાંચ દિવસની વાર હતી. દરેક કાર્યકર્તા પોતપોતાને સોંપેલા કાર્યમાં રત હતો. માનો મહોત્સવ સફળ કરવાની દરેકના મનમાં ધૂન લાગી હતી; પણ આકાશનાં ઘનઘોર વાદળાં અને પવનના સૂસવાટા તેમના મનમાં ઘણાઘણા વિચારો ઉથલપાથલ કરી જતા. મનમાં શુકન-અપશુકનના એકડા-બગડા ઘૂંટતા હતા અને ભૂંસાતા હતા પણ ગમે તે કારણે કાર્યકર્તાઓના મનમાં એક એવી અજબ શ્રદ્ધા જન્મી હતી કે, તેઓ અપશુકનને શુકન ગણતા અને શુકનને શ્રદ્ધામય ભાવે જોતા. આ શ્રદ્ધાના ઘાટ દિવસ જાય તેમ વધુ સારી રીતે ઘડાતા. પણ એક દિવસ કોણ જાણે સાથી માતાજીના મંદિર ઉપરની ધ્વજા દંડમાંથી નીકળી ઊડીને ચોકમાં આવી પડી. કદી કોઈ કાળે નહિ અને આમ ઉત્સવના ચાર દિવસ બાકી હતા અને ધ્વજા કેમ ઊડીને નીચે આવી? ઘણાના મનમાં તર્ક-વિતર્ક જાગ્યા. કોઈ કહે કે, “ પવનના જોશના હિસાબે તે દૂર જઈને તે પડવી જોઈએ પણ તે દૂર ન જતાં માતાજીના ચોકમાં જ પડી. માટે તે સારા શુકન છે. આ મહોત્સવથી માના હરખની આ નિશાની છે.” એમ આવા શ્રદ્ધાદોરથી બંધાઈને દરેક કાર્યકર્તાએ આ મહા મહોત્સવમાં પોતાનો કર્તવ્ય ફાળો આપી તેને યશપૂર્ણ સફળ બનાવ્યો.

●

## ૧૦. દીવાલ તૂટી

ઉમિયામાતાજીના મંદિર પાછળ ગુજરાતી શાળા છે. એ શાળા પાસે સુધરાઈનો ઢોર પૂરવાનો વંડો આવેલો છે એ વંડા અને સુધરાઈની શાળા વચ્ચે દર્શનાર્થીઓને ચાલવાનો માર્ગ નક્કી થયેલો હતો. અને તેની પૂર્વદિશાએ ‘ઉમિયાદ્વાર’ ખડું કરી મુખ્ય પ્રવેશદ્વાર બનાવવામાં આવ્યું હતું. ગંજબજાર તરફથી આવતો માનવપ્રવાહ એટલો જોશબંધ હતો કે, તેના એક સામાન્ય ધક્કાથી તે વરંડાની દીવાલ તૂટી પડી. થોડો શોરબકોર અને લોકો આઘાપાછા થઈ ગયા પણ સદ્ભાગ્યે ત્યાં પણ કોઈને કાંકરી વાગવા જેટલી પણ ઈજા ન થઈ. તે વરંડામાં માતાજીની પ્રસાદી માટે શ્રીફળ ભરવામાં આવેલાં. દીલાલ તૂટવાના સમાચાર મળતાં જ કાર્યકર્તાઓની વ્યવસ્થાટોળીએ જોતજોતામાં વરંડામાં ભરેલાં શ્રીફળ વગેરે લઈ અને તૂટી પડેલી દીવાલની ઈંટો વગેરે ત્વરીત ગતિએ ખસેડી નાખી. યાત્રિઓને માટે માર્ગ ખુલ્લો કરી નાખ્યો. આ સમયે ઘણા યાત્રિઓ મનોમન વદતા હતા કે, “માતાજીની કૃપાથી જ આવા અકસ્માતોમાંથી ઊગરી શકાય છે.”

●



## ૧૧. વણઝારાઓનું દાન

મહોત્સવ કરવાના નિર્ણય સામે અને મહોત્સવનાં ખર્ચને પહોંચી વળવા માટે નાણાં તો જોઈએ. તે માટે જુદા-જુદા લોકો પાસે ફંડફાળાની શરૂઆત થઈ ગઈ. સારાય ગુજરાતમાં મહોત્સવનું હવામાન જામતું હતું અને તેમાંય ઊંઝામાં તો મહોત્સવની ભારે ગરમી હતી. દરેક કાર્યકર્તાએ









પોતપોતાના કાર્યમાં મસ્ત બનીને પોતાની કામગીરી આરંભી દીધી હતી. મહોત્સવના થોડા દિવસ પહેલાં જ વિચરતી કોમ તરીકે જાણીતી વણઝારા કોમે ઊંઝાના પાદરે પડાવ નાખ્યો હતો. તેના કાને પણ માનો મહોત્સવ ઊજવવાની વાતનાં વધામણાં પહોંચ્યાં અને તેમના મનમાં પણ આ મહોત્સવના યશભાગી થવાના કોડ જાગ્યા અને તેઓ પણ માતાજીના દ્વારે આવી માતાજીના મંગલ મહોત્સવમાં ફાળો આપવાની ઇચ્છા દર્શાવી પણ કાર્યકર્તાઓએ કહ્યું કે, "ભાઈઓ તમારો ફાળો અમારાથી ન લેવાય." કાર્યકર્તાઓની વાત સાંભળી વણઝારાઓના મનમાં દુઃખ થયું અને દયામણાભાવે કહ્યું કે, "શું મા તમારા એકલાની છે? અમારા મા નથી? ગમે તેમ કરો પણ અમારો ફાળો તમારે લેવો જ પડશે." વણઝારા કોમનો આવો મક્કમ ભક્તિભાવ જોઈ છેવટે "હા-ના-હા-ના" કરતાંકરતાં રૂપિયા એકાવન બધા વતી સ્વીકારવાનું નક્કી થયું અને વણઝારાઓએ રૂપિયા એકાવન ખિસ્સામાંથી કાઢી કાર્યકર્તાઓ આગળ ધરી દીધા!

•

## ૧૨. બિલ્લાને બટ્ટો નહિ લગાડીએ

રસોડા વિભાગના કાર્યકર્તાઓનો ઉત્સાહ ખરેખર અવર્ણનીય હતો. જાણે તેમના હૈયામાં પોતાના આંગણે આવનાર અતિથિ-યાત્રિઓને જમવાની જરા પણ મુશ્કેલી ન પડે તેની સતત કાળજી રાખવાની રાત-દિવસ ચિંતા તેઓ રાખતા અને જ્યારે રસોડા વિભાગની વ્યવસ્થાનું કામ શરૂ થયું, ત્યારે કેટલાક સાથીદાર લોકો મજાકમાં કહેતા પણ ખરા કે, "તમોએ જે કામ હાથમાં લીધું છે, તે પાર પાડવું મુશ્કેલ છે અને તમારે નિષ્ફળતા વહોરી, કામને પડતું મૂકીને ખેતરોની વાડો કૂદી-કૂદીને સિદ્ધપુર તરફ નાસી જવું પડશે." આવા ટાણા-મેંણાં અવારનવાર લોકો તરફથી સાંભળીને રસોડાની સરભરા સંભાળનાર કાર્યકર્તાઓ પણ અજબ શ્રદ્ધા સાથે કહેતા કે, "કદાચ અમો આ કાર્યમાં નિષ્ફળ જઈશું અને સિદ્ધપુર નાસી જવું પડે તેવી સ્થિતિ ઊભી થશે તો, નાસી જઈશું પણ અમોને, કાર્યકર્તા તરીકે ઓળખાવવા માટે અને અમારા ઉપર વિશ્વાસ મૂકીને આપેલા બિલ્લાઓ તો તમોને પાછા-પહોંચાડીને જ જઈશું. અમોને બટ્ટો લાગે તો ભલે લાગે, પણ બિલ્લાઓને બટ્ટો નહિ લગાડીએ!" સરભરા વિભાગના કાર્યકર્તાઓનો આવો ટકોરાબંધ જવાબ સાંભળી સૌ ઠંડા થઈ જતા!

•

## ૧૩. માજીનો સવાલ

રસોડાની ઉત્તમ કામગીરીની પ્રસંશા તો અનેકોનાં મોઢે સાંભળી છે. પણ સામાન્ય માનવીના મનમાં  તેના કેવા અચરજભર્યા ભાવ પ્રગટ થાય છે, તે પણ એક ખૂશનૂમા હકીકત બની રહે છે.

રોજના લાખ કરતાં પણ વધુ ભોજનપ્રસાદી લેતા યાત્રિઓની જમાડવાની વ્યવસ્થા એ મહોત્સવની મોટામાં મોટી સુંદર વ્યવસ્થા હતી, છતાં તે સુવ્યવસ્થિત રીતે અકબંધ જળવાઈ રહી તે આ મહોત્સવની સફળતાનું મોટામાં મોટું અને દાદ માગી લે તેવું ઊજળું પાસું છે.







ગણ્યા ગણાય નહિ અને નાંખી નજર ન જાય તેટલા લોકોને જમતા જોઈને એક વૃદ્ધત્વમાં ડૂબેલાં અને શરીર ડગુમગુ થતાં વૃદ્ધ માજીએ ભોજન-પ્રસાદી લઈને એક બાજુ ઊભાંઊભાં રસોડામાં અસંખ્ય લોકોને જમતા લોકોને અચરજ નજરે જોઈ રહ્યાં હતાં. તેમના આખા આયખામાં આટલો માનવ મહેરામણ તેમણે જોયો ન હતો. અને તેમાંય આટલા બધા લોકોને એકીસાથે જમાડવાની વ્યવસ્થા પણ તેમણે કદી જોઈ તો શું પણ તેવી વાત પણ સાંભળી ન હતી; તેથી આશ્ચર્યચકિત ભાવ સાથે રસોડાના કાર્યકર્તાઓને તેઓએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો;' હે ભાઈ! આટલા બધા મનખા દે' ને જમાડવામાં ભાત-શાક તો સમજ્યા પણ તમો દાળ કેવી રીતે બનાવો છો અને તે બનાવવા શું કરો છો ? અને આટલા મનખા દે' ને ચાલે તેટલી દાળ બનાવવા માટે તપેલું ક્યાંથી લાવ્યા ?" વૃદ્ધ માજીનો નિર્દોષ સવાલ સાંભળી કાર્યકર્તાએ માજીના સવાલનો મજાક ભર્યો જવાબ આપતાં કહ્યું, "માજી ! અમોએ એક ઊંડો કૂવો તૈયાર કર્યો છે. અને તેની નીચે અમે દેવતા સળગાવી દાળ તૈયાર કરીએ છીએ અને તે દાળ અમો પંપ દ્વારા બહાર કાઢીએ છીએ અને પછી યાત્રિઓને પીરસીએ છે !" માજીના નિર્દોષ સવાલનો કાર્યકર્તાએ આપેલો સ્વાભાવિક મજાકભર્યા જવાબને પણ માજીએ જમનારાઓનું વિશાળ દ્રશ્ય જોઈને સાચો માની લીધો !

•

## ૧૪. કટોકટી

૧૯૭૫ની ૨૬ જૂને દેશભરમાં કટોકટી દાખલ થઈ! અને રાષ્ટ્રના અનેક દેશનેતાઓની ધરપકડ થઈ. તે ઉપરાંત હજારો કાર્યકર્તાઓ પણ કાળ-કોટડીમાં પુરાઈ ગયા. આખો દેશ સ્તબ્ધ સ્થિતિમાં મુકાઈ ગયો હતો. સરકાર વિરુદ્ધ કોઈ ચું-ચાં કરી શકવા માટે શક્તિમાન હતું નહિ. હડતાળો અને દેખાવો ભૂગર્ભમાં ચાલી ગયાં હતાં. મોટા ભાગનાં અખબારો પણ સરકારનાં ગુણગાન ગાતાં બહાર આવતાં હતાં. તેવી પરિસ્થિતિમાં ઊંઝાના પાટીદારોને મહોત્સવની માયા લાગી હતી. મહોત્સવ અંગેની પ્રચારસભાઓ થવા લાગી. ગામડેગામડે અને કસબા-શહેરોમાં પત્રિકાઓ, પોષ્ટરો દીવાલો ઉપર લગાવા લાગ્યાં. ઊભા અને આડા રસ્તાઓ વચ્ચે પડદાઓ બંધાવા લાગ્યા અને ગુજરાતના કડવા પાટીદારોની અવરજવર ઊંઝા ગામે ચાલુ થઈ ગઈ અને આ મહોત્સવમાં લાખો માણસો આવશે-ઉમટશે તેવા સમાચારો-વાતો અખંડ પ્રવાહના રૂપમાં વહેવા લાગ્યા અને કટોકટીના કાળમાં પોલીસતંત્ર પણ સજાગ થઈ ઝીણી નજરે જોવા લાગ્યું. તેના મનમાં દહેશત જાગી કે, "રખેને કોઈ રાજકીય હેતુ બર લાવવા આ ધાર્મિક મહોત્સવ બહાનું ન બને." તેથી પોલીસતંત્ર અવારનવાર ઉમિયામાતાજીના દ્વારે કાર્યકર્તાઓના મનનો તાગ મેળવવા આંટાફેરા ખાવા લાગ્યું. છૂપું પોલીસખાતું પણ છૂપા વેશે નાગરિકોની હવા જાણવા પ્રત્યન કરવા માંડ્યું.

અને જેમજેમ મહોત્સવના દિવસો નજદીક આવતા ગયા તેમતેમ પોલીસ વડાઓ પણ સચેત થઈ ગયા. અને સ્પેશિયલ સમાચાર વાયરસેટ ઉતારવામાં આવ્યું. અને રોજેરોજના અહેવાલો દિલ્હી દરબારમાં જવા લાગ્યા. છૂપી પોલીસખાતાના જવાબદાર લોકો મુખ્ય કાર્યકર્તાઓને પણ પૂછતા, "અરે ભાઈ આખો દેશ જ્યારે ચૂપ થઈ ગયો છે, પંજાબના શીખો અને હરિયાણા યૂ.પી.ના જાટો જ્યારે અવાક ઠંડા બની ગયા છે; ત્યારે તમો પાટીદારો આ શું લઈને બેઠા છો ? અને વળી ઊંઝાના તો અમારે મિનિટે મિનિટના સમાચારો







મોકલવા પડે છે. આ ધાર્મિક મહોત્સવના ઓઠા નીચે બીજું કંઈ ન રંધાય તે ખાસ જોજો." આમ અવારનવાર પોલીસ અધિકારીઓ કાર્યકર્તાઓને ટકોર્યા કરતા. અને કાર્યકર્તાઓ પણ પોલીસ વડાઓને ખૂબ વિશ્વાસપૂર્વક કહેતા. "આ મહોત્સવ ધાર્મિક હેતુ માટે જ છે; બીજો કોઈ આશય નથી. અને તમારે જે રીતે તપાસ રાખવી હોય તે રાખો. તમારી તપાસમાં અમારા તમામનો સહકાર રહેશે." કાર્યકર્તાઓના આવા આશ્વાસન અને વિશ્વાસપૂર્વકના જવાબોથી પોલીસતંત્રને શાંતિ તો થતી, પણ તેમની ચકોર નજર ગતીશીલ રીતે ચારે બાજું ફર્યા કરતી.

છતાં, કટોકટીનો વિરોધ કરનાર અને સરકારની આ સરમુખત્યતારભરી જોહુકમીનો વિરોધ કરનાર લોકોએ આ મહોત્સવનો લાભ લેવાનો મોકો જતો ન કર્યો. અને મહોત્સવ શરૂ થવાના બીજા દિવસે જ 'ઉમિયામાતાજીનો સંદેશ'ના શીર્ષક નીચે કટોકટીના કાળા દિવસોને દૂર કરવાની માંગણી કરતી પત્રિકાઓ યાત્રિઓમાં હરતીફરતી થઈ ગઈ! આ પત્રિકાઓથી પોલીસતંત્ર ચોંકી ઊઠ્યું અને ગુપ્ત રીતે ફરતી-વંચાતી પત્રિકાઓની તપાસ કરવા પણ પોલીસખાતું મહોત્સવ અંગેનું પ્રગટ થયેલું તમામ સાહિત્ય પણ ફેંદી વળી, પણ શું મળે?

•

## ૧૫. કાકાનું ધોતિયું

અવિરત માનવપ્રવાહ એક મહાસાગરની માફક હિલોળે ચઢયો હતો. દર્શનાર્થીઓની અખંડ ભીડ હોવા છતાં લોકોના મન ઉપર આનંદ-વિભોરનું દૃશ્ય છલકાતું હતું. આટલી ભીડ હોવા છતાં કોઈના મન ઉપર કંટાળાની આછી-પાતળી રેખા પણ ધારી નજર નાખવા છતાં નજરે પડતી ન હતી. જેવો કાર્યકર્તાઓનો ઉત્સાહ તેવો જ દર્શનાર્થીઓનો પણ ઉમંગ ઊછળતો હતો. અને ત્યાં તો ભીડાભીડથી એકબીજાને આલિંગન દેતા હોય તેવા પ્રવાહમાં એક વયોવૃદ્ધ કાકા પોતાનું પેટ જોરથી દબાવીને લથડિયાં ખાતા ચાલતા હતા. ગમે તે કારણે પગ એકીએકી ગણુતા હતા અને આવા કાકા ઉપર એક કાર્યકર્તાની નજર મંડાણી. અને તે મનોમન બબડ્યો કે, "ચોક્કસ કાકાના પેટમાં કંઈક ગરબડ થઈ હોવી જોઈએ, નહિતર આમ હાથથી પેટ દબાવીને ન ચાલે!" અને તેણે સાથી મિત્રોને આંગળી ચિંધતાં કહ્યું, "જુઓ, પેલા કાકા એમનું બે હાથે પેટ દબાવીને ચાલે છે, કંઈક તેમના પેટમાં ગરબડ ઊભી થઈ હોય તેમ જણાય છે!"

અને તે સ્થળ ઉપર ઊભેલા ઈતર કાર્યકર્તાઓની નજર કાકા ઉપર મંડાણી. કાકાની ચાલવાની સ્થિતિ અને મોંના હાવ-ભાવથી તેમને પણ ખાતરી થઈ અને ઘડીનો પણ વિચાર કર્યા વગર ચાર કાર્યકર્તાઓએ ત્વરિત ગતિએ કાકાને ઊંચકીને સલામત સ્થળે લઈ જઈ બેસાડ્યા અને શાંતિથી પાણીનો ગ્લાસ આપતાં પૂછ્યું "કાકા, પેટમાં કંઈ થતું હોય તો ડોક્ટર પાસે લઈ જઈએ."



કાર્યકર્તાઓનો સવાલ સાંભળી કાકાએ કહ્યું; "ભઈ, મને તો કંઈ થતું નથી, આ તો મારું ધોતિયું નીકળી જતું હતું, તેથી તેને દબાવી રાખતો હતો!" કાકાની વાત સાંભળી કાર્યકર્તાઓ મનોમન હસી પડ્યા!

•



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❊ સ્મૃતિ ગ્રંથ



### ૧૬. ભાગ્યશાળી પુરુષ

આમ તો ઘરમેળે સૌ મળીને નિર્ણય કર્યો હતો કે, ઉત્સવના કાર્યમાં કોઈ બોલીબોલીને મંદિરમાં બંધાઈ રહેવું પડે તેવું કરવું નહિ. કારણકે તેમ કરવામાં મુખ્ય કારણ એ હતું કે આ ઉત્સવ નિમિત્તે સગાંવહાલાં અવારનવાર આવતાં-જતાં રહેશે. અને વસ્તારીવાળું મોટું સગુ હોવાથી આશરે રોજ ત્રણસો-ચારસો માણસોની વ્યવસ્થા કરવી પડશે. આવું મનોમન ઘરમેળે બધાએ વિચાર્યું હતું, પણ યજ્ઞમાં બેસવાના પાટલાના ચડાવાની બોલી બોલવાના દિવસે હું ઘેરથી નીકળ્યો. માતાજીના મંદિર તરફ જતો હતો અને મનમાં ગડમથલ થવા લાગી. કોણ જાણે સાથી પણ અંતરમાં વલોણું ઘમ્મર ઘૂમ ફરવા લાગ્યું. અને એ વિચારવલોણાથી મંદિર આવતાંઆવતાં તો મનમાં થયું કે, " આવડો મોટો માનો ઉત્સવ થતો હોય અને આપણે બોલીમાં ભાગ ન લઈએ તો સારું ન કહેવાય; માટે બોલીમાં ભાગ તો લેવો જોઈએ." તેવો વિચાર તો થયો પણ સાથે બીજી તરફ મન એ પણ બોલવા લાગ્યું કે, હાર્ટ ઉપર બે વખત હુમલા થયા છે તેનો વિચાર કર્યો ? અને યજ્ઞના પાટલામાં બોલી બોલ્યા અને એકાદોય બોલીમાં આવ્યો તો દસ-દસ કલાક બેસી રહેવું પડશે, ઠંડા પાણીએ નહાવું પડશે, ક્રિયાઓ કરવી પડશે. તે વખતે શરીર કામ આપશે ખરું ? " ઉંમર થઈ હતી એટલે આ વિચારોના ટકરાવ વચ્ચે હું મંદિર જઈ ચડ્યો. તે વખતે અસંખ્ય લોકો ગામના અને બહાર ગામના આવેલા હતા; તેવા લોકો વચ્ચે જઈને બેઠો. યજ્ઞમાં બેસવા માટેના નવ પાટલા હતા. તેમાં પ્રથમ પાટલાની બોલી શરૂ થઈ અને કોણ જાણે કોઈ અગમ્ય પ્રેરણા સાથે પ્રથમ હું રૂ. ૧૦૦૧ બોલ્યો અને પછી તો બસ તાન કહો તો તાન, અને આ મહોત્સવના મુખ્ય યજમાન બનવાના માના આશિષ કહો તો આશિષ જે માનવું હોય તે માનો પણ છેવટના ૪૫૦૦૧, સુધી બોલી પ્રથમ પાટલો મેં લીધો. જ્યારે પ્રથમ પાટલાની બોલી પૂરી થઈ અને તેની વરમાળા મારા ગળે આવી ત્યારે ત્યાંની ઉપસ્થિત જનમેદનીએ પાંચ મિનિટ સુધી તાળીઓના ગડગડાટ કરી આનંદવિભોર સાથે બોલીને વધાવી અને ઉમિયામાતાજીના જયજયકાર સાથે પહેલી બોલીને મહોર મારી.

માના મહોત્સવના યજ્ઞમાં બેસવાના પ્રથમ યજમાન તરીકેનો યશ પામનાર ભાગ્યશાળી પુરુષ 'શ્રી સોમાભાઈ શંકરભાઈ પટેલ (મોલ્લોત)' હતા. ધન્યવાદ તેમને અને તેમના પરિવારને.

•

### ૧૭. મુસ્લિમભાઇઓની મમતા

ઉમિયામાતાજીનો મહોત્સવ એકલા કડવા પાટીદાર કોમ પૂરતો મર્યાદિત ન હતો. અરે, તેમાં એકલી હિંદુ કોમ પણ ન હતી; પણ એ તો સમગ્ર માનવજાતનો મહોત્સવ બની ગયો હતો, માતાના ઉત્સવના સમાચાર જેમજેમ ફેલાતા ગયા તેમતેમ તમામ કોમો તરફથી તન, મન અને ધનથી તેમાં સહકાર મળતો રહ્યો છે. અરે, મુસ્લિમ કોમ જેવી પરધર્મિ ધાર્મિક કોમે પણ માના ઉત્સવમાં યશ-ભાગીદાર થવામાં પાછીપાની કરી નથી. ઊંઝા પાસે આવેલું ભાંખર ગામના કેટલાક મુસ્લિમબંધુઓ પોતાનો ફાળો નોંધાવવા કાર્યકર્તાઓ પાસે આવીને બોલ્યા; " અમારે માના મહોત્સવમાં ફાળો આપવો છે." પણ તેમની







ધાર્મિક માન્યતા અલગ હોવાથી શરૂઆતમાં ફાળો લેવો કે ન લેવો તેવો કચવાટ મનમાં થયો, પણ મુસ્લિમ ભાઈઓનો પ્રેમભર્યો આગ્રહ અને મમત્વ એટલો હતો કે કોઈ પણ પ્રકારે ફાળો આપ્યા વગર રહે તેમ ન હતા અને તેથી તેમનો ભાવભર્યો સત્યાગ્રહ જોઈ કાર્યકર્તાઓને તેમનો ફાળો સ્વીકારવો પડ્યો.

•

## ૧૮. આબાદ બચ્યા

મહોત્સવના ત્રણ-ચાર દિવસ પહેલાં કેટલાક કાર્યકર્તાઓ મહોત્સવ અંગેનું સાહિત્ય અને સિક્કાઓ લેવા એમ્બેસેડર ગાડી લઈ અમદાવાદ આવેલા. જરૂરી સામગ્રી લઈ અમદાવાદથી ઊંઝા તરફ આવતાં અને મહેસાણા વટાવ્યા પછી એકાએક ગાડીના વ્હિલનો એક નટ નીકળી ગયેલો. ગાડી તો તેની ગતિ પ્રમાણે આગળ ધપે જતી હતી; પણ ગાડીનું વ્હિલ બહાર નીકળી જઈ ધરીના એક છેડા ઉપર ભરાઈ ઢસડીને તે જતું હતું. કંઈક ઢસડાવાનો અને ઘસારાનો ભારે અવાજ આવતો સાંભળી ગાડી ઊભી રાખવામાં આવી અને તપાસ કરવામાં આવી તો વ્હિલ નીકળી જવાની અણી ઉપર હતું. અને આ રીતે એક ભારે અકસ્માત થતો રહી ગયો. ગાડીમાં બેઠેલા કાર્યકર્તાઓએ માનો મનોમન આભાર માન્યો કે, ખરેખર આ બચાવ માના પ્રતાપે જ થયો છે!

•

## ૧૯. કેવું ભવિષ્ય ભાખ્યું?

મહોત્સવનાં દર્શન માટે આવનાર અતિથિઓને લઈ આવનાર વાહનોને ઊભા રાખવાની જગ્યા નક્કી કરવા કેટલાક કાર્યકર્તાઓ ગયા. તેઓ મંદિરથી ખાસ્સા બે કિલોમીટર જેટલે દૂર જગ્યા રાખવાનું એક ભાઈએ સૂચન કર્યું. અને તે જગ્યા પણ તેમને સ્થળ ઉપર બતાવી. જગ્યા જોઈ એક ભાઈ બોલ્યા, "આટલે દૂરથી કોણ મારો કાકો દર્શન કરવા આવશે? અને આવે તોય થાકીને લોથ થઈ જાય અને અડધે રસ્તેથી પાછો વળી જાય. અલ્યા શું જોઈને આ જગ્યા તેં પસંદ કરી એ જ મારા મગજમાં ઊતરતું નથી." જગ્યા જોવા આવનાર એક ભાઈએ આવી ટકોર કરી.

જેમણે જગ્યા અંગેનું સૂચન કરેલું તે ભાઈએ ખૂબ હળવેથી કહ્યું કે, "જુઓ, આજે ભલે તમને આ જગ્યા ઘણી દૂર દેખાતી હોય પણ ઉત્સવ શરૂ થશે, એટલે આ જગ્યા માતાજીના મંદિરથી ખૂબ નજીક લાગશે અને આપણે વિચાર કરતા થઈશું કે, હજુ થોડે દૂર રાખ્યું હોત તો સારું થાત. કારણકે, મને તો સારાય ઊંઝામાં અને તેની આસપાસ ચારે તરફ માણસ-માણસ જ દેખાય છે. બીજું કંઈ દેખાતું જ નથી." પેલા ભાઈએ પોતાના સૂચનના ટેકામાં કહ્યું.

અને ખરેખર! ઉત્સવના પાંચ દિવસ જ્યાંજ્યાં વાહનો ઊભાં કરવામાં આવેલાં તેનીય પેલી પાર વાહનો અને માણસોના ઠઠ જામેલા ને જામેલા દેખાતા રહ્યા. હવે કહો, પેલા ભાઈએ કેવું ભવિષ્ય ભાખ્યું?

•







## ૨૦. તન મેલાં, મન ઊજળાં

મંગલ મહોત્સવનો બીજો દિવસ.

યાત્રિઓની ભારે ભીડ. એ ભીડમાંથી પોતાના શ્રદ્ધાબળને કારણે માનું મંદિર અને મંદિરમાં બિરાજમાન સાક્ષાત્ જગદંબા મા ઉમિયાનાં દર્શન કરી ધન્ય બનેલા એક વૃદ્ધ કાકા પોતાના પુત્ર કે પૌત્રના ખભે એક હાથ અને બીજા હાથે લાકડીનો ટેકો લઈ, ડગુમગુ કાયા સાથે મંદિરનાં પગથિયાં ઊતરી, પ્રસાદ લઈ ભેટ સ્વીકારતા કાર્યકરોના ટેબલ આગળ આવ્યા. અને એક ટેબલ આગળ જઈ ગામડાની તૂટી-ફૂટી ભાષામાં બોલ્યા, "ભઈલા, મારે ભેટ આપવી છે તો ક્યાં આપું ?"

કાર્યકર્તાએ આવનાર વૃદ્ધ કાકા સામે જોયું તો તેમના શરીર ઉપર મેંલીઘેલી કાંસોવાળી આંગડી પહેરેલી હતી. અને ઢીંચણ સુધી જાડું ધોતિયું પહેરેલું અને માથે ફાળિયું તે પણ મેલા-ઘેલા જેવું જ હતું. આવા ઉપરથી મેલા-ઘેલા જેવા ગામડાના વૃદ્ધ કાકાને જોઈને કાર્યકર્તાને પ્રથમ ભાવે તો લાગેલું કે, કાકાને પાંચ-દસ રૂપિયા ભેટ આપવાની હશે અને તેથી ધીમેથી કહ્યું, "લાવો, કાકા, અમે અહીં ભેટ લઈએ છીએ. જે આપવું હોય તે આપો." કાર્યકર્તાના શબ્દો સાંભળ્યા પછી વૃદ્ધ કાકાએ પોતાનો ધ્રુજતો હાથ છોકરાના ખભા ઉપરથી લઈ પહેરેલી આંગડીના અંદરના ભાગમાં આવેલા ખિસ્સામાં નાખી; કપડામાં વીંટાળેલ નોટોનું બંડલ કાર્યકરના હાથમાં આપ્યું. કાર્યકરે તે બંડલની નોટો ગણી તો પૂરેપૂરા રૂપિયા પાંચસોને એક હતા ! બરાબર પાંચસોને એક રૂપિયા જોતાં જ મેલાઘેલા દેખાતા ગામડાના વૃદ્ધ કાકાને, કાર્યકર્તા બેઘડી માટે સ્તબ્ધ નજરે નિહાળી જ રહ્યો ! કાકાને જોતાં પ્રથમ ભાવે "પાંચ-દસ રૂપિયા આપશે" તેવો જે ભાવ તે મનમાં પ્રગટેલો તે ત્યાં ને ત્યાં જ થીજી ગયો !

•

## ૨૧. સફળતાનો પાયો

મહોત્સવનો પ્રથમ દિવસ સફળ થયો. કાર્યકર્તાઓના મનમાં ઉત્સાહના ફૂવારા ઊડતા હતાં; પણ એ ફૂવારામાં એક ચિંતા-રેખા પણ સતાવતી હતી. કારણકે, પહેલા દિવસે ધાર્યા કરતાં વધુ યાત્રિઓ આવ્યા અને ભારે ધસારાને કારણે લોખંડની રેલિંગ જે યાત્રિઓની વ્યવસ્થા માટે બાંધવામાં આવેલી તે વાંકી વળી ગઈ અને જો તે હતી તેમને તેમ રહેવા દેવામાં આવે તો બીજા દિવસે આવનારા યાત્રિઓના ધસારાને કારણે તે તૂટી પડે. અને તેમ થાય તો અવ્યવસ્થા ઊભી થાય. અને જ્યાં એક વખત અવ્યવસ્થા થાય ત્યાં તેને વ્યવસ્થિત કરવામાં ઘણી કિંમત ચૂકવવી પડે અને તેથી કાર્યકરોના ઉત્સાહમાં પણ આ ચિંતા-રેખા દુભાવા લાગી. રાત્રિના બાર ઉપર વાગી ગયા હતા. હવે કરવું શું ? રાત્રિના પરોઢના ચાર-પાંચ વાગે તો નવા યાત્રિઓ આવવા શરૂ થઈ જાય તે પહેલાં જે કરવું ઘટે તે કરી નાખવું જોઈએ. અને ત્યાં તો યુદ્ધની ગતિએ નિર્ણય લેવાયો કે રાતોરાત નવી વ્યવસ્થા ઊભી કરી દેવી જોઈએ.

જ્યાં નિર્ણય લેવાયો, ત્યાં રાતોરાત ટ્રક લઈ કાર્યકર્તાઓ મહેસાણા ઊપડી ગયા અને લોખંડની પાઈપો અને ગડરો લઈ આવ્યા. જેવી ટ્રક મહેસાણાથી આવી માતાજીના આંગણે ઊભી રહી ત્યાં જ ૨૦૦ ઉપરાંત સ્વયંસેવકો કોસ-કોદાળી પાવડા લઈ ખાડા ખોદી પાઈપોની નવી રેલિંગ લાઈનો બનાવી દીધી. અને









અગમચેતી પ્રમાણે વધારાની પણ નાખવા જેવી લાગી, ત્યાં પણ નાખી દીધી. નવી વ્યવસ્થાએ છેલ્લા ચાર દિવસના યાત્રિઓના ભારે ધસારાને કબજામાં રાખવાની સફળ કામગીરી બજાવી. કાર્યકર્તાઓનો આવો સ્વયં ઉત્સાહ જ મહોત્સવની સફળતાનો પાયો બન્યો ?

•

## ૨૨. પત્રકારોએ પૂછયું અને કાર્યકરોએ કહ્યું

છેલ્લા પાંચ દિવસથી ચાલતા મહોત્સવની સફળતાના સમાચારો અખબારી કાર્યાલયોમાં ઠલવાતા હતા. મહોત્સવની પૂર્વ તૈયારીરૂપે અને તેના સમાચારો આગવી અને વિશિષ્ટ રીતે પ્રદાન થાય તે માટે જાણે અખબારોમાં હરીફાઈ જામી હોય તેવી રીતે મોખરે સ્થાને સમાચારો પ્રગટ થતા હતા. અમદાવાદમાંથી પ્રસિદ્ધ થતાં ગુજરાતનાં પાંચ-પાંચ દૈનિકો "સંદેશ", "ગુજરાત સમાચાર", "જનસત્તા", "જયહિંદ" અને "પ્રભાત" વગેરે એ તો મહોત્સવના સમાચારોને આગવું સ્થાન આપેલું અને કેટલાંક અખબારોએ તો "ઉમિયા દ્વારેથી" તેવા અનોખા શીર્ષક નીચે સ્વતંત્ર કોલમમાં પ્રગટ કરી આ મહોત્સવને સમાચારોમાં આવકાર્યા હતા. તે ઉપરાંત ગુજરાતભરનાં નાનાં સાપ્તહિકો, માસિકોએ પણ આ મહોત્સવને કોઈ એક કોમનો ન ગણતાં તેને વિશાળ જનતાનો ગણી તેના સમાચારો, લેખો પ્રસિદ્ધ કર્યા હતા. અને આમ મહોત્સવ શરૂ થવાના પહેલાં જ ઉ. ગુ. ના પત્રકારો ઊંઝા ગામ ઉપર ઊતરી પડયા હતા. અને અખબારી અહેવાલો મોકલતા રહેતા હતા. અને તેથી સારી એવી પ્રસિદ્ધિને કારણે પણ જનતાનું આકર્ષણ આ મહોત્સવ તરફ વિશેષ પ્રગટયું હોય તેમ પણ બનવા સંભવ ખરો. અને મહોત્સવ શરૂ થયો અને તે ભારે સફળતા વરી પરિપૂર્ણ થશે તેવા સમાચારોની જાત-તપાસઅર્થે અમદાવાદથી એક ખાસ પત્રકાર ટૂકડી છેલ્લા દિવસે, સાંજના સમયે જાત-તપાસ કરવા ઊંઝા આવેલી. આ પત્રકાર ટૂકડીમાં જુદાજુદા અખબારી પ્રતિનિધિઓ જુદાજુદા સમાચારો આપતી. સમાચાર સંસ્થાઓના પ્રતિનિધિઓ અને આકાશ-વાણીના પ્રોગ્રામ અધિકારી પણ તેમાં ખાસ સામેલ હતા. અને તેમનો ઇરાદો જાત-તપાસ કરવાનો અને આવા ગામડાના લોકો કે, જે મહોત્સવને ખેતીવાડી સાથે સંકળાયેલા હોય તેવા લોકોએ આ મહોત્સવનું સફળ આયોજન કેવી રીતે કર્યું કે જેની અંદર લાખો માણુસો આવ્યા, રહ્યા, જમ્યા અને માનાં દર્શન કર્યાં છતાં તેમાં ક્યાંય 'ગરબડ' ઊભી ન થઈ તેનો ક્યાસ કાઢવાનો હતો અને તેથી એ આખીય પત્રકાર ટુકડી પોતાની તિક્ષ્ણ નજરોથી જુદીજુદી સમિતિઓની કામગીરી નિહાળવા નીકળી અને આખા ગામમાં જુદેજુદે પથરાયેલી અને યંત્રવત્ રીતે કામગીરી બજાવતી કમિટીઓનાં કાર્યો જોયાં. તેમાં તો, રસોડા વિભાગમાં તો તે ટુકડી ખાસ ગઈ કારણકે, રસોડા વિભાગ એક એવો વિભાગ છે કે, ત્યાં કંઈ ને કંઈ કોઈને અસંતોષ પ્રગટ થાય જ. પણ ત્યાં આગળ પણ લોકો ખૂબ શાંતિથી અને ઉત્સાહ આનંદપૂર્વક  લોકો ભોજન-પ્રસાદી લેતા હતા. કાર્યકરો ભોજનની પ્રસાદી લાવવા માટે, મુખથી બોલ્યા વગર ચીજવસ્તુ મંગાવવા માટે રાખેલી સંકેતધ્વજા ફરકાવી જમનારાઓને ખૂટતી વસ્તુઓ મળી જાય તેવી વ્યવસ્થા ગોઠવેલી હતી તે તથા પાણી વગેરે આપવાની ગોઠવણ જોઈ પત્રકાર ટૂકડી માતાજીના મંદિરે આવી. તે સમયે પણ દર્શનાર્થીઓનો ભારે ધસારો ચાલુ જ હતો. તેમણે આવીને સૌપ્રથમ કાર્યકરોને પહેલો સવાલ કર્યો કે, "અમે આ મહોત્સવ અંગેની જુદીજુદી સમિતિઓની કામગીરી નિરખી. અમારા પત્રકારોનો જીવ એવો કે







આવા પ્રોગ્રામોમાં વ્યવસ્થા તરફ ન જોતાં તેમાં ખામીયુક્ત શું છે તે શોધવા પ્રથમ પ્રયત્ન કરીએ; પણ અમારે કહેવું જોઈએ કે અમને તમોએ ગોઠવેલી વ્યવસ્થામાં ક્યાંય ટીકા કરવા જેવી, તમારું ધ્યાન દોરી શકીએ તેવી ખામી દેખાઈ નહિ અને તમોએ ગોઠવેલી સુંદર વ્યવસ્થાને કારણે મહોત્સવ તો સફળતાપૂર્વક આજે પૂર્ણ થશે; તો તમોએ, તમારા જેવા બિનઅનુભવીઓએ આ વ્યવસ્થા કેવી રીતે ગોઠવી, તે ગોઠવવા વિચાર્યું કેવી રીતે તે કહેશો ખરા ?"

પત્રકારોનો આવો પ્રથમદર્શી સવાલ સાંભળી કાર્યકર્તાઓએ જણાવ્યું કે, "આ મહોત્સવ સફળ થવાનું પ્રથમ કારણ તો, માતાજીની અસીમ કૃપા અને આશીર્વાદ. અને તેથી અમારા દરેક વિચારમાં, દરેક કાર્યમાં માતાજી દોરવણી અને માર્ગદર્શન આવતાં હોય તેવી જાણે-અજાણે અનુભૂતિ અને અણુસાર મળતો હોય તેવો ભાસ અમને થયા કરતો હતો. અને તે ઉપરાંત આ મહોત્સવ દરમિયાન મા ઉમિયા ફક્ત કડવા કોમની ન રહેતાં જગતજનની મા બની ગયાં. તેથી સમગ્ર ઊંઝાના તમામ જ્ઞાતિઓએ આ અવસર પોતાનો-પોતાના ઘરનો-માની દિલ દઈ, તેને સફળ કરવા માટે રાત-દિવસ જોયા વગર ખંતથી કામ કર્યું તે તેની પહેલી સફળતા રહી.

બીજું આવનાર યાત્રિકો, જેમ બીજા મેળામાં કોઈ ખરીદી કે, ઈતર પ્રદર્શનો જોવા આ આકર્ષણને કારણે જાય છે તેમ અહીં ન હતું. અહીં આકર્ષણ હતું તો ફક્ત ઉમિયામાનાં દર્શનનું હતું. તેથી લોકો ભક્તિભાવ સાથે આવતા અને એ ભક્તિભાવના સંસ્કારને કારણે તેઓ જાતે 'સ્વયં-સેવક' બની વ્યવસ્થામાં, અમારી કામગીરીમાં પ્રોત્સાહક બળ બન્યા. અને તેથી લાખો લોકો આવ્યા અને ગયા છતાં ખામી ઊભી ન થઈ.

ત્રીજું, કાર્યકરોએ પણ યાત્રિકોના ઉત્સાહને ધ્યાનમાં લઈ, યાત્રિકોના ઉમળકાનો જવાબ એટલા જ પ્રેમથી, લાગણીથી અને હેતથી આપ્યો કે, તેમને તેમનાં તમામ સાધનો યાત્રિકોની સેવાઅર્થે સમર્પિત કરી દઈ, આવનાર અતિથિ છે. માટે તેમને તકલીફ ન પડે તેવી ચિંતનશીલ, કાળજી રાખી તે પ્રમાણે વર્ત્યા તે છે.

ચોથું ગુજરાતના તમામ નાનાં-મોટાં અખબારોએ, આકાશવાણીએ ગુજરાતના ઇતિહાસમાં આવા ધાર્મિક અને એક રીતે કહીએ તો જ્ઞાતિ મહોત્સવને પ્રસિદ્ધિ ન આપી હોય તેવી પ્રસિદ્ધિ આપી દેશભરમાં વસતા કડવા પાટીદારો માટે એક વિશિષ્ટ આકર્ષણ ખડું કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો. અને તેમના સમાચારોની આગવી પ્રસિદ્ધિને કારણે લોકોનું માનસિક ઘડતર થયું અને તેથી લોકોમાં ધર્મભાવના અને નાગરિક તરીકેની શિસ્ત પ્રસંગ પૂરતી કેળવાઈ અને તે અગત્યના કારણે પણ આ મહોત્સવને સફળતા મળવામાં સહાય કરી.

અને પાંચમું એ કે, આ મહોત્સવમાં કોઈ પણ રાજકારણીઓને, પછી તે ગમે તેવો મોટો હોય તો પણ તેને કોઈ મહત્વ આપવામાં આવ્યું ન હતું. અને બને ત્યાં સુધી તેમને આ મહોત્સવના કાર્યક્રમોમાં મહત્વની વ્યક્તિની છાપ માનીને અમે નભાવ્યા નહિ, તે પણ આ મહોત્સવની સફળતાનું એક પાસું બન્યું હોય તેમ અનુભવે અમને લાગે છે.



અને આમ ગામના અને બહારગામના કાર્યકર્તાઓના ખંત, ઉત્સાહ અને નિષ્ઠાના કારણે આજે આપ સૌ મળીને જોઈએ છીએ કે, મહોત્સવની સુવર્ણ પળોના છેડે આપણે જઈ રહ્યા છીએ અને તેથી અમારા બધાંના મનમાં આનંદ છે. તેથી અમારા અંતરમાં પડઘા ઊઠે છે :

'ઉમિયામાતાકી જય'

•




## ૧. પ્રસ્તાવના

- જ્ઞાતિનું મૂળ : વર્ણ-વ્યવસ્થા
- મહાભારત યુગમાં વર્ણ વ્યવસ્થા
- જ્ઞાતિની ઉત્પત્તિ કેવી રીતે થઈ ?
- જ્ઞાતિનાં લક્ષણો
- સમાજનું જુદાજુદા ખંડોમાં વિભાજન
- લગ્ન પર પ્રતિબંધ
- આર્યોનું મૂળ વતન

## ૨. કણબીઓનું ભારતમાં આગમન

- કણબીઓનું મૂળ વતન : પામીર
- ઉત્તર ગુજરાતમાં કુર્મીઓનું આગમન
- ભારતના અન્ય પ્રદેશોમાં કુર્મીઓ
- ઈડર, પાટડી અને વિરમગામનો ઇતિહાસ
- પાટડીના દેસાઈ કુર્મીઓની વંશાવળી
- કચ્છ તરફ કુર્મી પટેલોનો પ્રવેશ
- કડી, ગોઝારિયાના અમીનો

## ૩. કુર્મી, કણબી, પાટીદાર, પટેલ શબ્દની ઉત્પત્તિ

- 'કુર્મી' શબ્દનો અર્થ
- કણબીઓ કૂર્મ ઋષિના વંશજો
- પાટીદાર અને પટેલનો ઇતિહાસ
- કણબીઓ ક્ષત્રિયો કે વૈશ્યો ?

## ૪. દંતકથાઓના આધારે કુર્મીપટેલ જ્ઞાતિની ઉત્પત્તિ

- ઉમિયામાતાજીના હસ્તે કડવા પાટીદારોની ઉત્પત્તિ
- વહીવંચાઓના આધારે કડવા પાટીદારોની ઉત્પત્તિ
- દેસાઈ પટેલોની વહીવંચાઓની કહાણી
- 'લેઉવા પુરાણ'ના આધારે કડવા પાટીદારોની ઉત્પત્તિ
- 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ'ના આધારે કડવા પાટીદારોની ઉત્પત્તિ
- લવ-કુશના વંશજોના આધારે કડવા પાટીદારોનીઉત્પત્તિ
- મા ઉમા અને શંકરે સ્વહસ્તે અર્પણ કરેલ નંદી અને ત્રિશૂળ
- શાખો અને પેટાશાખો

## ૫. આધુનિક યુગમાં વિવધક્ષેત્રે કડવા પાટીદારોની પ્રગતિ

- પ્રસ્તાવના
- જૂના અને નવા રિવાજો સામે શરૂ થયેલો સંઘર્ષ
- પાટીદાર સમાજના બે આદ્યસુધારકો
  સ્વ. જોરાવરસિંહજી દરબાર, સ્વ. બેચરદાસ લશ્કરી
- કડવા પાટીદાર પરિષદો
- કડવા પાટીદાર પરિષદોની વ્યાપક અસરો
- કડવા પાટીદાર સમાજના ઉત્કર્ષ માટેનાં વિવિધ સમાચારપત્રો
- સામાજિક ક્ષેત્રે ક્રાન્તિ
- સમાજસુધારણાની ઝુંબેશ
- શૈક્ષણિક ક્ષેત્રે ક્રાન્તિ
- વિવિધક્ષેત્રે કડવા પાટીદારનું પ્રદાન
- વેપાર ઉદ્યોગ ક્ષેત્રે ક્રાન્તિ
- ૧૮ મી શતાબ્દી મહોત્સવ પછી કડવા પાટીદારોમાં જાગૃત થયેલી અસ્મિતા



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



### પ્રસ્તાવના

**જ્ઞાતિનું મૂળ : વર્ણ-વ્યવસ્થા**

જ્ઞાતિના ઉદ્‌ભવનો કોઈ ચોક્કસ સમય આપવો મુશ્કેલ છે. કારણકે હાલની જ્ઞાતિપ્રથા ધીરેધીરે અસ્તિત્વમાં આવી છે. હિંદુઓના મૂળગ્રંથો તપાસતાં જ્ઞાતિપ્રથાનો ઉલ્લેખ પાછળથી આવે છે, પરંતુ સૌથી પહેલાં વર્ણ-વ્યવસ્થા અમલમાં આવી હતી. કેટલાકને મતે આ પ્રકારની વ્યવસ્થા આર્યો હિંદમાં આવ્યા તે પહેલાં જ દ્રાવિડીઅનોના સમાજમાં હતી અને પોતાના સમાજના સફળ સંચાલન માટે આર્યોએ આ પ્રથા તેમની પાસેથી અપનાવી. જ્યારે કેટલાકનું એમ માનવું છે કે, આર્યો બહારથી જ્યારે ભારતમાં આવ્યા ત્યારે આ પ્રથા લેતા આવ્યા હતા. આ ઉપરથી એટલું તો ફલિત થાય છે કે, વર્ણ-વ્યવસ્થા લગભગ આર્યોના વસવાટ સાથે સમાજમાં દ્રઢપણે સ્થપાઈ. લગભગ ઈ.સ.૨૫૦૦ વર્ષ પહેલાં ઋગ્વેદના સમયથી જ્ઞાતિપ્રથાના ઉદ્‌ભવસ્થાનસમી વર્ણ-વ્યવસ્થા ભારતમાં અમલમાં આવી. સૌથી પહેલાં ચાર વર્ણનો ઉલ્લેખ ઋગ્વેદના દસમ મંડળના પુરુષસૂક્તમાં આવે છે. જેમાં સમાજના ચાર વર્ણો–બ્રાહ્મણ, રાજન્ય, વૈશ્ય અને શૂદ્રનું વર્ણન છે.

મનુસ્મૃતિમાં મનુભગવાને લખ્યું છે કે, "બ્રાહ્મણો પરમેશ્વરના મુખમાંથી, ક્ષત્રિઓ તેના બાહુમાંથી, વૈશ્યો તેની જાંઘોમાંથી અને શુદ્રો તેના પગમાંથી ઉત્પન્ન થયેલા છે.[૧]"

એટલે ઋગ્વેદના મંત્રો લખાયા હશે ત્યારે વર્ણો હશે પણ જ્ઞાતિઓ નહિ હોય. ઋગ્વેદમાં બ્રહ્મ, ક્ષત્રિ અને વિશ એવી રીતે ફક્ત ત્રણ વર્ણોનો ઉલ્લેખ જોવામાં આવે છે. પુરુષ સૂક્તમાં ચાર વર્ણોનો જે ઉલ્લેખ કરેલો છે, તે ઋગ્વેદના આરંભ કાળના સમાજનું ચિત્ર આપતું નથી. પરંતુ આર્યોના અહીંના નિવાસસ્થાન પછી ૪૦૦ વર્ષ પછીનું તે ચિત્ર છે. વળી, કેટલાકને મતે આર્યો આ દેશમાં આવીને રહ્યા ત્યારે આર્યોએ પોતાના સમૂહને અહીં વસતા લોકોથી જુદો ઓળખવા માટે ચામડીના રંગ ઉપરથી વર્ણ શબ્દ યોજ્યો. અભ્યાસ કરતાં એમ જણાય છે કે, વર્ણ-વ્યવસ્થાના મૂળમાં સમાજના સફળ સંચાલન માટે કાર્યોની વહેંચણી જ રહેલી છે. સમાજમાં જે લોકોએ અધ્યયન કરવાનું અને કરાવવાનું, સંસ્કારો ફેલાવવાનું, અને ચારિત્ર્ય ઘડવાનું, તેમજ ધાર્મિક ક્રિયાઓ કરવાનું કામ ઉપાડી લીધું, તેઓ બ્રાહ્મણો કહેવાયા. સમાજનું રક્ષણ કરવાની જવાબદારી જેમણે ઉપાડી તેઓ ક્ષત્રિય કહેવાયા. વેપાર–ઉદ્યોગ દ્વારા સમાજની અર્થવ્યવસ્થા જેણે સંભાળી લીધી તે વૈશ્યો કહેવાયા. આમ પુરુષ સૂક્ત પહેલાં ત્રણે ત્રણ વર્ણો આર્યોમાં હતી, પણ પાછળથી આર્યોએ અનાર્યોને પણ તેમના સમાજમાં સમાવી લીધા. અને તેમાંથી ચોથો વર્ણ સમાજની સેવા કરનારાઓનો થયો, જેઓ શૂદ્રો તરીકે ઓળખાયા.

ચારે વર્ણનો સ્પષ્ટ ખ્યાલ ઈ. સ. પૂર્વે ૧૪૦૦માં બ્રાહ્મણમાં જોવા મળે છે. પાછળના સ્મૃતિકારોએ વર્ણ-વ્યવસ્થાને દ્રઢ નિશ્ચિત સ્વરૂપ આપ્યું. હિંદુઓના સામાન્ય સ્મૃતિકાર મનુ ભગવાને મનુસ્મૃતિમાં ચારે વર્ણનો નિર્દેશ કરેલો છે. ચારે વર્ણના ધર્મ મનુએ આપ્યા છે. સમાજનો સામાન્ય વર્ગ બીજી દુનિયાના કે ઈશ્વરના ડરથી તેમજ ધર્મના પાલન માટે મનુના આદેશોનું પાલન કરતો અને પોતાનાં સ્ખલનો કે ગેરવર્તણૂકના પ્રાયશ્ચિતરૂપે જે આજ્ઞા કરવામાં આવી હોય તે પ્રમાણે પ્રાયશ્ચિત કરતો. મનુએ દરેક વર્ણનાં કાર્ય પણ નિશ્ચિત કરેલાં છે. શાસ્ત્રોના પુરાવા પરથી એટલું તો સિદ્ધ થાય છે કે, ઈ.સ. પૂર્વે ચોથા સૈકામાં સમાજમાં વર્ણ-વ્યવસ્થા પ્રચલિત થઈ ચૂકી હતી. ચાણક્યે ચારે વર્ણોની વીગતવાર માહિતી તેના રાજનીતિશાસ્ત્ર ગ્રંથના પ્રથમ પ્રકરણમાં આપી છે. જે-તે વખતની ચાર વિભાગવાળી સમાજરચનાનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

**મહાભારત યુગમાં વર્ણ-વ્યવસ્થા**

મહાભારતકાળમાં પ્રત્યેક વર્ણનાં કામો નક્કી થયેલાં જણાય છે. વળી, દરેક વર્ણ એકબીજાથી અલગ પણ

૧. મનુસ્મૃતિ, અધ્યાય ૧, શ્લોક નં. ૮૬ થી ૯૧









થયા હશે. તે જ કાળમાં વર્ણ જન્મથી જ એમ માનવાની શરૂઆત થઈ. એટલે તેની સાથે કેટલાંક અનિષ્ટો પણ આવવાં લાગ્યાં. આ માન્યતાના વિરોધમાં મહાભારતમાં કહેવામાં આવ્યું છે કે, બ્રાહ્મણોનો વર્ણ જન્મથી જ નહિ પરંતુ વૃત્ત એટલેકે ચારિત્ર અને સંસ્કારથી છે.

એટલે જો બ્રાહ્મણમાં જો તે ગુણો ન હોય તો બ્રાહ્મણ ગણવો જોઈએ નહિ. પરંતુ શુદ્રમાં જો બ્રાહ્મણના ગુણો હોય તો તેને બ્રાહ્મણ કહેવડાવવાનો અધિકારી ગણવો.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે,

**चातुर्वर्ण्यम् मया सृष्टम् गुण कर्म विभागसः**

આ બધા પુરાવા સમાજના ચાર ભેદ જ દર્શાવે છે. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે, ગુણ કર્મના આધારે ચાર વર્ણની મેં રચના કરી છે. ઉપનિષદ્ સમયમાં શ્રીકૃષ્ણે પોતે જ ત્રિવર્ણી સમાજમાં એક વર્ણ શુદ્ર ને ઉમેરીને ચારવર્ણી સમાજરચના કરી હોય. चातुर्वर्ण्यम्... શ્લોકના બે અર્થ ઘટાવી શકાય. એટલેકે વ્યકિતના ગુણ તથા કર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ભેદો ઈશ્વરે સર્જેલા છે. જ્યારે બીજો એવો પણ અર્થ કરી શકાય કે, વર્ણભેદનું કારણ ગુણ અને કર્મ છે એટલેકે જે લોકોમાં જેવાં ગુણ અને કર્મ હોય તે વર્ણના તેમને ગણવા જોઈએ. આ ઉપરથી એટલું તો ચોક્કસ ફલિત થાય છે કે, મહાભારતના સમય સુધીમાં સમાજમાં ચાર મુખ્ય વર્ણો સ્થપાયા હશે.

ચોથો વર્ણ જે ઋગ્વેદના પુરુષ સૂકત પછી ઉમેરાયો છે. તેને અંગે એવો મત છે કે, આર્યો અને અનાર્યો સુલેહથી આ દેશમાં રહેવા માંડયા પછી આ ચોથો શુદ્રનો વર્ણ અનાર્ય લોકોનો બનાવવામાં આવ્યો. આર્યોના સમાજમાં સ્થાન મળવા છતાં તેમના સંસ્કારો જુદા હોવાને લીધે અને આર્યો ધાર્મિક ક્રિયાઓમાં ખૂબ પવિત્રતાનો આગ્રહ રાખતા હોવાથી ધાર્મિક ક્રિયાઓમાંથી શુદ્રોને બાકાત રાખવામાં આવતા. જોકે ઋગ્વેદના સૂકતોના પ્રણેતાઓમાં શુદ્ર ઋષિઓ પણ છે. વર્ણ-વ્યવસ્થા ઉદ્‌ભવી ત્યારે જન્મ સાથે તેનો કોઈ સંબંધ ન હતો. દરેકના કર્મ ઉપરથી જ તેનો વર્ણ ગણાતો. લોકો પુરુષાર્થ અને કર્મથી એક વર્ણમાંથી બીજા વર્ણમાં જઈ શકતા. શુદ્ર ઋષિઓના દાખલા ઉપરાંત વિશ્વામિત્ર તપ અને કર્મના પ્રભાવથી ક્ષત્રિયમાંથી ઋષિ બન્યા હતા. ચોથો વર્ણ સમાજમાં દાખલ થતાં ધીરે-ધીરે વર્ણભેદ વધારે તીવ્ર બન્યો અને પહેલાં ત્રણ વર્ણો વચ્ચે પણ મર્યાદાઓ મુકાવા માંડી. ખાસ કરીને બ્રાહ્મણો ધાર્મિક ક્રિયાઓ કરતા, કરાવતા હોવાથી કાંઈક અંશે પવિત્રતાના ખ્યાલોથી, પોતાને ઉત્તમ સંસ્કારવાળા માનતા હોવાથી, તેમજ વિદ્યાના દાતા હોવાથી પોતાને સર્વશ્રેષ્ઠ માનવા લાગ્યા. અને આ ખ્યાલોથી પ્રેરાઈ ને તેમણે પોતાનો વાડો બીજા વર્ણોથી અલગ બનાવ્યો. લગ્ન તથા વ્યવહાર પોતાના વર્ણો પૂરતાં જ મર્યાદિત રાખ્યાં. આ ચાર વર્ણોમાં શરૂઆતમાં સવર્ણ લગ્ન થતાં. પાછળથી તેમાં અનુલોપ તેમજ પ્રતિલોપ લગ્ન થવા માંડયાં. મનુ ભગવાને અનુલોપ લગ્નની છૂટ આપી છે. પરંતુ પ્રતિલોમ લગ્નને સખત રીતે વખોડી કાઢયું છે. અને પ્રતિલોમ લગ્નથી થતી પ્રજાની જુદીજુદી જાતિઓ દર્શાવી છે. જે બ્રાહ્મણ હોય તે પોતાના તેમજ પોતાનાથી નીચેના ત્રણ વર્ણોની કન્યા ગ્રહણ કરી શકે. તેવી જ રીતે ક્ષત્રિયો પણ પોતાના તેમજ પોતાની નીચેના બે વર્ણોની કન્યા ગ્રહણ કરી શકે. એટલેકે કોઈ વર્ણ પોતાના વર્ણમાંથી કે પોતાનાથી નીચેના વર્ણની કન્યા સાથે લગ્ન કરે તેને અનુલોમ લગ્ન કહેવાય છે. બ્રાહ્મણ-કન્યા જો ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્રને અથવા ક્ષત્રિય કન્યા વૈશ્ય કે શુદ્રને તેવી જ રીતે વૈશ્ય કન્યા શુદ્રને પરણે તો તે પ્રતિલોમ લગ્ન કહેવાય છે. આવાં અનુલોમ અને પ્રતિલોમ લગ્નોને લીધે અનેક પેટા-વર્ણો અને જાતિઓ અસ્તિત્વમાં આવી.

વર્ણાશ્રમના ધર્મો ઉપરાંત મનુ મહારાજ જાતિઓની પણ એક યાદી આપે છે. આ જાતિઓ જુદીજુદી રીતે ઉદ્‌ભવેલા પેટા-વર્ણમાંથી અસ્તિત્વમાં આવી હશે. જાતિ વિશે ધર્મગ્રંથોમાં ખૂબ માહિતી મળતી નથી, પરંતુ અનુલોમ અને પ્રતિલોમ લગ્નથી થયેલી પ્રજાને જુદીજુદી







જાતિનાં ઉપનામ મનુએ આપ્યાં છે. તેમાંની કેટલીકનાં અત્યારે નામ જ બદલાઈ ગયાં છે; જ્યારે કેટલીક નામશેષ થઈ ગઈ છે. બ્રાહ્મણથી શૂદ્ર કન્યાને થયેલી પ્રજા નિષાત્ જાતિ તરીકે ઓળખાય છે. ક્ષત્રિયથી બ્રાહ્મણ કન્યાને જન્મેલો પુત્ર સૂત જાતિનો ગણાય છે. વૈશ્યથી બ્રાહ્મણ કન્યામાં વૈદેહી અને વૈશ્યથી ક્ષત્રિયાણીમાં માગધ જાતનો પુત્ર થાય છે.

ચાર વર્ણો બાદ કરતાં જુદીજુદી જાતિઓ નીચે પ્રમાણે જુદાંજુદાં કારણોસર અસ્તિત્વમાં આવી :

(૧) વર્ણસંકરતાને લઈને, (૨) ધાર્મિક ક્રિયાઓનું સંપૂર્ણ પાલન ન કરવાના પરિણામે સામાજિક મોભો ગુમાવ્યાથી, (૩) ગુનાસર પોતાના સમૂહમાંથી બહાર કાઢી મૂકવાથી, (૪) ગુલામો અને તેમના વંશજોના બનેલા સમૂહ દ્વારા, (૫) ચાર વર્ણની બહાર કાઢી મૂકેલા લોકો અને તેમના વંશજોના સમૂહ દ્વારા. આ ઉપરાંત મનુ મહારાજે મિશ્ર જ્ઞાતિઓની એક લાંબી નામાવલી આપી છે. તેની સંખ્યા ત્રીસ છે અને તે ત્રણ પ્રકારની છે :

(૧) ફક્ત શુદ્ધ જ્ઞાતિઓમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા, (૨) શુદ્ધ જ્ઞાતિઓ અને વર્ણસંકર જ્ઞાતિઓમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા, (૩) કેવળ વર્ણસંકરથી જ ઉત્પન્ન થયેલી પ્રજા

ધર્મશાસ્ત્રોના લેખકોએ સમાજમાં વ્યવસ્થા સાચવવા માટે આવી જાતિના નિયમો કર્યા હતા. પરંતુ દરેક સમાજના પ્રચલિત નીતિનિયમોનું ઉલ્લઘંન કરનારા મનુષ્યો નીકળી આવે છે. તેને પરિણામે વર્ણસંકર જાતિઓ ઉત્પન્ન થઈ. આર્યોના કાળના સમાજમાં પણ વર્ણના વ્યવહાર અંગે, ટૂંકમાં વર્ણાશ્રમ ધર્મ માટે ખાસ ભાર મુકાયો છે. છતાં વખતના વહેવા સાથે આ વર્ણાશ્રમ ધર્મમાં સ્ખલનો પેઠાં. આ તેમજ અન્ય કારણોને લઈને વર્ણમાંથી અનેક પેટા-વર્ણો, જાતિઓ, જ્ઞાતિઓ વગેરે ઉત્પન્ન થયા.

ભગવદ્ ગીતામાં દર્શાવ્યા પ્રમાણે વર્ણો ગુણ અને કર્મ પ્રમાણે બનાવવામાં આવ્યાં છે. આ રીતે સમાજશાસ્ત્ર તેમજ માનસશાસ્ત્રના નિયમને અનુસરીને આર્યોની વર્ણવ્યવસ્થા રચાયેલી છે. મનુષ્ય પોતાના ગુણ એટલેકે વંશપરંપરા મેળવેલા ગુણો તેમજ આજુબાજુના સંજોગોની અનુકૂળતા પ્રમાણે કર્મ કરવા તત્પર થાય છે. એટલે ગુણો અને કર્મ ઉપર વર્ણનું નિર્માણ થયેલું છે તે યથાર્થ છે. પરંતુ સમાજ હમેંશા પરિવર્તનશીલ છે. એટલે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા સ્થિત્યાત્મક રહી શકે નહિ. આપણા સ્મૃતિકારોએ પણ આ વસ્તુનો નિર્દેશ જુદાજુદા યુગના લોકો માટે જુદાજુદા ધર્મો પાળવાનું દર્શાવી કરેલો છે.

## જ્ઞાતિની ઉત્પત્તિ કેવી રીતે થઈ ?

પ્રમાણભૂત આધારો પરથી એવું ફલિત થાય છે કે, જ્ઞાતિ કોઈ એક કાળે જ ઉત્પન્ન થઈ નથી. પરંતુ જુદાંજુદાં પરિબળોના પરિણામે સમાજનું જુદેજુદે તબક્કે વિભાગીકરણ થતાં તે અસ્તિત્વમાં આવી હશે. કેટલાક પરદેશી વિદ્વાનોનો એવો મત છે કે, જ્ઞાતિ એ કૃત્રિમ રચના છે અને જ્ઞાતિઓમાં સર્વશ્રેષ્ઠ મનાતા બ્રાહ્મણોએ પોતાની સત્તા ટકાવી રાખવા વહીવટીતંત્ર દ્વારા જ્ઞાતિબંધન પ્રજા પર ઠોકી બેસાડયું હશે. અત્યાર સુધીની જ્ઞાતિ વિશેની માહિતી પરથી એવું જણાય છે કે, જ્ઞાતિ કોઈ એક સમયે ઊભી કરેલી અને લાદેલી કૃત્રિમ રચના નથી. પરંતુ ભૌગોલિક, સામાજિક, રાજકીય પરિસ્થિતિએ ઉપજાવેલો ધીમો પણ સ્વયં વિકાસ છે. ભારતનું ભૌગોલિક એકાંતિકત્વ, હિંદુઓની ધાર્મિક માન્યતા, પૂર્વજ પૂજા અને શ્રાદ્ધવિધિ, પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતમાં શ્રદ્ધા, કામધંધા અને ખોરાક સાથે અમુક જાદુ સંકળાયેલો હોવાની આદિ માનવોની માન્યતા, આનુવંશિક ધંધાઓ તેમજ તે અંગેની માહિતી અને આવડતની ગુપ્તતા જાળવી રાખવાની ઈચ્છા, વિરોધી માન્યતાઓવાળી સંસ્કૃતિઓ તેમજ ટોળીઓ સાથે સંઘર્ષ અને પોતાની સંસ્કૃતિ ટકાવી રાખવાની ઈચ્છા, સામાજિક









અને ધાર્મિક વિશેષાધિકારોવાળા વર્ગોનો ઉદ્ભવ, હેતુપૂર્વક ધાર્મિક ક્રિયાઓના ગોપન માટે સમાજની અમુક પ્રકારની વ્યવસ્થા વગેરે પરિબળોને જ્ઞાતિના ઉગમ અને વિકાસ માટે કારણભૂત ગણી શકાય.

સમાજની સ્થિરતા અને વિકાસ માટે સમાજમાં વર્ણ-વ્યવસ્થા અસ્તિત્વમાં આવી. ધીરેધીરે વર્ણમાંથી પેટા-વર્ણો અને જ્ઞાતિનો ઉદ્ભવ થયો. આગળ દર્શાવેલાં પરિબળોને લીધે લગભગ ૨૦૦૦ વર્ષ સુધી તો હિંદમાં જ્ઞાતિનું વૃક્ષ ફૂલ્યુંફાલ્યું. અત્યારે જ્ઞાતિનાં મૂળ એટલાં ઊંડાં નંખાઈ ગયાં છે કે, તેને ઊખેડવાં સહેલાં નથી. પરંતુ આધુનિક કાળમાં જ્ઞાતિવૃક્ષના મૂળમાં ખૂબ સડો લાગવાથી તે બાહ્ય ઝંઝાવાતો સામે ટકી રહે તે મુશ્કેલ છે.

## જ્ઞાતિનાં લક્ષણો

જ્ઞાતિની ઉત્પત્તિના કારણમાં જુદાજુદા વિદ્વાનોએ જુદોજુદો મત દર્શાવ્યો છે. પરંતુ તેની વિવેચનામાં ન ઊતરતાં જ્ઞાતિનાં જે મુખ્ય લક્ષણો હજુ ટકી રહ્યાં છે તેને જોઈશું. હિન્દુ ધર્મગ્રંથોના આધાર પર રચાયેલો જ્ઞાતિ સંબંધીનો મત આપણે આગળ જોઈ ગયા. પરંતુ હાલના કાળમાં જે રીતે નવીનવી જ્ઞાતિઓ ઉદ્ભવ પામી છે અને પામે છે તે રીતે હાલની અસંખ્ય જ્ઞાતિઓ ફક્ત વર્ણસંકરતાથી કે વિભિન્ન ધંધાને લીધે જ અસ્તિત્વમાં આવી હશે, તેમ માની શકાય તેમ નથી. જ્ઞાતિના ઉદ્ભવના મૂળમાં તે એક અગત્યનું કારણ હોય. પરંતુ તેના સિવાય બીજાં પણ કેટલાંક અગત્યનાં કારણો છે. જે જ્ઞાતિના ઉદ્ભવ તેમજ વિકાસમાં કારણભૂત બન્યાં હશે. જ્ઞાતિના અસ્તિત્વકાળથી અત્યાર સુધીમાં અને લગભગ હાલના સમય સુધી ટકી રહ્યાં હોય તેવાં બે મુખ્ય લક્ષણો એક પરદેશી મુસાફરે પોતાની નોંધમાં જણાવ્યાં છે.

ઈ.સ. પૂર્વે ત્રીજા સૈકામાં મેગેસ્થિનિસ નામનો મુસાફર હિંદની જ્ઞાતિ પ્રણાલિનાં મુખ્ય બે લક્ષણો ગણાવે છે. જોકે, બ્રિટિશ શાસકોની તેમજ અન્ય ભૌગોલિક, સાંસ્કૃતિક અને ઐતિહાસિક પરિબળોની અસર પછી આમંના એક લક્ષણમાં ફેરફાર થયો છે. જ્ઞાતિનાં મુખ્ય લક્ષણો ને રોટી-બેટી વ્યવહાર અને વંશપરંપરા ધંધો મેગેસ્થિનિસના સમયમાં બીજી પણ એક ધ્યાન ખેંચે તેવી પરિસ્થિતિ સમાજમાં પ્રવર્તતી હતી. અને તે એ કે જ્ઞાતિ જન્મથી જ છે અને તે સામાજિક અસમાનતા ઉપર રચાયેલી હતી. એટલેકે શુદ્ર જ્ઞાતિમાં જન્મેલો શુદ્ર જ રહે, શુદ્ર કન્યાને પરણી શકે અને ધંધો પણ શુદ્રનો જ કરે. આ સિવાય મેગેસ્થિનિસ જ્ઞાતિ વિશે લંબાણ માહિતી આપતો નથી, પરંતુ તેનાં બે મુખ્ય લક્ષણો જ જણાવે છે કે, જ્ઞાતિ લગ્ન અને ધંધા પર નિર્ભર થયેલી હતી. ટૂંકમાં કોઈ પણ વ્યક્તિ બીજી વ્યક્તિ સાથે ભોજન લઈ શકે નહિ. અન્ય જ્ઞાતિની કન્યા સાથે લગ્ન-સંબંધ જોડી શકે નહિ તેમજ બીજી જ્ઞાતિનો ધંધો કરી શકે નહિ. આ વ્યવસ્થામાં કેવળ તત્ત્વવેત્તાઓનો વર્ગ જ અપવાદરૂપ હતો. તેઓ એક કરતાં વધારે ધંધા કરી શકતા.

પ્રો. ધુર્યે જ્ઞાતિ લક્ષણોને આ પ્રમાણે છ વિભાગમાં વહેંચી નાખે છે : (૧) સમાજનું જુદાજુદા ખંડોમાં વિભાજન (૨) ચઢ-ઊતરનો ક્રમ (૩) સામાજિક સંપર્ક અને ખાનપાન પર પ્રતિબંધો (૪) ધાર્મિક તેમજ નાગરિકના સમાન હકો પર પ્રતિબંધ (૫) ધંધા પર પ્રતિબંધ (૬) લગ્ન પર પ્રતિબંધ

## સમાજનું જુદાજુદા ખંડોમાં વિભાજન

જ્ઞાતિ સમાજ એ એક સંવાદી તેમજ સમાન દરજ્જો ધરાવતી કોમ્યુનિટી નથી. પરંતુ તેનું જુદાજુદા ખંડોમાં વિભાજન થયેલું હોવાથી હિંદુઓ એક કોમ્યુનિટી હોવા છતાં જ્ઞાતિઓને લીધે જુદોજુદો સામાજિક દરજ્જો ભોગવે છે. સમગ્ર હિંદુ સમાજને જો આપણે એક વર્તુળ માની લઈએ તો વર્તુળના જુદાજુદા ખંડ જુદીજુદી જ્ઞાતિઓ બની રહે છે અને આ બધા જુદાજુદા ખંડોમાં આવી જતા લોકો જુદાજુદા સામાજિક દરજ્જા ભોગવે છે. પ્રત્યેક સમૂહની સભાસદ







થવાની લાયકાત જન્મ ઉપર અવલંબે છે. એટલેકે જે ખંડ સમૂહમાં તે જન્મે તે જ સમૂહનો તે સભાસદ થઈ શકે છે. પ્રો. મેક આઈવર આ પરિસ્થિતિ નિહાળીને લખે છે કે, પૂર્વ અને પશ્ચિમમાં વિભાગીકરણ જુદાજુદા મુદ્દા પર થયેલું છે. પશ્ચિમના દેશોમાં વ્યક્તિનો વર્ગ અને સામાજિક દરજ્જો ધનદોલત પર અવલંબે છે. જ્યારે હિંદમાં તે વ્યક્તિ કઈ જ્ઞાતિમાં જન્મી છે તેના ઉપર તેનો મોભો, દરજ્જો અને વર્ગ નક્કી થાય છે. હાલના હિંદુ સમાજમાં જન્મ ઉપરાંત પૈસાને પણ ઠીકઠીક મહત્ત્વ મળવા માંડયું છે. વર્ગસમાજમાં એક વ્યક્તિ સ્વપ્રયત્નથી એક વર્ગમાંથી બીજા વર્ગમાં જઈ શકે છે. પોતાના નીચા વર્ગમાંથી ઊંચા વર્ગમાં જઈ શકે છે. જ્યારે જ્ઞાતિ સમાજમાં વ્યક્તિના પગ બંધાઈ ગયેલા હોય છે. ખૂબ પ્રયત્ન કરવા છતાં શુદ્ર તે શુદ્ર જ રહે છે. આપણો હાલનો સમાજ દ્રવ્યાભિમુખ થતો જાય છે. અને પરિણામે આ પરિસ્થિતિમાં પણ ધીમો પલટો આવતો જાય છે. આના સમર્થનમાં ડૉ. ધુર્યે મહારાષ્ટ્રના સમાજમાંથી ઉદાહરણ આપી દર્શાવે છે કે કોઈ પણ વ્યકિત પોતાના વંશપરંપરાના ધંધાને બદલે બીજો ધંધો સ્વીકારે તોપણ તેનો દરજ્જો બદલાતો નથી. દા.ત., મરાઠા, પ્રભુ, બ્રાહ્મણ, સોની, સુથાર કે મહારનો દરજ્જો બાપદાદાનો ધંધો બદલવા છતાં એનો એ જ રહે છે. મરાઠા સેનાપતિ લશ્કરમાં જુદો મોભો ભોગવતો હોય છતાં તેનો સામાજિક દરજ્જો મરાઠાનો જ રહે છે. ભારતના નવા રાજ્યબંધારણ પહેલાં જ્ઞાતિપંચોને પોતાની જ્ઞાતિના વહીવટ માટે કેટલાક હકો હતા, જેનાથી તે જ્ઞાતિજનો પર નિયંત્રણો રાખી શકતાં હતાં અને નાના ઝઘડાઓનો નિકાલ સરળતાથી લાવી શકતાં હતાં. જ્ઞાતિપંચો જ્ઞાતિના નિયમોનું ઉલ્લંઘન કરનારને દંડ તેમજ જ્ઞાતિ બહાર મૂકવાની સત્તા ધરાવતાં હતાં. આમ, દરેક જ્ઞાતિમંડળ સ્વતંત્ર એકમ હતું અને પોતપોતાના જ્ઞાતિ-નિયમો પ્રમાણે વહીવટ ચલાવતું હતું.

**લગ્ન પર પ્રતિબંધ**

આગળ જોયું તેમ મુખ્ય જ્ઞાતિઓ અસંખ્ય પેટા-વિભાગોમાં વહેંચાઈ ગયેલી છે. એક જ્ઞાતિ બીજી જ્ઞાતિ સાથે અને દરેક જ્ઞાતિની પેટા-શાખાઓ એકબીજા સાથે લગ્ન-સંબંધ બાંધી શકતી નથી. પરંતુ તેમની અંદરો-અંદર લગ્ન કરી શકે છે. જ્ઞાતિનું લક્ષણ હજુ પણ સર્વવ્યાપી છે. જોકે હવે પેટા-જ્ઞાતિ અથવા તો કોઈ પણ જ્ઞાતિ પોતાના ગોળની બહાર નીકળી તે જ પેટા-જ્ઞાતિની અને મુખ્ય જ્ઞાતિની વ્યક્તિઓ સાથે લગ્નસંબંધ બાંધી શકે છે. પરંતુ પોતાનાથી ઉપરના ક્રમમાં કન્યાને પરણાવવાની પ્રથા એટલે કે, ઊંચી જ્ઞાતિઓ નીચી પેટા-જ્ઞાતિની કન્યા સાથે લગ્ન-સંબંધ બાંધે તે સામાન્ય નિયમ તરીકે સ્વીકાર્યું છે. આનાથી વિરુદ્ધ વર્તન અપવાદરૂપે જ છે. આ ક્રમમાં કન્યા આપવાનું સુંદર ઉદાહરણ પાટીદાર જ્ઞાતિ પૂરું પાડે છે. પાટીદાર જ્ઞાતિ મૂળ તો એક જ જ્ઞાતિ હોવા છતાં, તેની જુદીજુદી શાખાઓ સમાજમાં ચઢતોઊતરતો દરજ્જો ભોગવે છે. ચરોતરના પાટીદારો કાનમની કન્યા લઈ આવે, પરંતુ પોતાની કન્યા આપશે નહિ, તેવી જ રીતે ચરોતરની અંદર પણ કડવા અને લેઉવા પાટીદાર એમ બે ભાગ છે. લેઉવા પાટીદારોની અંદર પણ જુદાજુદા ગોળ બંધાયેલા છે. તેઓ ચઢતા ગોળમાં કન્યા આપશે અને ઊતરતા ગોળની કન્યા લેશે ખરા પણ આપશે નહિ. આવી પ્રથાને લીધે અમુક ગોળમાં વરની અછતને લીધે વર-વિક્રમ થઈ રહ્યો છે, જ્યારે નીચલા ગોળના પાટીદારોમાં કેટલાય લાયક યુવકોને કુંવારા જીવન વ્યતિત કરવું પડે છે. જ્ઞાતિનું આ લક્ષણ એટલું ઊંડું છે કે આંતર-જ્ઞાતીય લગ્નની હિમાયત કરવા છતાં જ્ઞાતિમાં જ લગ્ન કરવાની પ્રથા છે. ગમે તે કારણોથી જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ હોય, પરંતુ લગ્નવ્યવહાર એ જ્ઞાતિનું એક મુખ્ય લક્ષણ છે. આના માટે કેટલાક સ્પષ્ટ નિયમો છે કે જે લગ્ન-વ્યવહાર પર પ્રતિબંધ મૂકે છે.



(૧) પોતાની જ્ઞાતિમાં નક્કી કરેલા વર્તુળ કે ગોળમાં જ લગ્ન-વ્યવહાર થવો જોઈએ. આ પ્રકારના લગ્નને અંતર્લગ્ન કહે છે. આવા પ્રકારના લગ્નની મર્યાદા, ભાષા, સ્થળ, ધર્મ વગેરે પર રચાયેલી છે. એટલેકે એક







જ્ઞાતિ હોવા છતાં પણ જો કોઈ વ્યક્તિ પર પ્રાંતમાં રહેતી હોય, અન્ય ભાષા બોલતી હોય અને સમાનધર્મી ન હોય તો તે કુટુંબો સાથે સામાન્ય રીતે લગ્ન-સંબંધ બાંધી શકતો નથી. આવા નિયમથી જ્ઞાતિ બંધુઓના પણ અલગઅલગ વાડા થઈ જાય છે, તેમજ લગ્નની પસંદગીનું ક્ષેત્ર ખૂબ નાનું થઈ જાય છે.

(૨) લગ્નની બીજી મર્યાદા એ છે કે, પોતાના ગોળ કે એકમની અંદર પણ અમુક સગાઈવાળી વ્યક્તિઓ સાથે લગ્ન થતાં નથી. ટૂંકમાં મા, તેમજ બાપ તરફના નજીકના સગાંઓ સાથે લગ્ન સંબંધ જોડી શકાતો નથી. આવી જાતની પસંદગીના ક્ષેત્રની મર્યાદાને બહિર્લગ્ન કહેવાય છે. સગોત્ર લગ્ન કરવાનો શાસ્ત્ર-નિષેધ કર્યો હોવાથી આ પ્રકારનાં લગ્નમાં લગ્ન-સંબંધ વર્તુળ બહાર અન્ય ગોત્ર સાથે બાંધવામાં આવે છે. મહાભારતકાળમાં સુભદ્રા–અર્જુનના દાખલા પરથી જણાય છે કે, મામાફોઈના છોકરાં-છોકરીનાં લગ્ન પર પ્રતિબંધ ન હતો. પરંતુ કાકા-કાકાનાં છોકરાંઓ વચ્ચે લગ્ન થયું હોય તેવો દાખલો જડતો નથી. ઘણીખરી ઉચ્ચ જ્ઞાતિમાં પોતાના એકમમાં પોતાનાથી ચડિયાતા સામાજિક દરજ્જાવાળા કુટુંબમાં છોકરી પરણાવવાની ઇચ્છા હોય છે. આવાં કહેવાતાં ઉચ્ચ કુટુંબો તેમના પૂર્વજની કોઈ જાહેર સેવાને લીધે અથવા તો ઇલકાબને લીધે ઉચ્ચ દરજ્જો ભોગવતાં હોય છે. આવા કુટુંબો આર્થિક રીતે સદ્ધર ન હોય તોપણ તેમના બાપદાદા-ઓની કુલીનતાને લીધે કુલીન ગણાય છે અને આવાં કુટુંબોના છોકરાઓ સાથે પોતાની છોકરીનો લગ્ન-સંબંધ બાંધવા માટે ઘણાં મા-બાપ આતુર હોય છે. પરંતુ આ પરિસ્થિતિને લીધે લગ્ન પસંદગીનું વર્તુળ બહુ જ મર્યાદિત બની જાય છે અને નીચલી કક્ષાના કુટુંબના છોકરાઓ માટે લગ્નનો પ્રશ્ન વિષમ બને છે. હાલમાં કહેવાતી ઉચ્ચ જ્ઞાતિઓમાં પૈસા ઉપરાંત વિદ્યાની કુલીન-શાહીનું નવું તત્ત્વ દાખલ થયું છે અને ભણેલા યુવકોને જમાઈ તરીકે મેળવવા માટે હરીફાઈ જામે છે. જેને પરિણામે વર-વિક્રયની પ્રથાને ખૂબ જ પ્રોત્સાહન મળી રહ્યું છે.

પરંતુ તે જ જ્ઞાતિના બીજા સામાન્ય વર્ગો પર આ પ્રથાથી ખૂબ જ વિટંબણા આવી પડી છે. કેટલાંય ગરીબ માબાપો આ કહેવાતી કુળવાન શાહી–પછી તે આર્થિક પાયા પર રચાયેલી હોય કે, વિદ્યા પર રચાયેલી હોય–ને લીધે પોતાની છોકરીઓ માટે વર મેળવવાની ખૂબ મુશ્કેલી અનુભવે છે. એકંદરે લગ્ન-સંબંધ બાંધવામાં જ્ઞાતિ સંસ્થાઓએ જે મર્યાદાઓ મૂકી છે તેમાંથી ઘણાં અનિષ્ટ પરિણામો ઊપજાવ્યાં છે. સને ૧૯૦૧ની વસ્તીની ગણતરી પ્રમાણે તે વખતે ૨૩૭૮ જેટલી જ્ઞાતિઓ આપણા દેશમાં હતી. આજે ભારતમાં ૩૦૦૦ જેટલી જુદીજુદી જ્ઞાતિઓ છે, ને લગ્ન-સંબંધો પણ દરેક જ્ઞાતિમાં અલગઅલગ જોવા મળે છે. દરેક જ્ઞાતિની પોતાની આગવી વિશેષતા રહેલી છે.

### આર્યોનું મૂળ વતન

આર્યોનું મૂળ સ્થાન ક્યાં હતું એ ચર્ચાસ્પદ છે. આમ છતાં એક સામાન્ય મત મધ્ય એશિયા અંગેનો છે. મધ્ય એશિયામાંથી ઈરાન અને યુરોપમાં એક વર્ગ ગયો. આ આર્યોએ બેક્ટ્રિઆ બલ્ખનો પ્રદેશ, અફઘાની-સ્તાન અને ઈરાનમાં વસવાટ કર્યો અને આ આર્યોની એક શાખા હિંદુકુશ ઓળંગીને વાયવ્ય સરહદના માર્ગે ભારતમાં દાખલ થઈને તે ભારતીય આર્યો તરીકે ઓળખાય છે.

ભારતમાં આવેલા આર્યોએ શરૂઆતમાં સિંધુ અને તેને મળતી નદીઓના પ્રદેશમાં સપ્તસિંધુમાં–પંજાબમાં વસવાટ કર્યો. ભારતમાં આર્યો ચોક્કસ ક્યારે દાખલ થયા એ અંગે ઘણો મતભેદ છે. આમ છતાં ઈ.સ. પૂર્વે ૨૫૦૦ થી ઈ.પૂર્વે ૨૦૦૦ સુધીના કોઈ ગાળામાં તેઓ ભારતમાં દાખલ થયા હશે એવું અનુમાન કરી શકાય. ઋગ્વેદમાં જે સામાજિક પરિસ્થિતિનું વર્ણન થાય છે એ ઉપરથી મનાય છે કે, ભારતમાં સ્થિર થયા પછીની







સમાજરચનાનો એ ઉલ્લેખ છે. ઋગ્વેદના સમય અંગે પણ મતભેદ છે, તેમ છતાં ઈ.સ. પૂર્વે ૧૫૦૦ પછીનો તે નથી જ એવો સામાન્ય મત છે.

આર્યો મોટા પ્રવાહની માફક ભારતમાં આવ્યા ન હતા, પરંતુ તેમનું આગમન ધીરેધીરે કેટલીક સદીઓ સુધી સતત ચાલતું રહ્યું હતું. ઢોર–ઢાંખર, સ્ત્રીઓ, બાળકો અને વપરાશની વસ્તુઓ સાથે ભારતમાં તેમણે પ્રવેશ કર્યો હતો એ બતાવે છે કે, હુમલાખોરોને બદલે શાંત વસાહતીઓ તરીકે તેઓ ભારતમાં આવ્યા હતા. આર્યોના એક પછી એક એમ ઘણાં મોજાં ભારતમાં ઠીકઠીક સમય સુધી આવવા ચાલુ રહ્યાં હતાં. અહીંના વતનીઓ સાથે યુદ્ધો પણ થતાં હતાં. ઋગ્વેદમાં આ અંગેના ઉલ્લેખો છે. ભારતમાં આવેલા આર્યોનો શરૂઆતનો વસવાટ સપ્તસિંધુમાં હાલના પંજાબમાં હતો. ઋગ્વેદમાં જે સરિતાઓનો ઉલ્લેખ કરવામાં આવે છે તે ઉપરથી પૂર્વ અફઘાનિસ્તાનથી માંડીને યમુનાનાં મેદાનો સુધી તેઓ વસવાટ માટે પહોંચ્યા હતા. પરંતુ પૂર્વ ભારતમાં અને નર્મદાની દક્ષિણમાં તેઓ ગયા ન હતા. કુર્મીઓનું મૂળ ક્યાં હતું તે શોધવું મુશ્કેલ તો છે જ પણ વેદોમાં પ્રથમ ઋગ્વેદ લખાયેલો હોવાથી આપણો પ્રાચીન ઇતિહાસ જાણવાનું તે મુખ્ય સાધન મનાય છે. તે જોતાં માલૂમ પડે છે કે, આપણો પ્રથમ વાસ અફઘાનિસ્તાનમાં હતો અને ત્યાંથી હિંદુકુશ પર્વત ઓળંગી ખૈબરઘાટને માર્ગે આવી આપણે પંજાબમાં વાસ કર્યો અને ત્યાંથી પણ કેટલાક સમય પછી આપણે ક્રમેક્રમે પૂર્વ તરફ ગંગા–જમનાના રસાળ પ્રદેશમાં ઠેઠ બંગદેશ સુધી ફેલાયા. જેનો વીગતવાર ઇતિહાસ હવે પછીના પ્રકરણમાં બતાવવામાં આવ્યો છે.

## ૨. કણબીઓનું ભારતમાં આગમન

### કણબીઓનું મૂળ વતન : પામિર

કણબીઓનું મૂળ વતન ગુજરાત નથી. પણ આ જ્ઞાતિ ગુજરાતમાં કેવી રીતે આવી તે જાણવું રસપ્રદ છે. ઇતિહાસકારોના મતાનુસાર ગુર્જરો વાયવ્ય દિશામાંથી હિંદુસ્તાનમાં પેઠા. કુર્મીઓ પણ ગુર્જરો સાથે હિંદુસ્તાનમાં આવ્યા. હજારો વર્ષો પહેલાં આર્યો એશિયા ખંડના પામિર નામના ઉચ્ચ પ્રદેશમાં વસતા હતા. સમય જતાં તેઓએ પામિર પ્રદેશમાંથી સ્થાનાંતર કરીને આર્યોની બે ટોળીઓ જુદીજુદી બે દિશાઓમાં વહેંચાઈ ગઈ. એક ટોળી ઈરાન તરફ ગઈ ને ત્યાંથી યુરોપના દેશો તરફ ગઈ. અને બીજી ટોળી મધ્યપૂર્વના દેશો તરફ ગઈ. પામિરમાંથી છૂટી પડેલી આર્યોની એક ટોળી અફઘાનિસ્તાનમાં થઈ ખૈબરઘાટ દ્વારા હિંદુકુશની પર્વતમાળા ઓળંગી સિંધુ નદીના ફળદ્રુપ પટમાં આવીને વસવાટ કરવા લાગી. ત્યાંથી વિસ્તરતાં-વિસ્તરતાં પંજાબ તથા ગંગા-જમનાનાં ફળદ્રુપ મેદાનોમાં જઈને આ ટોળીના લોકો વસવાટ કરવા લાગ્યા.

ઋગ્વેદના સમયમાં આર્યોનો વસવાટ મુખ્યત્વે પંજાબમાં હતો. પંજાબ નાનાં-નાનાં રાજ્યોમાં વહેંચાયેલો હતો અને ત્યાં વંશપરંપરાગતની રાજાશાહી હતી.

આ પછી આર્યો પૂર્વને દક્ષિણ તરફ આગળ વધ્યા. વદિક સમયના અંત સુધીમાં ગંગા, યમુના, સરસ્વતી અને ગંડક વગેરે નદીઓના પ્રદેશમાં આવીને રહેવા લાગ્યા. ઉત્તર ભારતના કેટલાક પ્રદેશોને જીતીને આર્યોએ રાજ્ય સ્થાપ્યાં. કેટલાક સાહસિક આર્યો વિંધ્ય પર્વતનાં જંગલો ઓળંગીને દક્ષિણ ભારત તરફ આગળ વધ્યા. પંજાબથી આર્યો જેમ આગળ વધ્યા તેમ તેમની સાથે આર્ય સંસ્કૃતિનું કેન્દ્ર પણ પૂર્વ તરફ ખસ્યું. પંજાબની આર્ય વસાહતોનું મહત્ત્વ ઘટયું. અને તેને ઠેકાણે નવા સ્થપાયેલા કુરુપાંચાલ ( દિલ્હી મીરતનો પ્રદેશ ), કૌશલ કાશી અને વિદેહ( ઉત્તર બિહાર )નું મહત્ત્વ વધ્યું. સરસ્વતી અને ગંગા વચ્ચેનો પ્રદેશ જે ધ્રુવ મધ્ય પ્રદેશ અથવા કુરુપાંચાલ તરીકે ઓળખાતો હતો, ત્યાં કુરુ-પાંચાલ ને કેટલીક બીજી જાતિઓ વસતી હતી. આ પ્રદેશમાંથી જ બ્રાહ્મણ સંસ્કૃતિ પૂર્વ અને દક્ષિણ–પૂર્વ તરફ આગળ વધીને કૌશલ, કાશી અને વિદેહમાં પ્રસરી.







અફઘાનિસ્તાનથી આવતી આ ટોળીઓમાં કુર્મી કોમની એક ટોળી હતી. કુર્મી કોમ લડાયક કોમ હતી. જ્યારે આ ટોળી ફરતીફરતી પંજાબમાં આવી ને ત્યાં રહેવા લાગી. પંજાબમાં યુદ્ધ કરીને કુર્મીઓએ કેટલોક ભાગ લઈ લીધો. પંજાબમાં કુર્મીઓ શાંતિથી રહી શક્યા નહિ; કારણકે પંજાબ ઉપર પરદેશીઓએ વારંવાર આક્રમણો શરૂ કર્યાં. ઈ.સ. પૂર્વે ૧૮૦૦ પહેલાં આસીરિયાની રાણી સેમિરામિસ પંજાબ ઉપર ચઢી આવી. ત્યાર પછી મિસિર દેશનો સેસોટ્રિસ રાજા પંજાબ ઉપર ચઢી આવ્યો. ઈ.સ. પૂર્વે ૫૧૮માં ઈરાનના પારસી રાજા દરવેશ ગુસ્તાસ્પે ચઢાઈ કરીને પુષ્કળ સોનું અને ઝવેરાત લૂંટી ગયો. ઈ.સ. પૂર્વે ૩૨૭ માં ગ્રીસનો મહાન સિકંદર ચઢી આવ્યો. આ ઉપરાંત ઈ.સ. પૂર્વે ૩૦૬ થી ૨૯૮ સુધી પંજાબ ઉપર વારંવાર આક્રમણો થયાં. જેથી ત્યાંની પ્રજા કંટાળી ગઈ. પંજાબના કુર્મીઓનો સંબંધ મગધ દેશ સાથે બંધાયેલો હતો. વારંવાર આક્રમણથી કંટાળેલા કુર્મીઓ છેલ્લે મગધ દેશની રાજધાની કુશાવતી–(પટણા)માં રહેવા માટે ચાલ્યા ગયા. કેટલાક કુર્મીઓ પંજાબમાં જ રહ્યા પણ પાછળથી શક લોકોનાં આક્રમણો થવા લાગ્યાં. જેથી તેઓ પંજાબ છોડી સિંધ, માળવા અને છેક ગુજરાત સુધી આગળ વધ્યા.

શરૂઆતમાં સિંધથી જ્યારે નીકળ્યા ત્યારે મથુરાના પ્રદેશ તરફ ગયા ને મથુરામાં આવીને વસ્યા ને તેમાંથી કેટલાક મથુરાથી પૂર્વ રાજપૂતાના તરફ ગયા ને ત્યાંથી કોટા અને મંદસોરના રસ્તે માળવામાં આવ્યા. માળવામાં ભીલ્સા અને સાહરનપુર સુધી તેઓ ફેલાયા. માળવાથી તેઓ દક્ષિણ તરફ ખાનદેશમાં આવ્યા અને રતલામ, દાહોદના રસ્તે પશ્ચિમ તરફ ગુજરાતમાં પેઠા. એવું ધારવામાં આવે છે કે, કુશાન બાદશાહ કનિષ્કના વખતમાં તેઓ ભારતમાં આવી મથુરા તરફ વસેલા. ત્યાર બા ગુપ્તરાજાઓના વખતમાં ઈ.સ. ૩૦૦ સુધીમાં તેઓ પૂર્વ રાજપૂતાના, માળવા અને ગુજરાતમાં આવ્યા હશે એવું માનવામાં આવે છે.

કુર્મીઓ જ્યારે પંજાબમાં રહેતા હતા ત્યારે તેઓ પંજાબના કરડ અને લેયા વિભાગમાં રહેતા હતા. આ તેઓની અસલ ભૂમિ હતી. પંજાબમાંથી છૂટી પડેલી ટોળીઓ સમય જતાં ભારતના જુદાજુદા વિભાગોમાં ગઈ. પોતાની અસલ ભૂમિ અને જાત ભૂલી ન જવાય તે માટે કરડ વિભાગના અસલી કુર્મીઓને કરડવા કુર્મી (કડવા કુર્મી) અને લેયા વિભાગના કુર્મીઓને લેયા કુર્મી (લેઉવા) વિશેષણો ધારણ કર્યાં.

આ કુર્મીઓની બીજી ટોળીઓ મધ્ય હિંદ એજન્સી, મધ્ય પ્રાંત, ખાનદેશ અને દક્ષિણ તરફ આવીને વસી, તેઓના વંશજો આજે પણ કરડ અને લેયા વિશેષણો ધારણ કરી રહ્યા છે. તેઓનું મૂળ સ્થાન પંજાબમાં પણ તેઓ લેયા અને કરડ તરીકે મશહૂર છે. એવું બોમ્બે ગેઝેટિયર વોલ્યૂમ ૧ માં જણાવવામાં આવ્યું છે.

## ઉત્તર ગુજરાતમાં કુર્મીઓનું આગમન

ઈ.સ. પહેલી શતાબ્દીના અંત ભાગમાં માળવા પ્રદેશ પાસે આવેલા માધાવતી નગરમાં કુર્મીઓનું શાસન ચાલતું હતું. સુરાષ્ટ્રના (સૌરાષ્ટ્ર) ગિરિનગરના (ગિરનાર) ક્ષત્રીય રાજા જયદામાના સમયમાં મહેત દેશના રાજા ચંદ્રસેને માધાવતી પર ચડાઈ કરી. માધાવતીમાં કુર્મી રાજા વ્રજપાલજી રાજ્ય કરતા હતા. તેઓને હરાવી માધાવતીનું રાજ્ય જીતી લીધું. આથી, રાજા વ્રજપાલજી માલમિલકત અને નાનો રસાલો લઈ માતૃશ્રાદ્ધ અર્થે શ્રી સ્થળ (સિદ્ધપુર) આવેલા. આ સમયે કુર્મી રાજા વ્રજપાલને પંજાબમાંથી સ્થળાંતર કરી આનર્તપ્રદેશ (ઉત્તર ગુજરાત)માં વસેલા, કુર્મી જ્ઞાતિ બંધુઓ મળ્યા હતા. આ જ્ઞાતિ બંધુઓએ વ્રજપાલજીને અહીં રોકાઈ જવા માટે આગ્રહ કરેલો. આ આનર્તપ્રદેશમાં કોઈનું રાજ્યશાસન હતું નહિ. રાજા વ્રજપાલજીએ શ્રીસ્થળથી પાંચેક ગાઉ દૂર વિક્રમ સંવત ૨૧૨ માં ઉમાપુર પટ્ટનામ (ઊંઝા) ગામ વસાવ્યું.



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ※ સ્મૃતિ ગ્રંથ





રાજા વ્રજપાલજી પોતે શિવભક્ત હોવાથી આ ગામમાં પોતાની દેવી તરીકે શ્રી ભગવાન શંકરના પટ્ટરાણી ઉમિયા દેવીની સ્થાપના કરી મંદિર બંધાવેલું. જેને તે સમયના કડવા કુર્મીઓએ ઉમિયાદેવીને પોતાની કુળદેવી તરીકે સ્થાપિત કરી પૂજા-અર્ચના કરવા લાગ્યા. આ રીતે ઈ.સ.ના સાતમા સૈકા સુધી ઊંઝાની આજુ-બાજુનો વિસ્તાર કુર્મી રાજાના શાસન નીચે રહ્યો હતો.

ઈ.સ. ૭૪૬ માં વનરાજ ચાવડાની સત્તા સ્વીકારવાને બદલે તે સમયે રાજ્ય કરતા કુર્મી રાજા વ્રજપાલજીના વંશજોએ ઈડરની આજુબાજુના વિસ્તારોમાં સ્થળાંતર કર્યું હતું. એવું અસારવાના બારોટોની વહિયો ઉપરથી જાણવા મળે છે. વિક્રમ સંવત ૬૧૨ માં કુર્મી રાજા વ્રજપાલજીના વંશજો સાથે કોઈ કારણોસર વાંધો પડતાં શિવસિંહ પટેલ પોતાના કેટલાક સાથીદારોને લઈને ગુજરાતના મધ્ય ભાગમાં આવેલા ભીલનગર, આશાવલ્લી (અસારવા) જઈને વસેલા. ત્યાંથી તેમના વંશજો ધીરેધીરે નરોડા, દહેગામ, રખિયાલ અને ભરૂચના બાજુના વિસ્તારોમાં ફેલાયા હતા.

વનરાજ ચાવડાના શાસન કાળમાં આનર્તપ્રદેશની ફળદ્રુપ જમીનમાંથી રાજ્યને મહેસૂલ પ્રાપ્ત થાય તે હેતુથી વનરાજ ચાવડાના કુશળ મંત્રી ચાંપરાજે પાટણની આજુબાજુનો વિસ્તાર પોતાના શાસન નીચે લીધો.

પરિણામે, કુર્મી રાજા વ્રજપાલજીના વંશજો ત્યાંથી ઊંઝા છોડીને ઈડર તરફ સ્થળાંતર કરવા લાગ્યા. ઊંઝા પ્રદેશ છોડીને કુર્મીઓ ઈડર જતા હતા, ત્યારે વનરાજ ચાવડાના મંત્રી ચાંપરાજે આ લોકોને ઊંઝામાં રોકવા માટે કેટલીક યુક્તિઓ દોડાવી. ઊંઝાની આજુબાજુનો વિસ્તાર આનર્તપ્રદેશ તરીકે ઓળખાય છે. આ પ્રદેશની ફળદ્રુપ જમીન પડતર પડી રહે તો પાટણના રાજ્યને મહેસૂલ મળે નહિ. ઊંઝામાંથી સ્થળાંતર કરીને જનારા કુર્મીઓને પાછા લાવવા માટે ચાંપરાજે યુક્તિ દોડાવી. તેને શ્રી ઉમિયામાતાજીના પૂજારીને પાટણ બોલાવ્યો અને રાજ્ય તરફથી બહુમાન કરી પોશાક વગેરે આપ્યો. ત્યાર બાદ ઊંઝાની આજુબાજુના કુર્મીઓ સ્થળાંતર ન કરે તે માટે કોઈ યોજના છે એવું ચાંપરાજે પૂજારીને પૂછ્યું, ત્યારે પૂજારીએ કહ્યું કે આ કુર્મીઓ ઉમિયામાતાજીમાં અખૂટ શ્રદ્ધા ધરાવે છે જેથી ઉમિયામાતાજીના નામે જો કોઈ સૂચન કરવામાં આવે તો તેઓ પૂરી શ્રદ્ધાથી સ્વીકારશે. આના અનુ-સંધાનમાં ચૈત્રી પૂનમના રોજ માતાજીના ઉત્સવ પ્રસંગે માતા સમક્ષ પૂજારી ધૂણવા લાગ્યો. અને પોતાનામાં માતાજીનો વાસ છે એમ કુર્મી આગેવાનોને જણાવીને કહેવા લાગ્યો કે, "હે! અપરાધી કણબીઓ! હું તમારા ઉપર કોપિત થઈ છું. તમે મારા આશ્રયમાં રહીને આબાદ થયા છો. મહારોગોથી તમારું મેં રક્ષણ કર્યું છે. અને હવે તમે મને છોડીને જતા રહો છો. લગ્ન જેવાં ધાર્મિક કાર્યોમાં મને મળતું નૈવેદ્ય પણ બંધ થયું છે. તો મારી આજ્ઞા છે કે મારી આ પવિત્ર અને પ્રિય ભૂમિ છોડીને કોઈ પણ કારણોસર ચાલ્યા જશો નહિ. અહીં જ રહો અને સુખી થાઓ. તેમજ દરેક સિંહ વર્ષમાં તમારા નાનાં-મોટાં બધાં જ બાળકોનાં લગ્ન મારા સાંનિધ્યમાં કરવા. હું ચારે દિશાએ અંબિકા, કાળી, બહુચર અને તુળજા સ્વરૂપે રક્ષણ કરીશ." આમ કહી દેવી સ્વરૂપ પૂજારી શાંત થયા. આ સમયે અગાઉથી કરેલી યોજના મુજબ ચાંપરાજ પણ હાજર હતા. તેમને કુર્મી આગેવાનોને રાજ તરફથી બધી જ મદદ આપવાનું વચન આપ્યું. સિંહ વર્ષ એટલે ૧૨ વર્ષે આવતું વર્ષ. આમ તે સમયથી કડવા કણબીઓમાં ૧૨ વર્ષે લગ્ન જેવી પ્રથા શરૂ થઈ હશે એવું કહી શકાય.

ઈ. સ. ૧૦૯૪ માં સિદ્ધરાજ જયસિંહનો રાજ્ય અમલ શરૂ થયા પછી માળવાના રાજા યશોવર્મા પર ચડાઈ કરેલી. અને યશોવર્માને હરાવી કેદ કરી પાટણ લાવેલા. માળવાના ઉજ્જડ થયેલા પ્રદેશના કુર્મીઓનાં ૪૩ કુટુંબોને સિદ્ધરાજે ગુજરાતમાં મોકલી આપેલાં. જે કુટુંબો અગાઉથી વસેલ કુર્મી કુટુંબો સાથે ભળી ગયાં હતાં. ફાર્બસ સાહેબકૃત રાસમાળાપરથી જાણવા મળે છે કે,







મીનળદેવી જ્યારે કર્ણરાજાને વરવા પિતાને ત્યાંથી નીકળેલા ત્યારે તેઓ ઊંઝામાં હેમાળા પટેલને ત્યાં રોકાયેલા. મીનળદેવી હેમાળા પટેલને ભાઈતુલ્ય ગણતાં હતાં. સિદ્ધરાજ માળવા જીતીને આવતો હતો, ત્યારે મિનળદેવી પુત્રનું સામૈયું કરવા ઊંઝામાં આવેલા અને મીનળદેવીએ સિદ્ધરાજ સાથે પટેલની ઓળખાણ કરાવી રાજ્ય તરફથી તેમનું સન્માન કરેલું.

રાસમાળા પરથી એ પણ જાણવા મળે છે કે, સિદ્ધરાજ અને કુમારપાળ વચ્ચે વેરભાવના હોવાથી કુમારપાળને મારી નાખવા સિદ્ધરાજે સૈનિકો મોકલેલા. નાસતા-ફરતા કુમારપાળનું રક્ષણ કેટલાક કણબીઓએ કરેલું. સિદ્ધરાજ અપુત્ર મરણ પામતાં કુમારપાળ પાટણની ગાદીએ આવેલો. પોતાનું રક્ષણ કરનાર કણબીઓના ઉપકારના બદલામાં કુમારપાળે પોતાનો જીવ બચાવનાર કણબી ભીમસિંહ પટેલને પોતાના અંગરક્ષક તરીકે નીમેલા અને અન્ય કણબીઓને સારા શિરપાવ આપી બદલો વાળેલો.

ઊંઝાની આસપાસના પ્રદેશમાં કુર્મી પટેલોની વસ્તી સૌથી વધારે હોવાનાં કારણો બે-ત્રણ હતાં :

(૧) કુર્મી પટેલો યુદ્ધોથી કંટાળી ગયા હતા ને શાંતી ક્યાં મળે. તેવા પ્રદેશને શોધતા હતા. આનર્ત પ્રદેશ શાંત પ્રદેશ હતો. આ પ્રદેશમાં રાજકીય શાંતી હતી. વડનગર, ઉમાપુર શ્રીસ્થળ જેવો ફળદ્રુપ પ્રદેશ હતો. સરસ્વતી નદીનો પવિત્ર પ્રદેશ હતો અને જમીન ફળદ્રુપ હતી તેથી આ પ્રદેશમાં કુર્મીઓ કાયમ માટે રહ્યા. (૨) ભરૂચ, નવસારી અને નાદીપુર( નાંદોલ )ના રાજાઓનો ખેડા સુધી અવારનવાર સત્તાનો અમલ થયો હતો અને નવસારીના ચાણુક્યો અને નાદીપુરના ગુર્જરોનો અમલ આ પ્રદેશો પર હતો ને તેમનો ગુજરાતના સાંસ્કૃતિક વિકાસમાં ફાળો મહત્ત્વનો લેખાય છે. છઠ્ઠા સૈકાની શરૂઆતમાં વલભીપુરની સ્થાપના થઈ તથા સાતમા સૈકાની અંતે પંચાસરમાં ચાવડા વંશની શરૂઆત થઈ ત્યાં સુધી હાલના ગુજરાતનો ખેડાથી વડનગર, સિદ્ધપુર સુધીનો પ્રદેશ બિલકુલ અરાજક અને રાજકીય સત્તા વગરનો પ્રદેશ હતો. જેથી સિદ્ધપુર, વડનગર, ઊંઝા તથા દંઢાવ્ય (વિજાપુર) વગેરે વિભાગોમાં કુર્મીઓ કેવી સહેલાઈથી આગળ વધી આબાદ થયા હશે તેનો આપણને સહજ ખ્યાલ આવે છે.

**ભારતના અન્ય પ્રદેશોમાં કુર્મીઓ**

કુર્મીઓનો કેટલોક ભાગ માલવ દેશ તરફ ગયો ને માલવદેશમાં પોતાનો વસવાટ કર્યો. માથુર દેશમાં વસેલી વસ્તી પૈકીનો મોટો ભાગ ગંગા, યમુનાની ફળદ્રુપ ખીણો તરફ આગળ વધતોવધતો ઉત્તર હિંદના આખા ભાગમાં ફેલાઈ ગયો. છેક અયોધ્યા અને ઉજ્જૈન સુધી પ્રસર્યો. તેઓમાંના કેટલાક નીચે દક્ષિણના ભાગમાં મધ્યહિંદમાં આગળ વધ્યા ને ત્યાં થોડા સમય સુધી પોતાનો વસવાટ કર્યા બાદ ત્યાંથી તેમાંના કેટલાક ખાનદેશ, બિરાર અને મહારાષ્ટ્રમાં ગયા અને કેટલાક તો પોતાની ભ્રમણ કરવાની પ્રકૃતિને લઈને છેક દક્ષિણમાં આગળ વધી તૈલંગણ, મદ્રાસ અને મૈસુર સુધી ફેલાયા આ પ્રમાણે જુદાંજુદાં રાજ્યોમાં જઈ વસવાટ કરવા લાગ્યા. સમગ્ર દેશમાં કુર્મીઓના ફેલાવાના લીધે એકબીજાના સંબંધો તૂટી ગયા, દક્ષિણ અને ઉત્તર તરફનો સંબંધ સાચવવો મુશ્કેલ હતો. કારણકે તે જમાનામાં એકબીજાને મળવા માટેનાં સાધનોનો અભાવ હતો. આના કારણે જુદાજુદા વિભાગોમાં વસતા કુર્મીઓના આચાર-વિચાર, રીતરિવાજોમાં પણ મોટો તફાવત થઈ ગયો.

ઉત્તર હિંદ, અયોધ્યા અને મધ્યપ્રાંતના કુર્મીઓ પોતાની જાતને કુર્મી-ક્ષત્રીય તરીકે ઓળખાવતા હતા. જ્યારે મહારાષ્ટ્રમાં આવીને વસેલા કુર્મીઓ મરાઠા-કુર્મીઓ તરીકે પોતાની જાતને ઓળખાવતા. જ્યારે મદ્રાસ અને મૈસુરમાં રહેતા કુર્મીઓ પોતાની અટકમાં [illegible], નાયડુ, કાપુસ વોકાલીગર વગેરે ઉપનામોથી ઓળખાવા લાગ્યા. કુર્મી શબ્દ તેઓ સદાને માટે ભૂલી ગયા. માળવામાં આવીને વસનારા કુર્મીઓએ પોતાની અસલ સંજ્ઞા જાળવી રાખી. તેઓ આજે પણ પોતાની આગળ









કડવા કુમીૅ અને લેવા કુમીૅ લખે છે. ગુજરાતમાં આવેલા કુમીૅઓ માળવા તરફથી આવેલા છે. જેથી તેઓ પોતાની અસલ સંજ્ઞાઓ કડવા કુમીૅ અને લેઉવા કુમીૅ એમ લખે છે. ગુજરાતમાં વસતા કુમીૅભાઈઓ લેવા અને કડવા એવી પેટા-વિભાગો ધારણ કરી રહ્યા છે. તેઓના સઘળા આચારવિચાર મળતા છે. બંને વચ્ચે રોટી-વ્યવહાર હોવા છતાં તેઓમાં બેટી-વ્યવહાર નથી. જૂના જમાનામાં બંને વચ્ચે બેટી-વ્યવહાર હતો. પણ કડવા કુમીૅઓની લગ્નપદ્ધતિમાં જૂના જમાનામાં કેટલોક ફેરફાર થવાથી અને લેઉવા કુળને નહિ ગમવાથી બંને વચ્ચેનો બેટી-વ્યવહાર બંધ થઈ ગયો હશે એવું માનવામાં આવે છે.

માળવામાં વસતા કડવા કુમીૅઓમાં માલવિય, નિમાડી અને ગુજરાતી એવા ત્રણ પ્રકારના સાંજ્ઞિક ભેદો છે. પરંતુ તેઓની વચ્ચે ખાનપાનના સઘળા વ્યવહારો ચાલે છે.

માલવિય કુમીૅઓ વીર વિક્રમના સમયમાં આવીને વસ્યા હશે એમ માનવામાં આવે છે. માળવામાં વીર વિક્રમના રાજ્યઅમલ પહેલાં હિંદના પશ્ચિમ ભાગોમાં પંજાબ, અવન્તિ અને ગુજરાતમાં પરદેશી હૂણ, શક અને ક્રિશ્ચિઅન લોકોનો અમલ હતો. તેમને વીર વિક્રમે હરાવી હિંદુસ્તાનની સરહદ બહાર કાઢી મૂક્યા. અને અવન્તી(માળવા)નો પ્રદેશ કબજે કર્યો. આ પ્રદેશ ઉજ્જડ હતો. તેને ફળદ્રુપ કરવાની ભાવનાથી તેણે કેટલાંક કુમીૅ કુટુંબો પંજાબમાંથી લાવી માળવામાં વસાવ્યાં તે કુટુંબોનું સન્માન કર્યું. અને દરેક કુટુંબને એકએક ગામ વસાવવા આજ્ઞા કરી. તેથી કુમીૅઓએ પોતાની યોગ્યતા પ્રમાણે નાનાં-મોટાં ગામો વસાવ્યાં. એટલે રાજાએ ત્રણસો ગામોના આગેવાન કુમીૅઓને 'પટેલ'ના ખિતાબો આપી તાંબાપત્ર પર લેખ કરી મોટાં-મોટાં ખેતરો ઈનામમાં આપ્યાં. તેઓમાં 'ભાભારામ' પટેલ મોટો આગેવાન હતો. સમય જતાં તેમની વસ્તી ત્રણ-સોમાંથી ત્રણ હજારની થઈ. કડવા કુમીૅઓની જગ્યાએ કડવા પટેલ લખવાની શરૂઆત ત્યાંથી થઈ. ત્યાર બાદ સમગ્ર ગુજરાતમાં 'પટેલ' શબ્દ પ્રચલિત બન્યો હશે તેવું માનવામાં આવે છે. અને સારા માળવામાં પ્રસરી ગઈ અત્યારે તેઓ સુખી ને સમૃદ્ધ છે.

નિમાડી કુમીૅઓ પહેલાંના જમાનામાં ગુજરાતમાં આવી નિમાડમાં વસ્યા હશે એમ માનવામાં આવે છે. ગુજરાતમાં રાજા ભીમદેવના વખતમાં ભયંકર દુષ્કાળ પડ્યો ત્યારે ગુજરાતમાંથી નાસીને નિમાડમાં આવીને વસ્યા હતા અને ઉજ્જડ ખેતરો ખેડીખેડીને ફળદ્રુપ બનાવ્યાં હતાં. તેઓ ગુજરાતમાંથી આવેલા એટલે લાંબી મુદતે લગ્ન કરવાના રિવાજો પણ સાથે લાવ્યા હતા.

ગુજરાતી કુમીૅઓ સંવત ૧૭૭૫ ની સાલમાં 'પંચોતરા' નામથી પંકાતા. ભયંકર દુષ્કાળ વખતે ગુજરાતમાંથી આવેલા. તે સમયે લોકોએ બે રૂપિયામાં પોતાના પ્રિય સંતાનો વેચી દીધેલાં. કંદમૂળ, પાનખાઈ ને જીવતા હતા. આવા સમયે ગુજરાતમાંથી ઘણા કુમીૅઓ માળવા તરફ ચાલ્યા ગયા હતા. તેમાં રુસાત માંડલાત, મોલ્લાવદ, ભૂત, સાકરિયા, ઝાલુડયા, નાંગમુજા, દાવડા જાતિના ઘણા માણસો હતા. માળવામાં અહલ્યાબાઈનું શાસન હતું. આવા નિરાધાર કુમીૅઓને આવેલા જોઈ તે દયાળુ બાઈએ દેવળ અને કિલ્લો બંધાવવા માટે કામ પર રાખ્યા. અને ખાવાપીવાની ને રહેવાની વ્યવસ્થા કરી. ત્યાર પછી દુકાળ પૂરો થતાં વરસાદ થયો. ખેતી કરી અને ધીરેધીરે સમૃદ્ધિને પામ્યા. પછી તેઓ પાછા ગુજરાતમાં ન આવ્યા. ત્યાં જ વસવાટ કર્યો.

## ઈડર, પાટડી અને વિરમગામનો ઇતિહાસ

વનરાજે ઈ. સ. ૭૪૬માં અણહિલપુર પાટણ વસાવી ત્યાં રાજ્યગાદી સ્થાપી. પરિણામે દંઢાવ્ય (વિજાપુર)માં અને ઊંઝામાં રહેતા કુમીૅઓને વનરાજની સર્વોપરિતા સ્વીકારવી પડી. આથી, ઊંઝામાં વસતા વ્રજપાલજીના વંશજ પોતાનીમાલમિલકત અને લાગતાવળગતા ખેડૂતોનો નાનો રસાલો લઈ સંવત ૮૦૨માં ઊંઝા છોડી ઈડર ગયા. અને ત્યાં કાવર નામનું ગામ વસાવી સ્વતંત્રપણે રહેવા લાગ્યા. તેમની સાથે ઝામળિયા સંજ્ઞાધારી પટેલોના







પૂર્વજ સગાજી પોપટજી અને બીજા કુર્મીઓ તે જ સાલના મહા સુદ પાંચમના રોજ ઊંઝા ગામ છોડી ઝામળા જઈ વસ્યા.

અસલ ઈડરના કાવર ગામમાં રહેતા કડવા કણબીઓ પાટડીના દેસાઈની અને વિરમગામના દેસાઈની ખ્યાતિ ધરાવે છે તેવું વિરમગામના દેસાઈ કુબેરદાસજી બાપુજી અને બારોટ ગલાબસંગે ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ નામના પુસ્તકમાં માહિતી આપી છે. તેઓના પૂર્વજો ઈડરવાડામાં રહેતા હતા. મૂળ પુરુષનું નામ જોધા, રણમલ–વેણુ–મકન–મહિન–વિક્રમ અને ભાણુજી એ રીતે એક પછી એક છે. વેણુ દેસાઈનું નામ વેરછી દેસાઈ પણ હતું. જેઓનું સન્માન ઈડરના રાજાએ કર્યું હતું અને સન્માનમાં છ ઇનામી ગામ આપ્યાં હતાં. વેરથી દેસાઈ ખૂબ બહાદુર કુરમી પટેલ હતો. તેને ચાંપાનેરના પતાઈરાવલને મદદ કરીને મુસ્લિમ રાજા પાસેથી તેની પત્ની પાછી લાવી આપી હતી. જેથી ચાંપાનેરના પતાઈરાવલને વેરશી પટેલને રાજાના કારભારી તરીકે નિયુક્ત કર્યા હતા. ત્યાર પછી ચાંપાનેરનું રાજ્ય મુસલમાનોના હાથમાં આવ્યું. ત્યારે વેરથી પટેલ ચાંપાનેરથી અમદાવાદ આવ્યા એવામાં અમદાવાદ વિભાગ અને મુલક ઉપર બાદશાહનો બંદોબસ્ત હતો. વિરમગામમાં વાઘેલા રહેતા હતો. ને તે બાદશાહને ગાંઠતા ન હતા તે વખતે વેરશી પટેલે બાદશાહને વિનંતી કરી કે, જો મને હુકમ કરો તો હું વાઘેલાને પકડીને આપ સમક્ષ રજૂ કરું બાદશાહનો હુકમ લઈને વિરમગામ પહોંચ્યા ને વાઘેલાને પકડીને બાદશાહ આગળ રજૂ કર્યો. બાદશાહે ખુશ થઈને વેરશી પટેલને વિરમગામ ઇનામમાં આપ્યું. ત્યાર બાદ તેઓ વિરમગામમાં રહ્યા. વેરશી પટેલની ચાર-પાંચ પેઢીઓ વિરમગામમાં રહીને વહીવટ કરતી હતી ,હતી. વેરશીની

## ( અ ) વિરમગામના કુર્મીરાજાઓની વંશાવળી









## (બ) પાટડીના દેસાઈ કુર્મીરાજાઓની વંશાવળી

(ઇ.સ. ૧૭૫૫ થી ૧૯૪૭ સુધીની)




પાંચમી પેઢીએ ભૂષણદાસજી થઈ ગયા. ભૂષણદાસજીના વખતમાં દામાજી ગાયકવાડે ભૂષણદાસજીને બોલાવીને અમદાવાદમાં રોકીને કહ્યું કે તમે વિરમગામનો કિલ્લો અમને સોંપો તેને બદલે જુદું ઈનામ આપીએ. પછી તેઓએ ઠરાવ કર્યો કે, ભૂષણદાસ દેસાઈને પાટડી અને તેની આજુબાજુનાં ૨૦ ગામો આપવાં. અને વિરમગામનાં પરગણાંની ઊપજમાંથી સેંકડે રૂપિયા સાડા સાત આપવા. પછી દેસાઈ પોતાના કુટુંબ અને માલ-સામાન સાથે પાટડી પહોંચી ગયા. આ રીતે પાટડી, માંડલ, વિરમગામના વિસ્તારોમાં કુર્મી પટેલોએ વર્ષો સુધી પેશવાઓના કારભારી તરીકે તેમજ સ્વતંત્ર રાજા તરીકે રાજ્ય કર્યું જેની વંશાવળી પાના નં. ૧૨૫ અને આ પાનામાં ઉપર સામેલ કરવામાં આવી છે.



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ※ સ્મૃતિ ગ્રંથ



ઈ.સ. ૧૭૫૫ થી ૧૮૧૭ ના ગાળામાં વિરમગામ, પાટડી ગામના કુર્મીઓ પેશવા તથા ગાયકવાડની સંયુક્ત સત્તાથી કંટાળી ગયા હતા. જેથી પાટણ અને કડી પ્રાંતના કુર્મીઓ ત્યાંથી સ્થળાંતર કરીને અમદાવાદમાં આવીને રહેવા લાગ્યા. અંગ્રેજોના શાસન પછી સમગ્ર વિસ્તારોમાં યુદ્ધનું વાતાવરણ ઓછું થવાથી અને રાજાઓ ખંડિયા બની જવાથી પ્રજા શાંતિથી રહેવા લાગી. આ ગાળા દરમિયાન સ્થળાંતરના કિસ્સા ઘટવા માંડયા. જે લોકો જ્યાં રહેતા હતા ત્યાં જ શાંતિથી રહીને પોતાનો ધંધો, અને રોજગાર કરવા લાગ્યા.

### કચ્છ તરફ કુર્મી પટેલોનો પ્રવેશ

કણબીઓનો કેટલોક ભાગ ગુજરાતમાંથી કચ્છ તરફ ગયો. ગુજરાતમાંથી કચ્છમાં કણબીઓ કેવી રીતે ગયા તેના વિશે કહેવાય છે કે, સને ૧૪૪૯માં એક ઇમામશાહ નામનો મુસ્લિમ સૈયદ ઇરાનથી હિંદમાં મુસાફરી કરતોકરતો ગુજરાતમાં આવી અમદાવાદ નજીકના ગિરમથા ગામની સીમમાં રહેવા લાગ્યો. ત્રણ વર્ષ સુધી સતત વરસાદ નહિ થવાથી તેને ફકીર સમજીને કણબીઓ પૂછવા ગયા કે, વરસાદ કેમ થતો નથી? ત્યારે આ ઇમામે અમુક દિવસે વરસાદ થશે એવું કહ્યું અને ખરેખર તેના કહેવા પ્રમાણે તે જ દિવસે વરસાદ થયો. તેથી લોકોમાં તેના પ્રત્યે શ્રદ્ધા જન્મી અને ઇમામની ઇચ્છાનુસાર એક ઝૂંપડી બાંધી આપી. અજ્ઞાન લોકોમાં તેનો ખૂબ સારો પ્રભાવ હતો. તે કહેતો તેમ લોકો કરતા. એક વખતે અમદાવાદનો સુલતાન મહમ્મદ બીજો ઈ.સ. ૧૪૫૩માં ત્યાં શિકાર કરવા આવ્યો. તે આ ઇમામને મળવા ગયો. ઇમામે બાદશાહને પરચો બતાવ્યો, તેથી તે ખુશ થયો અને તેણે પોતાની શાહજાદી તેને પરણાવી. આમ થવાથી ઇમામશાહની પ્રતિષ્ઠામાં ખૂબ મોટો વધારો થયો. અને લોકો તેમને મહાત્મા તરીકે પૂજવા લાગ્યા. એવામાં કાશી તરફથી યાત્રા કરી પાછા ફરતા સુરત, અને નવસારી ગામના કેટલાક લેઉવા કણબીઓ ગિરમથા થઈને પસાર થતા હતા. પીર ઇમામે તેઓને ચમત્કાર બતાવ્યો. એટલે તે સઘળા તેના શિષ્ય થયા. દિનપ્રતિદિન તેની માનતા ચાલવા લાગી. ને દૂરદૂરથી લોકો આવીને તેના શિષ્ય થવા લાગ્યા. ગિરમથાની આસપાસ અમદાવાદ, મહેમદાવાદ, અડાલજ, ધોળકા, ભાલેજ વગેરે ગામના કણબીઓ પીર ઇમામના શિષ્યો હતા. તેઓને પોતાના વિસ્તારમાં પોતાની જ્ઞાતિ તરફથી તકલીફ પડવાથી તેઓ બધા કચ્છ તરફ ચાલ્યા ગયા. અને કચ્છમાં જુદાંજુદાં ગામો વસાવીને રહેવા લાગ્યા. કચ્છમાં ગયા પછી પીર ઇમામને માનતા હોવાથી તેઓ પિરાણાપંથીઓ (પીર ઉપરથી પિરાણા) જાણીતા થયા. આજે પણ કચ્છના કેટલાક કડવા પાટીદારો પિરાણાપંથીઓ છે ને તેઓની અટકો ગુજરાતના જે ગામડાંઓમાંથી ગયા છે તે ગામડાંઓને મળતી આવે છે. વેલાણી, ઠાકરાણી, હલપાણી, નાકરણી, દિવાણી, ગોગારી, લિમ્બાણી, રામાણી, સુરાણી, માવાણી વગેરે અટકો ગુજરાતમાંથી કચ્છમાં ગયેલા કણબી પટેલોની અટકો છે.

### કડી, ગોઝારિયાના અમીનો

કડી અને ગોઝારિયાના અમીનો મૂળ કુર્મીઓ હતા. કડીમાં સંવત ૧૮૦૦ ની આસપાસ રાધનપુરના નવાબનું રાજ્ય હતું. રાધનપુરના નવાબ ઉપર નૂરખાન નામના મુસલમાને હૂમલો કર્યો હતો. આ વખતે નંદલાલ પ્રેમજીભાઈ નામના મૂળ કડીના ભાઈએ રાધનપુરના નવાબને નૂરખાનના બળવા વખતે ખૂબ મદદ કરી હતી. આ ઉત્તમ કામ કરવા બદલ તેમને ખેરવા ગામ ઇનામમાં આપ્યું. અને અમીનનો ઇલકાબ આપ્યો. ત્યારથી તેમના વંશજો અમીન તરીકે ઓળખાય છે. આ અમીન કુટુંબ ખૂબ સુખી અને સમૃદ્ધ કુટુંબ હતું. આજે પણ આ કુટુંબની વ્યક્તિઓ વેપાર, ધંધાર્થે સમગ્ર ગુજરાતમાં ફેલાયેલી છે.







| સૌરાષ્ટ્રના પાટીદારોની અટકો | ઉત્તર ગુજરાતનાં ગામોનાં નામો |
|---|---|
| કુંડારિયા | કુંડાળ (તા. કડી) |
| અઘારા | અઘાર (તા. વિરમગામ) |
| ફૂલતરિયા | ફૂલેત્રા (તા. કડી) |
| ગોધાવીઆ | ગોધાવી (તા. સાણંદ) |
| લોરીઆ | લોર (તા. કડી) |
| મીરોલા | મારોલ (તા. કડી) |
| જાકાસણિયા | જાકાસણા (તા. કડી.) |
| દેત્રોજા | દેત્રોજ (તા. વિરમગામ) |
| કોરડિયા | કોરડા (તા. કડી) |
| આદ્રોજા | આદ્રજ (તા. કડી) |
| કાસુન્દ્રા | કાસવા (તા. કડી) |
| પનારા | પનાર (તા. વિરમગામ) |
| બાવરવા | બાવળા (તા. ધોળકા) |
| સીતાપરા | સીતાપુર (તા. ચાણસ્મા) |
| અગોલા | અગોલ (તા. કડી) |
| કાલરિયા | કાલરી (તા. ચાણસ્મા) |
| ભોરણિયા | ભોંયણી (તા. કડી) |
| રાજપરા | રાજપુર (તા. કડી) |
| સાંણુદિયા | સાણંદ (તા. સાણંદ) |
| કૈલા | કૈયલ (તા. કડી) |
| ધમાસણા | ધમાસણ (તા. કલોલ) |
| ઝાલોડિયા | ઝાલોડ (તા. કડી) |
| માકાસણા | મેકાસણ (તા. કડી) |
| વિરમગામા | વિરમગામ (તા. વિરમગામ) |
| સુંવાળિયા | સુંવાળા (તા. વિરમગામ) |
| દેથરિયા | દેથલી (તા ચાણસ્મા) |
| વામની * | વામજ (તા. કલોલ) |
| વિસનગરા * | વિસનગર (જિ. મહેસાણા) |
| કલોલિયા * | કલોલ (જિ. મહેસાણા) |
| કહોડિયા * | કહોડા (તા. સિદ્ધપુર) |
| મહેસાણિયા * | મહેસાણા |

આ રીતે જોઈએ તો કુર્મી–કણબીઓ ગુજરાતના ગામેગામે ફેલાઈ ગયા છે. આજે ભાગ્યેજ એવું ગામ હશે કે, જ્યાં કુર્મી પટેલની વસ્તી નહિ હોય, સામાન્ય રીતે આ જ્ઞાતિના લોકો ખેતી, પશુપાલનમાં રોકાયેલા છે. વેપારના ધંધામાં પણ કુર્મી પટેલોની ફાવટ ઘણી સારી છે. વેપારઉદ્યોગ કરવાના કારણે કુર્મીઓને

*લાલચૂડા કાળાચૂડા પાટીદાર સમાજ જિ. સુરતમાં જે પ્રચલિત અટકો છે તે અટકો ઉપરથી ખ્યાલ આવે છે કે, દક્ષિણ ગુજરાતમાં રહેતા કડવા પાટીદારોનું મૂળ વતન ઉત્તર ગુજરાત હતું.

સામાન્ય રીતે નીચે પ્રમાણેની અટકો પ્રચલિત છે: અલુરિઆ, અસારવા, અઘારવા, અંબોડીઆ, આજોલા, આદુલા, આમલીઆ, આંબાસણીઆ, ઈસનપોરીઆ, ઇન્દ્રાણા, ઊંઢાયા, ઊંઝાત્રાળા, ઉપેરીઆ, કતારીઆ, કમાણીઆ, કલોલીઆ, કંસાગરા, કામરેજીઆ, કારેલીઆ, કુકરવાડીઆ, ખરસદીઆ, ખેરવા, ખેરડા, ગજેરીઆ, ગાંભા, ગોઝારીઆ, જંત્રાલાભૂત, કંબોડીઆ, કંથરાજીઆ, ચીલોડીઆ, છત્રાલા, છોગાળા, છાબલીઆ, જુલાસણીઆ, ટુંડાવીઆ, ડોંગરોચીઆ, તોરણીઆ, તરસીદા, તુંડાવીઆ, દણોદરીઆ, ધોળાદરા, ઘાણોદરીઆ, પહાડીઆ, પાલોદરીઆ, પાનસરા, પાચોટીઆ, પીળોદરીઆ, બાપોલીઆ, ભરથાણીઆ, ભાખરીઆ, ભેસાણીઆ, ભોયણીઆ, મહેસાણીઆ, મહોલાત, માલેસણીઆ, માંકરોડીઆ, મુખાસણા, મોરવાણીઆ, રામોલા, રાજપરા, રૂપાલા, લાખવડા, લુવાણીઆ, વડાવિઆ, લોદરીઆ, વડાસણીઆ, વામજા, વિસનગરા, સરોડીઆ, સાકરીઆ, સામેતરીઆ, સાટીઆ, સુંઢીઆ, શંખારીઆ, હીરપરા વગેરે ૧૮૫ જેટલી અટકો દક્ષિણમાં પ્રચલિત છે.



**શ્રી ઉમિયા માતાજી**
**૧૮ મી શતાબ્દી મહોત્સવ ❁ સ્મૃતિ ગ્રંથ**



કેટલાક ઇતિહાસકારો વૈશ્ય વિભાગમાં મૂકે છે. પણ કુર્મીઓનું સમગ્ર જીવન જોતાં એવું તારવી શકાય છે કે, આ સમગ્ર કોમ સમય અને સંજોગો પ્રમાણે વર્તી છે. યુદ્ધ ખેડવાનું હોય ત્યારે તે યુદ્ધ કરતી અને ખેતી કરવાની હોય ત્યારે તે ખેતી કરતી. પોતે જે વિસ્તારમાં ગઈ છે તે વિસ્તારમાં ખૂબ જ મહેનત અને મજૂરી કરીને પોતાની પ્રતિષ્ઠા જમાવી છે. તે કદી વિકટ પરિસ્થિતિમાં પાછી પડી નથી. કુશળતા વાપરીને તેણે રસ્તાઓ શોધ્યા છે. ને જેમજેમ વાતાવરણ બદલાતું રહ્યું તેમ વાતાવરણને અનુકૂળ બનતી રહી છે. તેણે કોઈ જગ્યાએ અકારણ હુમલો કરીને કોઈનું પડાવી લીધું હોય, લોકોની હત્યાઓ કે કતલ કરી હોય, એવા કિસ્સાઓ જોવા મળતા નથી. પણ જ્યારે તેના પર હુમલાઓ થયા છે ત્યારે તેણે દઢતાથી તે હુમલાઓનો સામનો કરીને જીત મેળવી છે. હજારો વર્ષો સુધી આ જ્ઞાતિ નાનાંમોટાં જૂથોમાં ફરતી રહી. પણ જ્યાંજ્યાં તેને શાંતિનો અનુભવ થયો. ત્યાંત્યાં તે વાસ પણ કરતી રહી. ને પોતાના કાયમી રહેઠાણની જગ્યા પણ બનાવી દીધી પણ જ્યારે તેને એમ લાગતું કે, અહીં સલામતી નથી, ત્યારે તે પોતાના રસાલા સાથે બીજી જગ્યાએ પહોંચી જતી હતી. જ્યાં કુર્મી પટેલોનું વર્ચસ્વ હતું કે, જ્યાં કુર્મી પટેલો રાજ્ય કરતા હતા ત્યાં તે વધારે પ્રમાણમાં રહેવા લાગી. તેનું મુખ્ય કારણ એ હતું કે, તે શાંતિપ્રિય હતી. ઉત્તર ગુજરાતમાં કુર્મી કડવાઓની વસ્તી વધારે છે. તેનું મુખ્ય કારણ એ હતું કે, જૂના જમાનાનું આ આનર્ત પ્રદેશ રાજકીય યુદ્ધો વિનાનો શાંતિનો પ્રદેશ હતો. સરસ્વતી જેવી ધાર્મિક નદી હતી. આજુબાજુની જમીન ફળદ્રુપ અને ખેતીલાયક હતી. જેના કારણે કુર્મીઓની મોટી સંખ્યા આ ભાગમાં સ્થિર થઈ અને જ્યારે કુળદેવી ઉમિયાજીનું મંદિર આ વિસ્તારમાં બનાવાયું ત્યારે માતાજી પ્રત્યેની અખૂટ શ્રદ્ધાના કારણે અને લગ્નસંબંધો માતાજી સાથે સંકળાયેલા હોવાને લીધે આ વિસ્તારમાં કાયમ માટે રહી. આજે પણ ગુજરાતમાં સૌથી વધારે કડવા કુર્મીઓની સંખ્યા ઉત્તર ગુજરાતમાં છે.

## ૩. દંતકથાઓના આધારે કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ

દંતકથાઓ એ ઐતિહાસિક સત્ય નથી, ને તે અસત્ય છે તેવું કોઈ પ્રમાણ પણ નથી. દંતકથાઓ સાથે લોકવાયકાઓ ભળે છે, અંધશ્રદ્ધાઓ અને ધાર્મિક ખ્યાલો જોડાવાથી લાંબા ગાળા સુધી દંતકથાઓ ચાલ્યા કરે છે. જુદાંજુદાં પુસ્તકોમાં, જુદીજુદી વ્યક્તિઓએ કડવા પાટીદાર જ્ઞાતિની ઉત્પત્તિ વિશે જે દંતકથાઓ રજૂ કરી છે, તે આ પ્રમાણે છે :

**દંતકથા : ૧**

**(૧) શ્રી ઉમિયામાતાજીના હસ્તે કડવા પાટીદારોની ઉત્પત્તિ :** સને ૧૮૫૬ ની સાલમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કડવા પાટીદારોની ઉત્પત્તિ વિશે એક નિબંધ સ્પર્ધાનું આયોજન કર્યું હતું. આ સ્પર્ધામાં કવિ ઉત્તમરામજીએ 'કડવા નિબંધ' લખેલો, ને આ નિબંધને આધારે કવિશ્રીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રથમ ઇનામ આપ્યું હતું. જેઓએ પોતાના નિબંધમાં કડવા પાટીદારોની ઉત્પત્તિ વિશેની નીચે પ્રમાણેની દંતકથાઓ રજૂ કરી છે :

"ગંગાજીના પવિત્ર તટ પર શિવજી તપ કરતા હતા ત્યારે નારદે વિચાર્યું કે પશ્ચિમ દિશામાં દાનવોનું જોર વિશેષ છે તેથી શંકર તે તરફ જાય તો અપાર યુદ્ધ થાય અને આનંદ મળે. નારદને ખટપટ, કંકાસ અને લડાઈ ઘણી પ્રિય છે.



નારદજી ગંગાતટ પર ગયા અને બોલ્યા કે જેનું વર્ણન થઈ શકે નહિ તેવું પશ્ચિમ દિશામાં હીંગળાજ દેવીનું ધામ છે જે જોયા વિના જપ, તપ અને અવતાર એળે









જાય છે. શ્રી નારદજીની આ વિનંતી સાંભળી ભગવાન શંકર પાર્વતીજીને લઈને પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું, પણ આગળ જતાં અઘોર જંગલ આવ્યું ત્યાં તાડકાસુર દૈત્ય સાથે ભયંકર યુદ્ધ થયું, તેની અપાર માયા છતાં તેને હરાવી માર્યો. પછી આગળ ચાલવા ઉમાને કહ્યું એટલે દેવી ઉમાએ કહ્યું કે, 'આવા રાક્ષસ-વાળાં વનોમાં હું આવીશ નહિ, તમે એકલા જ જાઓ. હું અહીં અરણ્યમાં એકલી જ રહીશ.'

શંકર એકલા ગયા, હીંગળાજ પહોંચ્યા પણ હીંગળાજ દેવીએ દર્શન દીધાં નહિ. શંકરે તપ શરૂ કર્યું ત્યારે પ્રસન્ન થયાં અને દર્શન દીધાં. ઉમાદેવીએ શંકરની ગેરહાજરીમાં અરણ્યમાં રમત રમતાં બાવન પુરુષરૂપે અને ત્રેપન સ્રીરૂપે મળી કુલ ૧૦૫ માટીનાં પૂતળાં કર્યાં અને શંકર પાછા પધાર્યા ત્યારે તેમને સજીવન કરાવવા હઠ લીધી. દેવીના દુરાગ્રહથી શંકર ભગવાને બધાંને સજીવન કર્યાં. પૂતળાં હરેફરે પણ બોલી શકે નહિ તેથી શંકરે ફરશી વડે ચીરી તેમનાં મોં બનાવ્યાં. મોં ચીરાયા પછી પૂતળાં બોલતાં થયાં તેવાં જ તેમણે મહાદેવજીને ગાળ ભાંડી, આથી શિવજી ગુસ્સે થયા અને તેમને શિક્ષા કરવા જતા હતા, પરંતુ પાર્વતીજીએ તેમને વાર્યા. પૂતળાં બોલતાં થયાં કે તરત જ કડવાં વચન બોલ્યાં માટે 'કડવા' નામથી ઓળખાયાં એમ કહેવાય છે.

શિવજીને ગાળ દીધા પછી કણબીઓ પસ્તાઈ ઉમિયાજીનું સ્તવન કરવા લાગ્યા ત્યારે તેઓએ તેમને આચાર શિખવવા શિવજીએ કહ્યું. શિવે પ્રસન્ન થઈ તેમને ઉપદેશ આપ્યો અને તેઓને આશીર્વાદ આપ્યા કે, 'તમે જગતને જીવાડનાર થઈ પડશો અને 'બાપા' અથવા 'ભાભા' કહેવાશો.

આ પૂતળાં સજીવન થતાં તેમાંથી ૧૪ નરપૂતળાં નાસી ગયાં. બાકીના ૩૮નાં કન્યા સાથે લગ્ન થયાં. ૧૨ પાછળથી આવ્યાં તેમનાં ૧૨ કન્યા સાથે માંડવરાતનાં લગ્ન થયાં. આ પછી ત્રણ કન્યામાંથી બેને બાહ્યવર કરી પરણાવી. બાહ્યવર એટલે અમથા વર. પેલા નાસી ગયેલા ખરા વર પાછા આવે એટલે તે કન્યાઓ તેમને સોંપવામાં આવે. આ પછી એક વધારાની કન્યા રહી તેને માટે વર ન હતો અને કુંવારી કન્યા લગ્ન કર્યા સિવાય કોઈ લે નહિ તેથી તેને ફૂલના દડા સાથે પરણાવી અને ફૂલનો દડો પાણીમાં વહેવરાવી દીધો. આ પછી તે કન્યાને માથાબોળ નવડાવવામાં આવી અને તેને બાવન પુરુષોમાંથી એકની સાથે ઠામ બેસાડી. આ સ્થળેઉમિયાજીની પ્રતિષ્ઠા કરવામાં આવી અને એક મંદિર બંધાવવામાં આવ્યું. તે હાલ ઉમિયાજીનું મંદિર કહેવાય છે. અહીં જે ગામ વસ્યુ તે ઉમાપુર કહેવાયું હાલ અપભ્રંશ રૂપે તે ઊંઝા નામથી ઓળખાય છે.

## દંતકથા : ૧ ની ટીકા

'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ'ના લેખક શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ (વિરમગામવાળા) લખે છે કે, 'શ્રી ઉત્તમરામજી તો ભાટ હોવાથી લોકવાયકાના આધારે આ વાર્તા કલ્પી કાઢી છે. આ નિબંધમાં રજૂ કરેલી દંતકથા અસંભવિત કલ્પનાઓથી ભરપૂર છે. તદ્દન હાસ્યાસ્પદ અને બુદ્ધિમાન માણસ આવી વાતનો કદી સ્વીકાર કરે જ નહિ.

મહાસતિ ઉમાને અષ્ટાંગ યોગનું જ્ઞાન હતું જે વડે તેમણે કૌમારાવસ્થામાં અતિ ઉગ્ર તપ આદરી શંકર ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તે સતિ રાક્ષસવાળા વનોમાં શંકર સાથે વિચારતાં ડરે ખરાં કે? પોતાનો બાર વર્ષનો લાંબો વખત વીતાવવા છાણ-માટીનાં ખાસ બાવન અને ત્રેપન પૂતળાં કરવાની ક્રીડા કરે તે કયો બુદ્ધિશાળી અને શાસ્વત્ત પુરુષ માનશે?



વહેમ અને અસત્ય કલ્પનાઓનું ખંડન કરી લોકોમાં સત્ય વિચારો પ્રવર્તાવવાનો પ્રયત્ન કરી રહેનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાની સંસ્થાના









શુભ હેતુ તરફ લક્ષ આપી આવા નિર્માલ્ય લેખને નાપસંદ કરી કાઢી નાંખવો જોઈતો હતો.

**દંતકથા : ૨**

**(૨) વહીવંચાઓના આધારે કડવા પાટીદારોની ઉત્પત્તિની કહાણી :** એકવાર ત્રેતાયુગમાં શંકર ભગવાન દેવી ઉમા સહિત પતિતપાવની વારાણસી (કાશી) નગરી તરફ પ્રયાણ કરતા હતા. રસ્તામાં ઊંઝીયા રાક્ષસનું અઘોર વન આવ્યું. દેવીને તરસ લાગી હતી તેથી શંકર તેમને તે વનમાં મૂકી પાણીની શોધમાં નીકળ્યા. ફરતાંફરતાં ઋષિમુનિઓને મોહ ઉપજાવે તેવો પવિત્ર–સાત્વિક ગુણના સામ્રાજ્યયુક્ત સરસ્વતીનો રમણીય તટ નજરે પડયો ને તેમને એકાએક તપ કરવાની ઈચ્છા થઈ આવવાથી ત્યાં આસન લગાવી બાર વર્ષની સમાધિ કરી.

શંકરની રાહ જોઈ થાકેલાં દેવી પાણી શોધતાં-શોધતાં દૂધીઆ કૂઈ પર આવ્યાં. પાણી પીધું અને પતિની શોધે નીકળ્યાં. સરસ્વતીના કાંઠા પર આવ્યાં ત્યાં સુંદીર માટી જોઈ રમત રચી ને ૧૦૫ પૂતળાં બનાવ્યાં. કૃષ્ણજીએ નારદજીને મોકલી દેવીને કહેવડાવ્યું કે, 'તમે સૃષ્ટિ રચો, બ્રહ્માજી જીવ મૂકશે, આપનાં ઘડેલાં પૂતળાં હવે ભાંગે નહિ.'

દેવીને પૂતળાં ઘડી સૃષ્ટિ રચવાનો સંદેશો કહી નારદજી શંકર ભગવાન તપ કરતા હતા ત્યાં ગયા અને કહ્યું કે, મહારાજ તમારી ગેરહાજરીમાં દેવી ઉમાએ ૧૦૫ બાળકો ઉત્પન્ન કર્યાં છે. આ સાંભળી શંકર કોપાયમાન થયા પણ ઉમા પાસે આવી માટીનાં પૂતળાં જોઈ શાંત થયા.

પૂતળાંને સજીવન કરવા અને પરણાવવા દેવીએ શંકરને વિનવ્યા. શંકરે પોતાના ભવ્ય લલાટમાંથી નાગર અને ઔદિચ્ય ગોર તથા બારોટ પેદા કર્યા. નાગર ગોરે પોતાના મુહૂર્ત પ્રમાણે કેટલાંક વરકન્યા પરણાવ્યાં પણ બીજાં હાજર ન હતાં તે આવ્યાં ત્યારે તેમને પરણાવવા શંકરે નાગર ગોરને કહ્યું. એટલે તેણે કહ્યું કે હવે તો બાર વર્ષે પરણશે. તેથી ઔદિચ્યને આજ્ઞા કરી, પ્રત્યુત્તરમાં તેણે કહ્યું કે હું પરણાવું તેમાં મને શો લાભ ? શંકરે કહ્યું, 'કળીયુગમાં જ્યારે નાગર જડશે નહિ ત્યારે તમારું સન્માન થશે તેથી તેણે પોતાના ગુરુ માંડવ ઋષિના નામથી માંડવ રાત પેદા કરી. ભૂલ્યું ચૂક્યું માંડવરાતે પરણે એવું મુહૂર્ત આપી, માંડવરાતે બાકીનાંને પરણાવ્યાં તેમાંથી એક સ્રી વધી તેને ફૂલના દડા સાથે પરણાવી, તે ફૂલનો દડો કૂવામાં નાંખી, કન્યા રંડાઈ તેને વડા પૂતળા વેરે ઠામ બેસાડી તેથી કરીને પુર્નલગ્નનો રિવાજ તે વખતથી થયો અને કર–અડવે પરણ્યા તેથી કરડવા નામ પડયું. કર અડવા એટલે કન્યાચુડી વિના–નાડાછડી બાંધી પરણ્યા મિનારક મહિનાને લીધે બાર વરસે વિવાહ થવા લાગ્યા. ત્યાર પછી ઊંઝીઆ રાક્ષસને મારી ઊંઝા વસાવી બાવન શાખો પાડીને પછીથી બાર વર્ષનો લગ્નનો રિવાજ શરૂ થયો. શંકરે લલાટમાંથી બારોટ પેદા કર્યા. તેમને શાખો પાડી વંશાવળી ઉતારી આપી. પાના નં ૧૩૬ ઉપર બાવન શાખો અને પેટા શાખો આપવામાં આવી છે.

**દંતકથા : ૨ની ટીકા**

શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખે આ દંતકથાની ટીકા કરતાં લખ્યું છે કે, 'વહીવંચાઓ ઉપર આધાર રાખીને જીવતા બારોટજીની બુદ્ધિને ધન્ય છે. નાગર, ઔદિચ્ય અને બારોટે શંકરના લલાટમાંથી ઉત્પન્ન થયા નથી. પણ આ ત્રણે જ્ઞાતિઓના વંશ પરિવારની આજીવિકાનો લાંબા સમયથી કણબીઓની લગ્નપદ્ધતિ પર સારો આધાર રહેલો છે. તેમની મહત્તા વધારવા અને ભલા દિલના કણબીઓના દિલમાં તેમના પ્રતિ સદાને માટે પૂજ્ય ભાવ કાયમ રાખવા, પોતાની ઉત્પત્તિ તેમના (કણબીના) હિતને માટે શંકર ભગવાનના ભવ્ય









લલાટમાંથી કલ્પી કાઢેલ છે. પૂતળાંની ઉત્પત્તિ કુદરતી ક્રમથી વિરુદ્ધ છે. અતિશય અજાયબીવાળી છે, ને તેની સાથે લગ્નની પદ્ધતિને સાંકળી છે. આ ફક્ત બાળક મગજની કલ્પના માત્ર જ છે.

**દંતકથા : ૩**

**(૩) દેસાઈ પટેલના વહીવંચાની કહાણી :** ઉત્તર ખંડમાં જમદગ્નિ ઋષિનો પુત્ર પરશુરામ થયો, તેણે બધા ક્ષત્રિયનું નિકંદન કર્યું, તેમાંથી દાનવો પેદા થયા અને તેઓ ઋષિ-મુનીઓના યજ્ઞમાં વિઘ્ન નાંખવા લાગ્યા.

સઘળા ઋષિઓ મળીને કૈલાસમાં મહાદેવજી પાસે ગયા ત્યારે મહાદેવજી પોતે અજંપાજાપ ધરી-સમાધી કરી બેઠા હતા. તેથી માતા ઉમાએ તેમને આવવાનું કારણ પૂછ્યું. ઋષિઓએ દાનવો તરફનું દુઃખ ગાયું અને તે પૈકી બાવન ઋષિઓએ રક્ષણ માગ્યું.

માતા ઉમાએ બાવન ઋષિઓને ભભૂત લઈ પૂતળાં કરવા હુકમ આપ્યો, બાવન જણે બાવન પૂતળાં કર્યાં અને પછી પોતે હાથ મૂકી સજીવન કર્યાં તેથી કરડવા કહેવાયા. દેવીએ તેમના હાથે ઋષિઓનાં દુઃખ દૂર કરાવી અભય-દાન અપાવ્યું. માથે કર મૂકી સજીવન કર્યા માટે કરડવા કહેવાયા. જે ઋષિના પુતળામાંથી જે વંશ થયો તે ઋષિ તે વંશના ગોત્રદેવ ગણાયા ને તેથી બાવન ઋષિના બાવન શાખોના કરડવા કહેવાયા. જે-જે ઋષિએ બીરદ આપ્યું તે-તે ઋષિનું કુળ રાખ્યું. તેથી કુળ + બી = કુળબી-કણબી કહેવાયા. માતાના વરદાનથી કરડવાઓએ દાનવ કાળભદ્ર માર્યો અને ઋષિઓનું રક્ષણ કર્યું તેથી ઋષિઓએ તેમને ધોતી, પોથી, જનોઈ ખટ્કર્મ અને તલવાર આપ્યાં. તે લઈ ને પછી બધાએ મળી બંધાવતી નગરી વસાવી અને ચારે ખૂંટમાં આણ વર્તાવી. કેટલાક સમય પછી શ્રી રામચંદ્રજી વનવાસ નીકળ્યા ને દક્ષિણમાં પંચવટીએ આવ્યા. સીતાને ત્યાં મૂકી બંધાવતીથી કરડવાને બોલાવી કહ્યું કે, ‘ હું આવું ત્યાં સુધી સીતાની ચોકી કરજો !

એવામાં કૈલાસમાં માતા ઉમાએ યજ્ઞ આદર્યો. બંધાવતીથી પોતાના પુત્ર કરડવાને તેડાવ્યા પણ તે તો સીતાની ચોકીએ પંચવટીમાં હતા તેથી ગયા નહિ. માતા ઉમાનો યજ્ઞ અપૂર્ણ રહ્યો તેથી કરડવા પર પોતે ક્રોધે ભરાયાં અને શ્રાપ આપ્યો કે, ‘ જાઓ તમારાં બાર વર્ષે લગ્ન થશે અને બાર વર્ષ સુધી દુકાળ પડશે .’

કરડવાને ગોર નહોતા તે સમજી વનવાસથી પાછા આવ્યા ત્યારે પંચવટીમાં તેમને નાગર અને ઔદિચ્ય ગોર તથા બારોટ સ્થાપી આપ્યા.

**દંતકથા નં. ૩ ની ટીકા**

દંતકથા નં. ૨ના જેવી આ દંતકથા છે. બારોટોએ પોતાનું સ્થાન પટેલોમાં સ્થાપિત કરવા સારું પોતાના વહીવંચાઓમાં આવી દંતકથા ઉપજાવી કાઢેલ છે.

**દંતકથા : ૪**

**(૪) ‘લેઉવાપુરાણ*’ ના આધારે કડવા પાટી-દારોની ઉત્પત્તિ :** એક વખતે જગતના નાશના કારણ માટે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ કૈલાસમાં એકઠા થયા હતા. તેવામાં રાક્ષસના ભયથી બ્રાહ્મણો તેમને શરણે આવ્યા. શિવે ક્રોધાયમાન થઈ બે શિવકુમાર ઉત્પન્ન કર્યા. તેઓ આ રાક્ષસોનો સંહાર કરતા. આ પછી શિવકુમાર કૈલાસ પાછા આવે ત્યારે તેમને તપ કરવાનો ઉપદેશ મળતો તેથી તેઓ કશ્યપ મુનિના આશ્રમે જતા હતા, ને હિમાલયમાં તેનો આરંભ કર્યો. ઉગ્ર તપથી ઇન્દ્રને ભય

---

**લેઉવા પુરાણ :** લેખક ગોવર્ધન સદારામ ભટ્ટ, પ્રકાશક શ્રી ડંકેશ્વર વ્યાપારી મંડળ, ડાકોર સંવત ૧૯૫૩માં પ્રકાશિત થયેલ છે. પૃ. સં. ૧૯૧ સમગ્ર પુસ્તક પદ્યમાં લખાયેલ છે. ને ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ ભાગ પૌરાણિક છે, બીજો ભાગ ઐતિહાસિક અને ત્રીજો ભાગ ભીમ નામના હિન્દી પુસ્તકમાંથી અનુ-વાદિત છે. સમગ્ર પુસ્તકમાં કડવા-લેઉવા પાટીદારોની કેટલીક માહિતી આપી છે,



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ





ઉત્પન્ન થયો ને તેમને તપોભંગ કરવા માટે તેઓની પાસે અપ્સરા મોકલી. અપ્સરાનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને તેઓનો તેમના વડે નાશ થયો. શિવકુમાર ઇન્દ્રને શાપ આપ્યો અને તેને લીધે ઇન્દ્રને અસુરોનો ભય ઉત્પન્ન થયો. અર્ભકાસુર નામના દાનવના પુત્રો ઇન્દ્રાસનનું છાનામાના હરણ કરી ગયા. ઇન્દ્ર ક્રોધાયમાન બની તેની તપાસ કરાવતાં ને ખબર પડતાં દેવ-દાનવો વચ્ચે યુદ્ધ થયું તેમાં દેવો હારી ગયા અને તેથી તેઓ વિષ્ણુના શરણે ગયા. વિષ્ણુએ તેઓને શિવ પાસે મોકલ્યા. ઇન્દ્ર શિવ પાસે જઈ તેમની પ્રાર્થના કરવા લાગ્યા તેથી શિવની આજ્ઞા વડે શિવકુમારે રાક્ષસોનો નાશ કર્યો. આથી આ બે શિવકુમારોનો સ્વર્ગમાં મહા-સત્કાર થયો. નારદે તેમને ગૃહસ્થાશ્રમમાં પડવાનો ઉપદેશ આપ્યો આથી તેઓ પદ્મમાલિકા અને કનકમાલિકા નામની બે અપ્સરાઓને પરણ્યા તેથી તેઓને બંનેને એક એક પુત્ર થયો. તેઓ સ્ત્રી મોહમાં અતિલુબ્ધ થઈ ગયા. પાછળથી નારદના ઉપદેશથી તેઓએ સંસારનો ત્યાગ કર્યો. અપ્સરાઓ સ્વર્ગમાં ગઈ ને બે પુત્રોને નારદ શિવ પાસે લઈ ગયા. કેટલાક સમય પછી રામચંદ્રજીના વંશજ પુરંજય રાજાએ પુત્રપ્રાપ્તિ માટે તપ કર્યું ત્યારે શંકર પ્રસન્ન થયા અને તેને શિવકુમારોના બંને પુત્રો આપ્યા. રાજાએ પોતાની મોટી રાણી ઉષાવતિને બલિ અને મેનાવતિને ભદ્ર એમ એક–એક પુત્ર આપ્યો. પુત્ર પ્રેમ ઘેલી બંને રાણીઓ એક વખતે પુત્રોને લાડ લડાવતી હતી ત્યારે બ્રાહ્મણો ભીક્ષા માટે આવી પહોંચ્યા જેની તેમણે દરકાર ન કરી તેથી પોતાનું અપમાન થયું સમજી બ્રાહ્મણોએ શ્રાપ દીધો કે આ બંને પુત્રો અતિ હેરાન થશે કેટલાંક વર્ષો બાદ રાજા પુરંજયે વાન-પ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો અને બલિનો રાજ્યાભિષેક થયો. બંને ભાઈ બલિ અને ભદ્ર દિગ્વિજય કરતાંકરતાં ગંગાતટ ઉપર મુનિ દુર્વાસાના આશ્રમ ઉપર આવ્યા. આશ્રમની જમીન ફળદ્રુપ જોઈને તેને ખેડાણ કરવાની તેમની ઇચ્છા થઈ. તેથી દુર્વાસાએ તેમને શ્રાપ આપ્યો. બલિ અને ભદ્રને લેહક અને કૈટભ નામના બે પુત્રો થયા. તેઓ કુશંપથી રાજ્યભ્રષ્ટ બની ગંગાકાંઠે ખેતી કરવા લાગ્યા. ત્યાં એકવાર ધૌમ્યમુનિ આવી પહોંચ્યા. તેમનું તેઓએ રૂડી રીતે આદર સત્કાર કર્યો એટલે પ્રસન્ન થઈ તેમનો યજ્ઞ કરાવ્યો તેથી દેવતાઓ પ્રસન્ન થયા. આ બંને લેહક તથા કૈટભથી લેઉવા અને કૈડવાની ઉત્પત્તિ થયેલી છે.

"ક્ષત્રિયથી તમો વૈશ્ય થયા છો,
મુનિ દુર્વાસા શાપે જી.
જે બગડયું તે હવે ન સુધરે,
બળશો નહિ સંતાપે જી.
કૃષિ અને વ્યાપાર મહીં,
તમે ઉત્તમ જશને પામો જી.
સંપ ધરીને સુખ વધારો,
વેદના સઘળી વાળો જી.
લેહક પુત્ર સરવ કહાવે
લેવાથી ઓળખાય જી.
કૈટભથી હોય કડવા
જગમાં જાહિર થાયે જી.

(લેઉવાપુરાણ પૃષ્ઠ નં. ૧૩૯)

### દંતકથા નં. ૪ ની ટીકા [લેઉવા પુરાણ]

લેઉવાપુરાણના લેખક શ્રી ગોવર્ધનદાસ ભટ્ટે ભીમ નામના કોઈ અપ્રસદ્ધિ કવિનાં કાવ્યોના ફાટયાતૂટયા, અવ્ય-વસ્થિત અને અસંબંધ કકડા પરથી પોતાની કલ્પના-શક્તિના આધારે વસ્તુઓ ભેગી કરી પદ્યમાં ઉત્પત્તિ આલેખી છે. પુસ્તકમાં કવિ ભીમના સ્થાન, સમય અને ઉત્પત્તિ વિશે કોઈ પ્રમાણિત આધાર બતાવી શકાયો નથી ઉપરાંત જ્ઞાતિની ઉત્પત્તિ વિશેની માહિતિ કયાંથી મેળવી તે અંગે કોઈ શાસ્ત્ર, પુરાણ કે ઇતિહાસનો આધાર બતાવ્યો નથી. જેથી આ દંતકથા ઉપર પણ વિશ્વાસ મૂકી શકાતો નથી.









દંતકથા નં. ૫

**(૫) 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ*'ના આધારે કડવા પાટીદારોની ઉત્પત્તિ :** રામના પુત્ર લવ-કુશ સિદ્ધપુર યાત્રાઅર્થે ગયા. ત્યાંથી પાંચ ગાઉ પર ઉમાદેવીનાં દર્શન માટે ઉમાપુર(ઊંઝા)માં ગયા. દેવીની સેવા માટે ત્યાં રહેતા ગરીબ શુદ્ધ ખેડૂતોમાંથી લવ-કુશે યોજના કરી. તે પરથી તેઓ લેઉવા અને કડવા કહેવાયા.

કડવા દેવીની ગાયો ચારવા ગયા હતા એ દરમ્યાન લગ્નનું મુહૂર્ત આવ્યું તેથી લેઉવાને પરણાવ્યા ને કડવા રહી ગયા. રહી ગયેલા કડવાએ અસંતોષથી માતાજીને પ્રાર્થના કરી ત્યારે 'તમારા વિવાહ બાર વર્ષે થશે' તેવું દેવીએ વચન આપ્યું.

ઊંઝામાં ઉમાદેવીના કમાટ બાર વર્ષે કણબીનાં લગ્ન આવે ત્યાં સુધી સદૈવ બંધ રહેતાં હતાં. લગ્ન સમયે પુજારીને સ્વપ્ન થતું ને કમાટ ખુલી જતાં.

આ વૃત્તાંત શિષ્ટોના મુખથી સાંભળીને વર્ણવ્યું છે,

**દંતકથા નં. ૫ની ટીકા**

સ્વ. પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ લખે છે કે, રામના પુત્ર લવ કુશ ત્રેતાયુગના સમયમાં થઈ ગયેલા છે અને ઊંઝા ગામ તથા ઉમિયાદેવીના સ્થળનું ઈ.સ.ના બીજા સૈકા સુધી નામ નિશાન પણ ન હતું ત્યારે **मूलम्नास्ति कुतो शाखा** એ ન્યાયે લવ-કુશ સિદ્ધપુરથી ઉમિયાજીનાં દર્શન કરવા સારુ ઊંઝા ગયા એ વાત માની જ શકાય કેમ? વળી લવ-કુશ સિદ્ધપુર યાત્રાર્થે આવ્યા હતા એ વાત રામાયણ કે કોઈ પુરાણોમાં પણ નથી. જેથી 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ'ના લેખક શ્રી હરિકૃષ્ણ શર્માએ આ કપોલ-કલ્પિત કથા લખી છે. આ કથાનું કોઈ વૈજ્ઞાનિક તથ્ય નથી.

*'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ'–લેખક હરિકૃષ્ણ વ્યંકટરામ શર્મા

દંતકથા : ૬

**(૬) લવ-કુશના વંશજોના આધારે કડવાઓની ઉત્પત્તિ :** પ્રાચીન ભારતના ઇતિહાસમાં ભગવાન રામે અશ્વમેધ નિમિત્તે યજ્ઞના ઘોડાને છૂટો મૂક્યો હતો. તેને વનવાસ કરી રહેલા સીતામાતાની કુખે જન્મેલા લવ અને કુશે આંતર્યો હતો. ઘોડાનું રક્ષણ કરવા માટે સાથે ગયેલા લક્ષ્મણ અને સેનાપતિ સુમંત આ બે બાળકોથી પરાજિત થઈને પાછા વળ્યા હતા એટલે રઘુકૂળની કીર્તિ પતાકા ઝાંખી ના પડે એટલા માટે ખુદ રામચંદ્રજી અશ્વને પાછો મેળવવા માટે પધાર્યા હતા. એક બાજુ પિતા અને બીજી બાજુ બે પુત્રો. એમને જોતાં જ રામચંદ્રજી કહે છે કે, 'આ બાળકોને જોતાં જ મારા મનમાં વાત્સલ્યનાં ઝરણાં ફૂટી નીકળે છે'. સીતાજીને આ ઘમસાણના સમાચાર મળતાં તે દોડી આવે છે ને બધુ સમુસુતરૂ પાર ઊતરે છે. 'સીતાજી કંઈક માગો. રામ કંઈક સંકોચથી બોલે છે.

'મારે કંઈ જ માગવું નથી, પ્રભુ, તમારા આ બે સિંહબાળને સંભાળી લો. આ ધન્ય ઘડીની રાહ જોતી હું વર્ષોથી બેઠી હતી.'

'હવે' રામ બોલ્યા.

'હવે બીજુ હું મા ધરતીની પાસે થોડી જગ્યા માગું છું'. પણ રામના શબ્દો તેમના મોમાં જ રહી ગયા.

'મા મને જગ્યા આપ!' સીતામાતાએ ધરતીને વિનંતી કરી. એ સાથે જ જમીનના બે ભાગ થઈ ગયા. અંદરથી ધરતી માતા પ્રગટ થયાં. સીતામાએ રામચંદ્રનાં ચરણ પકડયાં ને લાડીલા લવ-કુશને હૈયે ચાંપ્યા. 'મા', 'હીબકા લેતા બે બેટડા વલવલવા લાગ્યા. 'બેટા જાઉં છું', પણ તમને નોંધારા મૂકીને નથી જતી. સરસ્વતીના તીરે ઉમાપુરમાં મારી સખી ઉમિયાનાં બેસણાં છે. તમે ત્યાં વારંવાર જજો. તમને ત્યાં અનહદ આશિષ મળશે.'









રામચંદ્રના બંને પુત્રો અશ્વને લઈને અયોધ્યામાં પધાર્યા. રાજ્યની ધુરા પોતાના હાથમાં લીધી. માવિહોણા લવ-કુશને ભરપૂર પ્રેમ આપીને ઉછેર્યા. તે યોગ્ય વયના થયા ત્યારે પોતે તેમને રાજ્યવહીવટ સોંપીને વનને માર્ગે વળ્યા. લવે ઉત્તર ભારત અને પંજાબનું રાજ્ય સંભાળી ત્યાં લવપુર( લાહોર )ની નવી વસાહત કરી. કુશે બિહાર અને બંગાળને હસ્તગત કરી ત્યાં કુશાવતી આજનું પટણા વસાવ્યું. બંનેનાં રાજ્ય સરસ ચાલતાં હતાં. જેથી લવ ઉપરથી લેઉવા અને કુશ ઉપરથી કડવા કહેવાયા હશે એવું માનવામાં આવે છે.

એવી પણ બીજી એક દંતકથા પ્રચલિત છે કે પંજાબના લવપુર( લાહોર )થી લવ અને કુશાવતી (પટણા )થી કુશ બંને તીર્થયાત્રાએ નીકળ્યા. ફરતાં-ફરતાં તેઓ શ્રીસ્થળ (સિદ્ધપુર) આવ્યા. ત્યાંથી તેઓ શ્રી ઉમાદેવીનાં દર્શન માટે ઉમા આવેલા. આ સ્થળે વસતા ગરીબ ખેડૂતોને દાન દક્ષિણા આપી તેમની સમૃદ્ધિ માટે યોજના કરી તેથી સમૃદ્ધ થયેલા ખેડૂતોએ પોતાને સમૃદ્ધ કરનાર લવ અને કુશ ઉપરથી પોતાની જાતની અટક લવ ઉપરથી લેઉવા અને કુશ ઉપરથી કડવા અટકો શરૂ કરી.

### દંતકથા : ૬ ની ટીકા

આ દંતકથા નં. ૫ને મળતી આવે છે, તેથી આ દંતકથાનું કોઈ વૈજ્ઞાનીક તથ્ય નથી લવ ઉપરથી લેઉવા અને કુશ ઉપરથી કડવા નામ પડયું હશે, એવા પણ કોઈ વૈજ્ઞાનિક પુરાવાઓ મળતા નથી.

### દંતકથા નં. ૭

**(૭) મા ઉમા અને ભગવાન શંકરે સ્વહસ્તે નંદી અને ત્રિશૂળ અર્પણ કર્યા તે :** એક દિવસ શીવ-પાર્વતી આકાશમાર્ગે ગમન કરી રહ્યાં હતાં ત્યારે અચાનક માતા ઉમાની દૃષ્ટિ પૃથ્વી ઉપર પડી. તે વખતે તેઓએ જોયું કે એક માણસ માથે હાથ દઈ ને દીન બનીને બેઠો હતો. તેનું દુઃખ દૂર કરવા માટે ઉમાએ શીવજીને પ્રાર્થના કરી. પછી શીવજીએ કહ્યું, 'દેવી' પેલો દીન દેખાતો માણસ સ્વભાવે ભોળો છે, એને કૃષિનું જ્ઞાન નથી, જમીન ઉપર અનાજના દાણા છૂટા વેરીને તે ઊગવાની રાહ જોવામાં ઘણા સમયથી બેઠો છે, પણ જમીન ઉપર વેરાયેલા કણ પક્ષીઓ આવીને ખાઈ જાય છે, પછી કણ શી રીતે ઊગે ? "

'તો પ્રભુ ચાલો આપણે એને માર્ગ સુઝાડીએ ? મારા બાળકને નિરાશવદને હું કેમ જોઈ શકું ? હું એની મા છું, આપ તેના પિતા છો, તેની સંભાળ આપણે નહિ રાખીએ તો બીજું કોણ રાખશે ? શીવ-પાર્વતી નીચે પૃથ્વી ઉપર પધાર્યા. શિવજીએ ત્રિશૂળ વડે જમીન ખેડી નાંખી, મા ઉમિયાજીએ બધા કણોને ખેડાણમાં દાટી દીધા અને પોતાનો દિવ્ય વરદ હસ્ત બધે ફેરવી દીધો ને પછી બંને ત્યાંથી ચાલ્યા ગયા. નિરાશ અને વ્યથિત તે માનવે અગાઉ પૃથ્વી ઉપર વેરેલા દાણા જોયા નહિ તેથી તે બેબાકળો બનીને ક્રોધથી કડવી વાણી બોલવા લાગ્યો. મારો કયો વેરી પાકયો, કયો પરભવનો હરામી શત્રુ મારાં બીજ ચોરી ગયો. ચોરી જનારનું નખ્ખોદ જજો.' એવામાં વરસાદ પડ્યો ને થોડા દિવસમાં જમીનમાં દટાયેલા કણો અંકુરો બની બહાર નીકળ્યા. તે જોઈ તે નાચી ઊઠ્યો ને એકાએક બોલી પડ્યો, 'મા તારી અપાર કરુણાનો પાર કોણ પામી શકે? મા મને દર્શન આપો.' ઉમા માતા તરત દોડી આવ્યાં ને બોલ્યાં 'બેટા'! તારા કડવા શબ્દો મને મીઠા લાગ્યા છે. આમ છતાં આ પ્રસંગની યાદગીરીમાં તું કડવો કહેવાશેઅને જમીનના 'પટ' ઉપર તું કૃષિ કરશે એટલે તું પટેલ કહેવાશે.'

એવામાં ભગવાન શંભુ ત્યાં આવી પહોંચ્યા. તે ઉમાજીને સંબોધીને બોલ્યા, 'દેવી! તમે ઘણું બધું આપ્યું પણ અગત્યની વસ્તુ આપવાની રહી ગઈ. તે ખેતી કરશે કઈ રીતે ? આપણું વાહન નંદી પણ તેને આપો જેથી નંદીના પુત્રોની સહાયથી તે ખેતી કરશે







અને મારા ત્રિશૂળથી જમીન ખેડાઈ એટલે એવા આકારનું હળ નંદીપુત્રો ખેંચશે એટલે ઝડપથી ખેતી પણ થશે.'

પેલો ભોળો પણ કડવાબોલો માણસ, શિવ-પાર્વતીનો સંવાદ સાંભળી આનંદવિભોર બની ગયો અને આભારવશ બંનેના ચરણોમાં પડી ગયો. મા ઉમાએ તેને ઊભો કર્યો અને ઉમા તથા શિવજીએ તેને આશીર્વાદ આપ્યા. આ પછી ઉમા-શંકર અંતર્ધ્યાન થઈ ગયા.

## દંતકથા નં. ૭ ની ટીકા

કડવા શબ્દ કડવી વાણી બોલવાથી આવ્યો હશે એવી એક માન્યતા છે. પટેલના જીભે ઝેર હોય છે. તડને ફડ. જે હૈયે હોય તે હોઠે હોય. કોઈ કુટિલતા નહિ સ્પષ્ટ કહેવું, ને તે સીધા જ શબ્દોમાં. આવી સહૃદયતાથી તેનું ભોળપણ સાબિત થાય છે. આ દંતકથામાં પાટીદારના ગુણો વ્યક્ત કર્યા છે પણ આ દંતકથા સાચી જ છે, તેવા કોઈ પુરાવાઓ નથી.

## શાખો અને પેટા-શાખો

| શાખ | પેટા-શાખ |
|---|---|
| ૧. રૂસાત | દડગા |
| ૨. મોલ્લાંત | લીંબાણી, આણદાણી |
| ૩. ભેમાત | રામજીઆણી |
| ૪. ડાકોતર | સેગાણી |
| ૫. મુજવી | વેલાણી |
| ૬. ગામી | રામાણી, રવાણી, સેગાણી, વાલાણી, દાનાણી, રૂનાણી, ભોજાણી, મેપાણી, વાલજિયાણી, ડોસાણી, સુરાણી, કમાણી, તેજાણી વગેરે |
| ૭. ગોઠી | માંકાણી |
| ૮. મોખાત | નાકારાણી, જાદવાણી |
| ૯. અમૃતિયા | રંગાણી |
| ૧૦. ટીલાત | માવાણી, સવાણી, લાલાણી, મેપાણી |
| ૧૧. કડવાનર | ચીકાણી |
| ૧૨. પહાડ | ઠાકરાણી |
| ૧૩. ભુવા | સુરાણી, રતનાણી, ખેતાણી, સેગાલ, પેથાણી, વાલાણી પદમાણી વગેરે |
| ૧૪. જવાતર | જખવાણી, વાગડિયા |
| ૧૫. લારી | વાડિયા |
| ૧૬. ગૌગડા | ગોરાણી, હળપાણી, માનકુવાઈ, રાવરાણી, ડોસાણી |
| ૧૭. સાકરિયા | વાસાણી, ભાદાણી, આણી |
| ૧૮. મજીઠિયા | ગોગારી |
| ૧૯. મનવર | સાંખલા, પ્રેમજીઆણી |
| ૨૦. દાણી | ભાવાણી |
| ૨૧. હોતી | ચૌધરી |
| ૨૨. ચપલીઆ | પજવાણી |
| ૨૩. ગોદાળ | ચૌહાણ |
| ૨૪. ચીરવી | રૂડાણી, પંચાણી, મેગાણી, ડાહ્યાંણી |
| ૨૫. કરણાવત | ઉકાણી, ભીમાણી, ખીમાણી |
| ૨૬. ધોળું | નરસીંઆણી |
| ૨૭. દિવાણી | નાયાણી, કાનાણી |
| ૨૮. પોકાર | ભીમાણી, વડવાળી, ઉદેડાઈ, લધાણી ધનાણી, સામાણી અજોરિયા |
| ૨૯. માંડવિયા | પારેખ, છાભૈયા, કેશરાણી |
| ૩૦ ભક્કા | પારસિયા, કાબેરિયા |
| ૩૧. બલોલ | બલોલિયા, ચાંગેલા |

| શાખા | ગામ | ઠેકાણું |
|---|---|---|
| ૧. રૂસાત | રોહતાગઢ | જેલમનદી પર |
| ૨. માંડલોત | માંડલેહ | મેવાડની ઉત્તરે |
| ૩. ભેમાત | ભામ | હોશિઆર પુર પાસે |
| ૪. મુંજાત | મુંજા | ગુજરાનવાલા પાસે |
| ૫. ડાકોતર | – | – |









| શાખા | ગામ | ઠેકાણું |
|---|---|---|
| ૬. વિજાયત | વજીરપુરા | જીલ્લે આગ્રા |
| ૭. ગામી | ગમ્બાર | માઉન્ટગોમરી પાસે |
| ૮. ગોઠી | ગોઠ | શરીફપુર પાસે |
| ૯. ફૈક | ફુક | લારખાના પાસે |
| ૧૦. મોખાત | – | – |
| ૧૧. અમૃતિઆ | અમૃતસર | પંજાબ |
| ૧૨. ટિલાટ | ટિલાથુ | શાહબાદ પાસે |
| ૧૩. મુંગલા | મંગલપુરા | લાહોર પાસે |
| ૧૪. ભૂત | ભૂતના | લુધિયાના પાસે |
| ૧૫. કડવાતર | – | – |
| ૧૬. પહાણુ | પાન | ગોંડાબલ રામપુર પાસે |
| ૧૭. ભૂવા | ભોવા | લાહોર પાસે |
| ૧૮. ચૈચાટ | – | – |
| ૧૯. જુવાતર | જુવા | ઈટાવા પાસે |
| ૨૦. સોરઠા | સોનથા | પુરનીઅલ પાસે |
| ૨૧. લારી | લાર | ગોરખપુર પાસે |
| ૨૨. લાકોડા | લાખોદર | લાહોર પાસે |
| ૨૩. ગોગડા | ગોધા | ભાવલપુર પાસે |
| ૨૪. સાકરીઆ | – | – |
| ૨૫. મજીઠીઆ | મજીઠમંડી | અમૃતસર પાસે |
| ૨૬. મનવર | – | – |
| ૨૭. કતવર | કાતના | મથુરા પાસે |
| ૨૮. દાણી | દાણાવલ | જલંધર પાસે |
| ૨૯. ચેંણીઆ | – | – |
| ૩૦. ચપલા | ચપલ | મહુ પાસે |
| ૩૧. હરણીઆ | હર | મેદનીપુર પાસે |
| ૩૨. હોતી | હોતી | પેશાવર પાસે |
| ૩૩. ચપેલીઆ | – | – |
| ૩૪. શેઠીઆ | – | – |
| ૩૫. લહુઓટ | લાહોર | પંજાબ |
| ૩૬. કલાશ | કાલ | જેલમ ઉપર |
| ૩૭. કાળપૂંછા | કાળસાયા | લુધીઆણા પાસે |
| ૩૮. વગદા | – | – |
| ૩૯. ગોદાળ | ગોન્દા | અલીગઢ પાસે |
| ૪૦. સીરવી | – | – |
| ૪૧. ભકકા | ભકકા | ગોપાળગંજ પાસે |
| ૪૨. કુવારા | – | – |
| ૪૩. ઢાન ટોડવા | ઢાનાપુર | ગોડાંલ રામપુર પાસે |
| ૪૪. ઢાંકણીઆ | – | – |
| ૪૫. કરણાવત | કરંડા | ઘાસીપુર પાસે |
| ૪૬. ધોળી | ધોળ | મુજફરપુર પાસે |
| ૪૭. દેવાણી | – | – |
| ૪૮. ઢેકાળ | ઢેખાલ | ખરીદપુર પાસે |
| ૪૯. પોકાર | – | – |
| ૫૦. ચોપડા | – | – |
| ૫૧. કોદાળ | – | – |
| ૫૨. માંડવીઆ | માંડી | પંજાબમાં |

## કુર્મી, કણબી, પાટીદાર, પટેલ શબ્દની ઉત્પત્તિ

### 'કુર્મી' શબ્દનો અર્થ

'કુર્મી' શબ્દ સંસ્કૃત ભાષાનો છે ને કણબી શબ્દ કુર્મીમાંથી ઊતરી આવ્યો છે, એવો એક મત છે. કણબીઓ ખેતી કરતા જેથી તેઓને કૃષિકર્મી કહેતા. એ શબ્દ પરથી કુરમી, કરમી, કણબી એમ અપભ્રંશ થયા હશે.

બીજો એવો મત છે કે, કણબી શબ્દ સંસ્કૃતના 'કુટુમ્બિન્' શબ્દ ઉપરથી ઊતરી આવ્યો છે કે, જેનો અર્થ ઘરવાળો કે કુટુંબવાળો થાય છે. શ્રી નરસિંહભાઈ ભોળાનાથ લખે છે કે, કુટુમ્બિન્‌માંથી કુટુંબી, કુડુબી, કુણબી, કુણબી અને પછી અપભ્રંશ થઈ કણબી શબ્દ બન્યો છે. ઈ.સ. પૂર્વે ૬૨૩ થી ઈ.સ. પૂર્વે ૫૪૪માં રચાયેલ બુદ્ધજાતકોમાં કુંટુંબીકો ખેતી સાથે વેપાર કરતા હતા.







એવું જણાવેલ છે. ઈ.સ. પૂર્વે ૩૨૧ થી ઈ.સ. ૨૯૭ પૂર્વે સુધી લખાયેલ "કૌટિલ્ય અર્થશાસ્ત્ર"માં પણ કુટુંબીન શબ્દનો ઉલ્લેખ છે. મેગેસ્થનીસનાં વૃત્તાંતોમાં બ્રાહ્મણો પછી બીજે નંબરે કુટુમ્બીકોને એટલે કણબીઓને મૂક્યા છે. પ્રાકૃત સાહિત્યમાં 'કુટુંબીય' શબ્દ આવેલો છે. સંસ્કૃતમાં ब्राह्मणादि कुटुम्बिनश्च कारूकश्च! બ્રાહ્મણો પછી કુટુંબીન શબ્દ મૂક્યો છે અને ત્યાર પછી કારુક એટલે કારીગર શબ્દ મૂકેલો છે. સાહિત્ય શિરોમણિ હેમચંદ્રસૂરિજીએ ૧૨મી સદીમાં પોતાના "અભિધાન ચિંતામણિ" નામના ગ્રંથમાં કુટુંબીન શબ્દ વાપર્યો છે. 'कुटुम्बी कर्षकः क्षेत्रोहली कृषिक कार्ष सौ लोकापि'– જે માણસ ખેતી કરે અગર તો કરાવે તે કુટુંબીન. મહારાષ્ટ્રમાં કુળંબી અને કુણબી બંને શબ્દો વપરાય છે. બંગાળ, બિહાર, માળવા, ગુજરાત, મહારાષ્ટ્ર અને મદ્રાસ સુધીના જૂનાં લેખો કે તામ્રપત્રોમાં કુટુંબિન શબ્દ વપરાયેલો મળી આવે છે.

'कुर्मी' શબ્દનો અર્થ

સંસ્કૃત શબ્દકોષમાં कुर्मी શબ્દના ત્રણ-ચાર અર્થો કરવામાં આવ્યા છે :

૧. कुर्म એટલે પૃથ્વી, कुर्मी એટલે પૃથ્વીનું પાલન કરનાર પૃથ્વીપતિ કે રાજા.[1]

૨. कुर्मः એટલે શક્તિ. कुर्वी એટલે શક્તિવાન માણસ, વીર્યવાન, પરાક્રમી, વીરપુરુષ.[2]

૩. कुर्मः એટલે સ્વર્ગ, कुर्मी એટલે દિવસ્પતિ, ઇન્દ્ર અને સ્વર્ગપતિ[3]

૪. कुर्मीઓ સંગ્રામ કે યુદ્ધમાં નાના પ્રકારના કર્મ કરનાર વીરપુરુષ.[4] દરેક અર્થમાં कुर्मी શબ્દ ખાસ ક્ષત્રિયની સત્તા તરીકે વપરાયેલો છે.

---

૧ शतपथ का. ६ अ ५ ब्रा. १

૨ સંસ્કૃત અંગ્રેજી શબ્દકોષ–પ્રોફેસર મોનીઅર વીલીયમ્સ

૩ ऋग्वेद मंडल ८, સુક્ત ૫૫ મો.

૪ ऋग्वेद मंडल ३, સુક્ત ૩૭ મો.

कुर्मी શબ્દ ક્ષત્રિયો માટે વપરાતો આવ્યો છે. ઇન્દ્ર પણ ક્ષત્રિય જ હતા. કૃષ્ણ, રામ, બુદ્ધ, મહાવીર પણ ક્ષત્રિય હતા. ક્ષત્રિયોનો ધર્મ પૃથ્વી પરના લોકોનું રક્ષણ કરવાનું હતું, ને તેઓ રક્ષણ કરતા, યુદ્ધો લડતા. મહત્ત્વની વસ્તુ જાણવા જેવી એ છે કે, ભારતના બધા જ ધર્મના મુખ્ય પ્રવર્તકો ક્ષત્રિય હતા. ભગવાન તરીકે જેટલા પુજાયા છે, તે બધા જ ક્ષત્રિયો હતા. ક્ષત્રિયો જ ભગવાન બની શક્યા છે, બ્રાહ્મણો કે વૈશ્યો નહિ.

કણબીઓ મૂળે ક્ષત્રિયો હતા તેવું પુરાણો અને પ્રાચીન ઇતિહાસો પરથી સાબિત થયું છે. મૂળે કુર્મી કોમ લડાયક હોવાથી લડાઈના પ્રસંગો સિવાય શાંતિના સમયે તેઓ ખેતી અને પશુપાલનમાં વ્યસ્ત રહેતા. ખેતી કરતા હોવાથી 'कृषिकुर्मी' કહેવાયા. कृषिकुर्मीમાંથી કૃષિકર્મ ને તેમાંથી કૃષિકાર, કૃષક કહેવાયા. कृष એટલે ખેડવું. કૃષક એટલે ખેડનાર, ને તે ઉપરથી ગુજરાતીમાં ખેડૂત કહેવાયા.

### કણબીઓ કૂર્મ ઋષિના વંશજો

સ્કંદપુરાણના સહ્યાન્દ્રિખંડના અધ્યાય ૩૩ માં કૂર્મ ઋષિના વંશની વીગતે ચર્ચા કરી છે. આપણાં શાસ્ત્રોમાં મૂળ પુરુષ તરીકે ભગવાન કશ્યપ ઋષિ હોવાનું બતાવ્યું છે. તેથી આપણા મૂળ પુરુષ ચંદ્રવંશીય કૂર્મ ઋષિ સુધીનો ઇતિહાસ નીચે પ્રમાણે છે:

'ક્ષીરસાગરમાં ભગવાન શેષજીની શૈય્યા પર શયન કરી રહેલા વિષ્ણુ નારાયણની નાભિકમળમાંથી શ્રી બ્રહ્માજી પ્રગટ થયેલા છે, તેમનાથી સમગ્ર સૃષ્ટિના પિતા આદિપુરુષ શ્રી કશ્યપ ઋષિ ઉત્પન્ન થયા. તેમનાથી મહાત્મા અત્રિઋષિ ઉત્પન્ન થયા. તેજના અંબારરૂપ તેમનાં નેત્રોમાંથી સર્વતેજના પતિ, ઈશ્વર, સર્વલોકોને શાંતિદાતા, સુધાકર અને અઢાર ભાર વનસ્પતિને પોષણ આપી તે દ્વારા સૃષ્ટિને જીવન આપનારા–પુષ્ટ કરનારા ચંદ્રમા થયા. ચંદ્ર એ શબ્દાભિધાન રાખવાનો હેતુ સાર્થક છે



## શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ



ચદિ ધાતુ સુખ અને પ્રકાશનો ભાવ દર્શાવે છે[1] તેથી તેમાંથી ચંદ્ર એ શબ્દનો પ્રયોગ થાય છે ' તે ચંદ્રના પ્રાકટ પછી તેમની રૂપ તથા લાવણ્યમયી અને સૌભાગ્ય સંપન્ન રૂપાંગના નામથી વિખ્યાત થયેલી ઉત્તમોત્તમ ગુણવાળી પત્નીથી અત્યંત દિવ્ય અને મનોહરરૂપવાળો નિર્માણ થયેલો પુત્ર થયો. જેનું નામ બુદ્ધ હતું, તે બુદ્ધ દાતા, વીરનરોમાં સર્વશ્રેષ્ઠ કર્મોને કરતો શોભાયમાન સુખાકૃતિવાળો, સ્વયં વીરોમાં શ્રેષ્ઠ થયો. તે બુદ્ધિમાન પુરુષોને બોધ કરનારો તથા સર્વ પુરાણોમાં પ્રસિદ્ધ, સામર્થ્યયુક્ત વરદાન આપનારો થયો. તેની પછી શ્રીમાન પુરુષોમાં શ્રેષ્ઠ એવો તેને પુરૂખા નામનો મહાબુદ્ધિશાળી પુત્ર પેદા થયો.[2]

આવા શ્રીમાન પુરુષોમાં શ્રેષ્ઠ એવા પુરુખા રાજાને ત્રપુ નામનો પુત્ર થયો. તેને આયુ નામનો લઘુભ્રાતા હતો. આ ત્રપુ તથા આયુ બંને પુરુષોના વંશની વિશેષ વૃદ્ધિ થયેલી છે, તેમાં આયુના વંશનો વિસ્તાર મહાભારતમાં વિશેષ કરી વર્ણવ્યો છે અને ત્રપુના વંશનું વિવેચન સ્કંદપુરાણમાં નિરૂપણ કરેલું છે. આ ત્રપુના પુત્રનું નામ વામ હતું અને તે વામનો પુત્ર કુશ થયો. એના વંશની વૃદ્ધિ કરનારા મહાપુરુષોની સ્કંદપુરાણમાં બે શ્લોકોમાં સારી સ્તુતિ કરી છે. તેઓ ધૈર્યવાન, અતિ પરાક્રમવાળા, લોકોમાં પ્રસિદ્ધ પુરુષાર્થ કરવાવાળા દીર્ઘદૃષ્ટિ મહાત્માઓ હતા. તેઓ બ્રાહ્મણનું આતિથ્ય કરનારા, દાન તથા જપ–તપમાં શ્રદ્ધાપૂર્વક એક નિષ્ઠાવાળા અને વેદાદિ શાસ્ત્રોનું ચિંતન કરવાવાળા થયા. એવા મહાનુભાવ પુરુષોનો પવિત્ર અને વિસ્તીર્ણ વંશ આજ સુધી આ અવનિમાં વિખ્યાતિને ફેલાવતો રહ્યો છે.[3]

આ રીતે મહાન પ્રભાવશાળી મહાપુરુષોમાં કુર્મ ઋષિના વંશનું સ્કંદપુરાણમાં વિવેચન કરવામાં આવ્યું છે. તેમના કુળમાં પ્રથમ પ્રાણનાથ નામે રાજા થયા. જેમની પછી બાહુશાલી નામને ધારણ કરનારા રાજા થયા અને તેમના વંશમાં દીર્ઘબાહુ વગેરે થયા.

આ રીતે જોતાં કુર્મીઓ કૂર્મ ઋષિના વંશમાંથી ઊતરી આવ્યા છે. કૂર્મ ઋષિ ક્ષત્રિય હોવાથી કુર્મીઓ

---

१ जज्ञिरे कश्यपो ह्यादौ तस्मादत्रिरे भुत्पुरा ॥
विद्युतेज : समोलोके जातो भिस्तपसापुरा ।
अत्रिचक्षु : समुत्पन्न स्तेजसां पतिरीश्वरः ॥
आह्लादकोहि लोकानामौषधीनां च पोषक : ।
धात्वर्थस्य व्लात्सोपि चंद्र नामेति विश्रुत : ॥
चदि आह्लादने दीप्तौ चेतिधातो र्निष्पन्न ।
त्वेनतस्य चंद्रनामत्व मितिबोधम् ॥

२ तत्पत्नी रूप सौभाग्या नाम्नो रूपांगनाशुभा ।
तस्याचनिर्मितः पुत्रो रूपलावण्य संयुत : ॥
वदान्यो वीरजिद्वीरो वर कर्म्मा वटानन : ।
नाम्ना बुधइतिख्यातो बुधानां बोधकारक ॥
पुराणेषु च सर्वेषु विश्रुतोवरदो विभु : ।
तत्पुत्र : श्रीमतां श्रेष्ठ : पुरुखो महामति : ॥

३ पुरुखा त्रपु : पुत्रोह्यनुजोह्यात्यरियभूत् ।
स्कन्दपुराणे सह्यान्द्रिखण्डे, आदि रहस्ये, अ. ३०
एतेषु श्लोकेषु प्रथमः कश्यपः ततो अत्रि तस्माच्चंद्रः
तस्माद्बुधः तस्मात्पुरुखाः ततश्चपु : आयुश्चानिर्णीतः ॥
अग्रेतपाः पुत्रपौत्रादीतां वाम नामक कुशनामकादीनां-
विस्तार :
तत्रैवस्कान्दे निरुपितः ॥ तत्रापि त्रपुवंशविस्तारकाणां
प्रशंसाबोधका : श्लोका : सन्ति ॥ तथाहि ॥
घृतिमंतोमहावीर्य्या लोक विख्यात पौरुष : ॥ ३८ ॥
देवीभक्ता महात्मानो बाह्मणातिथ्य कारका : ।
दाननिष्ठा स्तपोनिष्ठा वेदशास्त्रानु चिन्तका ॥ ३९ ॥
एष हिवंश विस्तारो जातो वैवसुधातले ॥



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❊ સ્મૃતિ ગ્રંથ



પણ ક્ષત્રિયો છે તેવું સાબિત થાય છે.[૪]

### પાટીદાર અને પટેલનો ઈતિહાસ

પાટીદાર અને પટેલ બંને શબ્દો એક જ છે, એવું સામાન્ય રીતે ઘણા લોકો માને છે પણ આ માન્યતા ખોટી છે. કણબી શબ્દ ઘણા પુરાણા કાળથી ચાલતો આવે છે. તેમ 'પટેલ' શબ્દ પણ એટલો જ જૂનો છે. પટેલ માટે મૂળ સંસ્કૃત શબ્દ '**पट्टलिक**' છે. ગામનાં ખેતરોની જમીન અગર તો ઘરથાળની જમીનના જે વેચાણ કે ગીરો દસ્તાવેજ થતા તેની એક નકલ ગામમાં રહેતી અને તે નકલ ગામનો જે મુખ્ય માણસ હોય તેની પાસે રહેતી. આ માણસને '**पट्टलिक**' કહેતા. કારણકે, પટ્ટાઓ (**पट्ट = वस्त्र**) ઉપરના લેખો સાચવવાની જવાબદારી એની હતી. સેંકડો વર્ષથી આ શબ્દ ગામના આગેવાન માટે વપરાતો આવ્યો છે અને તે આજે પણ ચાલું છે.

કણબીઓને વેચાણ કે ગીરો દસ્તાવેજ સાચવવાનું કામ રાજાઓ એટલા માટે સોંપતા હતા કે, તેઓ પ્રમાણિક અને ઉદાર હતા. કોઈનું કદી હરામનું પડાવી ન લેવું, બીજાને મદદરૂપ બનવાની ભાવના રાખવી, ન્યાયની બાબતમાં સ્પષ્ટ કહેવું. આ બધા જન્મજાત ગુણોથી કણબીઓ તરફ બીજી જ્ઞાતિઓ આકર્ષાઈ હતી ને ગામનો વહીવટ જ્યાં કણબીઓ હોય ત્યાં તેઓને સોંપાતો. આથી, **पट्टलिक** ઉપરથી 'પટેલ' શબ્દ આવ્યો.

પટેલ એટલે જેને પટલાઈ કૂટવાનું ગમે છે તે. સામાન્ય રીતે પટેલો જ પટલાઈ કૂટતા હોય છે. આખા ગામમાં પટેલનું એક જ ઘર હોય તો પણ તે આખા ગામની પટલાઈ કરે. વીર વીક્રમે હૂણ, શકોને હરાવીને હિંદુસ્તાનની સરહદ બહાર કાઢી મૂકયા અને અવંતી (માળવા)નો પ્રદેશ કબજે કર્યો. આ પ્રદેશ ઉજ્જડ હતો. એને ફળદ્રુપ બનાવવા શું કરવું ? છેલ્લે વીર વીક્રમ મનમાં થયું કે કણબીઓને આ વિસ્તારમાં વસાવવામાં આવે તો તેઓ આ વિસ્તારને પોતાની મહેનતથી ફળદ્રુપ બનાવશે. આથી, વીર વિક્રમે પંજાબમાંથી કુર્મી કુટુંબોને માળવામાં તેડાવ્યા ને તેઓનું સન્માન કર્યું. અને દરેક કુંટુંબને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી, તેથી કુર્મીઓએ પોતાની યોગ્યતા પ્રમાણે નાનાં-મોટાં ગામો વસાવ્યાં. રાજાએ ત્રણસો ગામોના કુર્મીઓને પટેલના ખિતાબો આપ્યા. સમય જતાં તેમની વસ્તી વધતી ગઈ ને પોતે 'પટેલ' તરીકેની પોતાની અટક લખાવવા લાગ્યા. માળવામાંથી ગુજરાતમાં પટેલો આવ્યા અને ગુજરાતમાં પણ આ અટક શરૂ થઈ ગઈ.

### પાટીદાર

પાટીદાર શબ્દ હિંદીમાં '**पत्तिदार**' તરીકે વપરાય છે જે અપભ્રંશ થઈ 'પતીદાર' બન્યો. 'પતી' અગર 'પાતી' એટલે પાટી. ગુજરાતમાં 'પાંતી' શબ્દ પણ પ્રચલિત છે. 'પાટી' એટલે જમીનનો એક ટૂકડો. પતીદાર શબ્દનો ગુજરાતીમાં 'પાટીદાર' શબ્દ થયો.

રાજાઓ કુર્મીઓને જમીનનો મોટો ભાગ ખેડવા આપતા અથવા જમીન ખેડતા કુર્મીઓ પાસેથી રાજાઓ રાજ્યભાગ માગતા. રાજ્યભાગ તરીકે કુર્મીઓને અનાજ કે રોકડ રકમ ચૂકવવી પડતી હતી. રાજ્યભાગ કેટલો લેવો તે જે–તે રાજા નક્કી કરતો. જુદાજુદા વિભાગોમાં રાજ્યભાગ જુદી રીતે લેવાતો હતો. $\frac{૧}{૧૦}$, $\frac{૧}{૮}$, $\frac{૧}{૬}$ કે $\frac{૩}{૪}$ ભાગ લેવાતો. જ્યાં વધારે ભાગ લેવાતો ત્યાંથી કુર્મીઓ પોતાનું સ્થાન બદલીને ઓછો ભાગ લેવાતો હોય તે રાજ્યમાં ચાલ્યા જતા. જ્યાં જતા ત્યાં તેઓને પૂછવામાં આવતું, 'તમારો ધંધો શો ?' તો તેઓ 'પત્તિદાર' છીએ એમ કહેતા. ને જમીનની

---

૪ एतेषां देवीभक्तानां मध्यएव कूर्मवंशस्यनिरूपणं कृतम् ।
तथा हि । मालामालिनी भक्तस्य कू नाम्नो ऋषे
कुले ।। ६४ ।।
जात : प्रथमतो राजा प्राणनाथ इतीरित : ।
तस्माच्चयवीरसेनाद्या बभूवु : ५ तिवर्द्धना : ।। ६६ ।।
स्कंदपुराणे आद्रिरहस्ये सह्याद्रि खण्डे अ. ३३







કોઈ 'પાટી' રાખીને ખેતી કરતા. આથી જમીનની પાટીઓ રાખીને ખેતી કરનારા પાટીદારો કહેવાયા.

આ ઉપરથી સમજી શકાય છે કે 'પાટીદાર' શબ્દ ધંધા ઉપરથી આવ્યો છે, ને 'પટેલ' શબ્દ ખિતાબ કે પદવી ઉપરથી આવ્યો છે. સમય જતાં પાટીદાર શબ્દ લખવામાં લાંબો હોવાથી ને 'પટેલ' શબ્દમાં માનસિક રીતે ખુમારી અને શૂરાતનનો ભાવ છુપાયેલો હોવાથી સમગ્ર પાટીદાર કોમે આજે 'પટેલ' શબ્દ અપનાવી લીધો છે.

## કણબીઓ ક્ષત્રિયો છે કે વૈશ્યો ?

કણબીઓ ક્ષત્રિયો છે કે વૈશ્ય ? આ વિષે વિદ્વાનોમાં પણ મતમતાંતરો છે. આજે સમગ્ર કણબી પાટીદારનું જીવન અને કાર્ય જોતાં તે વૈશ્ય જ હશે તેવું માનવામાં આવે છે. વૈશ્યોનું કાર્ય ખેતી, વેપાર અને પશુપાલનનું રહ્યું છે. પરંતુ કુર્મી અને કુર્મવંશીય લોકો વાસ્તવમાં ક્ષત્રિયો હતા, પણ ધીરેધીરે સમય-પરિવર્તનના કારણે ક્ષત્રિય ધર્મ ત્યજી તેઓએ ખેતી અને પશુપાલનનો ધંધો સ્વીકાર્યો. શિક્ષણ વધતાં ને તેઓનો વિકાસ થતાં તેઓ વેપારી બન્યા જેથી આધુનિક લેખકો જૂનો ઇતિહાસ ન જાણતાં વૈશ્યોના વિભાગમાં કણબીઓને મૂકે છે.

## કણબીઓ ક્ષત્રિયો છે તેના પુરવાઓ

(૧) કુર્મઋષિના પુત્રો અસલ રાજ્ય કરતા હતા. આધુનિક સમયમાં પણ તેઓ દરબારશ્રી, દેસાઈશ્રી, રાજા, જાગીરદાર, દેશપતિ, વતનદાર, તાલુકદાર, જમીન-દાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરી રહ્યા છે તેથી આ બધાં વિશેષણો ક્ષત્રિયકુળ પ્રગટ કરે છે.

તા. ૨૫ અને ૨૬ મી મે ૧૯૦૬ ના દિવસોમાં શ્રીરાધાચરણ ગોસ્વામી વૃંદાવનવાળાના અધ્યક્ષપણા નીચે એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. કણબીઓ ક્ષત્રિય નથી એવું માનનારા સભ્યોને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું. આ સભામાં કાશીના પંડિતો, મહાત્માઓ, બ્રાહ્મણો તથા અન્ય જ્ઞાતિના સભ્યો વગેરે હાજર રહ્યા હતા. લગભગ ત્રણ હજાર માણસોની મોટી સંખ્યામાં હાજરી હતી. તે સભામાં 'કણબીઓ ક્ષત્રિય હોવાથી યજ્ઞોપવિતના અધિકારી છે' એ વિષય પર બંને પક્ષનો વાદવિવાદ થયો હતો. આ સભામાં પંડિત દીપનારાયણસિંહજીએ કણબી જ્ઞાતિ ક્ષત્રિય વર્ગની છે અને તેમને ઉપવિત ધારણ કરવાનો અધિકાર છે એ વિષય પર શાસ્ત્રોનાં ઘણાં પ્રમાણો રજૂ કર્યાં હતાં. તદુપરાંત કાશીનિવાસી વિદ્વાન પંડિત દામોદર શાસ્ત્રીએ સ્કંદપુરાણના દાખલા આપી કણબી જ્ઞાતિ ક્ષત્રિય છે તેવું સાબિત કરી બતાવ્યું હતું.

(૨) કણબીઓ જાતે ખેતી કરે છે માટે તેઓ ક્ષત્રિય નથી એમ કહેવું એ ભૂલભરેલું છે કારણકે આ વર્ણમાંનો અમુક ભાગ તો જમીનદાર તરીકે અન્યની પાસે ખેતી કરાવે છે અને કેટલાક ભાગની જાતે ખેતી કરે છે. પરંતુ ખેતી કરવી તે નિન્દિત કાર્ય નથી. એ ધંધો પણ અસલના સમયની તેમની જમીનદારીનો પ્રત્યક્ષ પુરાવો આપે છે. એ ઉપરાંત આપત્કાલમાં ખેતી કરવાની સ્મૃતિકારોએ પણ છૂટ આપી છે. क्षत्रियोपि कृषि कृत्वा । कृषि वाणिज्य शिल्पकम् राज्ञ । (પારાશરસ્મૃતિ, અધ્યાય ૨જો, શ્લોક ૧૮ અને ૧૯) એટલેકે ક્ષત્રિયો ખેતી, વ્યાપાર અને સુતારા દિકનું પણ કર્મ કરી શકે છે. ગૌતમ પણ અધ્યાય સાતમાં લખે છે કે राजन्यो वैष्यकर्मों । એટલે રાજાઓ પણ વૈશ્યનાં કર્મ કરી શકે છે. આ પ્રમાણે બ્રાહ્મણો ક્ષત્રિયનાં અને બ્રાહ્મણ અને ક્ષત્રિય બંને વૈશ્યનાં કાર્યો કરી શકે તેવું આજકાલ દરેક જગ્યાએ જોવા મળે છે. ધર્મશાસ્ત્રોના વચન પ્રમાણે પ્રાચીન દરેક કોમો ખેતી કરતી આવી છે.

(૩) શ્રી નરસિંહરાવ ભોળાનાથ કણબી શબ્દ કુટુંબિન શબ્દમાંથી ઊતરી આવ્યો છે એમ માને છે. આ 'કુટુંબિન' કે 'કુટુંબિક' શબ્દ ખૂબ પ્રાચીન







શબ્દ છે. ભારતીય અને યુરોપીય ઇતિહાસકારોએ જણાવ્યું છે કે ઈ.સ. પૂર્વે છઠ્ઠી સદીમાં અફઘાનિસ્તાનનો ઉત્તર-પૂર્વ ભાગ તથા હિંદુકુશના દક્ષિણ ભાગમાં ક્ષહરાટ નામની જ્ઞાતિ 'કૌટુંબિક' તરીકે ઓળખાતી હતી, ને તે ક્ષત્રિય જ્ઞાતિ હતી અને ત્યાંથી છઠ્ઠી સદી બાદ ગાંધારપતિ (હાલનો પંજાબ) તરફ તેઓ આવ્યા, ને ત્યાં વાસ કરવા લાગ્યા. વાસ્તવમાં કણબીઓ ભારતમાં ક્યાંથી આવ્યા તેનો ઇતિહાસ તપાસીએ તો જાણવા મળે છે કે, તેઓનું મૂળ 'ક્ષહરાટ'ની જેમ જ પંજાબમાં હતું.

મહારાષ્ટ્રમાં કુળુબી અને કણબી શબ્દ માટે આજે પણ 'કુટુંબીન' શબ્દ વપરાય છે. બંગાળ, બિહાર, માળવા, ગુજરાત, મહારાષ્ટ્ર અને મદ્રાસ સુધીના જૂના લેખો કે તામ્રપત્રોમાં કુટુંબિન શબ્દ વપરાયેલો મળી આવે છે.

(૪) ફાર્બસ સાહેબ લખે છે કે ગુજરાતમાં ઘણાખરા ખેડૂતો કણબી છે છતાં તેમની ઉત્પત્તિ ક્ષત્રિયથી થયેલી છે. તેઓ ઘણાખરા ક્ષત્રિય જેવાં વિશેષણોથી ઓળખાય છે. તેમાંના અન્ય જે તદ્દન ગરીબ ખેડૂત છે તેમને પણ ઈશ્વરે જે સ્થિતિમાં મૂકયા છે તે સ્થિતિને તેઓ આશ્ચર્યકારક રીતે માફક આવે છે.[૧]

(૫) કુર્મીઓનો અપભ્રંશ એ જ કણબી શબ્દ છે. તે જાતિની અંદર કેટલાક પેટા વર્ગો છે. અંદરઅંદર પરણતા નથી. તેઓ ઘણા તંદુરસ્ત, ખંતીલા, સાહસિક, ઉદાર, વ્યવહારકુશળ અને સુખી છે.

(૬) 'ક્ષત્રકુલાવર્ષ' નામના હિંદી ગ્રંથમાંથી એક પ્રમાણ મળે છે, તેમાં લખેલું છે કે, કુર્મી, કુળુબી, કણબી, -પાટીદાર આ સર્વ ક્ષત્રિય સંતાનો છે. રાવબહાદુર શ્રી બહેચરદાસ લશ્કરી, ઓનરેબલ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, રાવબહાદુર શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, શ્રી વેંકટરમણ નાયડુ, બી.એ, બાર-એટ-લો વગેરે કુર્મી ક્ષત્રિયો છે.

(૭) લેઉવાપુરાણની અંદર કવિએ ઉલ્લેખ કર્યો છે કે:

"ક્ષત્રિયથી તમો વૈશ્ય થયા છો,
મુનિ દુર્વાસા શાપેજી.
જે બગડયું તે હવે ન સુધરે,
બળશો નહિ સંતાપે જી."

દંતકથા: ૪ માં મુનિ દુર્વાસાના શાપની વીગતે વાત કરી છે. કદાચ આ કપોલકલ્પિત વાત હોય પણ એટલું તો આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પાટીદારો પોતે ક્ષત્રિય હતા. કાળક્રમે ક્ષત્રિયનો ધર્મ ન પળાતાં તેઓએ વૈશ્ય ધર્મ પાળવાનું સ્વીકાર્યું. યુદ્ધો બંધ થઈ ગયાં. જમીન સાથે જેને પ્રેમ હતો તેવો આ વર્ગ ઉત્તરમાંથી દક્ષિણ તરફ જવા લાગ્યો એટલે અફઘાનિસ્તાન તરફથી ભારતમાં આવવા લાગ્યો ભારતમાં આવ્યા પછી જ્યાંજ્યાં જમીન સમૃદ્ધ જોઈ, હવાપાણી સારાં હતાં ત્યાં તેણે વાસ શરૂ કર્યો. મૂળ ક્ષત્રિયનાં કાર્યો ભુસાતાં ગયાં ને તે પશુપાલન, ખેતી, વેપાર તરફ વળ્યો. છેલ્લાં પચાસ વર્ષ પહેલાં કણબીઓ વેપારમાં જોડાયા ન હતા, ને જોડાયા તો ખૂબ નાનો વર્ગ. વેપારનું કાર્ય વાણિયાઓ કરતા પણ આજે આપણે જોઈએ છે કે, પટેલોની મોટી સંખ્યા ખેતીવાડીની સાથેસાથે વેપારધંધામાં રોકાઈ છે. સમય જેમ બદલાય છે તેમતેમ વ્યક્તિ કે જ્ઞાતિનાં કાર્યો પણ બદલાય છે, જેથી કણબીઓ ક્ષત્રિય નથી એવું માની લેવાની જરૂર નથી.

પાટડીના દેસાઈઓએ વર્ષો સુધી રાજ્ય કર્યું. એઓનાં નામો ક્ષત્રિય જેવાં જ છે-શ્રી ભાવસિંહજી, શ્રી વખતસિંહજી, શ્રી અમરસિંહજી શ્રી જોરાવરસિંહજી, શ્રી હિંમતસિંહજી, શ્રી સૂર્યમલસિંહજી, શ્રી ચન્દ્રસિંહજી,  શ્રી નારાયણસિંહજી, શ્રી હિરસિંહજી વગેરે. આ બધા કણબી પટેલો હતા પણ તે વખતે તેઓનાં નામ અને કાર્ય ક્ષત્રિયનાં હતાં. ક્ષત્રિયના સર્વે ગુણો તેઓનામાં જોવા મળતા હતા. આજે પાટડીના દેસાઈઓ રાજ્ય કરતા નથી

૧. રાસમાળા, ભાગ ૨ જો, પૃષ્ઠ ૨૮૬









જેથી ક્ષત્રિયધર્મનું કાર્ય બંધ થવાથી તેઓનાં નામો પણ બદલાઈ ગયાં. આ રીતે સમય બદલાય તેમતેમ જ્ઞાતિનાં કાર્યો પણ બદલાય છે.

પૌરાણિક યુગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રનાં જે કાર્યો વહેંચાયેલાં હતાં, તે કાર્યો આધુનિક યુગમાં રહ્યાં નથી. ફક્ત બ્રાહ્મણો જ આજે કર્મકાંડ વિધિમાં રોકાયેલા છે, તે સિવાય બીજી બધી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓનાં કાર્ય તૂટતાં ગયાંને વ્યક્તિના નામની પાછળ પોતાના ધંધાની અટકો પણ હવે લગાડવામાં આવે છે, જેથી કોણ વૈશ્ય કે ક્ષત્રિય તે ઓળખવું કે પારખવું કઠિન રહ્યું છે.

## આધુનિક યુગમાં વિવિધ ક્ષેત્રે કડવા પાટીદારોની પ્રગતિ

### પ્રસ્તાવના

મુસ્લિમશાસનનો સમગ્ર દેશમાં મૃત્યુઘંટ વાગ્યો, ને ધીરેધીરે અંગ્રેજોનું શાસન ગુજરાતના ખૂણેખૂણે ફેલાઈ ગયું ત્યારે દેશમાંથી મુસ્લિમોની રંજાડ ઓછી થઈ ગઈ. દેશી રાજ્યોના હાથ નીચે મોટા ભાગનો પ્રદેશ આવી ગયો, ત્યારે ભટકતી ટોળીઓ બંધ થઈ ગઈ. કુર્મી પટેલો મુસ્લિમો ને રજવાડાઓના હુમલાઓથી ત્રાસીને આમતેમ શાંતિ માટે સ્થળાંતર કરતા હતા તે પણ બંધ થઈ ગયું. પોતે જે સ્થળમાં રહેતા હતા તે સ્થાનમાં કાયમ માટે રહેતા થઈ ગયા ને આજુબાજુના વિસ્તારના પોતાના જ્ઞાતિબંધુઓ સાથે લગ્નસંબંધોથી જોડાવા લાગ્યા. સમાજ સ્થિર બન્યા પછી, ને લોકોનો વ્યવસાય સ્થિર થયા પછી સમાજમાં નવા પ્રકારની સ્થગિતતા આવી ગઈ. જેવી રીતે નદીનું વહેતું પાણી કોઈ સરોવરમાં ભેગું થાય ને લાંબા ગાળે સરોવરનું પાણી ગંદું બનતું જાય તેવી જ રીતે સમગ્ર સમાજમાં કાયમી રહેઠાણમાંથી નવા પ્રશ્નોનું સર્જન થયું.

અંગ્રેજોના સમયમાં અંગ્રેજી શાળાઓની શરૂઆત થઈ ને કેટલીક વ્યક્તિઓ આ શાળાઓમાં શિક્ષણ લેવા માંડી. શિક્ષણ મળવાથી પોતાના મૂળ વતનને છોડીને નોકરી, ધંધા કે વધુ શિક્ષણ માટે શહેરમાં સ્થિર થઈ. શહેરી વાતાવરણની તેમના ઉપર અસર થઈ. પરિણામે, શહેર અને ગામડાંના વાતાવરણ વચ્ચે ભિન્નતા ઊભી થઈ. શહેરમાં રહેતા લોકોમાં ગામડામાં રહેતા લોકો કરતાં 'કંઈક ઊંચા છીએ' એવી મનોદશાનો જન્મ થયો. શહેરમાં જીવનજરૂરિયાતની સગવડો સરળતાથી મળવા લાગી જેથી ગામડાંના લોકોનો ધસારો શહેર તરફ થયો. આમાંથી શહેરી કુલીનશાહીનો જન્મ થયો. શહેરના લોકો પોતાને મોટા માનીને પોતાની દીકરીઓ ગામડામાં પરણાવતા નહિ અને ગામડાના લોકો પોતાની દીકરી શહેરમાં પરણે તો વધારે સુખી થાય તેમ માનીને શહેર તરફ ધસારો કરવા લાગ્યા. એક જ જ્ઞાતિમાં ઊંચા-નીચાનો, ચઢ-ઊતરનો ક્રમ શરૂ થયો. તેવી રીતે અંગ્રેજ સરકાર તરફથી જ્ઞાતિના આગેવાનોને પોતાનાં સારાં કાર્યો માટે ઈલકાબો મળ્યા, જેવા કે અમીન, દેસાઈ, પરીખ, રાવ બહાદુર વગેરે અને આ ઈલકાબોમાં જાગીરદારી મળી. આમાંથી કુલીનશાહી જન્મ પામી. અમીનો અને દેસાઈઓ પોતાની દીકરીઓ બીજા પટેલોના દીકરાઓને પરણાવતા નહિ. કારણકે, તેઓ પોતાને કુળવાન અને ખાનદાન માનવા લાગ્યા. આ લોકોના કુળમાં દીકરીઓ પરણાવવા માટે ધસારો થવા લાગ્યો. સરવાળે જે પોતાની દીકરી સાથે વધારે સોનું, પૈસા આપે તેને જ આ કુલીનો પરણવા લાગ્યા. ઘણીવાર એક વ્યકિત બે-ત્રણ છોકરીઓ સાથે લગ્ન કરવા લાગી. કારણકે તેઓને કન્યાઓ સહેલાઈથી મળી આવતી હતી આના કારણે ગામડાંઓમાં કન્યાઓની અછત ઊભી થઈ. ગામડાંઓમાંના લોકોને એમ લાગ્યું કે, આપણા છોકરાઓ કુંવારા રહી જશે જેથી પોતાના વિસ્તારનો ગોળ બાંધ્યો. ગોળમાંથી કન્યાઓ બહાર ન જાય તે માટે કડક કાયદાઓ કર્યા. આમ કરવા છતાં પણ ગોળમાંના કેટલાંક સુખી કુટુંબો દંડ ભરીને પણ પોતાની દીકરીઓને બહાર પરણાવા લાગ્યા. પરિણામે ગોળના આગેવાનો વધારે કડક થયા. આજે પણ ગોળની પ્રથા કન્યાઓની અછતમાંથી જન્મવા પામી છે.







જેમજેમ સમાજમાં શિક્ષણ વધતું ગયું તેમતેમ કુલીનશાહીનું પ્રમાણ અને મહત્ત્વ ઘટતું ગયું. કુળવાન છે એમ માનીને લોકોએ કન્યાઓ આપવાનું બંધ કર્યું. તેની જગ્યાએ જે છોકરો ભણેલો હોય, સારું કમાતો હોય, ઘરનો સુખી હોય તેવા લોકોને કન્યા પરણાવવાની શરૂઆત થઈ પણ પ્રશ્ન એ ઊભો થયો છે કે કુલીનશાહીનો વળાંક બદલાઈ રહ્યો છે. એન્જિનિયર કે ડૉકટર થયેલા છોકરાઓ શિક્ષણને કે પોતે પ્રાપ્ત કરેલી ડિગ્રીને કુલીન-શાહીનું બિરૂદ સમજીને કન્યા પક્ષવાળાઓ પાસેથી ધન લેવાનું શરૂ કર્યું છે. જોકે કડવા પાટીદારોમાં કન્યા પક્ષ-વાળા પાસેથી દહેજ લેવાનું એટલે વરવિક્રય નહિવત્ જેવું છે, પણ ચરોતરના લેઉવા પાટીદારોમાં આ રિવાજ ભયંકર સ્વરૂપે આજે પણ ચાલુ છે. જો આવું જ થશે તો આ રીતે ઊભી થઈ રહેલી નવી કુલીનતાને તોડવાની રહેશે.

## જૂના અને નવા રિવાજો સામે શરૂ થયેલો સંઘર્ષ

બાળલગ્નોના પરિણામે સમાજમાં નવા પ્રશ્નો, નવી સમસ્યાઓ ઊભી થઈ. શિક્ષણ વધવાના કારણે એક પાત્ર ભણે નહિ ને બીજું પાત્ર ઈજનેર, ડૉકટર જેવી પદવી મેળવે તો બંને વચ્ચે માનસિકમેળ સધાય નહિ ને બંનેનો ગૃહસંસાર કેવી રીતે ચાલે? તેમાંથી કજોડાં છૂટાછેડા, સાટાપેટા વગેરે કુરિવાજો શરૂ થયા ને આજે પણ સમગ્ર સમાજમાં આ કુરિવાજો થોડાઘણા પ્રમાણમાં ફેલાયેલા છે. એક બાજુ કુરિવાજોને લીધે અને બીજી બાજુ શિક્ષણનું પ્રમાણ વધવાને કારણે સમાજમાં નવા-જૂના વિચારો વચ્ચે સંઘર્ષ શરૂ થયો. સમાજ કંઈ જુદા રસ્તે છે એવું સમાજ-સુધારકોને લાગ્યું. સમાજની ચીલાચાલુ ઘરેડ બદલવા જેવી છે એવા સૂરો ચારે બાજુથી આવવા લાગ્યા. સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યમાં 'બાળલગ્ન-પ્રતિબંધક નિબંધ' ધારોઘડયોપરિણામે, સંવત ૧૯૭૮ માં બાર વર્ષે થતાએક તિથિના લગ્નનો મૃત્યુઘંટ વાગ્યો. સયાજીરાવ ગાયકવાડના આ ધારાનો જ્ઞાતિજનોએ વિરોધ કર્યો. પરંતુ તે અરસામાં પાટડી, વિરમગામ, સુરત તરફના કેટલાક સમાજસુધારકોએ સરકારના આ સુધારાવાદી વલણને જોરદાર ટેકો આપ્યો, જેના કારણે બાળલગ્નો વિશે લોકો વિચારતા થયા ને તેનું પરિણામ એ આવ્યું કે ચાલીસ દિવસની નાની ફૂલ જેવી કન્યાઓને પરણાવવાનું બંધ થયું. સાથેસાથે ફૂલના દડા સાથે પરણાવવાની પ્રથાનો અંત આવ્યો.

## પાટીદાર સમાજના બે આદ્યસુધારકો

પાટીદાર સમાજમાં ફેલાયેલી રૂઢિઓ અને કુરિવાજો માટે સૌથી પ્રથમ ચિંતા કરનાર બે વ્યક્તિઓ થઈ ગઈઃ (૧) પાટડીનરેશ સ્વ.જોરાવરસિંહજી કુબેરસિંહજીદરબાર. અને ( ૨ ) સ્વર્ગસ્થ બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી (ઈ.સ. ૧૮૧૮–૧૮૮૯ ). આ બંને સમકાલીન થઈ ગયા.

શ્રી જોરાવરસિંહજી પ્રજાપ્રિય અને ધાર્મિક વિચારના હતા. પોતાની જ્ઞાતિની પરિસ્થિતિ જોઈ હંમેશાં દુઃખી રહેતા. તેઓએ જોયું કે જ્ઞાતિમાં ઠામઠામ ગોળ થઈ ગયા હતા. કન્યાવિક્રય વધી પડયો હતો. તેથી ગરીબ જ્ઞાતિ-બંધુઓને કન્યાઓ મેળવવાની મુશ્કેલીઓ ઊભી થઈ હતી. અને કુલીન વર્ગમાં કન્યાઓ દેવાના ધોરણવાળાં કુટુંબોને પુત્રીઓનાં લગ્ન પાછળ પુષ્કળ ખર્ચ થતું હોવાથી ઘણી અવ્યવસ્થા જન્મી હતી. તેથી જ્ઞાતિમાં યોગ્ય સુધારા-વધારા કરવા આજથી ૧૧૩ વર્ષ પહેલાં પાટડીમાં સમગ્ર ગુજરાતના ચાલીસ હજાર કણબીઓની સભા બોલાવી ને આ જ્ઞાતિભાઈઓને પાંચ દિવસ સુધી રાખ્યા ને પોતે પચાસ હજાર રૂપિયાનું ખર્ચ કર્યું. આ બધા ભાઈઓ સમક્ષ સમાજમાં ચાલતા કુરિવાજો વિશેની વીગતે ચર્ચા કરી. સાટાપેટા છોડવાની, કન્યાનો એક પૈસો પણ ન લેવાની, કન્યાને ફૂલને દડેન પરણાવવાની તેમજ ઊંચનીચના ભેદો ભૂલી સર્વે જ્ઞાતિબંધુઓ સમાન છે તેવી સમાન-તાની હાકલ કરી. દરબાર જોરાવરસિંહજીએ આ સમય દરમિયાન જે પ્રવચન કર્યું ને કણબા-કણબી જ્ઞાતિના જે ઠરાવો કર્યા તેની અલગઅલગ બે પુસ્તિકાઓ









પ્રગટ થઈ. સમગ્ર કડવા પાટીદાર સમાજમાં સુધારાનો સૂર સૌપ્રથમ તેમણે સમાજ વચ્ચે મૂક્યો.

અને તે જ અરસામાં થઈ ગયેલ રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ સમાજસુધારાની કેટલીક મહત્ત્વની બાબતો સમાજ વચ્ચે મૂકી. શેઠ શ્રી બેચરદાસના હ્રદયમાં સમાજ પ્રત્યે અનહદ પ્રેમ હતો. જ્ઞાતિનો કોઈ પ્રશ્ન ઊભો થાય ને લાંબા ગાળા સુધી તેનો ઊકેલ ન આવે ત્યારે જ્ઞાતિના ઝઘડાનો નિકાલ કરવા માટે તેઓશ્રીને લઈ જતા. બંને પક્ષો વચ્ચે સમાધાન કરી આપતા. સુરતની જ્ઞાતિમાં લાંબા વખતથી તડ પડ્યા હતા. તે તડ દૂર કરી બધાને એક બનાવવાનું કાર્ય તેઓએ કર્યું હતું. ઈ.સ. ૧૮૭૫ માં રાવબહાદુરના અને સી.એસ.આઈ.ના માનવંતા ઇલકાબો અંગ્રેજ સરકારે આપ્યા હતા. ઈ.સ. ૧૮૮૨–૮૩ થી ૧૮૮૭ સુધી ઊંઝા ઊમિયામાતાજીના મંદિરનો જિર્ણોદ્ધાર તેમજ ઉત્તમ વહીવટ તેઓએ કરી બતાવ્યો હતો. ગાયકવાડી રાજ્યના કણબીઓ પાસેથી દર નાતરાના લગ્નદીઠ જે પાંચ રૂપિયાનો કર લેવાતો હતો તે તેઓએ લાગવગ વાપરી બંધ કરાવ્યો હતો. ગાયકવાડ સરકારે કરેલો બાળલગ્ન–પ્રતિબંધ ધારો સરકાર પાસે કડક કરાવ્યો. આ રીતે સમગ્ર જ્ઞાતિની પરિસ્થિતિ સુધારવા તેઓએ આજીવન પ્રયત્નો કર્યા હતા. શેઠશ્રી બેચરદાસનું આખું કુટુંબ અત્યાર સુધી સમાજસેવાનું કાર્ય કરતું આવ્યું છે.

આ બંને આદ્યસુધારકો પછી સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિમાં સુધારાનો પવન ફુંકાવાનો શરૂ થયો. લોકો પોતાના રીતરિવાજોનું વિશ્લેષણ કરતા થઈ ગયા. ને તેમાંથી કેવી રીતે છૂટવું તે પણ વિચારવા લાગ્યા. આ બધાના પરિણામસ્વરૂપ ગુજરામાં ઠેરઠેર નાનાં–મોટાં મંડળો સ્થપાવા લાગ્યાં. ને તેમાંથી "કડવા પાટીદાર પરિષદ" નો જન્મ થયો.

## કડવા પાટીદાર પરિષદો

જ્ઞાતિસુધારણા માટે કડવા પાટીદાર પરિષદોનો ફાળો મહત્ત્વનો રહ્યો છે. જ્ઞાતિમાં વ્યાપકરૂપે ચાલતાં બાળલગ્નો, બહુપત્નીત્વ, પ્રેતભોજનના કારણે પાટીદાર સમાજમાં વિવિધ પ્રશ્નો ને સમસ્યાઓ જન્મી હતી. જ્ઞાતિસુધારણા માટે નાની-નાની સભાઓ જૂન ૧૯૦૬ માં ભરવામાં આવી. આ સભાઓના પરિણામે સૌપ્રથમ યુવકોમાં સળવળાટ થયો ને માર્ચ ૧૯૦૭માં વિરમગામ મુકામે શેઠશ્રી જીભાઈ કેવળદાસને ત્યાં યુવકોની મીટિંગ મળી અનેયુવક મંડળસ્થાપવાનું વિચાર્યું. આ યુવકોની પ્રવૃત્તિને દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજી, શ્રી જીભાઈ કેવળદાસ તથા દેસાઈ કુટુંબોએ પ્રોત્સાહન આપ્યું. પરિણામે, દરબારશ્રી લાલસિંહજીના અધ્યક્ષસ્થાને તા. ૧-૩-૧૯૦૭ ના દિને શનિવારે શ્રી કડવા પાટીદાર હિત-વર્ધકની સ્થાપના થઈ અને આ મંડળે ગુજરાતના બધા કડવા પાટીદાર ભાઈઓની પરિષદ ભરવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ પછી પાટડી દરબાર શ્રી સૂરજમલસિંહજીની સંમતિ મેળવવા પાટડી ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું. તેને પરિણામે સને ૧૯૦૯ ના ડિસેમ્બર તા. ૨૮–૨૯–૩૦ ના રોજ પ્રથમ કડવા પાટીદાર પરિષદ વિરમગામ મુકામે ડૉ. પિતાંબરદાસ કુબેરદાસ પટેલના પ્રમુખસ્થાને મળી. આ પરિષદના મંત્રી 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ'ના લેખક સ્વ. પુરુષોત્તમભાઈ લલ્લુભાઈ પરીખ હતા. આ પરિષદની અસરો પાટીદાર સમાજ પર એટલી બધી સારી થઈ કે, સમગ્ર ગુજરાતના પાટીદારોનું સંગઠન થયું ને લગ્નમરણ પાછળના કુરિવાજો વિશે લોકો વિચારતા થયા. ત્યાર પછી આ પરિષદના પગલેપગલે સને ૧૯૦૯ થી ૧૯૫૫ સુધી વિવિધ સ્થળે અઢાર પરિષદો ભરાઈ જેની યાદી પાના નં. ૧૪૬ પ્રમાણે છે:

પાટડી મુકામે સને ૧૯૩૮ માં "કડવા પાટીદાર પરિષદ" મળી ત્યાર બાદ ૧૦ વર્ષ પછી પરીષદને જાગૃત કરવાનું કામ ધરતી માસિકે કર્યું. છેલ્લી ચાર પરિષદો ધરતી માસિકની પ્રવૃત્તિને લીધે ભરી શકાઈ.



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



### કડવા પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે મળેલી વિવિધ પરિષદો

| પરિષદ નંબર | પરિષદ મળ્યાનું સ્થળ | પરિષદના વરાયેલા પ્રમુખ | તારીખ | વર્ષ |
|---|---|---|---|---|
| ૧ | વિરમગામ | સ્વ. ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ પટેલ | ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર | ૧૯૦૯ |
| ૨ | વડોદરા | શ્રી કરશનદાસ જેસીંગભાઈ દેસાઈ | ૨૪, ૨૫, ૨૬ ડિસેમ્બર | ૧૯૧૧ |
| ૩ | બાવળા | શ્રી રતિલાલ કેશવલાલ સીતવાળા | | ૧૯૧૩ |
| ૪ | વિરમગામ | પ્રો. જેઠાભાઈ ચીમનલાલ સ્વામિનારાયણ | ૨૩, ૨૪, ૨૫ જાન્યુઆરી | ૧૯૧૫ |
| ૫ | ધ્રાંગધ્રા | દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજી | | ૧૯૧૭ |
| ૬ | પાદરા | શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી | | ૧૯૧૮ |
| ૭ | શેરથા | દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજી | | ૧૯૧૯ |
| ૮ | મુંબઈ | શ્રી પટેલ પોપટલાલ શીવલાલ | | ૧૯૧૯ |
| ૯ | મોખાસણ | ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ | ૨૯ મી ડિસેમ્બર | ૧૯૧૯ |
| ૧૦ | કડી | શેઠશ્રી ચંદુલાલ મણિલાલ દેસાઈ | ૧૩, ૧૪ ડિસેમ્બર | ૧૯૨૪ |
| ૧૧ | સોનાસણ | શેઠશ્રી ચુનીલાલ વનમાળીદાસ | | ૧૯૩૦ |
| ૧૨ | ડરણ | શ્રી અમીન રામચંદ્રભાઈ જમનાદાસ | | ૧૯૩૪ |
| ૧૩ | સાણંદ | શેઠશ્રી નંદલાલ મંછારામ (શેરદલાલ) | | ૧૯૩૬ |
| ૧૪ | પાટડી | શેઠશ્રી નંદુલાલ મંછારામ (શેરદલાલ) | ૫, ૬, ૭ નવેમ્બર | ૧૯૩૮ |
| ૧૫ | ઊંઝા | ડૉ. ગણપતરામ ગોકળદાસ પટેલ | ૧૪, ૧૫ મે | ૧૯૪૯ |
| ૧૬ | જોટાણા | શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસ | ૨૨, ૨૩ એપ્રિલ | ૧૯૫૦ |
| ૧૭ | કડી | શેઠશ્રી મણિલાલ હરજીવનદાસ | ૨૯, ૩૦ એપ્રિલ | ૧૯૫૧ |
| ૧૮ | લાંભા | શેઠશ્રી મણિલાલ હરજીવનદાસ (લેંગ્લી) | ૧૯, ૨૦ મે | ૧૯૫૫ |



# શ્રી ઉમિયા માતાજી ૧૮ મી શતાબ્દી મહોત્સવ ✽ સ્મૃતિ ગ્રંથ



### પરિષદોની થયેલી વ્યાપક અસરો

સને ૧૯૫૫ પછી પરિષદનું કોઈ અધિવેશન મળ્યું નથી. પાના નં. ૧૪૫ પર જણાવેલ પરિષદો પછી જુદાજુદા ગુજરાતના વિસ્તારોમાં બીજી નાના પાયા પર પરિષદો યોજાઈ હતી.

તા. ૯-૨-૧૯૧૮ના રોજ કાંઝ મુકામે વિરમગામના શ્રી ગોરધનભાઈ શેઠના પ્રમુખસ્થાને શ્રી અંબારામભાઈના જીનમાં મળી હતી. તા. ૧૮-૧૦-૧૯૧૯ના રોજ કડવા પાટીદાર સુધારક યુવક મંડળ તરફથી કડી મુકામે શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ (બાર-એટ-લૉ)ના પ્રમુખસ્થાને યોજવામાં આવી હતી. ઈ.સ. ૧૯૨૦ના ડિસેમ્બરમાં સરદાર વલ્લભભાઈના પ્રમુખસ્થાને તોરણામાં એક પરિષદ મળી હતી, જેમાં કન્યાવિક્રય નાબુદ કરવા, એક સ્ત્રીની હયાતિમાં બીજી સ્ત્રી નહિ કરવા, જ્ઞાતિમાંથી ઊંચી કેળવણી લેતા વિદ્યાર્થીઓને અભિનંદન આપવા, મરણ પાછળ રોવા-કૂટવાનું બંધ કરવા, અને જમણવારો બંધ કરવાના ઠરાવો કર્યા.

સુરત જિલ્લાના ઉત્સાહી ભાઈઓએ 'શ્રી કડવા પાટીદાર સમાજ'ની સ્થાપના કરીને તા. ૨૬-૨-૧૯૦૮ના દિવસે કુરૂક્ષેત્ર મહાદેવમાં પોતાના વિસ્તારના ભાઈઓની મોટી સભા ભરીને સુધારાના ઠરાવો મૂક્યા. જેની અસર નવસારી અને સુરત જિલ્લામાં થઈ.

આ ઉપરાંત કડવા પાટીદારોની બે મહિલા પરિષદો ભરાઈ હતી. છેલ્લી બીજી પરિષદ સોનાસણ, તા. પ્રાંતિજ મુકામે સને ૧૯૨૨માં શેઠશ્રી ચુનીલાલ વનમાળીદાસના ધર્મપત્ની શ્રીમતી અનસૂયા બહેનના પ્રમુખસ્થાને ભરાઈ હતી, જેમાં મરણ પછી રોવા-કૂટવાનું બંધ કરવા અને કન્યાકેળવણીનો ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યો હતો. ત્યાર પછી કોઈ મહિલા પરિષદ મળી નથી.

ઉપર્યુક્ત બધી પરિષદોની સમાજ ઉપર વ્યાપક અસરો થઈ છે. પ્રથમ પરિષદ વખતે "અમદાવાદી કડવા પાટીદારોની આંખ ક્યારે ખૂલશે?"ની પત્રિકાઓ છાપીને વહેંચી હતી. બારમાનો જોરદાર વિરોધ થયો હતો. ચોથી પરિષદ સને ૧૯૧૫માં મળી ત્યારે ધ્રાંગધ્રાના નામદાર દરબાર સાહેબે પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણી તથા બાળલગ્ન અટકાવવાના કાયદા કરવા પરિષદ આગળ નમ્રતાપૂર્વક વિનંતી કરી હતી. તેઓના પ્રવાસોથી ગાંડલ રાજ્યમાં સને ૧૯૧૮થી કન્યા કેળવણી ફરજિયાત અમલમાં આવી.

આ ફરજિયાત કન્યા કેળવણીના લીધે ગાંડલિયા કન્યાઓનું મહત્ત્વ વધ્યું, જેવી અસરો આજુબાજુના વિસ્તાર ઉપર થવા લાગી. પરિણામે, કન્યા કેળવણીનો વ્યાપ વધ્યો. પાટડીમાં મળેલી ૧૪મી પરિષદ વખતે પાટડીના દરબાર શ્રી રઘુવીરસિંહજી, સ્વાગત પ્રમુખશ્રી બળદેવભાઈ દેસાઈ અને પ્રમુખશ્રી નંદુલાલ મંછારામે સુધારાને વેગ આપતાં જોરદાર પ્રવચનો કર્યાં હતાં. આ પ્રસંગે શ્રી મગનભાઈ રણછોડદાસ પટેલે અનેકપત્ની નિષેધક સરકારી ઠરાવને ટેકો આપતો ઠરાવ કરાવ્યો. ત્યજાયેલી બહેનોને ખાધાખોરાકી આપવાનો ઠરાવ શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલે (દાસકાકાએ) મૂક્યો. બાળલગ્નનો નિષેધ કરતો ઠરાવ શ્રી કુબેરભાઈ છોટાલાલ પટેલે મૂક્યો. ઊંચનીચનો ભેદ દૂર કરવાનો ઠરાવ ડૉ. કે.બી. પટેલે મૂક્યો. આ રીતે સમગ્ર પરિષદોમાં સુધારો કેન્દ્રસ્થાને રહ્યો હતો.

મોખાસણમાં ઈ.સ. ૧૯૦૯માં મળેલી પરિષદ વખતે બારમા નહિ ખાવાની પ્રતિજ્ઞા લેવડાવી હતી.

આ પ્રસંગે રાજપુર ગામના એક પટેલે ઊભા થઈને કહ્યું કે બારમા પાછળ અમારા પૂર્વજોએ ૧૯૦ મણ ઘી વાપરેલું, જેથી હવે હું મારા પિતાના [illegible] ખર્ચ ન કરતાં શાળાનું મકાન બાંધવા રૂપિયા એક હજાર આપીશ. આ જાહેરાતથી પ્રમુખસ્થાને બેઠેલા ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ ઊભા થઈ ગયા. ને સ્વાગતપ્રમુખશ્રી મોહનભાઈ પટેલના હાથ પકડી સ્ટેજ ઉપર



**શ્રી ઉમિયા માતાજી**
**૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ**



નાચવા લાગ્યા. ને બોલ્યા, " આ દેહ ટકશે ત્યાં સુધી હું સમાજસેવા કરીશ."

ઊંઝામાં મળેલા પંદરમા અધિવેશન (૧૯૪૯)માં સ્વ. પીતાંબર પટેલે કન્યાકેળવણીને વેગ આપવા માટેનો ઠરાવ મૂક્યો અને તેના પરિણામે ઊંઝા માતાજીના સાંનિધ્યમાં તા. ૮-૬-'૫૩થી છાત્રાલય શરૂ થયું.

પરિષદની સાથેસાથે ગુજરાતમાં ઠેરઠેર સભાઓ ને સંમેલનો યોજાયાં ને વિભાગીયમંડળોરચાયાં.ઈ.સ. ૧૯૪૦ માં ગોંડલ રાજ્યના સુપેડી ગામમાં કોલકીના જાણીતા સુધારક શ્રી ગોવિંદ ભગવાન વાછાણીના પ્રમુખસ્થાને પાટીદારસંમેલન મળ્યું હતું. આસંમેલનમાં ૩૬૦ ગામના માણસો હાજર હતા. કારજ અને બાળલગ્નો બંધ કરવાના અને લગ્નના ખર્ચા ઓછા કરવાના ઠરાવો થયેલા. સૂરજમલસિંહજી દરબાર બોર્ડિંગમાં રહેતાજ્ઞાતિના ઉત્સાહી યુવાનોએ શ્રી પ્રભાતકુમાર દેસાઈની આગેવાની નીચે તા.૩૦-૧-૪૪ના રોજ અમદાવાદમાંસભા ભરી શ્રી અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળની સ્થાપના કરી. આ મંડળે ડૉ. ગણપતરામ અને શેઠશ્રી ચંદ્રવદન લશ્કરીના માર્ગ-દર્શન નીચે જ્ઞાતિમાં જાગૃતિ લાવવા અને કૉલેજના વિદ્યાર્થીઓને પુસ્તકોની સહાય માટે ખૂબ સારું કામ કર્યું. ઊંઝામાં મળેલ પરિષદ વખતે આ મંડળ પરિષદ સાથે ભળી ગયું ને ત્યારથી મંડળનું અલગ અસ્તિત્વ રહ્યું નથી.

આ અરસામાં બીજાં ઘણાં બધાં નાનાંમોટાં મંડળો અસ્તિત્વમાં આવ્યાં. સને૧૯૩૬માં અમદાવાદ કડવા પાટીદાર યુવક સંઘની સ્થાપના થઈ. આ મંડળ અમદાવાદની પોળો પૂરતું મર્યાદિત રહ્યું. સને ૧૯૪૯ માં શ્રી ભોગીભાઈ છગુભાઈના પ્રમુખસ્થાને અમદાવાદ કડવા પાટીદાર મંડળની સ્થાપના થઈ. સને૧૯૪૬ માં શ્રી ગોપાળદાસ ગાંધી અને ધરમચંદલાઈ ચોકસીની આગેવાની નીચે શ્રી ઉત્તર ગુજરાતપાટીદાર મંડળની સ્થાપના થઈ સને૧૯૫૧ માં ચૂનીભાઈ કુબેરદાસના પ્રમુખસ્થાને શ્રી પાટીદાર યુવક મિલનની સ્થાપના થઈ. આ બધાં મંડળોએ કેળવણી અને સમાજસુધારાનું કાર્ય પોતાના વિસ્તારોમાં શરૂ કર્યું પણ આમાંથી મોટા ભાગનાં મંડળો આજે અસ્તિત્વ ધરાવતાં નથી.

ઈ.સ. ૧૯૫૦ માં જેટાણામાં મળેલ પરિષદ વખતે બહેનોની સંખ્યા ધ્યાન ખેંચે તેવી હતી. અત્યાર સુધી મળેલી પરિષદો દ્વારા સુધારાની હવા પાટીદાર સમાજમાં સારી રીતે ફેલાયેલી હતી. પરિષદમાં સ્ટેજ ઉપર એક પાટિયું લટકાવવામાં આવતું જેમાં લખાતું :

બાળલગ્ન બાળો,
જ્ઞાતિવરા ટાળો;
કન્યાવિક્રય કાઢો,
વિદ્યા વધારો.

પરિષદના વિચારોના પ્રચારાર્થે સમાજમાં કેટલીક માસિક પત્રિકાઓ ચાલતી રહી.

આ માસિક પત્રિકાઓ સમાજ માટે દીવાદાંડીનું કાર્ય કરતી. અત્યાર સુધી પાટીદાર સમાજમાં ઘણાં બધાં માસિકો શરૂ થયાં અને બંધ થયાં. સૌથી પ્રથમ ઈ.સ. ૧૯૦૨ માં વિજય નામનું માસિક શ્રી મણીરામ દોલત રામે શરૂ કર્યું. તેમના અવસાન પછી ઈ.સ ૧૯૦૯ માં તેમના મૃત્યુ પછી બંધ થઈ ગયું. ત્યાર પછી પુરુષોત્તમ ભાઈ લલ્લુભાઈ પરીખે કડવા વિજય શરૂ કર્યું જે અઢાર વર્ષ સુધી ચાલ્યું.અત્યાર સુધી ચાલેલાં અને હાલ સમાજમાં ચાલતાં માસિકોની વીગત પાના નં. ૧૪૯ પ્રમાણે છે.

સામે દર્શાવેલી માસિક પત્રિકાઓએ સમાજના ઉત્કર્ષ માટે મહત્વનો ભાગ ભજવ્યો છે. 'કડવાવિજય,' 'કડવા હિતેચ્છુ' માસિકોએ તે જમાનામાં સમાજમાં ઘર કરી ગયેલા કુરિવાજો અને બાળલગ્નો સામે જેહાદ ઉપાડી હતી. 'ચેતને' કારજવરાનો પ્રશ્ન પોતાનો બનાવી તેની

## કડવા પાટીદાર સમાજના ઉત્કર્ષ માટેનાં સમાચારપત્રો

| અનુક્રમ | માસિકપત્રનું નામ | પ્રકાશિત સ્થળ | આદ્યતંત્રનું નામ | શરૂ થયાનું વર્ષ | બંધ થયાનું વર્ષ |
|---|---|---|---|---|---|
| ૧ | સ્વદેશ હિતવર્ધક | બાવળા (તા. ધોળકા) | શ્રી જેસીંગભાઈ ત્રિકમભાઈ પટેલ | ઈ.સ. ૧૮૮૪ | ઈ.સ. ૧૮૯૦ |
| ૨ | 'કડવા પાટીદાર સુધારક પત્ર' | અમદાવાદ | શ્રી હઠીસીંગ હરગોવનદાસ પટેલ | ઈ.સ. ૧૮૯૨ | ઈ.સ. ૧૮૯૨ (ત્રણ અંક પ્રગટ થયા.) |
| ૩ | વિજય | અમદાવાદ | પટેલ મણીલાલ દોલતરામ | ઈ.સ. ૧૯૦૨ | ઈ.સ. ૧૯૦૯ |
| ૪ | કડવા વિજય | વિરમગામ | શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પરીખ<br>શ્રી કેશવલાલ માધવલાલ લટ્ટુ | ઈ.સ. ૧૯૦૭ | ઈ.સ. ૧૯૨૫ |
| ૫ | ઉમિયા વિજય | સુરત | શ્રી કડવા પાટીદાર સમાજ સુરત | ઈ.સ. ૧૯૦૭ | ઈ.સ. ૧૯૦૮ (પાંચ અંક પ્રગટ થયા.) |
| ૬ | કડવા હિતેચ્છુ | ભાવનગર | શ્રી મૂળજીભાઈ જેઠાભાઈ (ન્યાયાધીશ) | ઈ.સ. ૧૯૦૯ | માહિતી નથી. |
| ૭ | કડવા જ્ઞાતિહિતદર્શક | વડોદરા | શ્રી ભગવાનદાસ પટેલ | ઈ.સ. ૧૯૧૧ | ઈ.સ. ૧૯૧૧ (ચાર અંક પ્રગટ થયા.) |
| ૮ | કડવા સુબોધ | — | માહિતી નથી. | ઈ.સ. ૧૯૧૯ | માહિતી નથી. |
| ૯ | પાટીદાર ઉદય | કરાંચી | શ્રી રતનશી શિવજી પટેલ | ઈ.સ. ૧૯૨૪ | માહિતી નથી. |
| ૧૦ | અજવાળાં | રાજકોટ | શ્રી રતિભાઈ ઉકાભાઈ પટેલ | માહિતી નથી | માહિતી નથી. |
| ૧૧ | કેળવણી (ત્રિમાસિક) | કડી | શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ | ઈ.સ. ૧૯૨૬ | ઈ.સ. ૧૯૨૮ (આઠ અંક પ્રગટથયેલા.) |
| ૧૨ | લોકનાદ | કડી | સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી | માહિતી નથી. | માહિતી નથી. |
| ૧૩ | ભાગ્યોદય | કડી | સર્વ વિદ્યાલય કેળવણી મંડળ કડી | માહિતી નથી. | માહિતી નથી. |
| ૧૪ | ચેતન | અમદાવાદ | શ્રી બબાભાઈ રામદાસ પટેલ | ઈ.સ. ૧૯૨૫ | ઈ.સ. ૧૯૩૫ |



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❁ સ્મૃતિ ગ્રંથ



| અનુક્રમ | માસિકપત્રનું નામ | પ્રકાશિત સ્થળ | આદ્યતંત્રનું નામ | શરૂ થયાનું વર્ષ | બંધ થયાનું વર્ષ |
|---|---|---|---|---|---|
| ૧૫ | પટેલ | અમદાવાદ | શ્રી મગનભાઈ રણછોડભાઈ પટેલ | ઈ.સ. ૧૯૩૭ | ઈ.સ. ૧૯૩૯ |
| ૧૬ | નવસર્જન | અમદાવાદ | શ્રી રઘુવીર દેસાઈ<br>શ્રી સોમાભાઈ ખોડીદાસ પટેલ | ૧૯૩૯ (ડિસે.) | ૧૯૪૦ (મે) |
| ૧૭ | ધરતી | અમદાવાદ | શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી | ૧૯૪૭ (ઑગસ્ટ) | ચાલુ છે. |
| ૧૮ | કિરણ | મુંબઈ | શ્રી પીતાંબર પટેલ | ૧૯૫૦ (ઑક્ટોબર) | ૧૯૬૭થી 'ધરતી'માં ભળી ગયું. |
| ૧૯ | જાગૃતિ | ધનસુરા | શ્રી દેવશીભાઈ આર. પટેલ | ૧૯૫૮ (નવેમ્બર) | ચાલુ છે. |
| ૨૦ | સન્મતિ | વડોદરા | શ્રી શિરીષભાઈ જેઠાભાઈ પટેલ | --- | ચાલુ છે. |
| ૨૧ | કડવા પાટીદાર | વરસડા | શ્રી નાનુભાઈ એમ. પટેલ | ૧૯૭૯ (જાન્યુ.) | ચાલુ છે. |
| ૨૨ | પાટીદાર સંદેશ | ભુજ | શ્રી કરમશી પટેલ<br>શ્રી શામળજીભાઈ પટેલ | ૧૯૮૧ (એપ્રિલ) | ચાલુ છે. |
| ૨૩ | જય ઉમિયા | બ્રાહ્મણવાડા | શ્રી ઈશ્વરભાઈ એ. પટેલ | ૧૯૭૯ | ચાલુ છે. |

**નોંધ :** આ ઉપરાંત ભાવનગરથી 'પાટીદાર-મિત્ર' અને નાગપુરથી 'પાટીદાર પત્રિકા' પણ પ્રગટ થતી હતી, પણ આ અંગેની કોઈ માહિતી નથી.

કડવા પાટીદાર સમાજમાં ઉપર મુજબનાં માસિકપત્રો ચાલતાં હતાં ત્યારે સામાજિક જાગૃતિ મા લેઉવા પાટીદાર સમાજમાં પણ કેટલીક માસિક પત્રિકાઓ ચાલતી હતી જેની અસર એકબીજા ઉપર થતી હતી. સામાન્ય રીતે લેઉવા પાટીદાર સમાજ માટે 'પટેલ બંધુ' (૧૯૦૮-સુરત), 'પાટીદાર હિતેચ્છુ' (૧૯૦૮-વાંચો), 'પાટીદાર પત્રિકા' (૧૯૨૨-આણંદ), 'પાટીદાર' (૧૯૨૩-આણંદ), 'પટેલ પત્રિકા' (૧૯૪૦-અમદાવાદ), 'પાટીદાર પ્રગતિ' (૧૯૪૧-અમદાવાદ), 'પટેલ ગૌરવ' (૧૯૪૭-અમદાવાદ), 'પાટીદાર સમાજ' (૧૯૪૭-આણંદ), 'પાટીદાર મિત્ર' (૧૯૪૭-મુંબઈ), 'પાટીદાર બંધુ' (૧૯૪૭-અમદાવાદ) પટેલ મિત્ર, પાટીદાર યુવક, પટણી લેઉવા હિતેચ્છુ, પાટીદાર-નવયુગ, પાટીદાર જગત વગેરે માસિક પત્રિકાઓ પ્રગટ થયેલી પણ આજે આમાનું એક પણ માસિકપત્ર આજે ચાલતું નથી.







[પાન ૧૪૮ થી ચાલુ]

સામે જેહાદ જગાવેલી. એ જમાનામાં એક ઉપર બીજી પત્ની કરવાનો રિવાજ હતો. આ બહુપત્નીત્વ ધારાનો પરિષદોએ વિરોધ કર્યો ને માસિકોએ પણ જોરદાર વિરોધ કર્યો. શ્રી મગનભાઈ રણછોડભાઈ પટેલે બહુપત્નીત્વના કાયદાના વિરોધમાં 'પટેલ' માસિક શરૂ કરેલું. કુલિનશાહીના નામે અમદાવાદના કુલિનોએ જે સમાજમાં બહુપત્નીત્વનો રોગ ફેલાવ્યો હતો ને પોતાની પત્નીઓને ત્રાસ આપતા હતા. પટેલ માસિકમાં 'શેકાતા તવા ઉપર' ના શિર્ષક નીચે નામ-ઠામ સાથે કડક ભાષામાં લેખો લખી સમગ્ર જ્ઞાતિમાં ખળભળાટ મચાવ્યો હતો અને કુલિનોનું સામાજિક મોભાનું વ્યક્તિત્વ છિન્ન-ભિન્ન કરી નાખ્યું હતું.

આ માસિક ફક્ત ત્રણ વર્ષ જ ચાલ્યું ને સંવત ૧૯૯૫માં બંધ થઈ ગયું. આ રીતે સમાજમાં જે-જે માસિકો શરૂ થયાં તે થોડો વખત ચાલીને બંધ થઈ ગયાં.

પંદરમી ઑગષ્ટ ૧૯૪૭ના દિવસે શ્રી કડવા પાટીદાર પ્રગતિ મંડળે 'ધરતી' નામના માસિકનો પ્રથમ અંક બહાર પાડયો. જેના તંત્રી સ્વ. શ્રી ચંદ્રવદન લશ્કરી અને સહતંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈ અને વાડીભાઈ જોઈતારામ પટેલ હતા. આજે ૩૫ વર્ષથી સમાજ-સુધારાની ઝૂંબેશ લઈને તે ચાલે છે. તે પાટીદાર સમાજની એકતા માટે પાટીદાર સમાજમાં વ્યાપેલા કુરિવાજોને તોડવા માટે કન્યા-કેળવણીનો વ્યાપ વધારવા માટે અંધ-શ્રદ્ધામાં ફસાયેલા સમાજને નવો ચીલો બતાવવા માટે તનતોડ મહેનત કરી રહ્યું છે. આજે સમાજમાં ચાલતા માસિકોમાં પાટીદાર સંદેશ(ભૂજ), કડવા પરિવાર (રાજકોટ), જય ઉમિયા (બ્રાહ્મણવાડા), સન્મતિ (વડોદરા), જાગૃતિ(ધનસુરા)માં ધરતીનો ફેલાવો સૌથી વધારે છે. તેની સામાજિક ઉત્કર્ષ માટે આગવી સૂઝ અને પ્રતિષ્ઠા છે.

**સામાજિક ક્ષેત્રે ક્રાંતિ**

છેલ્લાં પચાસ વર્ષના ગાળામાં કડવા પાટીદાર સમાજમાં ઘણું મોટું પરિવર્તન આવ્યું છે. અંગ્રેજોના જમાનામાં અંગ્રેજી ભાષાના પ્રચારને લીધે સમાજ જાગૃતિની ભૂમિકા ઊભી થઈ. વીર નર્મદ, રાજારામ મોહનરાય, 'ભદ્રમ્ ભદ્ર' વાળા રમણલાલ નીલકંઠ, દયાનંદ સરસ્વતી, શ્રી મહિપતરામ રૂપરામ, શ્રી સુમંત મહેતા, શારદાબહેન મહેતા વગેરે વ્યક્તિઓના જીવનકાર્યની, અસર ગુજરાતના દરેક સમાજ ઉપર થઈ. આ બધી અસરો ધીરેધીરે ગામડાં સુધી આવવા લાગી. વહેમો, અંધશ્રદ્ધાઓ, કુરિવાજો અંગે લોકો વિચારવા લાગ્યા. સાથેસાથે સમાજમાં જડ કરી ગયેલા રીતરિવાજોનું પણ વિશ્લેષણ કરવા લાગ્યા. આજથી પચાસ વર્ષના જમાનામાં ઠેરઠેર પ્રેતભોજનો થતા હતા. મૃત્યુ પછીનો આ ખરાબમાં ખરાબ રિવાજ હતો. ખાવું તો ખવડાવું પડે એમ માનીને ખેડૂત ભાઈઓના ઘણા જ્ઞાતિઓ મિલકતોને ગીરે મૂકીને પણ પ્રેતભોજન કરતા. પોતે દેવાદાર બનીને પણ આવા જડ થયેલા કુરિવાજને સાચવવા, સમાજમાં પ્રતિષ્ઠા જાળવવા આ કાર્ય કરતા. પ્રેત-ભોજનના લીધે પાટીદાર સમાજમાં ઘણા બધા પ્રશ્નો ઊભા થયા. એક બાજુ ખેતીવાડીમાં ઓછું ઉત્પાદન, વરસાદી ખેતી સિવાય બીજી ખેતી નહિ ને બીજી બાજુ આ રિવાજે સમગ્ર પાટીદાર સમાજનું આર્થિક ધોવાણ કર્યું. આના લીધે તેની અસર શિક્ષણ ઉપર થઈ. બાળકોને ભણાવવાના પૈસા રહેતા નહિ. સુધારાવાદીઓના મનમાં આ પ્રેતભોજન સમાજનો રોગ છે એમ માનીને તેની સામે બળવો પોકાર્યો. પ્રેતભોજન ન કરવા લોકોને સમજાવવા લાગ્યા. પ્રતિજ્ઞાપત્રો ભરાવવા લાગ્યા. પીકેટિંગ થવા લાગ્યું. જેના લીધે પ્રેતભોજન ખરાબ છે તેવી હવા સમાજમાં ઊભી થઈ. આમાંથી શરૂઆતમાં સુધારા-વાદીઓ અને ગામડાંના અજ્ઞાનીઓ વચ્ચે સંઘર્ષો ઊભા થયા. શરૂઆતમાં ગોળવાદીઓ પ્રેતભોજનને પ્રોત્સાહન આપતા. પ્રેતભોજન કરવા માટે સામાજિક રીતે દબાણ પણ કરતા. આ પ્રથા કેટલાંક વર્ષો સુધી ચાલી. ત્યાર પછી ઈ.સ. ૧૯૩૯માં મુંબઈ વિધાનસભામાં ખેડા જિલ્લાના ધારાસભ્ય શ્રી ફૂલસિંહજી ડાભીએ પ્રેતભોજન



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❀ સ્મૃતિ ગ્રંથ



બિલ અને કન્યા વિક્રય નિષેધક બિલ મૂક્યું. જે પ્રથમ વાચનમાં પસાર થયું; પણ દ્વિતીય વાંચનમાં પસાર ન થયું. તેની વ્યાપક અસરો સમાજ ઉપર થઈ. ત્યાર પછી ઈ.સ. ૧૯૬૨ માં શ્રી પિતાંબર પટેલના પ્રયત્નોથી ગુજરાત વિધાનસભામાં પ્રેતભોજન નિષેધક બિલ મુકાયું. તેનો આશરો લઈને ઠેરઠેર પ્રેતભોજનો અટકાવાયાં ને સમાજમાં ભય ઊભો કરાયો. બીજી બાજુ શિક્ષણનું પ્રમાણ વધવાથી શિક્ષિત લોકોને ચીલાચાલુ પ્રેતભોજનમાં કોઈ રસ ન રહ્યો. શિક્ષિત સમાજે સુધારાવાદીઓને ટેકો આપ્યો. બાહોશ વ્યક્તિઓએ આગળ આવીને પ્રેતભોજન કરવાનું બંધ કર્યું. તેમાંથી આજે દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ જેવા પ્રદેશોમાં કડવા પાટીદાર સમાજમાં પ્રેતભોજન બંધ છે. ઉત્તર ગુજરાતમાં પ્રેતભોજન મોટે ભાગે બંધ થયાં છે. છતાં કોઈ કોઈ જગ્યાએ આ કુરિવાજ ચાલે છે. પ્રેતભોજનની જગાએ કેટલાક સમાજમાં 'જીવતતરા' ઊજમણા લીધી છે. તે પ્રેતભોજનનું બીજું સ્વરૂપ છે. ઊજમણા એ સારી પ્રથા નથી પણ આ રિવાજ પ્રેતભોજનની જેમ ફરજિયાત ન હોવાથી તેનું પ્રમાણ ઘણું ઓછું છે. પણ 'ઊજમણાં' એ સમાજ માટે ચિંતાનો વિષય છે.

સમાજમાં ચાલતાં બાળલગ્નો, સાટાપેટા, છૂટાછેડા, ચડઊતરનો ક્રમ વગેરે સામે સમગ્ર સમાજમાં સંઘર્ષ શરૂ થઈ ચૂક્યો છે. આજથી પચાસ વર્ષ પૂર્વેનો જમાનો એવો હતો કે, લગભગ બાળલગ્નો જ થતાં હતાં. પણ આજે તેનું પ્રમાણ ખૂબ જ ઓછું થઈ ગયું છે. તેનું કારણ સંવત ૧૯૬૬ માં સયાજીરાવ ગાયકવાડમાં 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'નો કાયદો અને તા. ૧-૪-૧૯૩૦માં બ્રિટિશ સરકારનો બાળલગ્નનો સુધારેલો કાયદો જે 'શારદા એક્ટ' તરીકે જાણીતો બન્યો. તેમાં કડક સજા ફરમાવેલી હોવાથી બાળલગ્નનું પ્રમાણ ઘટ્યું. શિક્ષણના કારણે પણ બાળલગ્નો અટક્યા છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં ક્યાંય બાળલગ્નો થતાં નથી. ઉંમરલાયક દીકરા-દીકરીઓને જ પરણાવે છે, જ્યારે ઉત્તર ગુજરાતમાં લગ્નના અમર્યાદિત ખર્ચાઓ અને ગોળપ્રથાને લીધે બાળલગ્નો થાય છે.

આજે અમર્યાદિત લગ્નના ખર્ચાઓમાંથી લોકોન બચાવવા માટે સમાજસુધારાની સંસ્થાઓએ ઓછા ખર્ચે લગ્નો કરી શકાય તે માટે સમૂહલગ્નની પ્રથા શરૂ કરી છે. અમદાવાદના ધરતીવિકાસ મંડળે સમૂહ લગ્નની પ્રથાને વેગીલી બનાવવા માટે "ધરતી" માસિક દ્વારા સમગ્ર સમાજમાં ઢોલ પીટ્યું છે. સાથેસાથે શ્રી ઉમિયામાતાજી સંસ્થાન ઊંઝાએ કાયમી લગ્નોનીત્વસની યોજના ઘડીને તેમજ તેનો અમલ કરીને સમગ્ર સમાજને નવી દિશા આપી છે. સાથેસાથે વડોદરા, ટેન્ટ, રાજકોટ, ઉપલેટા જૂનાગઢ, જામજોધપૂર વગેરે સ્થળોએ સામૂહિક લગ્નોત્સવ શરૂ થયાં છે. આજે સમાજનો મોટો વર્ગ સમૂહ લગ્ન વિશે વિચારતો થયો છે. લગ્ન સાથે ખર્ચના સંબંધો સંકળાયેલા છે. તેને તોડવાની અણી ઉપર આવી બેઠો છે સંઘર્ષમાંથી સમાજ પસાર થઈ રહ્યો છે. સમાજનો શિક્ષિતવર્ગ અને સમજૂવર્ગ વિચારતો થયો છે કે, પાટીદાર સમાજને લગ્નના ખોટા ખર્ચામાંથી બહાર કાઢવામાં નહિ આવે તો તેનો આર્થિક ઉત્કર્ષ ઝડપથી થશે નહિ. તે માટે લગ્નના ખર્ચાઓ ઘટાડવાની એક ઝૂંબેશરૂપે સમૂહલગ્ન એ સમાજના ઉત્કર્ષનો રામબાણ ઈલાજ સાબિત થશે.

ગોળ પ્રથા એ પાટીદાર સમાજની અસમાનતાનું પ્રતિક બન્યું છે. પાટીદાર પાટીદાર વચ્ચે ઊંચનીચના ભેદો ઊભી કરનારી એક જડવાદી પ્રથા છે. ગોળના ખાબોચિયામાં પુરાયેલા જ્ઞાતિબંધુઓને સમગ્ર જ્ઞાતિનો પરિચય કરાવવા માટે અને ગોળમાંથી મુક્ત કરવા માટેની એક ઝૂંબેશ શરૂ થઈ ગઈ છે. શક્તિશાળી લોકો ગોળમાંથી છૂટા પડીને પોતાના દિકરા-દીકરીઓને બીજે પરણાવે છે. આ રીતે ગોળમાંથી છૂટા પડેલા અને ગોળમાં રહેલા વચ્ચેનો એક સંઘર્ષ શરૂ થયો છે. ગોળ પ્રથાને લીધે ભણેલી છોકરીઓને પોતાની કક્ષા પ્રમાણે ભણેલા છોકરાઓ મળતા નથી. અંદરઅંદર લગ્નસંબંધો બંધાવાના કારણે સામાજિક વાતાવરણમાં કોઈ પરિવર્તન આવતું નથી. સમાજનો વિકાસ ઝડપી બનતો નથી.









જેના લીધે ઘર કરી ગયેલી રૂઢિઓ અને અંધશ્રદ્ધાઓ તૂટતી નથી. ગુજરાતના અને તેમાંયે ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં ગોળપ્રથા ખૂબ પક્કડવાળી હોવાથી ત્યાં બાળલગ્નોનું પ્રમાણ સૌથી વધારે છે. ગોળની પક્કડ ઓછી કરવા માટે બાળલગ્ન, બારમા સામે જાગ્રત કરવા ગુજરાતના ગોળપંચોના આગેવાનોનું એક સંમેલન "ધરતી" માસિક અને સ્વ. પિતાંબર પટેલના સહયોગથી ઈ.સ. ૧૯૫૭ માં ઊંઝામાં મળેલું ને તેમાં ગોળપ્રથા નાબૂદ કરવાના ઠરાવો થયેલા. આમ છતાં ગોળપ્રથા તૂટી નહિ. નવા જમાનાના લીધે અને આધુનિક ભણતરને કારણે દિકરા-દીકરીના સંબંધોમાં ગોળપ્રથા ભારે બાધારૂપ બનેલી હોવાથી સને ૧૯૭૭ માં ધરતીવિકાસ મંડળે જ્ઞાતિપંચોના આગેવાનોનું ત્રણ દિવસનું સમાજવિકાસ પરિષદ નામનું સમેલન મણિનગર સ્વામી નારાયણના મંદિરમાં યોજ્યું. તેમાં જ્ઞાતિપંચોનું ફેડરેશન રચવાનો ઠરાવ થયો. પણ તેનું પરિણામ જોઈએ તેવું નહિ આવવાથી "ધરતી" માસિકે છેલ્લા ચાર-પાંચ વર્ષથી ગોળપંચોના બહિષ્કાર અને દંડ વિરુદ્ધ ભારે ઝૂંબેશ ઉપાડી છે.

## સમાજસુધારણાની ઝુંબેશ

ઉત્તર ગુજરાતના પાટીદારોનો મોટામાં મોટો વસવાટ અમદાવાદ ખાતે હોવાથી અને કડવા પાટીદારની વસતી ઉત્તર ગુજરાતમાં વધુ હોવાથી તેમાં સમાજસુધારણા અને લોકજાગૃતિ લાવવા સારુ સ્વ. શ્રી ગોપાલદાસ મોહનલાલ ગાંધી ( જી. એમ. ગાંધી ) અને શ્રી ધરમચંદ શીવલાલ ચોકસી તેમજ બીજા ઈતર સહકાર્યકરોનો સાથ લઈ અમદાવાદ ખાતે ઉત્તર ગુજરાત પાટીદાર મંડળની અસારવા પ્રભુનગર ખાતે સને ૧૯૪૬ માં સ્થાપના કરેલી અને ત્યાર બાદ "ધરતી" માસિકનું સંચાલન લઈ શ્રી શંકરભાઈ રામદાસ પટેલે ગામેગામ ફરી બારમા, બાળલગ્ન, ખોટા ખર્ચા વિરુદ્ધમાં પ્રવચનો કરીને લોકજાગૃતિ ઊભી કરી. તે અરસામાં સ્વ. ચંદ્રવદન લશ્કરી, સ્વ. પીતાંબર પટેલ અને શ્રી પ્રભાતકુમાર દેસાઈએ સામાજિક જાગૃતિ માટે ગામેગામ પગપાળા પ્રવાસો કર્યા. શ્રી પીતાંબર પટેલે સમાજસેવા મંડળની રચના કરીને મહેસાણા જિલ્લામાં સામાજિક ક્ષેત્રે સારી જાગૃતિ આણી. ઈ.સ. ૧૯૪૫ માં શ્રી ચંદ્રવદન લશ્કરીની આગેવાની નીચે ઊંઝામાં સમાજસુધારાનું પ્રદર્શન યોજ્યું. જે પ્રદર્શનમાં કન્યા વિક્રય, વર વિક્રય, લગ્નના ખર્ચાઓ, બાળલગ્ન, શિક્ષણ અને આરોગ્ય અંગેના પોષ્ટરો મૂકવામાં આવ્યાં હતાં. શ્રી ચંદ્રવદન લશ્કરી સાથે "ધરતી"ના માજી તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈએ સમાજસુધારા માટે ખૂબ જ ઉમદા ફાળો આપ્યો છે. ઉત્તર ગુજરાતમાં સુધારાનો જે પવન ફૂંકાયો તેવો જ સૌરાષ્ટ્રમાં પણ ફૂંકાયો. શ્રી ભીમજી રૂડાભાઈ ( મોટી મારડ ), રવજી કલા ( ગોમટા ), ચંદુલાલ બેચરદાસ પટેલ ( ગોંડલ ), ગોવિંદ ભગવાન વાછાણી ( કોલકી ), જગજીવન હરિભાઈ ભાલોડિયા ( પાનેલી ), રવજી મેઘજી પટેલ (તરસાઈ), ઠાકરસી મૂળજીભાઈ ( ઉપલેટા ) વગેરે વ્યક્તિઓએ સૌરાષ્ટ્રમાં સમાજસુધારાનું જોરદાર કામ કર્યું. કચ્છમાં શ્રી નારાયણ રામજી લીંબાણી, શ્રી ઓધવજી મહારાજ, શ્રી શીવદાસ કાનજી વિરાણી, પરબત લખુ પટેલ, ભીમજી કેસરા, નારાયણ શિવજી, રામજીભાઈ જેઠાભાઈ, રતનસીંહ કરસી, શ્રી વિસરામ દેવજીનો સામાજિક જાગૃતિમાં મહત્ત્વનો ફાળો છે. આ બધાના પ્રયત્નોને કારણે પાટીદાર સમાજમાં જનજાગૃતિ આવી, સાથેસાથે કેળવણીનો વ્યાપ વધ્યો.

## શૈક્ષણિક ક્ષેત્રે ક્રાન્તિ

એક બાજુ સુધારાનો પવન ફૂંકાઈ રહ્યો હતો અને બીજી બાજુ શિક્ષણનો પ્રચાર જોરજોરથી લોકો કરી રહ્યા હતા. તે વખતનો સભ્ય સમાજ માનતો હતો કે, જ્યાં સુધી શિક્ષણ નહિ વધે ત્યાં સુધી સમાજમાં ફેલાયેલા કુરિવાજો ઓછા થશે નહિ. જેથી ઈ.સ. ૧૯૧૨માં દરબાર સુરજમલસિંહજીએ પાટડી મુકામે કડવા પાટીદાર









હિતવર્ધક મંડળની સ્થાપના કરી. આ મંડળનો ઉદ્દેશ ફક્ત કેળવણીનો પ્રચાર કરવાનો હતો. આ મંડળ દ્વારા અમદાવાદમાં વિદ્યાર્થીઓને રહેવા માટેની બોર્ડિંગ શરૂ કરીને આ બોર્ડિંગમાં પાટડીના દરબાર શ્રી દોલતસિંહજીએ એક લાખ અને દસ હજાર રૂપિયાનું પોતાના પિતાના નામે માતબર દાન કર્યું. જે વખતે રૂપિયો ગાડાના પૈડા જેવડો ગણાતો હતો, ત્યારે આવડું મોટું દાન નાનુંસૂનું ન હતું. પોતાની એક વર્ષની બધી જ આવક દાનમાં આપી દીધી હતી. તે બોર્ડિંગનું નામ શ્રી સુરજમલસિંહજી કડવા પાટીદાર બોર્ડિંગ હાઉસ આપવામાં આવ્યું હતું. આ બોર્ડિંગના પ્રથમ ગૃહપતિ તરીકે "મૂર્ખાઓનું પ્રદર્શન"ના લેખક શ્રી હિરાલાલ વસંતલાલ (અમદાવાદ) હતા. ને તેઓ આ બોર્ડિંગમાં રહીને સામાજિક સુધારણાની પ્રવૃત્તિઓ કરતા હતા ને મંત્રી તરીકે લાંબાં વર્ષો સુધી નંદુલાલ મંચ્છારામ (શેર દલાલ) રહ્યા હતા. આજે પણ આ બોર્ડિંગ વાડીલાલ હોસ્પિટલની પાછળ અમદાવાદમાં આવેલી છે.

ઉત્તર ગુજરાતમાં મહેસાણા જિલ્લામાં પણ શિક્ષણની હવા ઊભી થવા લાગી. સરઢવના શ્રી છગનભાઈ પીતાંબરદાસ પટેલ (૧૮૬૩–૧૯૪૦) છગનભાઈ નામના એક અભણ વ્યક્તિના હૃદયમાં કેળવણીની ભૂખ જાગી. તેઓને થયું કે, અંધશ્રદ્ધા, વહેમો, કુરિવાજો, અજ્ઞાનતામાં જીવી રહેલા જ્ઞાતિબંધુઓ જ્યાં સુધી ભણશે નહિ ત્યાં સુધી આ સમાજ આગળ નહિ આવે. ગામેગામ ફરીને મૂઠી અનાજ આપો, એક પૂળો આપો. તમારા દિકરાને ભણવા આપો. આમ ભીખ માગીને ઈ.સ. ૧૯૧૯ માં એકવીસ વર્ષની અખંડ તપશ્ચર્યાના ફળરૂપે કડીમાં પાટીદાર આશ્રમની સ્થાપના કરી. અને કડી અને મહેસાણા જિલ્લામાં કેળવણીનું મથક બન્યું. આગળ જતાં કડી સર્વ વિદ્યાલય કેળવણી મંડળની સ્થાપના થઈ અને તેમાંથી અનેક શૈક્ષણિક સંસ્થાઓનું સંકુલ ઊભું થયું. કડીના માર્ગે દીવામાંથી દીવો પ્રગટે તેમ વડનગર, પિલવાઈ, વિસનગર, જોટાણા, બલોલ જેવાં સ્થળોએ કેળવણી સંસ્થાઓ ઊભી થઈ. કડીમાં સંસ્થાઓ ઊભી કરવામાં છગનભાના સહકાર્યકરોમાં શ્રી પોપટભાઈ ગુલાબદાસ પટેલ (આચાર્ય) શ્રી છગનભાઈ કાળીદાસ, શ્રી કુબેરભાઈ છોટાભાઈ, શ્રી બાપુભાઈ ગામી, શ્રી પુરુષોત્તમભાઈ રણછોડભાઈ પટેલ (દાસકાકા), શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન, સ્વામી ધનગીરી, સ્વ. માધવજીભાઈ, સ્વામી નિજાનંદજી તથા શ્રી રતિભાઈ અમીન વગેરે વ્યક્તિઓનો મહત્ત્વનો ફાળો છે. વિસનગરમાં કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ શ્રી સાંકળચંદ કાળીદાસ પટેલ અને શ્રી શિવાભાઈ પ્રભુદાસ પટેલના પ્રયત્નોથી ઊભો થયો. અને આજે ત્યાં કેળવણીનું મોટું સંકુલ ઊભું થયું છે.

ઈ.સ. ૧૯૩૪માં અમદાવાદમાં શ્રી અમીન પુરુષોત્તમદાસ જમનાદાસ કડવા પાટીદાર વિદ્યાર્થીભવનની સ્થાપના થઈ. પોતાના મોટાભાઈની યાદમાં શ્રી રામચંદ્રભાઈ અમીને દાન આપી આ સંસ્થા ઊભી કરી છે. ભવનના પ્રથમ મંત્રી શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ પટેલે (બાવળાવાળા) પ્રતિજ્ઞા લીધી હતી કે, જ્યાં સુધી ભવનનું મકાન ન થાય ત્યાં સુધી પગમાં જોડાં પહેરવાં નહિ ને તે પ્રતિજ્ઞા તેઓએ પાળી બતાવી. આજે અમદાવાદમાં ગુલબાઈના ટેકરા પાસે પાટીદાર વિદ્યાર્થી ભવનનું મકાન છે.

ઈ.સ. ૧૯૩૫માં સ્વ. બેચરદાસ રાયજીભાઈ પટેલ (૧૮૭૫ થી ૧૯૫૭) જેઓ બ્રહ્માનંદ સાગર તરીકે પ્રચલિત હતા. તેઓએ દક્ષિણ ગુજરાતમાં વસતા કડવા પાટીદારભાઈઓ માટે વડોદરામાં મોહનલાલ હરગોવિનદાસ કડવા પાટીદાર છાત્રાલય બંધાવ્યું. આજે કડવા પાટીદાર કેળવણી મંડળ તેનો વહીવટ ચલાવે છે. આ મંડળે સમૂહ લગ્નનો પ્રયોગ સૌથી પ્રથમ ગુજરાતમાં શરૂ કર્યો. આ મંડળના પ્રમુખ વર્ષોથી શ્રી ગોરધનભાઈ બેચરદાસ પટેલ છે.





# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ※ સ્મૃતિ ગ્રંથ



આજ અરસામાં ઈ.સ. ૧૯૩૫ માં મોરબી મુકામે હરીપુરાવાળા સ્વ. લક્ષ્મણભાઈ બેચરભાઈ પટેલ'(ઉધરેજા)ના અથાગ પ્રયત્નોથી કડવા પાટીદાર છાત્રાલય ઊભું કરવામાં આવ્યું. આજે આ છાત્રાલય મોરબીમાં સારી રીતે ચાલે છે.

કચ્છ કડવા પાટીદાર સમાજે પોતાના વિસ્તારના ભાઈઓ માટે ઈ.સ. ૧૯૫૯ માં નખત્રાણામાં કડવા પાટીદાર વિદ્યાર્થી ભવનની સ્થાપના કરી. ગુજરાતનાં છાત્રાલયોમાં આ સૌથી મોટું છાત્રાલય છે.

આ રીતે ગુજરાતના ખૂણેખૂણે છોકરાઓ માટેના છાત્રાલયો ઊભા થયાં ને કેળવણી તરફની ભૂખ સમગ્ર સમાજમાં ફેલાવા લાગી. ગામડાંઓમાં રહેતા પાટીદાર ભાઈઓ પોતાના દીકરાઓને છાત્રાલયમાં મૂકી ભણાવવા લાગ્યા. ત્યાર પછી તાલુકાનાં સ્થળોએ મોટી વસ્તી જ્યાં હતી તેવાં સ્થળોએ હાઈસ્કૂલો બંધાવા લાગી. ત્યાં છાત્રાલયોમાં રહીને કે આજુબાજુથી પગપાળા વિદ્યાર્થીઓ અભ્યાસ માટે જતા પણ આ પ્રમાણ ખૂબ ઓછું હતું. ભણેલી વ્યક્તિઓ સારા સ્થાને નોકરી જતી જોઈને સમાજની બીજી વ્યક્તિઓમાં પોતાનાં બાળકોને ભણાવવાની તાલાવેલી જન્મી. ત્યાર પછી સને ૧૯૪૦ થી ૧૯૬૦ વચ્ચેના ગાળામાં કેળવણીક્ષેત્રે મોટી ક્રાંતિ થઈ. ગુજરાતના પાંચ હજારની વસ્તીવાળા દરેક ગામોમાં હાઈસ્કૂલો બની ગઈ. પોતાના ગામમાં જ હાઈસ્કૂલ બનવાના કારણે છોકરા સાથે છોકરીઓને ભણાવવાનો ઝોક વધવા લાગ્યો. છેલ્લાં વીસ વર્ષમાં છોકરાઓનાં શિક્ષણનું પ્રમાણ વધવાથી ને અભણ છોકરીઓ સાથે લગ્નસંબંધોમાંથી જે પ્રશ્નો સમાજમાં ઊભા થયા તેમાંથી કન્યાકેળવણી તરફ લોકોની નજર ગઈ. 'છોકરીને કયાં હાટ માંડવા છે ?' 'છોકરી ભણે તો બગડે. જેવી ઘર કરી ગયેલી માન્યતાઓ તૂટવા લાગી. ભણેલા છોકરાઓએ ભણેલી પત્નીઓનો આગ્રહ રાખ્યો. અભણ સામે પરણવા માટે તયાર નહિ થવાના લીધે સુખી મા-બાપો પોતાની દીકરીને સારા શિક્ષિત છોકરા સાથે પરણાવવા માટે પોતાની દીકરીઓને ભણાવવાનું શરૂ કર્યું. તેમાંથી છોકરીઓને ભણાવાનો ચીલો શરૂ થયો. પરિણામ સ્વરૂપ છોકરાઓની જેમ છોકરીઓ માટે છાત્રાલયો ઊભાં થવા લાગ્યાં. સને ૧૯૩૨માં છગનભાઈએ કડીમાં કન્યાકુંજ નામનું કન્યા છાત્રાલય શરૂ કર્યું. પણ બે વર્ષ ચાલ્યા પછી તે બંધ થયું. શેઠશ્રી ચંદ્રવદન લશ્કરીના પ્રયત્નોથી ઊંઝામાં ઈ.સ. ૧૯૫૩માં કન્યાકેળવણી મંડળે બહેનો માટેનું છાત્રાલય ઊભું કર્યું. આ છાત્રાલયમાં ગામડાંની દીકરીઓ વધારે ભણવા આવે તે માટે મને તમારી દીકરીઓ આપો તેવી ભીખ શ્રી ચંદ્રવદન લશ્કરી અને બલોલવાળા શ્રી સ્વ. મગનભાઈ બાજીભાઈ પટેલ (દીકરીઓના દાદા) અને શંકરભાઈ રામદાસ પટેલે માગી. શરૂઆતમાં આ છાત્રાલયમાં છોકરીઓ આવતી નહિ જ્યારે આજે ત્યાં જગા નાની પડે છે. આ રીતે સુરેન્દ્રનગરમાં શ્રી ગણેશભાઈ જીવાભાઈ પટેલે ઈ.સ. ૧૯૭૭ માં કન્યા છાત્રાલય સાથે કન્યા-વિદ્યાલય ઊભું કર્યું. ઉપલેટામાં ભોવાનભાઈ ગોકળભાઈ પટેલ કન્યા છાત્રાલય ઈ. સ. ૧૯૭૦ માં, જૂનાગઢમાં બહેનો માટેના છાત્રાલયો શરૂ થયાં. કોલેજમાં ભણતી બહેનો માટેનું છાત્રાલય રાજકોટમાં શરૂ થયું. વિસનગરમાં નાથીબા વિઠ્ઠલભાઈ પટેલ કન્યા-છાત્રાલય શરૂ થયું. ગયા વર્ષથી મોરબીમાં કન્યા-છાત્રાલય અને શ્રી વલ્લભભાઈ કન્યા-વિદ્યાલય શરૂ થયું છે. ભૂજમાં પણ કન્યા-વિદ્યાલયની શરૂઆત થઈ છે. અમરેલી જેવા પછાત વિસ્તારમાં શ્રી રામભાઈ ભૂરાભાઈ કન્યા છાત્રાલયની તૈયારીઓ કરી રહ્યા છે. ચંદ્રાલા જિ. અમદાવાદમાં કડવા પરિવાર ટ્રસ્ટ તરફથી બહેનો માટે કેળવણી સંકુલ ઊભું થઈ રહ્યું છે. આ રીતે સમગ્ર ગુજરાતમાં સારી પ્રગતિ થઈ રહી છે.



શિક્ષણક્ષેત્રમાં પાટીદાર સમાજે નવાં સ્થળો સિદ્ધ કર્યાં છે. સ્વ. પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે ઈ.સ. ૧૯૦૯માં









મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં ગણિત વિષય લઈ પ્રથમ વર્ગમાં પ્રથમ આવેલા. ગણિતમાં અનેક પુસ્તકો લખી સમગ્ર ભારતમાં ગણિતશાસ્ત્રી તરીકેની નામના મેળવી હતી. જ્યારે તેઓનું મૃત્યુ થયું ત્યારે ઇંગ્લેંડની સરકારે તેમના મગજની માગણી કરી હતી. આજે સમગ્ર ગુજરાતમાં પાટીદાર યુવાનો સૌથી વધારે ઇજનેરો અને ડૉક્ટરો છે. ગણિત અને વિજ્ઞાનમાં પાટીદાર યુવકોનું પોતાનું આગવું વિશિષ્ટ સ્થાન છે.

શિક્ષણ ક્ષેત્રે ઉત્તમ કાર્ય કરવા માટે રાષ્ટ્રીય કક્ષાના ઍવોર્ડ શ્રી કલ્યાણભાઈ ગોપાળભાઈ પટેલ (૧૯૬૨) ભૂતપૂર્વ આચાર્ય નૂતન સર્વવિદ્યાલય વિસનગર, સ્વ. નાથાભાઈ નારાયણભાઈ દેસાઈ (૧૯૬૪), ભૂતપૂર્વ આચાર્ય કડી સર્વ વિદ્યાલય, સ્વ. શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ (૧૯૬૫) ભૂતપૂર્વ આચાર્ય જી. સી હાઈસ્કૂલ પિલવાઈ, શ્રી તુલસીભાઈ પટેલ (૧૯૭૦) ગુજરાત રાજ્યનો ઍવોર્ડ, ભૂતપૂર્વ આચાર્ય ગોઝારિયા હાઈસ્કૂલને મળ્યા છે.

## વિવિધ ક્ષેત્રે કડવા પાટીદારોનું પ્રદાન

સાહિત્યક્ષેત્રે સ્વ. પીતાંબર પટેલનું પ્રદાન સૌથી વધારે છે. તેઓએ ગ્રામસમાજનું વિશ્લેષણ કરતી નવલકથાઓ અને નવલિકાઓ લખી ગ્રામસમાજની મોટી સેવા કરી છે. વર્ષો સુધી ગુજરાત સાહિત્ય પરિષદના મંત્રી તરીકે રહ્યા હતા. આ ઉપરાંત શ્રી મોહનભાઈ પટેલે (આચાર્ય, કડી સર્વ વિદ્યાલય) પણ સાહિત્યમાં સારું એવું પ્રદાન કર્યું છે. કવિ તરીકે અને સારા આલોચક તરીકે શ્રી ડૉ. રણજીતભાઈ મોહનભાઈ પટેલ (અનામી)એ સારી સેવા કરી છે. અને શેલાવીના શ્રી રણછોડભાઈ સી. પટેલે (આર. સી. પટેલ) એન્જિનિયર ટેક્નિકલ લાઇનને લગતા અનેક ગ્રંથો લખ્યા છે. જે વિવિધ યુનિવર્સિટી પાઠ્યપુસ્તકો તરીકે ઉપયોગમાં લેવામાં આવ્યા છે.

અમદાવાદના નગરપતિઓ તરીકે શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસે અને ડૉ. સોમાભાઈ સી. દેસાઈએ સેવાઓ આપી છે. શેઠશ્રી નંદલાલ મંછારામ (૧૮૯૦ થી ૧૯૬૮) અમદાવાદના શેર બજારના લગાતાર ૨૦ વર્ષ સુધી પ્રમુખ તરીકે રહી સેવાઓ આપેલી.

રાજકીયક્ષેત્રે કડવા પાટીદારો અખીલ ભારતીય ક્ષેત્ર કોઈ વિશિષ્ટ પ્રદાન કર્યું નથી, પણ વિધાનસભાના સભ્યો તરીકે અને પાર્લમેન્ટના મેમ્બર તરીકે ઘણી વ્યક્તિઓએ અત્યાર સુધીમાં ભાગ લીધો છે. શ્રી રામચંદ્ર અમીન (ગોઝારિયા) પાર્લમેન્ટના સભ્ય તરીકે અને ગાયકવાડ રાજ્યમાં વીજળી પ્રધાન તરીકે સેવાઓ આપી હતી. શ્રી પુરુષોત્તમદાસ રણછોડભાઈ પટેલ (દાસકાકા) પાર્લમેન્ટના સભ્ય તરીકે તેમજ ગુજરાત રાજ્યના ખેતીવાડી પ્રધાન તરીકે કામ કર્યું હતું. સ્વ. ખોડાભાઈ શીવરામભાઈ પટેલ (મણિયારીવાળા) મુંબઈ વિધાનસભાના ડેપ્યુટી સ્પિકર બન્યા હતા અને વિરોધપક્ષના નેતા તરીકે કામ કર્યું હતું. શ્રી જયરામભાઈ પટેલે (કોલકી) ગૃહમંત્રી તરીકે કામ કર્યું હતું. શ્રી બળવંત મનવર (ઉપલેટા) નાયબ શિક્ષણમંત્રી તરીકે કામ કરી રહ્યા છે.

સહકારી ક્ષેત્રે પાટીદાર સમાજનું પ્રદાન ખૂબ જ મોટું છે. વિસનગર મજૂર સહકારી મંડળી અને વિવિધ સહકારી સંસ્થાઓના સ્થાપક તરીકે શ્રી સાંકળચંદ કાળીદાસ પટેલનો ફાળો મોટો છે. શ્રી ડી. કે પટેલ (અમદાવાદ), શ્રી આત્મારામ પટેલ (પ્રમુખ, મહેસાણા જિલ્લા પંચાયત), સહકારી બૅન્કોના ડિરેક્ટરો તરીકે સેવાઓ આપી રહ્યા છે. સાબર ડેરીના ચૅરમૅનપદે શ્રી ભુરાભાઈ ખોડીદાસ પટેલ અને શ્રી ખેમાભાઈ પટેલે વર્ષો સુધી કામ કર્યું છે. શ્રી ગુજરાત ચેમ્બર્સ ઑફ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રિઝના પ્રમુખ સ્થાને શેઠ શ્રી બળદેવભાઈ ડોસાભાઈ પટેલ (સાણંદવાળા) સેવાઓ આપી









રહ્યા છે. મિલમાલિક મંડળના પ્રમુખ તરીકે શ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસે કામ કર્યું છે. પત્રકારત્વમાં શ્રી સાંકળચંદ કાળીદાસ પટેલે 'શ્રમજીવી', પુરુષોત્તમદાસ પટેલ(દાગકાકા)એ 'રાષ્ટ્રધર્મ', શ્રી મગનભાઈ રણછોડભાઈ પટેલે 'સહકાર ઝાંખી' ચલાવેલ, જે આજે બંધ છે. ગુજરાત સહકારી બેંકોના ફેડરેશનના પ્રમુખ તરીકે શ્રી મગનભાઈ રણછોડભાઈએ વર્ષો સુધી સેવાઓ આપી હતી. આજે ગુજરાતની વિવિધ બેંકોમાં ડિરેક્ટરો તરીકે આપણા સમાજની ઘણી બધી વ્યક્તિઓ સેવાઓ આપી રહી છે. ગુજરાતનું એવું એક પણ ખાતું નથી કે જ્યાં આપણો પટેલ ભાઈ ન હોય.

**વેપાર–ઉદ્યોગ ક્ષેત્રે જાગૃતિ**

પાટીદાર સમાજ ફક્ત ખેતી અને પશુપાલનમાં રોકાયો નથી પણ જેમજેમ શિક્ષણ વધ્યું અને નવા જમાનાની હવા લાગી તેમતેમ લોકજાગૃતિ આવીને પોતાના વતનને છોડીને શહેર તરફ વળ્યો. સાથેસાથે ગામડામાં જે લોકોની આજીવિકાનું સાધન રહ્યું નહિ તે લોકો પણ શહેરમાં મજૂરી મળશે તેમ માનીને શહેરની મિલોમાં મજૂર તરીકે કામ કરવા લાગ્યા. તેમાંથી નાનામોટા ઉદ્યોગોમાં જોડાવા લાગ્યા. શરૂઆતમાં પાટીદાર યુવાનો વેપાર અને ઉદ્યોગમાં નોકરી કરતા હતા પણ કુશળ, બુદ્ધિશાળી અને મહેનતુ હોવાથી વેપાર-ઉદ્યોગની દક્ષતા પ્રાપ્ત કરીને સ્વતંત્ર ધંધા ઊભા કર્યા અને આજે સમગ્ર ગુજરાતમાં નાનામોટા વેપાર–ઉદ્યોગમાં તે રોકાઈ ગયો છે.

કડવા પાટીદાર જ્ઞાતિએ પોતાની સૂઝ અને આવડતથી જ્યાંજ્યાં નજર નાખી છે ત્યાંત્યાં તે સફળ નીવડી છે અને જરૂર પડે તે હિંમત અને દીર્ઘદૃષ્ટિ સાથે વિદેશોના પ્રવાસે પણ ગઈ છે.

સમગ્ર એશિયામાં જીરાનું કેન્દ્ર ગણાતા ઊંઝા ગામના અગ્રણી અને ઊંઝાના જીરાના વહેપારમાં પાયાની વ્યક્તિ તરીકે ગણાતા અને વહેપારના નિષ્ણાત હોવાને કારણે "ગુરુ" તરીકે નામના મેળવનાર સ્વ. મોહનલાલ હરગોવનદાસ પટેલ જીરાના વહેપારના વિકાસ અર્થે અને તેની ગુણવત્તાની જાણકારી મેળવવા સારુ આજથી પચાસ વર્ષ પહેલાં ઈરાન વગેરે દેશોનો પ્રવાસ ખેડચો હતો. તેવી જ રીતે રૂની પરખના નિષ્ણાત ગણાતા અને શ્રી મફતલાલ મિલ ઉદ્યોગને એક જમાનામાં રૂ પૂરું પાડનાર અને આપણી ક.પા.ની ૧૮મી પરિષદ લાંભા મુકામે ભરાણી તેના અધ્યક્ષપદે બિરાજનાર શ્રી મણિલાલ લેંગ્ની પણ પચ્ચાસ વર્ષ પહેલાં રૂની જુદીજુદી જાતના અભ્યાસઅર્થે વિદેશ પ્રવાસે જઈ આવેલા હતા.

આજે એવો એક પણ ઉદ્યોગ નથી કે જેમાં પાટીદારો ન હોય કાપડ ઉદ્યોગ, સોના ચાંદીનો ઉદ્યોગ, જીરા-વરિયાળીનો ઉદ્યોગ, લોખંડ ઉદ્યોગ વગેરે વેપારીક્ષેત્રોમાં તેણે કબજો જમાવ્યો છે. સૌરાષ્ટ્રના પાટીદારો ખાંડ, ખાંડસરી અને તેલ ઉદ્યોગમાં અગ્રેસર રહ્યા છે. કચ્છના કડવા પાટીદારોએ તો સો મિલ્સ ઉપર પોતાનું આગવું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છે. ભારતમાં કોઈ પણ જગ્યાએ સો મિલ્સ જોવા મળે તો તે કચ્છ કડવા પટેલની જ હોય. સમગ્ર ભારતમાં ૮૦૦૦ થી વધારે સો મિલ્સ કચ્છ કડવા પાટીદારોની છે.

સૌપ્રથમ રા. બ. બહેચરદાસ લશ્કરીએ અમદાવાદમાં એક સદી પહેલાં ઈ.સ. ૧૮૬૫માં કાપડની મિલ શરૂ કરી અને કાપડ-ઉદ્યોગમાં તેમણે પહેલ કરી. શેઠ શ્રી હરિવલ્લભ કાળીદાસે (અંબિકા મિલવાળા), શેઠશ્રી મફતલાલ ગગલદાસ (૧૮૭૩–૧૯૪૪) ભારતમાં અંબિકા મિલ શરૂ કરી. શ્રી મફતલાલ ગગલદાસે (૧૮૭૩–૧૯૪૪) ભારતના ખ્યાતનામ ઉદ્યોગપતિ તરીકે ભારે નામના મેળવી છે. શેઠ શ્રી મોહનલાલ હરગોવનદાસ બીડીવાળાએ બીડી ઉદ્યોગમાં ભારતભરમાં મોખરાનું સ્થાન મેળવ્યું છે. શેઠ શ્રી ચંદુલાલ માધવલાલના કુટુંબે કેમિકલ્સનું સેલ્યુલોઝ પ્રોડક્ટ ઑફ ઇન્ડિયા નામનું કારખાનું શરૂ કર્યું. શેઠ શ્રી નટવરલાલ ભીખાભાઈએ કલોલમાં ભારતવિજય મિલ ખરીદીને તેનો વિકાસ કર્યો. આ રીતે મોટા ઉદ્યોગપતિઓ તરીકે કાબેલિયત દાખવીને વિવિધ પ્રકારના ઉદ્યોગોમાં કડવા પાટીદારોએ અગ્રસ્થાન મેળવ્યું છે.



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ✽ સ્મૃતિ ગ્રંથ



વૈજ્ઞાનિક ધોરણે ખેતી અને પશુઉછેર ક્ષેત્રે શ્રી ભુરાભાઈ ખોડીદાસ પટેલ (પંચવટીવાળા) જેવા કેટલાક નિષ્ણાત ખેડૂતોએ કૃષિક્ષેત્રે ઘણી સારી પ્રગતિ કરી. આ કૃષિ કોમને, ખેડૂત કોમને માર્ગદર્શન આપ્યું છે. સૂકી ખેતીને બદલે સિંચાઈની સુવિધાઓ વધવાને લીધે કૃષિક્ષેત્રે ઘણી સારી પ્રગતિ કરવાની દિશામાં પટેલ સમાજે ઘણું ભારે પ્રદાન કર્યું છે અને ગુજરાતની સમૃદ્ધિમાં અસાધારણ વધારો કર્યો છે.

ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે પાટીદાર યુવાનોએ અને યુવતીઓએ ખૂબ સારી પ્રગતિ કરી છે અને વિદેશોમાં જઈને જે-તે વિષયના નિષ્ણાત બન્યા છે. કોઈએ તબીબી ક્ષેત્રે, તો કોઈએ એન્જિનિયર ક્ષેત્રે, કોઈએ વિજ્ઞાન-ક્ષેત્રે, કોઈએ નવા ઉદ્યોગો પ્રસ્થાપિત કરવાના ક્ષેત્રે કુશળતા દાખવી છે. જેને પરિણામે પાટીદાર સમાજની એક નવી અસ્મિતા ઊભી થઈ છે.

ગુજરાત અને ભારતમાંનું એવું એક પણ ક્ષેત્ર નથી કે જ્યાં આપણા સમાજની વ્યક્તિનો પ્રવેશ ન થયો હોય. પાટીદારોએ ખેતીમાં જ નહિ પણ વિવિધ ક્ષેત્રોમાં પ્રવીણતા પ્રાપ્ત કરી છે. ગુજરાતની સહકારી સંસ્થાઓમાં, બેન્કોમાં ડાયરેકટરો, ગુજરાત માર્કેટિંગ યાર્ડને ગંજબજારો ઉપર પાટીદારોનું વર્ચસ્વ છે. ભારતનું ઊંઝાનું મશહૂર ગંજબજાર પાટીદારોના હાથમાં છે. કોઈ પણ વેપાર હોય ઘઉં, બાજરી કે જીરા-વરિયાળીનો હોય કે ઈસબગુલનો હોય પણ બધે જ પાટીદારો જોવા મળે છે. કરિયાણા બજાર, મિઠાઈ બજાર, કાપડ બજાર, લાટી બજાર બધે જ પાટીદારો જ પાટીદારો છે. બિલ્ડિંગ કોન્ટ્રાકટરોમાં પણ તેઓ પાવરધા છે. આ રીતે દરેક ક્ષેત્રમાં પાટીદાર જ્ઞાતિનો નોંધપાત્ર પ્રવેશ થઈ ચૂક્યો છે. કારણકે પાટીદારે જે કામ હાથમાં લીધું ત્યાં તે પૂરી તાકાત લગાડી, આંતરસૂઝનો ઉપયોગ કરી સફળતા પ્રાપ્ત કરી લે છે. તે કદી મહેનતથી થાકતો નથી કે પાછી પાની કરતો નથી.

સૈકા પહેલાં, દેશમાં ટેક્ષટાઈલ્સ ઉદ્યોગમાં પ્રવેશી એક મહત્ત્વનું-ગૌરવમય પ્રદાન પ્રકરણ રચાયું છે તેમ અકીક ઉદ્યોગમાં પણ ગુજરાતનો પાટીદાર આગળ પડતાં રહ્યો છે. અને આ અકીક ઉદ્યોગમાં પ્રવેશવા માટે તેને મુસલમાન જ્ઞાતિ સાથે સંઘર્ષમાં પણ ઊતરવું પડેલું છે. ૧૯ માં સૈકા પહેલાં ખંભાતના અકીક ઉદ્યોગ ઉપર મુસ્લિમ જ્ઞાતિનું વર્ચસ્વ હતું અને તે તે સમયે ખંભાત આપણા દેશનું મહત્ત્વનું બંદર હતું પણ તે અકીક ઉદ્યોગ ઉપરના મુસ્લિમોના વર્ચસ્વને કણબી જ્ઞાતિના કારીગરોએ પડકાર્યા હતા. ખેડા અને અમદાવાદ જિલ્લાના કણબીઓએ સને ૧૮૧૮ બાદ એટલેકે ગુજરાતમાં બ્રિટિશ શાસન સ્થપાયા પછી ખંભાતમાં અકીક પથ્થરોમાંથી વિવિધ ચીજો બનાવવાનાં હુન્નર અપનાવ્યો એટલું જ નહિ પણ થોડાં જ વર્ષોમાં તેમણે આ કાર્યમાં એટલી બધી કુશળતા પ્રાપ્ત કરી કે તેનો વિરોધ મુસ્લિમોને કરવો પડયો અને મુસ્લિમ જ્ઞાતિના કારીગરોએ ખંભાતના નવાબ બંદેઅલીખાનને કણબી કારીગરોને આ ધંધો છોડી દેવાનું ફરમાન કાઢયું અને નવાબના ફરમાનથી કણબી કારીગરો ગભરાઈ ગયા અને નથુ નાગર અને જયરામ ભાણા નામના કારીગરોએ ખેડા જિલ્લાના કલેકટરને ફરિયાદ કરી અને કલેકટર અને નવાબના પત્ર વહેવાર પછી કલેકટરે તે સમયે બંને પક્ષને સાંભળ્યા પછી તેને કણબી કારીગરોને અકીક ચીજોનું ઉત્પાદન કરવાની છૂટ આપી. અને આ રીતે કણબી કારીગરોએ અકીક ઉદ્યોગમાં પણ પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. અને આ રીતે ગુજરાતના પાટીદારો નવા-નવા ઉદ્યોગો તરફ જતા હતા તેમતેમ તે બજાર પણ સર કરતા હતા. ઓગણીસમી સદીના અડધા વર્ષમાં પાટીદારોએ કાચના ઉદ્યોગમાં પણ પ્રવેશ કર્યો. અને આપણી જ્ઞાતિના એક વખતના આગળ પડતા આગેવાન નાગરિક શ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તકતાવાળાએ છૂટક કાચનો વહેપારકરતાં કરતાં કાચના ઉદ્યોગમાં ઝંપલાવ્યું અને આજે ભારતભરમાં શ્રી વલ્લભ ગ્લાસ વર્કસ એ કાચના ઉદ્યોગમાં એક આગળ પડતું નામ જાહેર થયું છે.

# માતાજીના આંગણે બાર વર્ષે આવતાં લગ્નોનો અંત

### શ્રી ઉમિયામાતાજી સંસ્થાન

શ્રી ઉમિયામાતાજીના મંદિરની સ્થાપના અંગે કેટલીક દંતકથાઓ પ્રચલિત છે. આ વિભાગની શરૂઆતમાં જે દંતકથાઓ છે, તે દંતકથાઓ ચમત્કારો સાથે સંકળાયેલી હોવાથી ને તે અંગે કોઈ ઐતિહાસિક માહિતી નહિ મળવાથી તે સ્વીકારી શકાય એમ નથી.

શ્રી ઉમિયામાતાજીના મંદિરની સ્થાપના ઈ.સ. ૧૫૬ માં શ્રી રાજા વ્રજપાલજીએ કરી, એ હકીકત ઐતિહાસિક છે. મૂળ વાત એવી છે કે ઈસવી સનની પ્રથમ શતાબ્દીના અંત ભાગમાં માળવા પ્રદેશ પાસે આવેલા માધાવતી નગરમાં કુર્મીઓનું રાજ્ય ચાલતું હતું. સૌરાષ્ટ્રના ગિરનારમાં ક્ષત્રિય રાજા જયદામાના સમયમાં મહેત દેશના રાજા ચંદ્રસેને માધાવતી પર ચડાઈ કરી. માધાવતીના કુર્મી રાજા વ્રજપાલજીને હરાવી માધાવતીનું રાજ્ય જીતી લીધેલું. આથી રાજા વ્રજપાલજી માલ-મિલકત અને રસાલો લઈ માતાના શ્રાદ્ધ માટે સિદ્ધપુર (શ્રી સ્થળ) આવેલા. આ સમયે કુર્મી રાજા વ્રજપાલને પંજાબમાંથી સ્થળાંતર કરી આનંત પ્રદેશમાં વસેલા કુર્મી જ્ઞાતિબંધુઓ મળ્યા ન હતા. અને અહીં જ રોકાઈ જવા આગ્રહ કરેલો. આ આનંત પ્રદેશમાં કોઈનું રાજ્યશાસન નહિ હોવાને લીધે રાજા વ્રજપાલજી પોતે શિવભક્ત હોવાથી આ ગામમાં પોતાની દેવી તરીકે શ્રી ભગવાન શંકરની પટ્ટરાણી ઉમિયાદેવીની સ્થાપના કરી મંદિર બંધાવેલું. જેને તે સમયના કડવા કુર્મીઓએ ઉમિયા-દેવીને પોતાની કુળદેવી તરીકે સ્થાપિત કરી પૂજા-અર્ચના કરવા લાગ્યા.

આ વિસ્તારના સઘળા કુર્મીઓ શ્રી ઉમિયાજીને કુળદેવી માનીને વારંવાર યાત્રા, બાધા, પૂજન, અર્ચન, નૈવેદ્ય વગેરે કરવા આવતા. કડવા પાટીદારોના હૃદયમાં અહોભાવ હતો. પૂરી શ્રદ્ધા હતી. માતાજીને સાક્ષાત્ દેવી સમજતા હતા. વનરાજ ચાવડાના જમનામાં એટલેકે ઈ.સ. ૭૪૬ની આસપાસ ઉમિયામાતાજીમાં સામૂહિક લગ્નોની શરૂઆત થઈ તેવાં પ્રમાણો મળે છે. કુમારપાળ પ્રબંધમાં જણાવવામાં આવ્યું છે કે, સિંહરાજના ધર્મ-પુત્ર ચાહટે બિંબેસ ઉપર ચઢી આવી તેને ઘેરો ઘાલ્યો ત્યારે તેમાં ૭૦૦ કન્યાઓનાં લગ્ન થતાં હતાં. લગ્ન પૂરાં થાય ત્યાં સુધી તે ગામની બહાર ઘેરો નાખીને પડચો. કડવા કણબીઓમાં બારબાર વર્ષે લગ્નો આવે છે. આથી સામટી કન્યાઓ પરણાવવી પડે છે કુમાર-પાળના જમાનામાં સમૂહ લગ્નો થતાં હતાં એવાં પુરાવાઓ મળે છે. આ સમૂહ લગ્નોની શરૂઆત કયારે થઈ તેની ચોક્કસ સાલ મળતી નથી, પણ વનરાજ ચાવડાના સમયમાં સમૂહ લગ્નો શરૂ થયાં હશે, તેવાં પ્રમાણો મળે છે. વનરાજ ચાવડાનો પ્રધાન ચાંપરાજે સમૂહ લગ્નની શરૂઆત કરાવી છે. ચાંપરાજે કેવી યુક્તિ-પ્રયુક્તિથી સમૂહ લગ્નની શરૂઆત કરાવી તેનો ઉલ્લેખ આ ગ્રંથમાં આગળ બતાવવામાં આવ્યો છે.

કુમારપાળ અને વનરાજના સમયમાં કડવા પાટીદાર લોકોનો સમૃદ્ધિનો કાળ હતો. મંદિરનો પણ તે વખતે સારો વિકાસ થયો હતો. પણ ઈ.સ. ૧૨૯૭ પછી ગુજરાતમાં મુસ્લિમોનું આગમન શરૂ થયું. મુસ્લિમોના રાજ-અમલ દરમિયાન કણબીઓની પડતી થઈ. ગુજરાતનાં દેવાલયો ઉપર આફત ઊતરી આવી. મુસ્લિમોએ ધન પ્રાપ્તિ માટે જગ મશહૂર દેવાલયો જેવાં કે સોમનાથનું મંદિર તોડી નાખ્યું. આ સમયે કણબીઓમાં ભારે ચિંતા ને વિમાસણ ઊભી થઈ. બધાંને એમ થયું કે મુસલમાનો અહીં આવશે અને માની મૂર્તિને ખંડિત કરી નાખશે. કણબી કુળના કેટલાક આગેવાનો ભેગા થયા અને માની મૂર્તિને ત્યાંથી ઊઠાવીને બીજે સંતાડવા વિચાર કરવા લાગ્યા. પણ તેમ ન કરતાં મંદિર જે સ્થિતિમાં









હતું તે જ સ્થિતિમાં રાખ્યું. તેમાં કોઈ પ્રકારના ફેરફારો મુસ્લિમ કાળ દરમિયાન કર્યા નહિ. તેના ઘણા ભાગો તૂટી ગયા હતા; પણ તેને સમરાવ્યા નહિ. તેનું મુખ્ય કારણ એ હતું કે મુસ્લિમો હિંદુઓનાં સારાં મંદિરોને તોડતા હતાં. લગભગ ઈ.સ. ૧૮૪૦ સુધી આ મંદિર ઈંટ અને ચૂનાવાળું જ રહ્યું જ્યારથી મુસ્લિમ રાજ્યનું પતન થયું ને અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યું. દેશમાં લૂંટારા વગેરેનો દોર તદ્દન નાશ પામ્યો, અને સર્વત્ર શાન્તિ વ્યાપી રહી ત્યારે કુળદેવી શ્રી ઉમિયામાતાજી પ્રત્યે ફરીથી લોકોમાં ભાવના જાગી. દેશ-પરદેશમાં રહેતા કુર્મીભાઈઓએ યાત્રાઓ શરૂ કરી. જે કુર્મીભાઈઓ યાત્રા માટે આવતા હતા તેઓ જર્જરિત થઈ ગયેલાં માના મંદિરનાં દર્શન કરતા હતા ત્યારે તેઓનાં હૃદયમાં જીર્ણોદ્ધાર કરવાની ઇચ્છા જાગતી હતી. મંદિર સુધરાવવું જોઈએ તેવી વાતો કરતા હતા. પણ જીર્ણોદ્ધાર કરાવે કોણ? જ્યાં સુધી કોઈ આગળ પડી કાર્ય કરનાર ન મળે ત્યાં સુધી આવાં સાર્વજનિક કોઈ પણ કામ થઈ શકતાં નથી. આ રીતે જ્ઞાતિભાઈઓની દેવળ સુધરાવવાની તીવ્ર ભાવના ઈ.સ. ૧૮૬૦માં ફળી.

**ડો. બર્જેસ** જણાવે છે કે, હાલનું મંદિર ઘણું મોટું છે. હાલ તેને બંધાવ્યે ૪૦–૫૦ વર્ષ થયાં હશે. મંદિરની આસપાસ ઊંચો ઈંટથી ચણી લીધેલો કોટ છે. ખૂણાઓ પર ગોળ અને બાજુમાં બહાર પડતી બારીઓ આવેલી છે. બાંધણીમાં જૈન ધર્મને મળતું આવે છે. કેટલોક ભાગ અધૂરો હોય એમ જણાય છે. કેટલેક ઠેકાણે આરસ જડેલા છે. કેટલેક ઠેકાણે આરસ જડવાના રહી ગયા છે. મંદિરમાં એક ઠેકાણે ભોંયરામાં જવાનો રસ્તો છે. મંદિર પૂર્વાભિમુખ છે. ઉત્તર અને દક્ષિણ તરફ પણ મંડપ છે. આ મંડપના થાંભલાની વચ્ચે જન મંદિરોની માફક તોરણ યા કમાન મૂકેલી છે. તોરણ અને થાંભલાનું કામ ઘણું સરસ છે. માતાનું સ્થાનક એક નાનો ઓરડો છે. બૌદ્ધ અને જૈન સંપ્રદાયોમાં જોવામાં આવતો સુખ અને માનશુકન બતાવનાર સાથીઓ અથવા સ્વસ્તિક તેમાં જોવામાં આવે છે. મંદિરમાં પેસતાં જ જમણી બાજુએ ભૈરવ અને ડાબી બાજુએ ગણપતિની મૂર્તિઓ જોવામાં મળે છે. અંદરના ભાગમાં રૂપાની ભૂમિ પર બે ફીટ ઊંચી ઉમિયાજીની પ્રતિમા છે. તેમના પર રૂપાના થાંભલાવાળું છત્ર છે. તેમની પાછળ આરસા જડેલા છે. ઉમયા દેવીની પૂજા એક મોઢબ્રાહ્મણ કરે છે. ડોકટર બર્જેસના કહેવા પ્રમાણે ‘ છેલ્લા લગ્નથી અગિયારમું વર્ષ બેસતાં કેટલાક બ્રાહ્મણગોર, જોશી અને વંશપરંપરાથી ગણાતા આવેલા બે મુખ્ય પટેલો માતાજીના મંદિરે આવે છે. ઉમિયાજીની પૂજા કરે છે અને ચંડીપાઠ કર્યા પછી આવતાં લગ્ન આ વર્ષે લેવાં કે આવતે વર્ષે તેનો નિર્ણય કરવા માટે ચિઠ્ઠીઓ નાંખે છે. આ કર્યા પછી જોશીઓ જ્યોતિષની ગણતરી મુજબ ચોક્કસ દિવસ ઠરાવે છે અને હંમેશાં માર્ચથી મે એટલે ચૈત્ર, વૈશાખ કે જેઠમાં લગ્નનો દિવસ નક્કી થાય છે. આનું કારણ એમ છે કે ઘણુંખરું આ વખતમાં ખેતીના કામમાં કણબીઓ રોકાયેલા હોતા નથી. આ સિવાય જેઓ મંદવાડ યા બીજા કારણથી તે દિવસે પોતાની કન્યાનાં લગ્ન ન કરી શકે તેમને માટે ઠરાવેલ લગ્નથી આશરે એક પખવાડિયા પછી બીજો દિવસ ઠરાવી આપવામાં આવે છે. લગ્ન કાઢ્યાની ખુશખબર સર્વ ઠેકાણે પહોંચાડવા માટે બ્રાહ્મણ કંકોતરિયાને મોકલવામાં આવે છે. જ્યાં તેમનો સારો સત્કાર થાય છે, જે અમદાવાદ જાય છે તેમનો અસારવાના પટેલ તરફથી મોટી ધામધૂમ સાથે આદર–સત્કાર કરવામાં આવે છે. અહીં આ ખબર બહાર પાડવા માટે એક સારો દિવસ ઠરાવવામાં આવે છે. તે દિવસે સૌ દાદાહરીની વાવ પાસે ભેગા થાય છે, ત્યાં ગણપતિ અને માતાજીની યથાવિધિ પૂજા કરવામાં આવે છે. તે પછી પટેલ કંકોતરી ખોલે છે અને વાંચે છે. આ પછી બ્રહ્મભોજન થાય છે અને આસપાસ બીજે સ્થળે જ્યાં કડવા જ્ઞાતિના લોકો રહેતા હોય ત્યાં કંકોતરીઓ મોકલવામાં આવે છે. ચાલીસ દિવસ સુધીની કન્યા પરણાવી દેવી જ જોઈએ એવો







ઠરાવ છે. કન્યાને વર ન મળે તો બાંહ્યવર કરી પરણાવે છે. આ માટે બાંહ્યવરને વખતે પૈસા પણ આપવામાં આવે છે. બાંહ્યવર એટલે કહેવાતો અમથો વર-બાંહ્યવર સાથે લગ્ન થયા પછી કન્યાનો વર મરી ગયો હોય એમ સમજવામાં આવે છે અને તેને ફરી ઠામ બેસાડવામાં આવે છે. કદાચ આમ પણ ન બને તો ફૂલના દડાની સાથે લગ્ન કરવામાં આવે છે ને પછી ફૂલના દડાને કૂવામાં નાંખી દેવામાં આવે છે. એટલે તેનો વર મરણ પામ્યો સમજી તેને ફરી ઠામ બેસાડવામાં આવે છે.

મિ. ઇલિયડના લખવા મુજબ ઊંઝાનો મુખી દર દસ યા બાર વર્ષે બે પ્રકારની ચિઠ્ઠીઓ બનાવે છે. એકમાં તે વર્ષે લગ્ન લેવું અને બીજામાં ન લેવું એવું લખેલું હોય છે. ચિઠ્ઠીઓની ઢગલી માતાજી આગળ મૂકવામાં આવે છે. અને નાનાં બાળકોને તેમાંથી થોડી ઉપાડવા માટે પસંદ કરવામાં આવે છે. ત્રણ વખત આવી રીતે કરવામાં આવે છે. અને પછી ચિઠ્ઠીઓ ખોલવામાં આવે છે. અને પછી ચિઠ્ઠીઓની મોટી સંખ્યા હા તરફ હોય છે તો માતાજીએ તે વર્ષમાં લગ્ન કરવા રજા આપી એમ સમજવામાં આવે છે. ઘણે ભાગે હા જ આવે છે. દરેક ઠેકાણે જ્યાં જ્ઞાતિના લોકો વસતા હોય છે ત્યાં આ ખબર પહોંચાડવામાં આવે છે. આ પછી કયે એક દિવસે સઘળાં લગ્ન કરવાં એ દિવસ ઠરાવવામાં આવે છે અને તે દિવસ જાહેર થયા પછી છોકરાનાં મા-બાપ સગપણ કરવા મચી પડે છે. લગ્નની એક શરત જણાવા જેવી છે. તે શરત વરનાં માતા-પિતાએ પાળવી જોઈએ તે એ કે 'તેઓએ પોતાની છોકરી અથવા સગાંવહાલાંની છોકરી કન્યાના ભાઈને યા બીજા તેના સગાંસાંના છોકરાને પરણાવવી. કોઈ પણ કારણથી વરનાં માતા-પિતા આ શરત પાડી ના શકે તો તેઓ કન્યાનાં માતા-પિતાને અમુક રકમ આપે અથવા છોકરાને પહેલી છોકરી થાય તે આપવાનું કબૂલ કરે. બધાં લગ્નો એક જ દિવસે થતાં હોવાથી ખર્ચ પણ થોડું થતું હોવું જોઈએ. કદાચ આ કારણથી જ એકીવખતે લગ્ન કરવાનો રિવાજ ઘણું કરીને નીકળ્યો હશે. વરને ઘોડે ચઢાવી મહોલ્લાઓમાં ફેરવવાનો રિવાજ હતો. પણ ગામડાંમાં આ એકીવખતે થતાં લગ્નો માટે પૂરતી સંખ્યામાં ભાગ્યેજ ઘોડા મળી શકે માટે વરને ગાડામાં બેસાડવામાં આવતો. આગળ વાજિંત્ર વગાડતા ને મહોલ્લે-મહોલ્લે આવો વરઘોડો ફેરવતા.

ફૂલના દડાની વિધિ વિશે લખતાં મિ. ઈલિયડ જણાવે છે કે જ્યારે વર મળતો નથી ત્યારે તેને બદલે એક ફૂલનો દડો મૂકવામાં આવે છે, ને લગ્નક્રિયા ચાલુ કરવામાં આવે છે. બીજે દિવસે જ્યારે દડાના ફૂલ કરમાવાનાં શરૂ થઈ જાય છે ત્યારે તેને કૂવામાં નાંખી દેવામાં આવે છે, ને કન્યા રાંડી એમ માનવામાં આવે છે. લગ્નના દિવસે બ્રાહ્મણોને તડાકો પડે છે અને કહે છે કે એક બ્રાહ્મણ એક રાતમાં સો-સો વરકન્યા પરણાવે છે.

**લગ્ન લેવાવા બાબત અમદાવાદથી મળેલી હકીકત**

પ્રથમ ઊંઝાના પટેલવાળા તથા બહેચરદાસવાળા ઊંઝામાં ભેગાં થાય છે. પછી સિદ્ધપુરવાળા ગોરને બોલાવવામાં આવે છે. રૂસાવત તથા મોલ્લોતના બે પક્ષ ભેગા થાય છે. ભેગા થયેલા માણસો ગોરને લગ્નના મુહૂર્તની ચિઠ્ઠીઓ કાઢવાનું કહે છે પછી માતાના દેવળમાં ત્રીસ પાટલા નંખાય છે. પછી લગ્નનો દિવસ ગોર જે નક્કી કરી આપે છે તે તારીખ કંકુના પડામાં નાંખી તે પડો માતાજી આગળ મૂકવામાં આવે છે. પછી માતાજીના દ્વાર બંધ કરવામાં આવે છે. ગોર પણ અંદર રહે છે. એક કલાક પછી ગોર બહાર નીકળે છે અને નજરમાં આવે તેને તે બીડો તે આપે છે. આ બીડો જે પક્ષને આપવામાં આવે છે તે અમદાવાદ અસારવામાં લાવે છે. સૌ દાદાહરિની વાવ આગળ ભેગા થાય છે. વાંચતી વખતે નાતનો ત્રવાડી ચાર જણને ચાંલ્લા કરે છે. આ સિવાય રિવાજ મુજબ કડી-પાટણના બ્રાહ્મણને બોલાવી બીજે









ઠેકાણે પણ કંકોતરીઓ પહોંચાડવામાં આવે છે. તેનું ખર્ચ પડો લાવનાર આપે છે. આ પછી માતામાં માણેકસ્તંભ રોપાય છે ને માતામાં ડોસો-ડોસી પરણે છે. લગ્નનો ભાર આ ડોસા-ડોસી ઉપર રહે છે. ડોસા–ડોસીનાં લગ્ન પછી જ બીજાં લગ્ન થાય છે. પરંપરાથી એક જ નક્કી કરેલ માણસના ઘરનાં ડોસા–ડોસી પરણે છે. આ જોડું હમેશાં એક જ રહે છે. તેને એક જ પુત્ર હોય છે. તેનું એક ઘરનું બીજું ઘર થતું નથી. માણેકસ્તંભ ઘડનાર સુથાર પણ એક મુકરર ઘરનો જ હોય છે. માણેકસ્તંભ એક આખા ખીજડાના લાકડાનો મોટો બનાવવામાં આવે છે. તેમાં સાંકળો વગેરે સારી રીતે કોતરવામાં આવે છે.

ઊંઝા ગામના મૂળ વતની તરીકે ત્યાંના કડવા-કણબીની રૂસાવત અને મોલોત બે શાખાઓ લગ્ન વગેરે બાબતમાં આગળ પડતો ભાગ લે છે. આ શાખાના આગેવાન ગૃહસ્થો ભેગા થઈ અમુક વર્ષમાં માતાજીની આજ્ઞા થાય તો લગ્ન લેવું એમ ધારે છે. અને લગ્ન કરવું કે નહિ તે બાબત માતાજીમાં ચિઠ્ઠીઓ નંખાય છે. ત્યાર પછી લગ્નનું મુહૂર્ત જોનાર સિદ્ધપુરના બ્રાહ્મણ જે 'ભટ'ની શાખાથી ઓળખાય છે. તેમને ગામ તરફથી દર વર્ષે બોલાવવામાં આવે છે. તેઓના ૭૫–૧૦૦ માણસ ઊંઝા આવે છે અને લગ્નનાં મુહૂર્ત કાઢે છે. અમુક સાલમાં જ્ઞાતિને અનુકૂળ પડતાં એકાદ બે લગ્ન કાઢી તેની ચિઠ્ઠીઓ કુમારિકાઓ પાસે નંખાવે છે. તેમાંથી જે ચિઠ્ઠીનું લગ્ન આવે છે તે મુકરર થાય છે.

પટેલ લોકો વગેરેના કહેવામાં એમ પણ છે કે રૂસાવત મોલોત શાખાઓના આગેવાન ગૃહસ્થો પૈકી એકને શ્રી માતાજી સ્વપ્ન દ્વારા અગર બીજા કોઈ શુભ શુકન દ્વારા અમુક વર્ષમાં લગ્ન લેવાનો હુકમ આપે છે. ત્યાર પછી તે માણસ આગેવાન ગૃહસ્થોને ભેગા કરી સર્વનો અભિપ્રાય લઈ માતાજીનાં ચરણારવિંદ આગળ કુમારિકાઓ પાસે ચિઠ્ઠીઓ નંખાવી રજા માગે છે. આ માતાજી તરફથી રજા મળે તો ઉપર જણાવેલા બ્રાહ્મણો સિવાય પરગામથી બીજા કોઈને જાહેર રીતે બોલાવવામાં આવતાં નથી.

અમુક લગ્ન નિરધારી તેની બે લગ્નપત્રિકાઓ લખી કંકુના પડામાં નાંખી માતાજીના મંડપમાંથી રૂસાવત અને મોલોત શાખાના અગ્રેસરો પોતાના ચોરા આગળ લઈ જાય છે. પછી તે અમુક માણસને ત્યાં સર્વાનુમતે વધાવવામાં આવે છે. બાદ ઊંઝા તળના તેમજ મૂળ ઊંઝાના પણ બહારગામ જઈ વસેલા બ્રાહ્મણો જેઓ 'પાટણવાળા' કહેવાય છે તેઓ જુદી-જુદી જગાએ પોતાના વારા મુજબ લગ્નપત્રિકાઓ તથા પોતાના અસલ વખતનાં લગ્નના ચોપડા લઈ લગ્ન વધાવવા ગામેગામ નીકળે છે. પ્રથમ લગ્ન અમદાવાદમાં અસારવા ખાતે વધાવવામાં આવે છે. તે પછી ઊંઝાથી બીજે સ્થળે બ્રાહ્મણો લગ્ન વધાવવા નીકળે છે.

**બાર વર્ષે આવતાં સામૂહિક લગ્નોનો અંત**

શ્રી ઉમિયામાતાજીના મંદિરમાં સમૂહ લગ્નોત્સવની શરૂઆત વનરાજ ચાવડાના વખતમાં શરૂ થઈ, એટલે ઈ.સ. ૭૪૬થી ૭૫૦ વચ્ચેના કોઈ સમયે થઈ હશે એવું અનુમાન છે. ને આ લગ્નો સંવત ૧૯[illegible] સુધી ચાલ્યા ને ત્યાર પછી શ્રી માતાજીના મંદિરે સમૂહ લગ્નોનો કાર્યક્રમ બંધ પડ્યો. તેનાં મહત્ત્વનાં કારણો નીચે મુજબનાં હતાં:

(૧) બાર–બાર વર્ષે થતાં સમૂહ લગ્નોમાં બાળ-લગ્નો થતાં હતાં. બાળલગ્નોના કારણે સમાજમાં અનેક પ્રકારની સમસ્યાઓ ઊભી થઈ ચૂકી હતી. એક બાજુ અંગ્રેજ સરકારની અસરો સમગ્ર દેશ ઉપર થઈ રહી હતી. લોકોમાં સમજણ વધતી જતી હતી ને શિક્ષિત લોકોને ખ્યાલ આવી ગયો હતો કે, બાળલગ્નો એ સારી પ્રથા નથી, તેનો વિરોધ કરવો જોઈએ. સમગ્ર શિક્ષિત સમાજમાં એક હવા બાળલગ્નના વિરોધની જામતી જતી હતી. સુધારાવાળાઓએ આનો ખુલ્લો વિરોધ શરૂ કર્યો અને બીજી બાજુ (૨) શ્રી સયાજીરાવ ગાયકવાડે 'બાળલગ્ન પ્રતિબંધકનો ધારો'નો કાયદો કર્યો. આ કાયદાની વ્યાપક અસરો થઈ. શ્રી સયાજીરાવ ગાયકવાડના વસ્તારમાં ઊંઝા માતાજીનું સંસ્થાન આવી જતું હતું ને ગાયકવાડના કાયદાના વિરોધમાં સામૂહિક રીતે લગ્ન









કરવા મુશ્કેલ હતાં. તદુપરાંત જે વર્ષે કાયદો આવ્યો તે જ વર્ષમાં ૧૨ વર્ષનાં સમૂહ લગ્નો થવાનાં હતાં. આ એક મોટી મૂંઝવણ સૌને સતાવી રહી હતી. આ માટે કેટલીક જ્ઞાતિના આગેવાન ભાઈઓ મળ્યા ને શ્રી શેઠ બહેચરદાસ લશ્કરીની લાગવગનો ઉપયોગ કરી બાળલગ્નનો કાયદો હળવો કરવા ગાયકવાડને દબાણ લાવવા કહ્યું. શ્રી સયાજીરાવ ગાયકવાડને રૂબરૂ મળ્યા અને ચાલુ સાલે જ સમૂહ લગ્નો છે, જે બાર વર્ષે આવ્યાં છે, તમારા કાયદાથી અમે મુશ્કેલીમાં મુકાઈ જઈશું', જેથી આટલી વખતે અમને છૂટ આપો.'

જ્ઞાતિબંધુઓની વિનંતી શ્રી સયાજીરાવ ગાયકવાડે માન્ય રાખીને ચાલુ સાલ પૂરતી ફક્ત કડવા-કણબી જ્ઞાતિને આ કાયદામાંથી મુક્તિ આપી. શ્રી સયાજીરાવ ગાયકવાડની ઉદાર વૃત્તિથી જ્ઞાતિબંધુઓ ખુશ થયા ને લગ્નના મુહૂર્તની વિધિમાં પડ્યા. પણ જે વિસ્તાર ગાયકવાડના શાસન નીચે આવતો ન હતો તે ભાઈઓ તો ગાયકવાડના બાળલગ્ન પ્રતિબંધક કાયદાથી ખુશ થયા હતા. જ્યારે તેઓએ જાણ્યું કે શ્રી સયાજીરાવે આમાં છૂટ આપી છે ત્યારે તેઓએ શ્રી સયાજીરાવ ઉપર દબાણ લાવ્યા ને કાયદો કડક બનાવવા સૂચનો કર્યાં. પાટડી, વિરમગામ, સૌરાષ્ટ્ર તરફના ભાઈઓએ બાળલગ્ન પ્રતિબંધક ધારાને ટેકો આપ્યો.

આમ થવાથી સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિમાં મોટી મૂંઝવણ ઊભી થઈ, તદુપરાંત સુધારાવાદીઓએ બાળલગ્નો સામે કાગારોળ કરી મૂક્યો હતો, ને માતાજીમાંથી કાઢવામાં આવતું મુહૂર્ત તૂત છે, ખોટું છે, અંધશ્રદ્ધામાં વધારો કરનારું છે તેવી હવા ફેલાવી.

( ૩ ) આ સમયના ગાળામાં લગ્ન કાઢનાર તથા વધાવનાર ઊંઝા તથા અમદાવાદના બંને પક્ષોએ શ્રી ઉમિયામાતાજીના મંદિરે જઈ લગ્ન કાઢવાની ધાંધલ કરવા માંડી, તેથી નામદાર ગાયકવાડ સરકારના અધિકારીઓએ સુલેહનો ભંગ ન થાય તે માટે માતાજીના મંદિરે પોલીસ ચોકી તા. ૮-૨-૧૯૧૦ના દિવસે મૂકી અને અમદાવાદનાં લગ્ન વધાવનાર બંને પક્ષના આગેવાનો, અમદાવાદમાં લગ્ન લઈને આવ્યા. લશ્કરી પક્ષવાળા સંવત ૧૯૬૬ના મહા સુદી ૧ ના દિવસે ઉમિયામાતામાંથી કાઢેલ લગ્નપત્રિકા વાંચી, તેમાં ચાલુ લગ્ન ચૈત્ર વદી ૧૦ નું તથા માંડવરાત્રિનું સંવત ૧૯૭૧ના બીજા વૈશાખ સુદ ૧૦ નું બીજું લગ્ન એવાં પાંચપાંચ વર્ષનાં લગ્ન જાહેર કર્યાં ત્યારે બીજા પક્ષે અન્ય સ્થળેથી, ખાસ કરીને કામેશ્વરમાંથી કાઢેલ મહા સુદી ૫ ના દિવસે જાહેર કર્યું. તેમાં વૈશાખ સુદી ૧નાં લગ્ન તથા સુદ ૧૧ની માંડવરાત્રિનાં લગ્ન વાંચ્યાં. ખરેખર આ રીતે જુદાંજુદાં લગ્ન વાંચીને વ્યવહારું મોટી ભૂલ કરી, ને આના કારણે સુધારાવાળાઓને છૂટાં લગ્ન કરવાનો સરળ રસ્તો જડી આવ્યો. ઉપરાંત જગતને ખાતરી કરી આપી કે લગ્નતીથિ નક્કી કરવાનું કામ માતાજી નહિ પણ સ્વાર્થી સાધુ હકદાર માણસો પોતાની મરજી મુજબ કરે છે. આમ બેહથ્થુ લગ્ન નીકળવાથી લોકોમાં તેમનું પોકળ ખુલ્લું પડ્યું. આ પછી બંને પક્ષના લગ્નમુહૂર્ત લઈને પોતાનો કક્કો ખરો કરાવવા લગ્ન વધાવરાવવા પાટડી દરબારશ્રી સૂરમિલસિંહજીને ત્યાં ગયા, એટલે તેઓશ્રીએ આવા પ્રકારનાં લગ્નોમાંથી ક્યાને આદર આપવો તે નક્કી કરવા જ્ઞાતિના જુદાંજુદાં ગામોના આગેવાનોની સભા બોલાવીને તા. ૨૬-૨-૧૯૧૦થી ૨-૩-૧૯૧૦ સુધી પાટડીમાં બધાને રાખ્યા ને ચર્ચા-વિચારણા કરી, પરંતુ કાંઈ સંતોષકારક પરિણામ નહિ આવવાથી દરબારસાહેબે છૂટા પડી સ્વતંત્ર રીતે લગ્ન કરવાનો ચુકાદો આપ્યો.

( ૪ ) સુરત અને નવસારી વિભાગની ' શ્રી કડવા પાટીદાર સમાજ 'ની અમદાવાદ ખાતે પ્રસિદ્ધ થયેલાં બે પ્રકારનાં લગ્નમાંથી ક્યાં લગ્નને પસંદ કરવું તેની ખાસ સભા બોલાવી, ને અમદાવાદ ખાતે પ્રસિદ્ધ થયેલાં બે પ્રકારનાં લગ્નો ખોટાં છે, એમ માની જ્યોતિષીઓને બોલાવી નવું લગ્ન વૈશાખ સુદી ૮નું કાઢ્યું અને







બીજું લગ્ન ફરી પાંચ વર્ષે આજ પ્રમાણે સભા બોલાવી કાઢવાનો ઠરાવ કર્યો.

(૫) લગ્ન અંગેની સમગ્ર ચર્ચાઓ ચાલતી હતી તે વખતે ભાવનગરના શ્રી હરજીવન ભગવાનદાસે પોતાના પુત્રને છૂટાં લગ્ન કરી પરણાવી નવો જ ચીલો શરૂ કર્યો.

સાથેસાથે આ વખતે ચાલતાં ખાસ માસિક પત્રિકાઓ જેવાં કે 'વિજય' (સ્વ. મણિલાલ દોલતરામે શરૂ કરેલું), 'કડવા વિજય' (રા. પુરુષોત્તમ લલ્લુભાઈ અને કેશવલાલ માધવલાલે શરૂ કરેલું), કડવા પાટીદાર સુધારકપત્રક–(અમદાવાદ), શ્રી ઉમિયા વિજય, શ્રી કડવા હિતેચ્છુ (ભાવનગર)માં સુધારાનાં લેખો પ્રગટ થતા હતા, ને બાળલગ્નોના લીધે સમાજમાં જે રોગો ફેલાયા હતા, તેનાં ઉદાહરણો સાથે લખવાથી લોકોમાં જાગૃતિ આવી છે, આ બધા માસિકોની અસરો લોકો ઉપર હતી. સુધારાની હવા ફેલાવી હતી અને એ જ અરસામાં 'પરિષદના મંત્રી અને આદ્ય સુધારક અને 'કડવા વિજય'ના તંત્રી શ્રી પુરુષોત્તમદાસ પટેલે કુંવારી કન્યા સાથે જ લગ્ન કરવાની જાહેરાત કરી સમગ્ર જ્ઞાતિમાં ખળભળાટ મચાવી દીધો. તેમની જાહેરાતે સમાજસુધારામાં માનતા પ્રો. સ્વામિનારાયણ, શેઠ શ્રી ચંદુલાલ માધવલાલ, ડૉ. પીતાંબરદાસ વગેરેએ આવકારી.

ત્યાર પછી સુધારાવાદીઓએ અનેક સ્થળે મિટિંગો બોલાવીને અંતે શ્રી માતાજીના સંસ્થાનમાં બાર-બાર વર્ષે થતાં લગ્નો બંધ થઈ ગયાં. આના મૂળમાં શ્રી સયાજીરાવ ગાયકવાડના બાળલગ્ન પ્રતિબંધકધારાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

•

ચિતાભસ્મા લેપોગરલ મશનં દિકપટ ધરો
જટાધારી કંઠે ભુજગપ તિહારી પશુપતિઃ।
કપાલી ભૂતે શો ભજતિ જગદીશૈક પદવી
ભવાની ત્વત્પાણિ ગ્રહણ પરિપાટી ફલમિહમ્ ॥ ૭ ॥

હે ભવાનિ, અંગ ઉપર જે ચિતાની ભસ્મનો લેપ કરે છે, જે વિષભોજન કરે છે, જે દિંગબર ધારણ કરે છે, જે જટાધારી છે, કંઠમાં જે નાગરાજનો હાર પહેરે છે અને જે કંપાલ (ભિક્ષાપાત્ર) રાખે છે તે ભૂતનાથ ભગવાન પશુપતિ એકમાત્ર "જગદીશ" ની પદવી ધરાવે છે તે તારા પાણિગ્રહણની પરિપાટીનું એ ફળ છે.









## કુળદેવી રે .... ઉમિયામાત

કુળદેવી રે.... ઉમિયામાત જોવાને જઈએ
બલિ હારી રે.... ઊંઝા ગામ મૈયાને મળીએ
જોવાને જઈએ દર્શન કરીએ ઉમાપુરમાં રહીએ રે.
જીવનભરનાં સૌ સત્કર્મો માને અર્પણ કરીએ.... જોવાને જઈએ
ઊંઝા નગરમાં ઉમિયા બિરાજે નંદી ઉપર છે સ્વારી રે.......
હો નંદી ઉપર છે સ્વારી રે.

ખડગ ત્રિશુળ પટ્ટીશ, ચક્ર ને ચાપ મુંડ કર ધારી;
જોવાને જઈએ... કુળદેવી રે ઉમિયામાત જોવાને જઈએ
ષડ ભૂજા એવાં માત અમારાં જળહળ જ્યોત પ્રકાશે રે.......
ચૂડી ચાંદલો કંઠાભૂષણ સૂવર્ણ મેખલા ધારી;
જોવાને જઈએ.... કુળદેવી રે ઉમિયામાત જોવાને જઈએ
ગગનચૂંબી મંદિર કલામય શિખર દંડ-ધ્વજ સોહે રે.......

લાલ રંગની નેજા ફરકે સાથિયા વાળી જોવાને જઈએ

કડવા ક્ષેત્રીનો ઉદ્ધાર કરવા આપ ઉમાપુર વસિયાં રે.
દુનિયા ભરમાં દેશ તુજ તનુજ સંતાનો વિસ્તરયાં જોવાને જઈએ
માને પારે આવે સુપુત્રો યજ્ઞયાગાદિ કરવા રે........
ધૂપ દીપ નૈવેદ્ય સ્તવન ને રાસ ભજન ધૂન કરતા જોવાને જઈએ
માને દ્વારે જે કોઈ આવે દુઃખ દારિદ્રો જાય રે........
ભવની ભાવટ ભાગે ઉમિયા મનવાંછિત ફળ આપે

જોવાને જઈએ કુળદેવી રે ઉમિયા માત જોવાને જઈએ
બલિહારી રે ઊંઝા ગામ મૈયાને મળીએ







## ઊંઝા નગર સોહામણું રે..... (ગરબો)

ગરવો ગૂર્જર દેશ ભારત વર્ષ વડેરૂં
સરસ્વતિને તીર શ્રી સ્થળ તીર્થ અનેરૂં
પાંચ કોશ તે પાસ ઉમાપુર નગર વસેલું
કૃપા દેવીની થતાં અનુપમ ધામ બનેલું
કડવા કૂર્મિ પટેલનું વિશેષ જ્યાં રહેઠાણ છે.
ઊંઝા હેડંબાવન જૂનું ત્યાં શ્રી ઉમિયાજીનું ધામ છે.

(ગરબો શંખલપુર સોહામણું રે........એ રાગ)

ઊંઝા નગર સોહામણું રે....ત્યાં છે ઉમિયાજીનું ધામ કુળદેવી મા
સંવત બસોને બારમાં રે.......પૂર્યો તમોએ વાસ કુળદેવી મા
ઊંચાં આસન ઊંચાં બેસણાં રે....ઊંચાં મંદિરિયા માંહ્ય કુળદેવી મા
પૂર્વાભિમુખ બિરાજતાં રે....ભૈરવ ગણેશ દ્વારપાલ કુળદેવી મા
સન્મુખ હવનના કુંડ છે રે.... યજ્ઞ ઘણેરા થાય કુળદેવી મા
સામે બજરંગબલી શોભતા રે....બહુચર માતા સાક્ષાત કુળદેવી મા
ડાબે શિવાલય શોભતું રે.... ભુવનેશ્વર ભોળાનાથ કુળદેવી મા
ચોગમ કલામય દુર્ગ છે રે.... દરવાજા ત્રણ સોહાય કુળદેવી મા
રાતી ધજાઓ માની ફરફરે રે ત્રિશૂળ સ્વસ્તિક અંકિત કુળદેવી મા
સામે સરોવર સોહામણું રે.... માનસ સરોવર કહેવાય કુળદેવી મા
કાંઠે શિવાલય શોભતું રે.... દર્શનથી દુઃખ જાય કુળદેવી મા
વસંત પંચમી માહમાં રે... પારો ઉત્સવ ઉજવાય કુળદેવી મા
ચૈત્રી પૂનમ નેજા ચઢે રે.... ભક્તો ગાએ ગુણગાન કુળદેવી મા
વૈશાખ કેરી પૂર્ણિમા રે.... વરઘોડો શહેરમાં જાય કુળદેવી મા
નવલાં આવે માનાં નોરતાં રે.... ઉત્સવ અનેરા થાય કુળદેવી મા
તમે એકવાર ઊંઝા આવજો રે.... પૂરા મનોરથ થાય કુળદેવી મા
ઊંઝા નગર સોહામણું રે જ્યાં છે જગદંબાના વાસઃ કુળદેવી મા.









## શોભા શ્રી ઉમિયામાતની સારી

(રાગ મહાઢ)

હું વર્ણન કરું છું ભારી, શોભા ઉમિયામાતની સારી,
ફરતો કોટ અતિ છે સારો પાસ માન સરોવર આરો,
દર્શન પૂજન કરે નરનારી શોભા ઉમિયામાતની સારી,
વચ્ચે યજ્ઞ કુંડ છે ન્યારો સામે બહુચર માનો પારો,
થયા ને થશે યજ્ઞ જ્યાં ભારી શોભા ઉમિયામાતની સારી,
પાસે શિવમંદિર સુખાકારી ઉભા હનુમાનજી બળ ધારી,
દેરી વીરની મંગળ કારી શોભા ઉમિયામાતની સારી.
દુર્ગ ઉપર ચોઘડિયાં વાગે મંદિર ઘંટારવથી ગાજે,
આરતી સમય તણી બલિહારી શોભા ઉમિયામાતની સારી.
માના મહેલ ઘણા છે મોટા, જેના જગમાં જડે ના જોટા,
આછે ભૂમિ પાવનકારી શોભા ઉમિયામાતની સારી,
માનાં દર્શન જે કોઈ કરશે તેને મૈયા સુખિયાં કરશે,
તેના મનના મનોરથ ફળશે શોભા ઉમિયામાતની સારી.

## શ્રી ઉમિયામાતાજીની મંગળા આરતી સમયે પ્રાર્થના

કર જોડી જાચું રે મા તમને,
નિશ દિન ઉદ્દો ઉદ્દો ! હૂં ચરણે —કર જોડી
પહેલી ભટ વલ્લભે જાચી,
માની અવિચળ સ્થીરપદ સ્થાપી —કર જોડી
માજી સુરથ તણી તો વારે ચઢીઆં,
જઈને બાણુાસૂરથી મા લઢીઆં, —કર જોડી
માને નિંદે તે નરકે જાશે
ઉમિયાને ભજે સદા સુખી થાશે —કર જોડી
જદુરામ નામ છે સાચું
ઉમિયાના ચરણકમળ રંગ રાચું —કર જોડી
અંબા ઘણાં પ્રિય છો અમને
પાયે હૂં તો લાગું રે મા તમને —કર જોડી
નિશ દિન ઉદ્દો ઉદ્દો ! હૂં ચરણે —કર જોડી
શ્રી ઉમિયામાત કી જય, શ્રી અંબે માત કી જય,
શ્રી બહુચર માત કી જય, હર હર મહાદેવ હર.







## મા ઉમિયાની આરતી

જય આદ્યશક્તિ મા, જય આદ્યશક્તિ,
અખંડ બ્રહ્માંડ નીપજાવ્યાં (૨) પડવે પંડે મા,
જયો જયો મા જગદંબે.
દ્વિતિયા બેઉ સ્વરૂપ, શિવ શક્તિ જાણું, મા શિવ (૨)
બ્રહ્મા ગણપતિ ગાએ, (૨) હર ગાએ હર મા, જયો જયો.
તૃતિય ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં, મા ત્રિભુવનમાં (૨)
ત્રયા થકી તરવેણી મા (૨) તું તરવેણી મા, જયો જયો.
ચોથે ચતુરા મહાલક્ષ્મી, મા સચરાચર વ્યાપ્યાં, મા સચરા (૨)
ચાર ભૂજા ચૌ દિશા (૨) પ્રગટયાં દક્ષિણમાં, જયો જયો.
પંચમી પંચ ઋષિ, પંચમ્ ગુણ પદ્મા, મા પંચમ્ (૨)
પંચ તત્ત્વ ત્યાં સોહીએ (૨) પંચે તત્ત્વોમાં, જયો જયો.
ષષ્ઠી તું નારાયણી, મહીષાસુર માર્યો, મા મહીષાસુર (૨)
નરનારીનાં રૂપે (૨) વ્યાપ્યાં સઘળે મા જયો જયો.
સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી, સંધ્યા મા (૨)
ગૌ ગંગા ગાયત્રી (૨) ગૌરી ગીતા મા જયો જયો.
અષ્ટમી અષ્ટ ભૂજા, આઈ આનંદા મા, આઈ (૨)
સુરનર મુનિવર જન્મ્યા (૨) દેવે દૈત્યોમાં, જયો જયો.
નવમી નવકુળ નાગ, સેવે નવ દુર્ગા, મા સેવે (૨)
નવરાત્રીના પૂજન શિવરાત્રીનાં અર્ચન કીધાં છે બ્રહ્મા, જયો જયો.
દશમી દશ અવતાર, જય વિજયા દશમી, મા જય (૨)
રામે રામ રમાડયા (૨) રાવણ રોળ્યો મા (૨) જયો જયો.
એકાદશી અગીઆરસ, કાત્યાયની કામા મા
કામ દુર્ગા કાળીકા (૨) શ્યામા ને રામા.......જયો જયો.
બારસે બાળા રૂપ બહુચરી અંબા મા (૨)
બટુક ભૈરવ સોહે,
કાળ ભૈરવ સોહે, તારા ચાચર માંય... જયો જયો.
તેરશે તુળજા રૂપ, તમો તારૂણી માતા મા (૨)
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) ગુણ તારા ગાતા... જયો જયો.
ચૌદશે ચૌદા રૂપ ચંડી ચામુંડા મા (૨)
ભક્તિ ભાવ કંઈ આપો, ચતુરાઈ કંઈ આપો
પોતાનો કરી સ્થાપો, સિંહવાહિની માતા... જયો જયો.
પૂનમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા મા (૨)









વસિષ્ઠ ગુરુએ વખાણ્યાં,
મારકંડ મૂનીએ વખાણ્યા, ગાઈ શુભ કવિતા....જયો જયો.
સંવત સોળ સતાવન, સોળસેં બાવીસમાં મા (૨)
સંવત સોળે પ્રગટ્યાં (૨) રેવાને તીરે....
મા ગંગાને તીરે જયો જયો મા જગદંબે
ત્રંબાવટી નગરી આઈ રૂપાવતી નગરી મા (૨)
સોળ સહસ્ત્રે ત્યાં સોહીએ, (૨) ક્ષમા કરો ગવરી....મા
દયા કરો ગૌરી...જયો જયો મા જગદંબે.
ભાવ ના જાણું, ભક્તિ ના જાણું, નવ જાણું સેવા મઈયા (૨)
બાળક તારા શરણે (૨) અવિચળ પદ લેવા મા....જયો જયો મા
એ બે એક સ્વરૂપ, અંતર નવ ધરશો મઈયા (૨)
ભોળા ભવાનીને ભજતાં (૨) ભવસાગર તરશો મા...
જયો જયો મા...
શિવશક્તિની આરતી જે કોઈ ગાશે મા જે કોઈ (૨)
ભણે શિવાનંદ સ્વામી (૨) સુખ સંપત્ત થાશે
હર કૈલાસે જાશે, માને શરણે તે જાશે.
હર અંબા દુઃખ હરશે... જયો જયો.

## હું અરજ ગુજારું

આદ્યશક્તિ ઉમિયામાત, અરજ મુજ ઉર પર ધરજો.
ગુણ ગાવા તારા માત, દયા કરી દૈવત દેજો;
હું આવ્યો તમારી પાસ નથી કઈ ભકિત વધારે,
દર્શન કરવાની અભિલાષ, નમું હું ચરણ તમારે,
ઊભો આવી ચોકની મધ્ય, હૃદય તુજ મૂર્તિ ઉતારી,
મૈયા પૂરો અમારી આશ, ભવો ભવની ભીડ ભાગી;
ઊંચુ શિખર વડું છે ધામ દીવ્ય સિંહાસન સ્વારી.
ઊંચા છે મુજ મનોરથ લાખ, સફળ કરજો એ માડી;
આપ આપ સન્મતિ માત ! સતત સત્કર્મો કરવા,
દીન દુખિયાનાં દુઃખો ટાળ, ભકિત કરવા કલ્યાણી !
જે જે ઉલટ ઉરમાં હોય ફળો ! સદ્ભાગ્ય વિધાતા !
મૈયા છોરૂ કછોરૂ થાય માત ના થાય કુ માતા !
લર્યાં મેં લાખ કુકર્મો માત અવરના મુજસમ પાપી
પાપ નાશિની તારણહાર નથી કો તુ જ સમ માડી
કરી દે ! પાપ બધાં. તો મારું અવર હું કાંઈ ન યાચું
તારાં ચરણ કમળમાં રાખ ! અરજ હું એ જ ગુજારું







## સાયં આરતી સમયની શ્રીજીની પ્રાર્થના

જય બહુચર બાઈરે હું જેવો તેવો છું તમારો
શ્રી ઉમિયા મારે હું ગાંડો ઘેલો છું તમારો
હરે મૈયા કામિ ક્રોધી માયા લોભી જગમાં હું છું ધુતારો,
હો મા એક જન્મનો આશરો તમારો અંબા ધીરેથી પાર ઉતારો,
હરે માજી હવે ધીરે પાર ઉતારો......શ્રી બહુચર બાઈ રે
હરે મૈયા પરદ્રોહી હું પર હત્યારો પરધનને હું હરતો,
હો મા પરનારીસુ રંગે રમતો, અવળાં આચરણ કરતો,
હરે માજી અવળાં આચરણ કરતો...... શ્રી બહુચર બાઈ રે
હરે મૈયા અવર નહિ યાચું તમને જાચું પાલવ સહાયો મા તારો,
હો મા ભવસાગરમાં ડૂબી રહ્યો છું માડી હવે તો પાર ઉતારો,
હરે માજી હવે તો પાર ઉતારો..... શ્રી બહુચર બાઈ રે
હરે મૈયા અવગુણમાં હું સર્વે પૂરો ધિક પડયો છે મા મારો,
હો મા પેલા ભવની વાત શું જાણું માડી આ ભવ પાર ઉતારો,
હરે માજી આ ભવ પાર ઉતારો..... શ્રી બહુચર બાઈ રે
હરે મૈયા વાત કહી મેં સર્વે ખોટી અવગુણ મુજ ભય ટાળો,
હો મા ભટ્ટ વલ્લભની વિનંતી મા આવ્યા વિઘ્ન ભય ટાળો,
હરે માજી આવ્યાં વિઘ્ન ભય ટાળો...... શ્રી બહુચર બાઈ રે
શ્રી ઉમિયામાત કી જય, શ્રી અંબેમાત કી જય,
શ્રી બહુચરમાત કી જય, ચાચર ચોક કી જય,
માન સરોવર કી જય, વલ્લભ ધોળા કી જય,
વલ્લભ હરી કી જય, રોકડિયા હનુમાન કી જય,
નરસિંહા વીર કી જય, ભુવનેશ્વર મહાદેવ કી જય,
બ્રહ્મ મંડળ કી જય, હર હર મહાદેવ હર.









## જ્યમ તું રાખે છે આરાસુરી

ઓ મા જેમ તું રાખે છે. આરાસુરી તારે ભાવે શું રહીએ
મા મનની વ્યથા જાણો માતાજી મુખથી શું કહીએ મા

જ્યમ તું રાખે છે. આરાસુરી

ઓ મા ઉત્તર પંથે આરાસુરી, પશ્ચિમ બહુચર બાઈ મા,
દક્ષિણમાં દેવી અષ્ટભૂજા પૂર્વે મહાકાળી મા....

જ્યમ તું રાખે છે. આરાસુરી

ઓ મા ચૌદ ભુવન વ્યાપી રહ્યાં, બ્રહ્માએ વખાણ્યાં મા,
શી શોભા ઉમિયામાતાની શીવજીની પટરાણી...

જ્યમ તું રાખે છે. આરાસુરી

ઓ મા માત તાત છો મારાં મા રે ભરોસો છે. તમારો મા,
ગોખે ચડીને ઉમિયા વિરાજતાં જળહળતો છે પારો મા,

જ્યમ તું રાખે છે. આરાસુરી

ઓ મા સોળ કળા સાના નામનાં સેવક શિર તાજ મા
વલ્લભને શિર બહુચરા આખા વિશ્વમાં ખ્યાત મા...

જ્યમ તું રાખે છે. આરાસુરી

તારે ભાવે શું રહીએ મા, મનની વ્યથા જાણો માતાજી મુખથી
શું કહીએ મા... જ્યમ તું રાખે છે. આરાસુરી

શ્રી ઉમિયામાત કી જય, શ્રી અંબેમાત કી જય, શ્રી બહુચર,
માત કી જય.







# શ્રીજીનો થાળ

ઉમિયા મા જમવા આવો રે માત ભવાની,
બહુચરને સાથે લાવો રે માત ભવાની,
માતાજી મારાં રસોઈ બનાવી મેં તો સારી રે,
બાટલડી જોવું તમારી રે. માત ભવાની
માતાજી મારાં ઘેબર, જલેબી, પૂરી ખારી રે,
જોઈ જોઈ જમજો મતવાલાં રે માત ભવાની
માતાજી મારાં પકવાન પઠાવ્યાં તાજાં તાજાં રે,
ખૂબ ખાજ્યો ખાંડ ને ખાજાં રે, માત ભવાની
માતાજી મારાં ભજિયાં બનાવ્યાં મેં તો સારાં રે,
ચટણિયું મેલી તાજી રે માત ભવાની
માતાજી મારાં સોગન શરમ છોડી દેજો રે,
જોઈએ તે માંગી લેજ્યો રે માત ભવાની
માતાજી મારાં મોટા ઉપાડે નોતરું દીધું રે,
મેં જે હતું તે હાજર કીધું રે, માત ભવાની
માતાજી મારાં શંકરની અરજી ઉર ધરજ્યો રે,
મંડળ પર કરૂણા કરજ્યો રે, માત ભવાની
ઉમિયા મા જમવા આવો રે, માત ભવાની

શ્રી ઉમિયામાત કી જય, શ્રી અંબેમાત કી જય
શ્રી બહુચરમાત કી જય, હર હર મહાદેવ હર.

# વિવિધ ચઢાવાની યાદી

### માતાજીની ધજાના ચઢાવાના

રૂ. ૨૬૦૦૧-૦૦ ઉત્તર ગુજરાત કડવા પાટીદાર તલપદ એકતાલીસ ગામોનો સમાજ
મુ. વિહાર (માણસા), જી. મહેસાણા હ. લવાદ કમિટી.

### યજ્ઞમંડપ ધજારોપણના ચઢાવાના

રૂ. ૯૩૦૧-૦૦ પટેલ કાળીદાસ નરસિંહદાસ મુ. પાલનપુર, જી. બનાસકાંઠા

### માતાજીના પૂજન અને અભિષેકના ચઢાવાના

રૂ. ૧૭૦૦૧-૦૦ પટેલ મનજીભાઈ કરશનભાઈના કુટુંબીજનો મુ. હરિપુરાકંપો, તા. હિંમતનગર, જી. સાબરકાંઠા

### મહાદેવની પૂજાના પાટલાના ચઢાવાના

રૂ. ૧૦૦૦૧-૦૦ પટેલ ગોબરભાઈ શંભુદાસ સાખે મોખાત (ન્યુ લક્ષ્મી વિજય ઑઈલ મીલવાળા)
મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### ગણપતિના પાટલાના ચઢાવાના

રૂ. ૫૭૦૧-૦૦ પટેલ કાનજીભાઈ ચેલદાસ મુ. ચંગવાડા, તા. પાલનપુર, જી. બનાસકાંઠા

### હનુમાનજીની સેવાપૂજાના પાટલાના ચઢાવાના

રૂ. ૫૫૦૧-૦૦ પટેલ વિઠ્ઠલભાઈ હરગોવનદાસ શીવરામદાસ (નટવરલાલ વિઠ્ઠલદાસવાળા)
મુ. માણુસા, તા. વિજાપુર, જી. મહેસાણા

# પાટલાના ચઢાવાની યાદી

### પ્રથમ પાટલો (પ્રથમ કુંડના મુખ્ય યજમાન)

રૂ. ૪૫૦૦૧-૦૦ પટેલ સોમાભાઈ શંકરલાલ સાખે મોલ્લોત મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### બીજો પાટલો (બીજા કુંડના યજમાન)

રૂ. ૨૧૦૦૨-૦૦ પટેલ શીવરામદાસ મોતીદાસ (કાનજીભાઈ તુલસીદાસવાળા) મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### ત્રીજો પાટલો (ત્રીજા કુંડના યજમાન)

રૂ. ૧૧૦૦૧-૦૦ પટેલ પુરુષોત્તમદાસ જોરદાસ સાખે બાંગ મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### ચોથો પાટલો (ચોથા કુંડના યજમાન)

રૂ. ૯૫૦૧-૦૦ પટેલ હરગોવનદાસ ત્રિભોવનદાસ સાખે પેંપળીયા મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### પાંચમો પાટલો (પાંચમા કુંડના યજમાન)

રૂ. ૯૧૦૧-૦૦ પટેલ અમથારામ રણછોડદાસ સાખે વાસણુ (ભગવાનદાસ રણછોડદાસવાળા)
મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### છઠ્ઠો પાટલો (છઠ્ઠા કુંડના યજમાન)

રૂ. ૮૨૦૧-૦૦ પટેલ શંકરદાસ બાલચંદદાસ સાખે બાંગા મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### સાતમો પાટલો (સાતમા કુંડના યજમાન)

રૂ. ૮૧૦૧-૦૦ પટેલ અંબારામ જેસંગદાસ સાખે કમાણીયા તથા કમાણીયા જાસકીયા કુટુંબ સમસ્ત
હ. પટેલ હરગોવનભાઈ અંબારામદાસ (માસ્તર) મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા



### આઠમો પાટલો (આઠમા કુંડના યજમાન)

રૂ. ૭૨૦૧-૦૦ પટેલ ઈશ્વરલાલ શંકરલાલ સાખે રોડ મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

### નવમો પાટલો (નવમા કુંડના યજમાન)

રૂ. ૭૫૦૧-૦૦ પટેલ જોઈતારામ અમથારામ સાખે મોલ્લોત મુ. ઊંઝા, તા. સિદ્ધપુર, જી. મહેસાણા

# શ્રી ઉમિયા માતાજી ૧૮ મી શતાબ્દી મહોત્સવ
# અને
# હોમાત્મક સહસ્ત્ર ચંડીયજ્ઞનો શુભસમય

**શુભ પ્રારંભ :** વિ. સં. ૨૦૩૩ના માગસર સુદ ૪, વાર ગુરુ, તા. ૨૫–૧૧–૧૯૭૬ના સુપ્રભાતે ૯–૧૫ કલાકે

નક્ષત્ર : પૂર્વાષાઢા ધનનો ચંદ્ર, વૃષભનો ગુરુ, વૃશ્ચિકમાં સૂર્ય, હેમંતઋતુની પવિત્ર મોસમ

**યજ્ઞના મુખ્ય આચાર્ય :** પૂ. સુખદેવજી ગૌરીશંકર અગ્નિહોત્રી (નડિયાદ)

**મુખ્ય પુજારી :** શાસ્ત્રી ભવાનીશંકર ગંગારામ મહેતા

**મુખ્ય યજમાન :** શ્રી સોમાભાઈ શંકરભાઈ પટેલ (ઊંઝા)

યજ્ઞમાં શાસ્ત્રી – ૧૨૫

પાટલા યજમાન – ૯

**પૂર્ણાહુતિ :** વિ. સંવત ૨૦૩૩ના માગસર સુદ ૮ તા. ૨૯–૧૧–૧૯૭૬ ને સોમવારના રોજ સાંજે ૭–૧૫ કલાકે

## શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાની સંવત ૨૦૨૮ થી સંવત ૨૦૩૭ સુધીની દાનભેટ અને ગોલખની આવક

| અ. નં. | સંવત | દાનભેટ રૂ. પૈ. | ગોલખ રૂ. પૈ. |
|---|---|---|---|
| (૧) | ૨૦૨૮ | ૪૫૯૪૯-૫૨ | ૫૨૫૭૦-૭૪ |
| (૨) | ૨૦૨૯ | ૪૮૦૮૭-૦૩ | ૪૩૪૨૨-૮૫ |
| (૩) | ૨૦૩૦ | ૫૧૬૨૨-૩૪ | ૩૭૮૯૮-૪૭ |
| (૪) | ૨૦૩૧ | ૬૬૮૦૬-૮૮ | ૩૧૩૪૦-૯૯ |
| (૫) | ૨૦૩૨ | ૯૪૧૦૨-૯૬ | ૪૨૬૧૭-૩૧ |
| (૬) | ૨૦૩૩ | ૧૯૬૧૯૩-૧૧ | ૧૦૭૪૩૪-૩૦ |
| (૭) | ૨૦૩૪ | ૨૩૭૦૬૬-૩૩ | ૧૦૪૭૭૦-૬૪ |
| (૮) | ૨૦૩૫ | ૩૦૯૪૬૦-૫૨ | ૧૧૮૯૧૯-૨૭ |
| (૯) | ૨૦૩૬ | ૩૮૯૬૬૨-૪૯ | ૧૩૨૮૦૦-૬૦ |
| (૧૦) | ૨૦૩૭ | ૫૩૯૩૪૨-૨૮ | ૧૪૨૭૦૧-૦૮ |

•

## શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાની સંવત ૨૦૨૮ થી સંવત ૨૦૩૭ સુધીની ઉત્પન્ન તથા ખર્ચની વિગત

| અ. નં. | સંવત | ઉત્પન્ન રૂ. પૈ. | ખર્ચ રૂ. પૈ. | વધારો રૂ. પૈ. |
|---|---|---|---|---|
| (૧) | ૨૦૨૮ | ૧૩૩૦૫૨-૧૭ | ૫૧૭૩૯-૮૩ | ૮૧૩૧૨-૩૪ |
| (૨) | ૨૦૨૯ | ૧૩૬૪૫૭-૯૭ | ૫૩૦૯૬-૪૫ | ૮૩૩૬૧-૫૨ |
| (૩) | ૨૦૩૦ | ૧૫૫૫૩૫-૨૫ | ૯૨૧૮૩-૩૨ | ૬૩૩૫૧-૯૩ |
| (૪) | ૨૦૩૧ | ૧૭૩૬૬૦-૧૫ | ૮૬૧૬૬-૦૬ | ૮૭૪૯૪-૦૯ |
| (૫) | ૨૦૩૨ | ૨૫૫૪૭૧-૧૩ | ૧૨૮૨૬૩-૧૬ | ૧૨૭૨૦૭-૯૭ |
| (૬) | ૨૦૩૩ | ૭૨૭૭૭૭-૧૬ | ૪૩૯૮૧૦-૫૦ | ૨૮૭૯૬૬-૬૬ |
| (૭) | ૨૦૩૪ | ૯૧૦૪૬૩-૦૫ | ૫૫૪૭૩૩-૬૪ | ૩૬૨૭૨૯-૪૧ |
| (૮) | ૨૦૩૫ | ૧૦૨૫૬૦૬-૨૧ | ૫૩૧૪૪૩-૦૩ | ૪૯૪૧૬૩-૧૮ |
| (૯) | ૨૦૩૬ | ૧૦૮૪૨૧૫-૨૮ | ૫૯૪૪૦૯-૯૩ | ૪૮૯૮૦૫-૩૫ |
| (૧૦) | ૨૦૩૭ | ૧૧૦૮૬૦૩-૫૪ | ૪૦૨૩૫૫-૧૨ | ૭૦૬૨૪૮-૪૨ |

# શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, સંવત ૨૦૦૯ થી ૨૦૩૮ ના ઊંઝાના હોદ્દેદારોની યાદી



### સંવત ૨૦૦૯ થી સંવત ૨૦૧૨

પ્રમુખ - દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - લાલસિંહજી રાયસિંહજી, પાટડી
મંત્રી - પા. નંદુલાલ મંછારામ, અમદાવાદ
સહમંત્રી - પા. ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

### સંવત ૨૦૧૩ થી સંવત ૨૦૧૭

પ્રમુખ - દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - લાલસિંહજી રાયસિંહજી, પાટડી
મંત્રી - પા. નંદુલાલ મંછારામ, અમદાવાદ
સહમંત્રી - પા. અંબાલાલ ત્રિભોવનદાસ તક્તાવાળા, અમદાવાદ
પા. ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

### સંવત ૨૦૧૮

પ્રમુખ - હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - રામપ્રસાદ જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી - પા. નંદુલાલ મંછારામ, અમદાવાદ
સહમંત્રી - પા. પરસોત્તમ અંબાલાલ, અમદાવાદ
પા. ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

### સંવત ૨૦૧૯ થી સંવત ૨૦૨૪

પ્રમુખ - હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - રામપ્રસાદ જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી - અંબાલાલ ત્રિભોવનદાસ તક્તાવાળા, અમદાવાદ
સહમંત્રી - પા. પરસોત્તમ અંબાલાલ, અમદાવાદ
પા. ઈશ્વરલાલ પ્રાણદાસ, ઊંઝા

### સંવત ૨૦૨૫ થી સંવત ૨૦૨૯

પ્રમુખ - હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - રામપ્રસાદ જમનાદાસ અમીન, અમદાવાદ
મંત્રી - મોતીલાલ ભીખાભાઈ મારફતીયા, અમદાવાદ
સહમંત્રી - પા. બેચરદાસ ભોગીલાલ, અમદાવાદ
પા. હરગોવનભાઈ શામળદાસ, ઊંઝા

### સંવત ૨૦૩૦ થી સંવત ૨૦૩૧

પ્રમુખ - હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
ઉપપ્રમુખ - મોતીલાલ ભીખાભાઈ મારફતીયા, અમદાવાદ
મંત્રી - પા. જમનાદાસ ત્રિકમદાસ, અમદાવાદ
સહમંત્રી - ધરમચંદ શીવલાલ ચોકસી, અમદાવાદ
પા. મણીલાલ અંબારામદાસ, ઊંઝા
પા. ઈશ્વરલાલ ગણેશદાસ, ઊંઝા
પા. ખોડીદાસ જોરદાસ, ઊંઝા









## સંવત ૨૦૩૨ થી સંવત ૨૦૩૩

પ્રમુખ – ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
(સંવત ૨૦૩૨ ના અષાઢ સુદ ૧૨ સુધી)
હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ
(સંવત ૨૦૩૨ ના ભાદરવા સુદ ૧૨ થી ચાલુ)

ઉપપ્રમુખ – મોતીલાલ ભીખાભાઈ મારફતીયા, અમદાવાદ
પા. કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર

મંત્રી – પા. જમનાદાસ ત્રિકમદાસ, અમદાવાદ

સહમંત્રી – ધરમચંદ શીવલાલ ચોકસી, અમદાવાદ
પા. મણીલાલ અંબારામદાસ, ઊંઝા
પા. ઈશ્વરલાલ ગણેશદાસ, ઊંઝા
પા. ખોડીદાસ જોરદાસ, ઊંઝા

## સંવત ૨૦૩૪ થી સંવત ૨૦૩૫

પ્રમુખ – હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ

ઉપપ્રમુખ – પા. કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર
પા. બાલચંદદાસ ઉમેદદાસ, ઊંઝા
(સંવત ૨૦૩૫ ના ફાગણ વદ ૧ સુધી)

મંત્રી – પા. મણીલાલ નારાયણદાસ, ઊંઝા

સહમંત્રી – પા. નથુભાઈ લાલદાસ, ચાણસ્મા
પા. કેશવલાલ જોઈતારામ, ઊંઝા
પા. ઈશ્વરલાલ શંકરલાલ, ઊંઝા

## સંવત ૨૦૩૬ થી સંવત ૨૦૩૮

પ્રમુખ – હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ

ઉપપ્રમુખ – પા. કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર
પા. ગોબરદાસ શંભુદાસ, ઊંઝા

મંત્રી – પા. મણીલાલ નારાયણદાસ, ઊંઝા

સહમંત્રી – પા. નથુભાઈ લાલદાસ, ચાણસ્મા
પા. કેશવલાલ જોઈતારામ, ઊંઝા
પા. ઈશ્વરલાલ શંકરલાલ, ઊંઝા



•

# કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન
## ઊંઝાના હોદ્દેદારો સંવત ૨૦૩૮

પ્રમુખ – શેઠશ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી, અમદાવાદ

ઉપપ્રમુખ – (૧) પા. ગોબરદાસ શંભુદાસ, ઊંઝા
(૨) પા. કેશવલાલ વિઠ્ઠલદાસ, સિદ્ધપુર

માનદ્‌મંત્રી – પા. મણીલાલ નારાયણદાસ, ઊંઝા

સહમંત્રી – (૧) પા. નથ્થુભાઈ લાલદાસ, ચાણસ્મા
(૨) પા. કેશવલાલ જોઈતારામ, ઊંઝા
(૩) પા. ઈશ્વરલાલ શંકરલાલ, ઊંઝા

ખજાનચી – (૧) પા. ઈશ્વરલાલ બેચરદાસ, ઊંઝા
(૨) પા. મણીલાલ ઈશ્વરલાલ, ઊંઝા

ટ્રસ્ટીમંડળ – (૧) પા. હીરજીભાઈ જીવરાજભાઈ, જામનગર
(૨) પા. ભુરાભાઈ ખોડીદાસ, ધડકણ
(૩) પા. ગોબરદાસ શંભુદાસ, ઊંઝા
(૪) પા. મણીલાલ અંબારામ, ઊંઝા
(૫) પા. ચુનીલાલ કાનજીભાઈ, ઊંઝા

આંતરિક ઓડીટરો – (૧) પા. ઈશ્વરલાલ ગણેશદાસ, ઊંઝા
(૨) પા. ઈશ્વરલાલ જોઈતારામ, ઊંઝા

### પેટા કમિટીઓ

(૧) સ્ટેન્ડીંગ કમિટી
(૨) બાંધકામ કમિટી
(૩) પ્રચાર અને પ્રકાશન કમિટી
(૪) મિલકત ખરીદ-વેચાણ કમિટી
(૫) વિશ્રાંતિગૃહ અને ભોજનાલય કમિટી
(૬) કાયમી લગ્નોત્સવ કમિટી
(૭) રાજભોગ અને દેવસ્થાન કમિટી
(૮) કેળવણી સહાયક કમિટી

## કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા.



## કારોબારી સભ્યોની યાદી સંવત ૨૦૩૮

| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| ૧ | પટેલ અમરતલાલ મગનલાલ | ૧૧, મુરારિ પાર્ક સોસાયટી, સરદાર પટેલ કોલોની રોડ, અમદાવાદ-૧૩ |
| ૨ | ,, આત્મારામ મગનલાલ (પાંચોટવાળા) | (શ્રોફ એન્ડ કમીશન એજન્ટ, સ્ટેશન રોડ) મુ. મહેસાણા |
| ૩ | ,, આત્મારામ મગનલાલ (લાડોલવાળા) | ચેરમેન, મહેસાણા ડી. સે. કો-ઓ. બેન્ક લિ., રાજમહેલ રોડ, મહેસાણા. |
| ૪ | ,, અંબાલાલ માધવજી ઘુઘડા | મુ. ઊંઝા |
| ૫ | ,, અંબાલાલ સુરજમલ ગામી | મુ. દેવગઢ., જિ. દેવાસ (મ. પ્ર.) |
| ૬ | ,, અંબાલાલ હરજીવનદાસ | ઠે. કરણપુર, મુ. કડી |
| ૭ | ,, ઈશ્વરલાલ ગણેશદાસ | મુ. ઊંઝા |
| ૮ | ,, ઈશ્વરલાલ જી. પટેલ | આચાર્ય શેઠ સી. એમ. હાઈસ્કૂલ એન્ડ હાયર સેકન્ડરી સ્કૂલ, સેકટર-૨૩, ઘ રોડ, મુ. ગાંધીનગર |
| ૯ | પટેલ ઈશ્વરલાલ જોઈતારામ | મુ. ઊંઝા |
| ૧૦ | ,, ઈશ્વરલાલ દેવકરણદાસ | મુ. ઊંઝા |
| ૧૧ | ,, ઈશ્વરલાલ બેચરદાસ | મુ. ઊંઝા |
| ૧૨ | ,, ઈશ્વરલાલ શંકરલાલ | મુ. ઊંઝા |
| ૧૩ | ,, કાન્તિલાલ ઈશ્વરલાલ | મુ. અશોકનગર, તા. વિરમગામ |
| ૧૪ | ,, શંકરલાલ મોહનલાલ ગુરૂ | મુ. ઊંઝા |
| ૧૫ | પટેલ કાન્તિલાલ પુંજાભાઈ | ઇન્દ્રધનુષ્ય, બ્લોક નં. ૩, સરોજની રોડ, નોર્થ એવન્યુ, શાન્તાક્રુઝ (વે.) મુંબઈ-૫૪ |
| ૧૬ | ,, કાનજીભાઈ લાધાભાઈ | C/o. જે. કે. એન્જિનિયરિંગ વર્કસ, કનક રોડ, જુના પાવર હાઉસ સામે, રાજકોટ |
| ૧૭ | ,, વિઠ્ઠલભાઈ પરસોત્તમદાસ | મુ. ઊંઝા |
| ૧૮ | ,, કુબેરભાઈ મગનલાલ | મુ. ઊંઝા |
| ૧૯ | ,, કેશવલાલ જોઈતારામ | મુ. ઊંઝા |
| ૨૦ | ,, કેશવલાલ નથ્થુદાસ | ઠે. મણીપુર, મોટો માઢ, મુ. કડી |
| ૨૧ | ,, કેશવલાલ વિઠ્ઠલદાસ | એસ. ટી. સ્ટેન્ડ સામે, ઈસબગુલ ફેકટરી, મુ. સિદ્ધપુર |
| ૨૨ | ,, ગોરધનભાઈ બેચરદાસ | અંબા નિવાસ, ખાડીયા પોળ-૨, રાજમહેલ રોડ, વડોદરા |
| ૨૩ | ,, ખીમજીભાઈ કાનજીભાઈ | ૧૦, નંદકિશોર, સોસાયટી, પરિશ્રમ, રાજકોટ-૪ |
| ૨૪ | ,, ખેતશીભાઈ ખુશાલભાઈ | (ઉપપ્રમુખ સુરેન્દ્રનગર જીલ્લા પંચાયત) મુ. પાટડી, તા. દસાડા, જી. સુરેન્દ્રનગર |
| ૨૫ | ,, ખોડીદાસ છગનદાસ | મુ. લાંભા. તા. દશક્રોઈ, જી. અમદાવાદ |
| ૨૬ | ,, ખોડીદાસ જોરદાસ | મુ. ઊંઝા |
| ૨૭ | પટેલ ગાંડાલાલ હીરાલાલ | ૨૫, મહેસાણા સોસાયટી, નવા વાડજ, અમદાવાદ ૧૩ |
| ૨૮ | ,, ગોબરભાઈ શંભુદાસ | મુ. ઊંઝા |
| ૨૯ | ,, ગોરધનભાઈ મનજીભાઈ | C/o. જલારામ ઑઈલ ટ્રેડર્સ, ૮, વિષ્ણુ ચેમ્બર્સ, સ્ટેડિયમ સામે, મુ. વલસાડ |
| ૩૦ | ,, ગોરધનભાઈ રવજીભાઈ | ૩૨, નહેરૂપાર્ક સોસાયટી, બસ સ્ટેન્ડ પાસે, મુ. જુનાગઢ |
| ૩૧ | ,, ચુનીલાલ કાનજીભાઈ | મુ. ઊંઝા |
| ૩૨ | ,, ચંદુલાલ પરસોત્તમદાસ | ૧ એ, રંજન સોસાયટી નં. ૨, નારણપુરા, અમદાવાદ-૧૩ |
| ૩૩ | ,, છગનભાઈ રેવાભાઈ | C/o. વિઠ્ઠલભાઈ શીવાભાઈની કું. સ્ટેશનરોડ, મુ. બીલીમોરા |
| ૩૪ | ,, છોટાલાલ આશારામ | ઠે. હોળી ચકલા, મુ. સાણંદ |



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ✻ સ્મૃતિ ગ્રંથ



| અ. નં. | | નામ | સરનામું |
|---|---|---|---|
| ૩૫ | ,, | છોટાલાલ લક્ષ્મીચંદ | ઠે. બનેજડા હાઉસ, ગ્રીન સ્ટેશન પાસે, મુ. બોરસદ |
| ૩૬ | ,, | જગુભાઈ ગોવિંદજી | ૧૪, નવચેતન સોસાયટી, આર. ટી. ઓ. સામે, મજુરા, સુરત |
| ૩૭ | ,, | જમનાદાસ ત્રિકમલાલ | લૉ કૉલેજ, ગાર્ડન સામે, એલિસબ્રીજ, અમદાવાદ-૬ |
| ૩૮ | ,, | જીવરામભાઈ છબીલદાસ | મુ. ઊંઝા |
| ૩૯ | ,, | જેચંદભાઈ કોદરભાઈ | મુ. કાવા, તા. ઈડર |
| ૪૦ | ,, | જેઠાલાલ દીપચંદભાઈ | ૩૧, સંસ્કાર સોસાયટી, જીનતાન રોડ, મુ. સુરેન્દ્રનગર |
| ૪૧ | ,, | શામજીભાઈ સવગણભાઈ | મુ. વડાગામ, તા. મોડાસા, જી. સાબરકાંઠા |
| ૪૨ | ,, | ખેમાભાઈ હીરાભાઈ | મુ. નવા રેવાસ, તા. ઈડર, જી. સાબરકાંઠા |
| ૪૩ | ,, | જોઈતારામ અમથારામ | મુ. ઊંઝા |
| ૪૪ | ,, | કાશીરામ વીરચંદદાસ ( કરલીવાળા ) | ઠે. ગંજબજાર, ઊંઝા |
| ૪૫ | ,, | ત્રિભોવનભાઈ જેઠાભાઈ | C/o. ગુજરાત ટ્યુબવેલ કંાં., દરબાર રોડ, વિસનગર |
| ૪૬ | ,, | ત્રિભોવનદાસ માધવદાસ | મુ. ઊંઝા |
| ૪૭ | | ત્રિભોવનદાસ મોહનલાલ ગુરૂ | મુ. ઊંઝા |
| ૪૮ | | પટેલ દામોદરભાઈ ભીમજીભાઈ ભીમાણી | C/o. રણછોડ ઑઈલ મીલ, મુ. કેશોદ |
| ૪૯ | | દીલીપસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ | મુ. પાટડી એસ્ટેટ, ગુજરાત કૉલેજ પાસે, એલીસબ્રીજ, અમદાવાદ-૬ |
| ૫૦ | | પટેલ જોઈતારામ શંકરદાસ | મુ. ઊંઝા |
| ૫૧ | ,, | ધનજીભાઈ શીવગણભાઈ | પ્રમુખશ્રી, કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ. ૬ સ્યામવિહાર, મેવાવાલા નિવાસ, મહાત્મા ગાંધી રોડ, મુલુંડ. ( વેસ્ટ ) મુંબઈ-૮૦ |
| ૫૨ | ,, | ધરમચંદ શીવલાલ | દરિયાપુર ચાર રસ્તા, અમદાવાદ-૧ |
| ૫૩ | ,, | નટવરલાલ ઉમેદરામ | મુ. ઊંઝા |
| ૫૪ | ,, | નટવરલાલ નારાયણભાઈ | C/o. ઉમિયા વિજય સો મીલ, ગુ. વિદ્યુત બોર્ડ પાસે, આંતલીયા, બીલીમોરા |
| ૫૫ | ,, | નટવરલાલ પીતાંબરદાસ | ઠે. વીરચંદ કરમચંદની વાડીમાં, શક્તિનગર સોસાયટી પાસે, મહેસાણા |
| ૫૬ | | પટેલ નટવરલાલ હરગોવિંદદાસ | મુ. ઊંઝા |
| ૫૭ | ,, | નથ્થુભાઈ લાલદાસ | ઠે. સામાણીનો માઢ, મુ. ચાણસ્મા |
| ૫૮ | ,, | નરસિંહભાઈ બેચરદાસ | ઠે. બેચરપુરા મુ. પાલનપુર |
| ૫૯ | ,, | નરોત્તમભાઈ ઈશ્વરલાલ | ૩૪, શ્રી નિકેતન સોસાયટી, સુરત ૪ |
| ૬૦ | ,, | નારણભાઈ શીવજીભાઈ | મુ. મોતીવેણીકંપા, તા. મોડાસા |
| ૬૧ | ,, | પરભુરામ મોતીરામ | મુ. ઊંઝા |
| ૬૨ | ,, | પરસોત્તમભાઈ વિઠ્ઠલદાસ | મુ. ઊંઝા |
| ૬૩ | ,, | નારાયણભાઈ લલ્લુદાસ | મુ. ઊંઝા |
| ૬૪ | ,, | પ્રભુદાસ બેચરદાસ | ઠે. જેતાપરૂ, મુ. ચાણસ્મા |
| ૬૫ | ,, | નરોત્તમભાઈ ત્રિકમલાલ | ઠે. ઘોડદોડ, શ્રી નગર સોસાયટી બં. નં. ૨૦ સુરત |
| ૬૬ | ,, | જયંતિલાલ બાલચંદદાસ | મુ. ઊંઝા |
| ૬૭ | ,, | માધવલાલ અંબાલાલ | મુ. ઊંઝા |
| ૬૮ | ,, | બાલચંદભાઈ અંબારામદાસ | મુ. ઊંઝા |
| ૬૯ | ,, | કેશવલાલ ઝવેરભાઈ | ૩ બી, અમીકુંજ સોસાયટી, નારણપુરા રોડ અમદાવાદ ૧૩ |



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| ૭૦ | ,, બીપીનભાઈ એમ. પટેલ | C/o. મણીલાલ એન્ડ કું, કમર બીલ્ડીંગ, કાવસજી પટેલ સ્ટ્રીટ; ફોર્ટ, મુંબઈ-૧ |
| ૭૧ | ,, બેચરભાઈ વ્રજભાઈ | મુ. વટાદરા, તા. ખંભાત |
| ૭૨ | ,, ભગવાનદાસ જી. પટેલ | C/o. અશોક એન્જિનિયરિંગ વર્કસ, ૨/૬ ઈન્ડસ્ટ્રીયલ એસ્ટેટ, વડોદરા ૧૩ |
| ૭૩ | પટેલ અંબાલાલ નાથાલાલ | ઊંઝા |
| ૭૪ | ,, ચતુરભાઈ ઈશ્વરદાસ | ઊંઝા |
| ૭૫ | ,, ભાઈચંદભાઈ મેઘાભાઈ | મુ. નવા લક્ષ્મીપુરા, તા. પાલનપુર |
| ૭૬ | ,, ભાઈલાલભાઈ મણીલાલ | મુ. રણેલા, તા. ચાણસ્મા |
| ૭૭ | ,, ભીખાભાઈ જીવીદાસ | મુ. અંબાલા, તા. ચાણસ્મા |
| ૭૮ | ,, ભુરાભાઈ ખોડીદાસ | મુ. ધડકણ, તા. પ્રાંતિજ |
| ૭૯ | ,, મગનભાઈ ચતુરદાસ | (શ્રોફ એન્ડ કમીશન એજન્ટ) મુ. પાટણ |
| ૮૦ | ,, મણીલાલ અંબારામદાસ | મુ. ઊંઝા |
| ૮૧ | ,, મણીલાલ ઈશ્વરદાસ | મુ. ઊંઝા |
| ૮૨ | ,, મણીલાલ નાથાલાલ | મુ. ઊંઝા |
| ૮૩ | ,, મણીલાલ નારાયણદાસ | મુ. ઊંઝા |
| ૮૪ | ,, ચેલાભાઈ રામચંદદાસ | મુ. બીલીયા, તા. સિદ્ધપુર |
| ૮૫ | ,, મનજીભાઈ કરશનદાસ | C/o. ઓનેસ્ટ ઈલેકટ્રીક એજન્સી સોસાયટી રોડ, હિંમતનગર |
| ૮૬ | ,, મફતલાલ કિશોરદાસ | મુ. ઊંઝા |
| ૮૭ | ,, મફતલાલ ત્રિકમલાલ | મુ. કામળી, તા. સિદ્ધપુર |
| ૮૮ | પટેલ મફતલાલ બેચરદાસ | મુ. ઊંઝા |
| ૮૯ | ,, માણેકલાલ કેશવલાલ (ચોકસી) | મુ. પાદરા, જી. વડોદરા |
| ૯૦ | ,, માધવલાલ મનોરદાસ | C/o. જે માધવલાલ એન્ડ કું. માલ ગોડાઉન, મહેસાણા |
| ૯૧ | ,, મૂળજીભાઈ નાનાલાલ | ઠે. દરબારગઢ, મુ. ભાવનગર |
| ૯૨ | મોતીભાઈ ભીખાભાઈ મારફતીયા | શ્રી નિકેતન, ઉસ્માનપુરા, અમદાવાદ ૧૩ |
| ૯૩ | પટેલ રણછોડભાઈ નરસિંહભાઈ | મુ. સુંસી, તા. વિસનગર |
| ૯૪ | ,, રતિલાલ ઈશ્વરલાલ | ૧૪૬/૫૦ ખાંડ બજાર, મુંબઈ ૨ |
| ૯૫ | ,, રમણભાઈ દુર્લભભાઈ | ૬/૧૬૩૭ "છાયા" લાલદરવાજા ગુંદી શેરી, સુરત |
| ૯૬ | ,, રવજીભાઈ વશરામભાઈ કુલેત્રા | C/o. સ્વસ્તિક ટ્રેડીંગ કું, ટાઉન હોલ સામે, મુ. કેશોદ |
| ૯૭ | ,, રામજીભાઈ ઓધવજીભાઈ ચત્રોલા | મુ. કેરીયાનાગસ, જિ. અમરેલી |
| ૯૮ | ,, રામજીભાઈ પરબતભાઈ વિકાણી | ઠે. બજારમાં, મુ. માણાવદર |
| ૯૯ | ,, રામભાઈ જોઈતારામ | મુ. સતલાસણા, તા. ખેરાલુ |
| ૧૦૦ | ,, રામભાઈ બાલચંદદાસ | મુ. કુંડાલ |
| ૧૦૧ | ,, રેવાભાઈ જોરદાસ | મુ. ઊંઝા |
| ૧૦૨ | ,, રેવાભાઈ વાલજીદાસ | મુ. ઊંઝા |
| ૧૦૩ | ,, પરસોતમ રામજીભાઈ વામજા | મુ. વરસડા, જિ. અમરેલી |
| ૧૦૪ | ,, ત્રિભોવનભાઈ પુરુષોતમદાસ | મુ. ઊંઝા |



## શ્રી ઉમિયા માતાજી
### ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| ૧૦૫ | પટેલ વાડીલાલ જમનાદાસ | મુ. પીલુદરા, તા. મહેસાણા |
| ૧૦૬ | „ વાલજીભાઈ જગજીવનદાસ | ગેલેક્સી એપાર્ટમેન્ટ, ૧૧ મા માળે, રાજકોટ |
| ૧૦૭ | „ વિક્રમભાઈ ધનજીભાઈ | ઠે. કાનદાસપુરા, મુ. ચાણસ્મા |
| ૧૦૮ | „ વિઠ્ઠલભાઈ ડોસાભાઈ | મુ. સુજાણપુર, તા. સિદ્ધપુર |
| ૧૦૯ | „ વેલાભાઈ લખુભાઈ | મુ. બરોડા બેંક સામે, મુ. પાટણ |
| ૧૧૦ | „ શીરીષભાઈ જેઠાલાલ | ૧૫, સન્મતિ સોસાયટી, અકોટા, વડોદરા |
| ૧૧૧ | „ શીવરામભાઈ જીજીદાસ | ઠે. રાણીપ ગામમાં, અમદાવાદ ૫ |
| ૧૧૨ | „ શીવરામભાઈ નાગરદાસ (ભુણાવવાળા) | મુ. ઊંઝા |
| ૧૧૩ | „ શીવરામભાઈ પ્રભુદાસ | ઠે. દીપરા દરવાજા મુ. વિસનગર |
| ૧૧૪ | „ રણછોડભાઈ ગણેશદાસ | ઠે. ડાકલી દરવાજા, મુ. કુકરવાડા, તા. વિજાપુર |
| ૧૧૫ | „ શીવરામભાઈ મોતીદાસ | મુ. ઊંઝા |
| ૧૧૬ | „ શંકરલાલ બાલચંદદાસ | મુ. ઊંઝા |
| ૧૧૭ | „ શંકરલાલ માનચંદદાસ | મુ. ઊંઝા |
| ૧૧૮ | „ શંકરલાલ મોહનલાલ ( ભાણાભાઈ ) | મુ. ઊંઝા |
| ૧૧૯ | „ શંભુભાઈ ઝવેરદાસ | મુ. ચકલાદ, તા. આમોદ |
| ૧૨૦ | „ સવજીભાઈ મનજીભાઈ | મુ. દેરડી કુંભાજી, જિ. રાજકોટ |
| ૧૨૧ | „ સીતારામં જોઈતારામ | મુ. ઊંઝા |
| ૧૨૨ | પટેલ સોમાભાઈ મુલચંદદાસ | ગ્રોફ એન્ડ કમીશન એજન્ટ, મહેસાણા |
| ૧૨૩ | પટેલ સોમાભાઈ શંકરલાલ | મુ. ઊંઝા |
| ૧૨૪ | હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી | 'દુર્ગેશ' ડફનાળા પાસે, શાહીબાગ, અમદાવાદ ૪ |
| ૧૨૫ | પટેલ હરીપ્રસાદ નરસિંહદાસ સાખે સાવદરા | મુ. ઉમતા, તા. વિસનગર |
| ૧૨૬ | પટેલ હીરજીભાઈ જીવરાજભાઈ | C/o. જયંત ઑઇલ મીલ, ગ્રેઈન મારકેટ, જામનગર |

## કો-ઑપ્ટ કારોબારી સભ્યો

| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| (૧) | પટેલ જેઠાભાઈ પુંજાભાઈ | પ્રમુખ, કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ, કચ્છ કડવા પાટીદાર કોલોની, બહેરામપુરા રોડ, રાજબાઈ નિકેતન, અમદાવાદ ૨૨ |
| (૨) | કિસનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ | પાટડી હાઉસ, ગુજરાત કોલેજ સામે, એલિસબ્રીજ અમદાવાદ ૬ |
| (૩) | યશવંત એન. દલાલ | 'નંદન' પંચવટી, એલિસબ્રીજ અમદાવાદ ૬ |
| (૪) | મોહનભાઈ નાથાભાઈ કાલરીયા | ૬, જગજીવન પાર્ક, ઈશ્વરભુવન સામે, કોમર્સ કોલેજ હૉસ્ટેલ પાછળ, નવરંગપુરા, અમદાવાદ ૯ |
| (૫) | પટેલ માધુભાઈ મફતલાલ | નવસર્જન એપાર્ટમેન્ટ, બ્લોક નં. ૫, રૂમ નં. ૨ મહાદેવનગર સોસાયટીની બાજુમાં, સગરામપુરા, સુરત |
| (૬) | પટેલ દશરથભાઈ બહેચરદાસ | મુ. ઊંઝા |
| (૭) | પટેલ વિરચંદભાઈ વિહાલાલ | મુ. ઊંઝા |



# શ્રી ઉમિયા માતાજી
## ૧૮ મી શતાબ્દી મહોત્સવ ❋ સ્મૃતિ ગ્રંથ



| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| (૮) | ડૉ. અમૃતલાલ ગોવિંદભાઈ પટેલ | ઠે. ટી. બી. હૉસ્પિટલ, વડોદરા ૯ |
| (૯) | પટેલ માધવલાલ ભોળીદાસ | મુ. ઊંઝા |
| (૧૦) | પટેલ અમૃતલાલ ભોળીદાસ | C/o. પોપ્યુલર કન્સ્ટ્રકશન કું. શાંતિ ચેમ્બર, દિનેશ હોલની સામે, નવરંગપુરા અમદાવાદ ૯ |
| (૧૧) | પટેલ છોટુભાઈ વેલજીભાઈ | C/o પટેલ રેડિયો ઈલેક્ટ્રોનિક્સ, રીલીફ સિનેમા સામે, સલાપસ રોડ, અમદાવાદ ૧ |

### આમંત્રિત સ્ત્રી સભ્યો

| અ. નં. | નામ | સરનામું |
|---|---|---|
| (૧) | પા. રમાબહેન મણીલાલ | મુ. ઊંઝા |
| (૨) | પા. દિવાળીબહેન લક્ષ્મણભાઈ | મુ. ઊંઝા |
| (૩) | ચોકસી જ્યોત્સનાબહેન ઈન્દ્રવદનભાઈ | મુ. પાદરા, જી. વડોદરા |
| (૪) | ચોકસી લીલાબહેન નંદકિશોરભાઈ | ઠે. ગીતા ભારતી પોળ, મુ. પાદરા, જી. વડોદરા |
| (૫) | પા. ભારતીબહેન ભરતકુમાર | ૧૦૯, આશુતોષનગર, કારેલી બાગ, વડોદરા ૧૮ |
| (૬) | પા. ઉર્મિલાબહેન મગનલાલ | મધુકુંજ સોસાયટી, સ્ટેશન પાસે, મુ. પાટણ |
| (૭) | ડૉ. લીલાબહેન કે. પટેલ | ૧૦, શાન્તિનિકેતન, ડૉ. અમીનના દવાખાના પાસે, સરદાર પટેલ કૉલોની પાસે, અમદાવાદ ૧૪ |
| (૮) | પા. શાન્તાબહેન ભોળાભાઈ | જવાહર સોસાયટી, વિસનગર |
| (૯) | પા. તરલતાબહેન ભરતકુમાર | C/o. પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસ, સત ઈસબગોલ ફેક્ટરી, એસ. ટી. સ્ટેન્ડની બાજુમાં, મુ. સિદ્ધપુર |
| (૧૦) | પા. કુન્તાબહેન તનસુખભાઈ | પીલાજી ગંજ, મહેસાણા |
| (૧૧) | પા. કમળાબહેન ભોળીદાસ | ત્રિલોકીનાથ સોસાયટી, બંગલા નં. ૭, મગનપુરાની બાજુમાં, રાણીપ, અમદાવાદ ૫ |
| (૧૨) | પા. રમીલાબહેન રામજીભાઈ | મુ. પો. નવાનગર, તા. હિંમતનગર, જી. સાબરકાંઠા |
| (૧૩) | પા. જયાબહેન દેવશીભાઈ ટીલવા | જયંત સોસાયટી, બ્લોક નં. ૧૩, ઈરવીન હૉસ્પિટલ પાછળ, જામનગર |
| (૧૪) | પા. હંસાબહેન જશુભાઈ | ૧૦, સીમા સોસાયટી, મેમનગર, અમદાવાદ |



●

# ૧૮ મી શતાબ્દી મહોત્સવ સમિતિના ૧૭૦ સભ્યોની યાદી

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા કારોબારી સભા ઠરાવ નં. ૩/૩ તા. ૫-૯-'૭૬ મુજબ ૧૭૦ સભ્યોની ૧૮ મી શતાબ્દિ મહોત્સવ સમિતિ બનાવવામાં આવી. જેમાં ૧ થી ૬૨ સુધીના સભ્યો શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના કારોબારી સભ્યો છે. ૬૩ થી ૬૪ સુધીના સભ્યો શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના કો.ઑપ્ટ કારોબારી સભ્યો છે તથા ૬૫ થી ૧૭૦ સુધીના સભ્યો મહોત્સવ પૂરતા આ સમિતિના સભ્ય તરીકે નિમણૂક કરવામાં આવી છે.

| અ. નં. | નામ | ગામ | અ. નં. | નામ | ગામ |
|---|---|---|---|---|---|
| ૧ | શેઠશ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી | અમદાવાદ | ૩૫ | પટેલ ઈશ્વરલાલ શંકરલાલ | ઊંઝા |
| ૨ | મોતીલાલ ભીખાભાઈ મારફતિયા | ,, | ૩૬ | ,, શીવરામભાઈ મોતીરામ | ,, |
| ૩ | પટેલ કેશવલાલ વિઠ્ઠલદાસ | સિદ્ધપુર | ૩૭ | ,, માધવલાલ મનોરદાસ | મહેસાણા |
| ૪ | ,, જમનાદાસ ત્રિકમલાલ | અમદાવાદ | ૩૮ | ,, હરિભાઈ શીવરામ માનજીદાસ | ,, |
| ૫ | ધરમચંદ શીવલાલ ચોકસી | ,, | ૩૯ | પટેલ નટવરલાલ પીતાંબરદાસ | ,, |
| ૬ | પટેલ ખોડીદાસ જોરદાસ | ઊંઝા | ૪૦ | ,, સાંકળચંદ કાળીદાસ | વિસનગર |
| ૭ | ,, ઈશ્વરલાલ ગણેશદાસ | ,, | ૪૧ | ,, ઈશ્વરલાલ જીવીદાસ | અમદાવાદ |
| ૮ | ,, મણીલાલ અંબારામદાસ | ,, | ૪૨ | ,, અંબાલાલ હરજીવનદાસ | કડી |
| ૯ | શેઠશ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈ | અમદાવાદ | ૪૩ | ,, કેશવલાલ નથ્થુદાસ | ,, |
| ૧૦ | પટેલ ડાહ્યાલાલ ભોગીલાલ | ,, | ૪૪ | ,, શામજીભાઈ ખીમજીભાઈ | જામનગર |
| ૧૧ | ,, ભગવતપ્રસાદ રણછોડલાલ | ,, | ૪૫ | ,, જમનાદાસ ગોકળદાસ | જામનગર |
| ૧૨ | ,, બળદેવભાઈ લલ્લુભાઈ | ,, | ૪૬ | ,, ગોવિંદભાઈ ગરબડદાસ | સુતરેલ |
| ૧૩ | ,, પ્રભુદાસ કિશોરદાસ | ,, | ૪૭ | ,, હરિપ્રસાદ નરસિંહદાસ | ઉમતા |
| ૧૪ | સોમાભાઈ બળદેવદાસ કસ્ટીઆ | ,, | ૪૮ | ,, આત્મારામ મગનલાલ | મહેસાણા |
| ૧૫ | પટેલ ગોપાળદાસ શીવલાલ | ,, | ૪૯ | ,, મણીલાલ મગનલાલ | અમદાવાદ |
| ૧૬ | ,, બળદેવભાઈ ડોસાભાઈ | ,, | ૫૦ | ,, પ્રભુદાસ બેચરદાસ | ચાણસ્મા |
| ૧૭ | ,, દિનેશચંદ્ર ભીખાલાલ | કલોલ | ૫૧ | ચોકસી માણેકલાલ કેશવલાલ | પાદરા |
| ૧૮ | ,, વિષ્ણુભાઈ નટવરલાલ | અમદાવાદ | ૫૨ | પટેલ ભગવાનદાસ મોહનલાલ | અમદાવાદ |
| ૧૯ | ,, બાલચંદદાસ ઉમેદદાસ | ઊંઝા | ૫૩ | ,, જોઈતારામ રામજીદાસ | રણુજ |
| ૨૦ | ,, ગોબરદાસ શંભુદાસ | ,, | ૫૪ | ,, જીવણલાલ મોતીભાઈ | કાશીપુરા |
| ૨૧ | ,, ઈશ્વરલાલ બેચરદાસ | ,, | ૫૫ | ,, હરિભાઈ કરશનભાઈ | રામપુરાકંપા |
| ૨૨ | ,, અંબાલાલ માધવજી (કાપડિયા) | ,, | ૫૬ | ,, શીવરામભાઈ જીજીદાસ | અમદાવાદ |
| ૨૩ | ,, નટવરલાલ હરગોવનદાસ | ,, | ૫૭ | ,, રામજીભાઈ ઓધવજી ચત્રોલા | કેરિયાનાગસ |
| ૨૪ | ,, મફતલાલ બેચરદાસ | ,, | ૫૮ | ,, ખોડીદાસ છગનલાલ | લાંભા |
| ૨૫ | ,, મણીભાઈ ઈશ્વરલાલ (મમ્મી) | ,, | ૫૯ | ,, રતિલાલ હાથીભાઈ | નાયકા |
| ૨૬ | ,, રેવાભાઈ જોરદાસ (વકીલ) | ,, | ૬૦ | ,, સવજીભાઈ મનજીભાઈ | દેરડીકુંભાજી |
| ૨૭ | ,, રેવાભાઈ વાલજીદાસ | ,, | ૬૧ | પટેલ હરિભાઈ ઠાકરશીભાઈ | રાજકોટ |
| ૨૮ | ,, લીલાચંદ શંકરલાલ | ,, | ૬૨ | ,, વાલજીભાઈ જગજીવનદાસ | ,, |
| ૨૯ | ,, ગોવિંદભાઈ પ્રભુદાસ (ચોકસી | ,, | ૬૩ | ,, કેશવલાલ જોઈતારામ | ઊંઝા |
| ૩૦ | શંકરલાલ મોહનલાલ ગુરુ | ,, | ૬૪ | ,, પરસોત્તમભાઈ સોમાનાથ (બેંકર) | સરઢવ |
| ૩૧ | ત્રિભોવનદાસ મોહનલાલ ગુરુ | ઊંઝા | ૬૫ | ,, મણીલાલ નારાયણદાસ (ઘંટી) | ઊંઝા |
| ૩૨ | પટેલ ચુનીલાલ કાનજીભાઈ | ,, | ૬૬ | ,, હરગોવનભાઈ શંકરલાલ સાખે બોકરવાડીયા | ,, |
| ૩૩ | ,, શંકરલાલ મોહનલાલ (ભાણાભાઈ) | ,, | ૬૭ | ,, શીવરામભાઈ રામચંદદાસ (કેપ્ટન) | ,, |
| ૩૪ | ,, સોમાભાઈ શંકરલાલ | ,, | ૬૮ | ,, બાબુલાલ પરસોત્તમદાસ સાખે બોકરવાડીયા | ,, |

**પ્રભાત ની નજરે**





ઊંઝા મુકામે પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીના ૧૮મા શતાબ્દી મહોત્સવ અંગે મળેલા વિશાળ સંમેલનને વિસનગરના શ્રી શંકરભાઈ હરિભાઈ પટેલ, ઉત્સવ સમિતિના અધ્યક્ષ શેઠ શ્રી કેશવલાલ પટેલ, મહેસાણા જિ. સહકારી બેંકના પ્રમુખ શ્રી આત્મારામ પટેલ, શ્રી ચુનીભાઈ પટેલ, સાબર ડેરીના પ્રમુખ શ્રી ભુરાભાઈ પટેલ અને શ્રી શંકરલાલ ગુરૂ સંબોધી રહ્યા છે.

# ઉમિયા માતાજીના શતાબ્દિ મહોત્સવનો ઉમંગ એકલો મહેસાણા જિ.માં જ નહી. બલ્કે ગુજરાતભરમાં વ્યાપ્યો છે

## દેશમાં વસતા કડવા પાટીદારભાઈઓ એવું કામ કરે કે માના આશિર્વાદ ઉતરે : મહોત્સવ સમિતિના મંત્રીશ્રી મણિભાઈએ કડવા પાટીદાર સમિતિ આપેલો ખ્યાલ

ઊંઝા, તા. ૫

ઉત્તર ગુજરાતના વેપારી મથક ઊંઝાના આંગણે ઉજવાનારા કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીના ૧૮મા મહોત્સવનો ઉમંગ મહેસાણા જીલ્લામાંજ નહીં પણ સમગ્ર ગુજરાતમાં વ્યાપ્યો છે. તેની પ્રતીતિ અત્રે મળેલ સંમેલનમાં ગુજરાતભરમાંથ હજાર જેટલા કડવા પાટીદાર આગેવાનોએ પુરી પાડી છે. શ્રી ઉમિયા માતાજીના વિશાળ ચોકમાં આ સંમેલનનો આરંભ થયો હતો. મહોત્સવ સમિતિના સભ્યો કાર્યકરો અને કડવા પાટીદારોના જુદા જુદા ગોળના આગેવાનો ગુજરાતભરમાંથી આવ્યા હતા.

શરૂઆતમાં મહોત્સવ સમિતિના મંત્રી જાણીતા કાર્યકર શ્રી મણીભાઈ પટેલે, આ મહોત્સવનો ખ્યાલ આપ્યો હતો કે સમગ્ર ભારતમાં વસતા ઉમિયા માતાજીના કડવા પાટીદાર ભાઈઓ એવું કામ કરે કે મા ના આશીર્વાદ ઉતરે અને માના આશીર્વાદથી આપણા પર આર્થિક, સામાજીક અને રાજકીય ક્ષેત્રે સારી પ્રગતિ થઈ છે. આ મહોત્સવને સફળ કરવા ૧૧ જેટલી કમિટીઓની રચના કરવામાં આવી છે. આ કમિટીઓનેવિસ્તૃત કરી ગામનાં આગેવાનોનો સમાવેશ કરવાનો છે. આ મહોત્સવ સમિતિ રાત દિન કાર્ય કરી રહી છે.

## અમદાવાદ જિ. રૂા ૨૦ લાખનો ફાળો કરી આપશે

**આગેવાનોની હાજરી**

ત્યારબાદ ગુજરાતના કડવા પાટીદારોના જુદા જુદા ગોળના આગેવાનોએ આ મહોત્સવમાં તેમના ગોળ તરફથી કેટલો ફાળો અપાશે તેનો ખ્યાલ આપ્યો હતો. ખેડા જીલ્લાના શ્રી છોટાભાઈ પટેલ, પાંચોટના મહેસાણા જીલ્લાના શ્રી આત્મારામ પટેલ, (પ્રોફે) મકનપુરના શ્રી મગનભાઈ નરસીંહ પટેલ, ઊંઝાના શ્રી હરજીવનદાસ અંબાલાલ પટેલ, મહેસાણા જીલ્લા શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી ચતુરભાઈ પટેલ, કુવાસણા શ્રી સોમનાથ પટેલ, ભુણાવના શ્રી ચેલાભાઈ નાગરદાસ પટેલ, બ્રાહ્મણવાડાના શ્રી મગનલાલ જેઈતારામ પટેલ, કાંસાના શ્રી અંબાલાલ જેઈતારામ પટેલ, પાલનપુરના શ્રી ભાવચંદભાઈ પટેલ, કડીના શ્રી ભગવાનદાસ પટેલ, કણીપુરના શ્રી માધવલાલ પટેલ, સાબરકાંઠાના શ્રી શન્તીભાઈ પટેલ, સાબરકાંઠાના શ્રી અંબાલાલ પટેલ, વિગેરે સંખ્યાબંધ આગેવાનોએ પોતપોતાના સમાજ તરફથી અપાનાર ફાળાની વિગત જણાવી હતી.

**અમદાવાદ શહેર જીલ્લો ૨૦ લાખ**

અમદાવાદ જી. કો. બેંકના ઉપપ્રમુખ શ્રી ચંદુભાઈ તેમજ અમદાવાદના ચોકસી શ્રી ધરમચંદભાઈએ જણાવ્યું હતું કે, અમદાવાદ અને જીલ્લો મળી ૨૦ લાખ ઉપરાંત ફાળો આપશે.

દેલવાડાના શ્રી હાથીભાઈ પટેલ, અમદાવાદના શ્રી અમૃતલાલ મગનભાઈ વિગેરેએ પણ ખ્યાલ આપ્યો હતો.

બોરસદના શ્રી છોટાભાઈ પટેલે મંગળ પ્રવચન કર્યું હતું. શ્રી. ગોકળદાસ શંભુભાઈ પટેલે સ્વાગત કર્યું હતું. અતિથિવિશેષ તરીકે સાબરકાંઠાના શ્રી વસરામભાઈ નથુભાઈ પટેલ આવ્યા હતા.

મહોત્સવ સમિતિના પ્રમુખ અને જાણીતા દાતા શેઠ શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલે સ્વાગત કરતાં કહ્યું કે આ મહોત્સવના તમામ કડવા પાટીદારોને આમંત્રણ અપાયા છે.

**૫૦ લાખ કડવા પાટીદારો છે.**

સાબર ડેરીના ચેરમેન શ્રી ભુરાભાઈ. પટેલે કહ્યું હતું કે એકમાંથી અનેકધાણું પેદા કરનાર આપણો વર્ગ છે. શક્તિશાળી છે. ૫૦ લાખ જેટલા કડવા પાટીદારો માતાજીના ભક્ત છે. બબ્બે રૂપિયા આપે તો પણ એક કરોડનો ફાળો થાય.

તેમણે આ પ્રસંગે એકત્ર થયેલ આગેવાનોને ખેતીના વિકાસ માટે સામાજીક રીતે વિચાર કરવા અનુરોધ કર્યો હતો. તેમણે કહ્યું કે વડાપ્રધાનશ્રીના ૨૦ મુદાના કાર્યક્રમને આપણે સફળ કરી શકીએ તેમ છીએ.

મહેસાણા જીલ્લા પંચાયતના ઉપપ્રમુખ શ્રી વસરામભાઈ પટેલે જીલ્લા પંચાયત તરફથી મદદની ખાત્રી આપી હતી. મહેસાણા જી. સ. બેન્કના અધ્યક્ષ શ્રી આત્મારામ પટેલ, જી. બેન્કના ઉપ પ્રમુખ શ્રી નટવરલાલ પીતાંબરદાસ પટેલ વિગેરેએ આ મહોત્સવને સફળ કરવા અનુરોધ કર્યો હતો.

શ્રી ઉમિયા માતાના ૧૮ મા શતાબ્દી મહોત્સવની

# 'પ્રજારાજ' પૂર્તિ

## ૧૮ મા શતાબ્દી મહોત્સવના કાર્યક્રમમાં

સહસ્રચંડી યજ્ઞમાં પધારવાનું સ્વાગત સમિતિ

## ભાવભીનું જાહેર આમંત્રણ આપે છે

# ચાલો ઊંઝા પધારો ઊંઝા

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી ઊંઝા

- ચાંદીના સિક્કા
- દસ્તાવેજી ચલચિત્ર
- માતાજીના ફોટા
- ફોટાવાળા ચિત્રિત ગ્લાસ વગેરે
- સ્મૃતિ સ્થંભ
- સ્મરણિકા

આ મહોત્સવની સ્મૃતિરૂપે આટલું તો અવશ્ય ખરીદીએ

**મહોત્સવને સફળ બનાવવા માટે નીચે પ્રમાણેની વિવિધ સમિતિઓએ અથાગ જહેમત ઉઠાવી છે, અને યાત્રિકોની તમામ સુવિધાઓ માટે વ્યવસ્થા ઊભી કરી છે.**

(૧) મહોત્સવ સમિતિ
(૨) સ્વાગત સમિતિ
(૩) નાણાં સમિતિ
(૪) પ્રચાર અને પ્રકાશન સમિતિ
(૫) યજ્ઞ સેવા સમિતિ
(૬) સરભરા સમિતિ
(૭) મંડપ અને ઉતારા સમિતિ
(૮) આરોગ્ય, પાણી અને દીવાબત્તી સમિતિ
(૯) વાહનવ્યવહાર સમિતિ
(૧૦) પ્રસાદ સમિતિ
(૧૧) સ્વયંસેવક સમિતિ
(૧૨) સલામતી ને વ્યવસ્થા સમિતિ

## * કાર્યક્રમના દિવસો *

**પ્રારંભ** : તા ૨૫-૧૧-૭૯, ગુરુવાર * **પૂર્ણાહુતિ** : તા ૨૯-૧૧-૭૯. સોમવાર

મહોત્સવ સમિતિના પ્રમુખ : **શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ** (સિદ્ધપુર)
સ્વાગત સમિતિના પ્રમુખ : **શ્રી બાલચંદદાસ ઉમેદદાસ પટેલ** (ઊંઝા)
" " ઉપપ્રમુખ : **શ્રી ગોબરદાસ શંભુદાસ પટેલ** (ઊંઝા)
ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખ : **શેઠ શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ લશ્કરી**

# કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા.
# ૧૮મી શતાબ્દિ મહોત્સવ અને હોમાત્મક સહસ્ત્રચંડી યજ્ઞનાં

## સંસ્મરણો

(૧) કોઇ જ અનિચ્છનીય બનાવ બનવા ન પામ્યો.

(૨) મા ઉમાના ગોલખ ભંડારો છલકાયા.

(૩) મહોત્સવની વ્યવસ્થા નિહાળી આભાર દર્શાવતા પત્રોનો વરસાદ.

(૪) ગુજરાતનું અણમોલ તીર્થધામ "ઉમિયા."

(૫) ૧૮મી શતાબ્દિ મહોત્સવ અને સહસ્રચંડી મહાયજ્ઞ તા. ૨૫-૧૧-૭૬ થી ૨૯-૧૧-૭૬ સુધી ૫ દિવસનો ભવ્ય રીતે ઘણા વર્ષો બાદ ભારે ધામધુમથી ઉજવાયો.

(૬) સ્વાગત ઘેલુ બનેલું ઊંઝા નગર.

(૭) મહોત્સવમાં વરૂણદેવ, સૂર્યદેવ, નાગદેવ, અગ્નિદેવ, અને વાયુદેવ આ પાંચે દેવતાઓનાં સાક્ષાત સ્વરૂપે દર્શન થયાં.

(૮) ભારતભરના તમામ જ્ઞાતિના લાખો યાત્રિકોનો એસ. ટી. બસો, રેલ્વે ટ્રેનો, ટ્રકો, ટેકટરો, રીક્ષાઓ અને ખાનગી મોટર ગાડીઓમાં માતાજી અને યજ્ઞના દિવ્ય દર્શન માટે ઉમટેલો માનવ મહેરામણ.

(૯) ઊંઝા નગરમાં ઠેર ઠેર કમાનો, ગેટ, સ્વાગતબોર્ડ, આકર્ષક મુખ્ય પ્રવેશદ્વાર, ભવ્ય ઉમિયા નગર, ચોવીસે કલાક પીવાના પાણીની તથા વિના મૂલ્યે ડોકટરી સારવારની સુવિધા, આંખે ઉડીને બાઝે તેવી નગરની સ્વચ્છતા તથા વિરાટ પાવક ઉમિયા ભોજનાલયની અદ્યતન વ્યવસ્થાઓ આ મહોત્સવનાં કાયમી સ્મરણો છે.

(૧૦) ૧૫ થી ૨૦ લાખ યાત્રિકો માતાજીની અલૌકિક ચૈતન્ય શક્તિનું દર્શન કરી પાવન થયા.



(૧૧) સાકરીયા અને શ્રીફળનો વિપુલ પ્રસાદ વહેંચાયો.

(૧૨) સ્વયંસેવક ભાઇઓ તથા બહેનો, હોમગાર્ડ ભાઇઓ, ગ્રામ રક્ષકદળના ભાઇઓ, પોલીસભાઇઓ તથા બહેનો અને માતાજીના કાર્યકરોએ ખડેપગે પૂરા રસથી સેવા આપી. યાત્રિકો સ્વયં સેવકોની જેમ વર્ત્યા એ આ મહોત્સવની વિશિષ્ટતા છે

(૧૩) કુંભ મેળાની યાદ તાજી કરાવતો ઉમટેલો માનવ મહેરામણ.



(૧૪) માતાજીની અલૌકિક ચૈતન્ય શક્તિનું દર્શન :– વર્ષાના તાંડવમાંથી એકાએક નીકળેલ ઉઘાડ, વીજળીનો થાંભલો ભાગવા છતાં અકસ્માત ન થયો, અનેક બાળકે ખોવાયાં છતાં બધા જ સલામત રીતે ઘેર પહોંચી ગયા, લાખ લાખ વંદન હે મા ઉમિયાને !

(૧૫) ભારતભરમાં સમાચાર પત્રો, આકાશવાણી કેન્દ્રો, બી. બી. સી. લંડન રેડીયો વિગેરે દ્વારા મહોત્સવના સમાચારો પ્રસિધ્ધ થયા.

(૧૬) કાયમી સ્મૃતિઓ માટે માતાજીના ચાંદીના સિક્કા (મુદ્રા), ટીનપ્લેટકેલેન્ડર, સ્મરણિકા, કાગળના ફોટા વિગેરે વિપુલ સામગ્રી ખૂટી પડી.

(૧૭) હજારોની સંખ્યામાં વ્યક્તિગત રીતે ટપાલથી માતાજીનું સાહિત્ય પહોંચાડયું.

(૧૮) સલામતી, પ્રસાદ, પાર્કિંગ, ટેલીફોન તેમજ માઈક દ્વારા પ્રચારની સુંદર વ્યવસ્થા, દર્શન, રાત્રે રહેઠાણની સુવિધા તથા ભોજનની સુંદર વ્યવસ્થા, ભોમિયાએ આપેલું વિસ્તૃત માર્ગદર્શન, નવી પેઢીમાં જાગતો ધર્મ પ્રેમ વિગેરે પરિબળો મહોત્સવની સફળતાના યશ રૂપ છે.

(૧૯) શ્રીમંત કે ગરીબ, નાત કે જાત, નાના કે મોટા કોઈપણ જાતના ભેદભાવ વગર લોકમાતા ઉમિયા માતાના ઉત્સવને સફળ બનાવવા માટે ઉત્સાહ અને ઉમંગથી ઊંઝાના પ્રત્યેક નાગરિકોએ પોતાની ફરજ સમજી આપેલી સેવા એ મહોત્વની વિશિષ્ટતા છે.

(૨૦) તા. ૨૫–૧૧–૭૬ થી ૨૯–૧૧–૭૬ સુધી સતત પાણીના રેલાની જેમ દર્શનાર્થે ઉમટેલા ભાવિકોની લાઇન અતુટ ચાલુ રહી, દર્શનની સુંદર વ્યવસ્થા.

(૨૧) સમગ્ર ગુજરાત તેમજ અન્ય સમાચાર પત્રોએ બે માસથી વધુ સમય સુધી સચિત્ર અને આકર્ષક રીતે મહોત્સવના પ્રચારનો નાદ ગુંજતો કર્યો તે અખબારોની સેવા, યજ્ઞની સફળતા માટે નોંધપાત્ર બીના છે.

(૨૨) સતત ચાલુ રહેલો વિજળી પ્રવાહ, પાણી એટલે જીવન અને તેની અખૂટ સગવડ, "સ્વચ્છતા ત્યાં પ્રભુતા" તેને સાર્થક કરવા આખી રાત સફાઈ ઝુંબેશ આદરતા સેવકો, આ ત્રણ પાયાની કામગીરીના સમન્વય સાધતી ઊંઝા [illegible] અને વિવિધ ખાતાઓની સહકારની પ્રશંસનીય કામગીરી અભિનંદનને પાત્ર છે.



૧૮ મી શતાબ્દિ મહોત્સવ સમિતિ, ઊંઝા — સંવત–૨૦૩૩

# INDIAN EXPRESS

Largest combined net sales among all daily newspapers in India

Vol. XLIV No. 22 — Ahmedabad: Thursday, November 25, 1976 — 35 paise




## UNJHA CALLING! PUBLIC INVITATION WELCOME TO UNJHA

The Celebrations Committee Cordially invites you to the 18th Centenary Mahotsava of Shri Umiya Mataji and the Sahastra Chandi Yagna

FOR PERMANENT MEMORIAL OF THE MAHOTSAVA.

* Silver Coins
* Calendars
* Souvenir
* Documentary films
* Memorial Statue.



KADVA PATIDAR
Shri Umiyamataji's Temple, Unjha

### LET US DO THIS MUCH

1. KEEP SHRI UMIYA MATAJI'S PICTURE IN EVERY HOUSE.
2. PRESENT THE MATAJI'S SILVER COIN TO EVERY COUPLE OF KADVA PATIDAR COMMUNITY AT THE TIME OF MARRIAGE.
3. SEND THE FIRST INVITATION CARD TO MATAJI AT THE TIME OF MARRIAGE.
4. FREQUENT VISIT TO THE MATAJI'S TEMPLE BY MARRIED COUPLES.
5. DONATIONS TO MATAJI FROM THE YEARLY SAVINGS AND COLLECTIONS AT THE TIME OF MARRIAGE CEREMONY.

(THE ABOVE PROGRAMME HAS BEEN WIDELY WELCOMED BY THE KADVA PATIDAR COMMUNITY).



Shri Umiyamataji's procession.

The Various Committees which have worked for the Success of the Mahotsava.

1. Mahotsava Committee — 2898.
2. Celebrations Committee — 2472.
3. Finance Committee
4. Publicity Committee.
5. Yagna Seva Committee.
6. Sarbhara Committee.
7. Pandal & Hostel Committee.
8. Health, Water, Light Committee.
9. Security and arrangement Committee.
10. Transport Committee.
11. Prasad Committee — 2833.
12. Volunteer Committee — 2870.

Shri Umiya Mataji's organisation secretaries
Shri Jamnadas Patel, Ahmedabad.
Shri Dharamchand Shivlal Choksi, Ahmedabad

Joint Secretaries
Shri Khodidas Jordas Patel, Unjha.
Shri Ishvarbhai Ganeshdas Patel, Unjha.
Shri Manilal Ambalal Patel, Unjha.

1. Mahotsava Committee's Chairman and Organisation's Vice-president, — Shri Keshavlal Viththaldas Patel, SIDDHPUR.
2. Umiyamataji Organisation President, — Sheth Hariprasad Durgaprasad Lashkari, AHMEDABAD.
   Vice-president: — Shri Motilal Bhikhabhai Marjatia.
3. Celebrations Committee President. — Shri Balcharandas Umedram Patel, UNJHA.
   Vice-president. — Shri Golardas Shambhuram Patel, UNJHA.

### PROGRAMME DAYS

| INAUGURATION | CONCLUSION |
|---|---|
| 25-11-76 | 29-11-76 |
| Thursday | Monday |

### ROAD-RAIL TRANSPORT ARRANGEMENT

| RAILWAY | SPECIAL TRAINS |
|---|---|
| DEP. AHMEDABAD | 8.10 A.M. |
| ARR. UNJHA | 11.25 A.M. |
| DEP. PALANPUR | 17 45 |
| ARR. UNJHA | 18 30 |
| ARR. AHMEDABAD | 22.10 |

SPECIAL STATE TRANSPORT BUSES AVAILABLE AT ALL CENTRES.
TEL. NO. 2886, 2868 UNJHA.

FOR DETAILS GET THE 'BHOMIYO PATRIKA' FREE.
PLACES WORTH VISITING IN UNJHA.

| | |
|---|---|
| 1. MARKET YARD | 2. UNJHA PHARMACY |
| 3. LADIES HOSTEL | 4. BALOJ MATA |
| 5. VAIJNATH MAHADEV | 6. JAIN DERASAR |



The master plan of the Shri Umiyaji Mata's temple to be built at an estimated cost of Rs. 40 lakhs. It includes a multistoreyed guest house, prayer hall, meeting hall, Kund and a modern Kitchen.

*

It is a moment of great pride for the 60-70 lakh community spread all over the country to celebrate Shri Umiya Mataji's 18th centenary. [illegible]

HEARTIEST WISHES FOR THE SUCCESS OF THE 18th CENTENARY CELEBRATIONS AND SAHASTRA CHANDI YAGNA OF KADVA PATIDAR KULDEVI SHRI UMIYA MATAJI

# પ્રગતિ

Regd, No. G. MEH 31 | Phone : P. P. 2317

તંત્રી : જશવંત દાણી | સહતંત્રી : હરગોવનભાઈ શં. પટેલ

## ૧૮મી શતાબ્દી મહોત્સવ પૂર્તિ

વર્ષ : ૨૬ ]  ઊંઝા બુધવાર તા. ૨૪-૧૧-૭૬  પાના : ૬  [ ખાસ અંક


## માતાજીનું પ્રાગટ્ય

પૂર્વે તારકાસુર અને દેવોનો સંગ્રામ થયો તેમાં દેવોનો પરાજ્ય થવાથી તે અસુરને જીતવાતો ઉપાય પૂછવા ઈંદ્રાદિ સર્વ દેવો શ્રી વિષ્ણુ ભગવાન પાસે જઈને પ્રશ્ન પુછ્યો. શ્રી વિષ્ણુએ શંકરના પુત્રને સેનાપતિ બનાવી યુદ્ધ લડવાથી તે જીતશે એમ કહ્યું. એટલે સર્વ દેવોએ વિચાર્યું કે દક્ષના યજ્ઞમાં બળી મરેલા સતીના શોકથી વૈરાગ્યવાળા થઈને શંકર તો હિમાલયમાં સમાધિમાં બેઠા છે. એમને સંતાન ક્યાંથી થાય? ત્યારે બધાએ સંતલસ કર્યો કે શંકરને સમાંધિમાંથી જગાડવા અને તેમની પૂજા કરવા આવતી હિમાલયની પુત્રી ગૌરીની સાથે શંકરને વરાવવાનો નિશ્ચય લીધો, તે અનુસાર સમાધિમાંથી જગાડવા માટે દેવોની સભામાંથી કામદેવ અને તેનાં પત્ની રતિ તથા તેનો મિત્ર વસંત વિગેરેએ બીડું ઝડપ્યું અને શંકરની સમાધિનો ભંગ કર્યો તો ખરો, પણ પૂજા કરવા આવેલા ગૌરીમાં શંકરનું મન ક્ષણભર લાગી ગયું હતું પરંતુ આ વિચારથી પોતે સજાગ બની જઈને તેમની પર્ણકુટીમાં છૂપાઈ રહેલા કામને પોતાના ત્રીજા લોચનથી બાળીને ખાખ કર્યો. અને પોતે અંતરધ્યાન થઈ ગયા. ગૌરીને આ પ્રસંગથી પોતાનું અપમાન થયેલું લાગતાં એ જ શંકરને પોતાનો વર બનાવવા ઉગ્ર તપ કરવા માટે ઘેરથી ચાલી નીકળવાની તૈયારી કરી તે વખતે તેમની માતા હિમાલયની પત્ની મેનાએ તેમને "ઉમા અરે જઈશ નહિ." એમ કહીને તપ કરવા જતા રોક્યાં. ત્યારથી તે પર્વતપુત્રી ગૌરીનું શુભ નામ ઉમા પડયું છતાં ઉમાએ ઉગ્ર તપ કરીને શંકરને પ્રસન્ન કર્યા. લગ્ન થયા. તેમને કાર્તિકેય અને ગણપતિ બે પુત્રો થયા. કાર્તિક સ્વામીએ તારકાસુર સાથે યુદ્ધનો વ્યુહ રચવા વિચાર્યું. સરસ્વતીના ઉત્તર કાંઠે દેવોનું રાજ્ય હતું. તેના દક્ષિણકાંઠે અસુરોનું રાજ્ય હતું. મુંડાણ ગામે મુંડનું રાજ હતું. સોભાસણ ગામે શુંભનો નિવાસ હતો. મહેસાણામાં મહિષાસુરનું મથક હતું. બહુચરાજી પાસે રાંતેજ ગામે રકત, બીજ વિગેરેની રાજધાની હતી. ખંભાત પાસે તારાપુર એ તારકાસુરનું મથક હતું. હવે દેવોની લશ્કરી છાવણી સરસ્વતીના ઉત્તર કિનારે કાર્તિકેય સ્વામી સેનાપતિ તરીકે રહ્યા બિન્દુ સરોવર પર તેમનો પડાવ થયો. તેની યાદગીરીમાં હાલમાં ત્યાં મૂર્તિ છે. દેવો અને અસુરોનો મોટો સંગ્રામ થયો. તેમાં તારકાસુર હાર્યો. સરસ્વતીના દક્ષિણ કિનારાથી આગળનો બધો અસુરોનો પ્રદેશ દેવોને કબજે આવ્યો. પછી તેમની શરૂ થયેલી દિગ્વિજયની યાત્રાનો પ્રથમ પડાવ અસુરોના મુખ્ય મથક હેડંબાવનમાં થયો. ત્યાં હાલના કાલેશ્વર મહાદેવ છે. તે શંકરભગવાનના પડાવનું સ્થાન થયું અને તેની બાજુમાં હાલનાં ઉમામ્બાનું મંદિર છે તે જગ્યા ઉમાના પડાવનું સ્થાન થયું અને કાર્તિકસ્વામીના પડાવના પ્રતિકરૂપે સિધ્ધપુરમાં બિન્દુ સરોવરના વાયવ્યખૂણે કાર્તિકસ્વામીની મૂર્તિ છે. તેમની સવારીના અગ્રભાગે રહેતા શ્રી ગણપતિનો પડાવ હાલના ઐઠોર ગામમાં રહેલો છે. તેમના પ્રતીક રૂપે ત્યાં હાલ પણ ગણપતિનું પ્રસિધ્ધ સ્થાન છે. આ સવારીની આજુબાજુના પ્રદેશોમાં શંકરના ગણોએ જુદે જુદે સ્થળે જે પડાવ નાખેલા તે તે સ્થળે હાલ પણ ચમત્કારી અને પ્રસિધ્ધ વીરોનાં સ્થાનો બનેલાં છે તે જગજાહેર છે.

લેખક : **શાસ્ત્રી ભવાનીશંકર ગ. મહેતા**


ટેલીફોન નં. ૨૬૩૨  આજના અંકના પાના ૪  Regd. No. G-MEH 26

## શતાબ્દી મહોત્સવ ઊંઝા

વનરાજ ટાઈમ્સ પૂર્તિ

બુધવાર તા. ૨૪ નવેમ્બર ૧૯૭૬  તંત્રી : ઘનશ્યામ આર. પરીખ  સં. ૨૦૩૩ના માગસર સુદ ૩



# "જીવન-જ્યોત"



સંપાદક:- પ્રા. વિનાયક રાવલ    તંત્રી:- શાંતીભાઇ રાવલ

૧૮ મી શતાબ્દી મહોત્સવ વિશેષાંક    પોસ્ટ તા. ૨૪-૧૧-૭૬

## ચાલો ઊંઝા! જાહેર આમંત્રણ પધારો ઊંઝા!!

**૧૮ મી શતાબ્દી મહોત્સવના કાર્યક્રમમાં સહસ્ત્રચંડી યજ્ઞમાં પધારવાનું સ્વાગત સમિતિ ભાવભીનું આમંત્રણ પાઠવે છે**

### મહોત્સવ પ્રસંગે

- ગામને સ્વચ્છ રાખવામાં ફાળો આપીએ
- પાણીનો બગાડ ન કરીએ
- અતિથિ સત્કારમાં ઉણપ નદેખાવા દઇએ
- અજાણ્યાને યોગ્ય માર્ગદર્શન આપીએ
- અન્યોન્ય સાથ સહકારથી વર્તીએ
- ક્ષુલ્લક મતભેદો ભૂલી જઇએ
- માનવતાનો પરિચય કરાવવાની તક ન ગુમાવીએ.
- મહોત્સવને સફળ બનાવવા તનતોડ મહેનત કરીએ
- મહોત્સવની યાદગીરી કાયમી બનાવવા કશુંક નક્કર વિચારીએ
- ગામની યુવક સંસ્થાઓ શૈક્ષણિકસંસ્થાઓ સામાજીક સંસ્થાઓ પરબો બનાવે
- કમાવાની વૃત્તિ ન રાખતાં સેવાની વૃત્તિ રાખીએ
- જરૂર પડયે કાર્યાલયનો સંપર્ક સાધીએ

Regd. No G-MEH-31

લવાજમ:-
સ્થાનિક રૂ. ૫
હિંદમાં રૂ. ૬
પરદેશમાં રૂ. ૭
નકલ ૧૩ પૈસા

# પ્રભાત

(ઉત્તર ગુજરાતનું રાષ્ટ્રિય સાપ્તાહિક પત્ર)

Phone No. P. P. 2317

: તંત્રી :
જશવંત દાણી
: સહતંત્રી :
હરગોવનભાઇ શં. પટેલ
પાનાં : ૮

વર્ષ : ૨૫ ]    ઊંઝા. ગુરૂવાર તા. ૨૩-૧૦-'૭૬   રવાના તા.  -૧૦-૭૬    [ અંક ૩૬



## ઊંઝામાં કડવા પાટીદાર સમાજ કુળદેવી ઉમિયા માતાજી-શતાબ્દિ મહોત્સવ ઉજવાણી

## ૪૦ લાખનો પ્લાન: ૧૬૫ સભ્યોની સમિતિ

સહસ્ત્રચંડી યજ્ઞ વિધિ થશે: આવક કેળવણીમાં-માતાજીમાં વપરાશે: ઊંઝા સમગ્રનો સાથ: ૩૦ લાખનો ફાળો: મહોત્સવમાં વેપારી મંડળો અને બીજા લોકોનો સાથ.

ઊંઝા ન. સમાચારની નકલરે

રજીસ્ટર નં. G MEH ૬૩ વાર્ષિક લવાજમ રૂા ૨ ૦૦ છુટક નકલ ૦-૨૦ પૈસા

# ઊંઝા નગરપાલિકા સમાચાર

## ઊંઝા નગરપાલિકાનું મુખ પત્ર.

વર્ષ ૧ અંક ૬ તંત્રી: અરવિંદકુમાર આર આચાર્ય B. A (Hons) L S G. D તા ૧૩—૧૨—૭૬

### તંત્રી સ્થાનથી....

### ૧૮ મી શતાબ્દી મહોત્સવ અને નગરપાલિકાની પ્રશંસ્ય કામગીરી–

ઊંઝા નગરમાં ૨૫-૧૧ ૭૬ થી ૨૯-૧૧ ૭૬ સુધી ભારે દબદબાપૂર્વક શ્રી ઉમિયામાતાજીના ૧૮ મી શતાબ્દી મહોત્સવની ઉજવણી કરવામા આવી

પંદર લાખ જેટલા યાત્રીકોના અવિરત પ્રવાહને પહોંચી વળવા પાંચ પાંચ દિવસ સુધી ઘણી મોટી સંખ્યામાં કાર્યકરો અને સ્વયંસેવક ભાઇબહેનો એ સેવા અને ધર્મને જ લક્ષમાં રાખી સ્નેહપૂર્વક કામગીરી બજાવી સમગ્ર ભારતને ધર્મ અને સેવાનો નવો દ્રષ્ટિકોણ આપ્યો.

પ્રચાર સમિતિની પ્રશંસ્ય કામગીરીથી યાત્રાળુઓ મોટી સંખ્યામાં પધાર્યા તો બીજી તમામ સમિતિઓએ પધારેલ યાત્રીકોની સુંદર સેવા કરી. મહોત્સવને યશોજ્વલ બનાવ્યો.

મહોત્સવ સમિતિએ જાહેર કરેલ યોજના મુજબનો માસ્ટર પ્લાન, ઉમા ઉદ્યાન, કિર્તિસ્તંભ વિ કામગીરીઓ તરફ સવિશેષ ધ્યાન આપી કાર્ય ઝડપી શરૂ કરશે તેમ જનમુખે સંભળાય છે.

આ પ્રસંગે તમામ શહેરીજનોએ પોતાની સેવાઓ યથાશકિત આપીજ છે તો સાથે સાથે નગરપાલિકાની નીચેની સેવાઓ યશકલગી રૂપ બની.

### કર્મચારીઓની ફરજ ધર્મ અને સેવા–

ઊંઝા નગરપાલિકાના તમામ કર્મચારીઓ 'પોતાની ફરજ ધર્મ' અને સેવામાં મોખરે રહયા દરેક કર્મચારીએ પોતાના ફાળે આવતી કામગીરી આનંદ ઉત્સાહથી સંતોષકારક રીતે બજાવી શહેરની મુખ્ય સંસ્થાઓ પાંચ દિવસ બંધ રહી તો આ સંસ્થાના કર્મચારીઓને પોતાની કાયદેસરની બે રજાઓમાંથી એક રજા કેન્સલ કરી સેવાનો અદ્વિતિય નમુનો પુરો પાડયો તો નગરપાલિકાના સભાસદોની સેવાઓ પણ નોંધનીય છે.

શહેરના તુટેલા રસ્તાઓ ઉપર ડામરકામ થયું તો જાજરૂ, પેશાબખાનાં અને વૃક્ષોના રંગકામથી દિપોત્સવીથી પણ અધિક ઉલ્લાસમય શહેર બન્યું.

### વિજળીની નીયમીતતાએ લોકો અંજાયા–

નગરપાલિકાએ શહેરના રાજમાર્ગો ઉપરની ૨ ફુટની ટયુબ લાઇટ ની જગ્યાએ ૪ ફુટની ટયુબ લાઇટ લગાવી એ છા વિજળી દબાણથી નહિ ઉપડતી વિજળીના ફરયાદ દુર કરી વિદ્યુત કમીટીના ચેરમેન શ્રીએ શહેરમાં રાત્રી ફેરણું રાખી બંધ પડેલ લાઇટ ચાલુ કરાવવાની સુંદર કામગીરી બજાવી નોંધપાત્ર બીના એ હતી કે વિધુત બોર્ડની સતર્કતાને કારણે વિધુત પુરવઠો સતત મળતો રહયો.

### ચોખ્ખું ગામ બન્યું યાત્રાનું ધામ–

પાણી, વિધુત અગર બીજી જરૂરીયાતનો ગમે તેટલો બંદોબસ્ત હોય છતાં સફાઇ પ્રત્યે જો નિષ્ક્રિયતા રહે તો રોગચાળો જરૂર ફાટી નીકળે શહેરમાં રોગચાળો ફેલાય નહીં તે માટે મે. જીલ્લા મેજીસ્ટ્રેટ સાહેબ મહેસાણાએ જાહેરનામું બહાર પાડયું જે અંગેનો સંપુર્ણ અમલ થાય તેની નગરપાલીકાએ ચીવટપુર્વક કાળજી લીધી છે

## સંદેશની નજરે



# ઊંઝા ઉમિયા માતાજીનાં દર્શન ૨૪ કલાક ખુલ્લાં રખાશે

## ઉત્સવ સમિતિનો નિર્ણય: કોઈનું મરણ થયું નથી: નિર્વિઘ્ને જળવાયેલી ત્રીજા દિવસની વ્યવસ્થા

(પ્રવાસી પ્રતિનિધિનો ટૂંકકોલ) ઊંઝા, તા. ૨૭

ઊંઝામાં ઊમિયા માતાજીના ૧૮મી શતાબ્દિ મહોત્સવના આજે ત્રીજા દિવસે રાતવાસો રહેલા અને નવા આગંતુક દર્શનાર્થી યાત્રિકો સહિત ચાર લાખથી વધુ માણસોની મેદની એકત્ર થયાનો અંદાજ ઉત્સવ સમિતિના આગેવાનોએ આપતાં જણાવ્યું હતું કે, ૩૫ હજારની વસતિવાળા ઊમિયા માતાજીના ઊંઝા નગરે આજે પણ ખડે પગે મહેમાનોનું સ્વાગત અને સારવાર કરી ધન્યતા અનુભવી હતી, અને ઉત્સવ સમિતિએ કરેલી વ્યવસ્થા જળવાઈ રહે તેવા છેલ્લી શકિતના પ્રયાસો કર્યા હતા, અને વધુ સગવડમાં માતાજીનાં દર્શન રાત દિવસ ૨૪ કલાક ચાલુ રાખવાનો નિર્ણય કર્યો છે. આ ઉપરાંત મહેસાણાથી ઊંઝા વચ્ચે એક સ્પેશલ ટ્રેન દોડાવવાનો રેલ્વે દ્વારા નિર્ણય લેવાયો છે. ગઈ કાલે એક અખબારમાં ત્રણ માણસોનાં ગુંગળાવાથી મરણ થયાના સમાચારમાં કોઈ વજૂદ નહિ હોવાનું સ્પષ્ટ જણાવી ઊંઝા માતાજીના દર્શને આવનાર યાત્રિકોનો આભાર માની એવી આશા વ્યકત કરી હતી કે, માતાજીએ અમારી લાજ રાખી આખોય પ્રસંગ લાખોની ભીડ છતાં કોઈ અનિચ્છનિય બનાવ વિના ત્રણ દિવસ પસાર થયા છે તે બનાવ ઊંઝાના ઈતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે.

## મહેસાણા-ઉંઝા વચ્ચે ટ્રેન દોડશે: ૩૫ હજાર ઉંઝાવાસીઓએ યાત્રિકોનો માનેલો આભાર

### અભિષેક સુધીમાં ૬ લાખે દર્શન કર્યા

જગત જનની શ્રી ઉમિયા દેવીના શતાબ્દિ મહોત્સવ ની ઉજવણીના આજે ત્રીજા દિવસે માતાજીને એક હજાર કળશમાં એકત્ર કરવામાં આવેલ સમુદ્રો અને નદીઓના પાણીથી અભિષેક કરવામાં આવ્યો હતે. અને પ્રાણ પ્રતિષ્ઠાવિધિ કરવામાં આવી હતી. અત્યાર સુધીમાં યજ્ઞ કુંડ અને માતાજીના દર્શનનો લગભગ ૬ લાખ લોકોએ લાભ લીધો છે. હજુ છેલ્લા બે દિવસ વધુ લોકો આવશે એવી શકયતા છે.

### મહેસાણા-ઉંઝા વચ્ચે ટ્રેન

પશ્ચિમ રેલ્વે એ આવતી કાલ તા. ૨૮ અને ૨૯ મીના રોજ મહેસાણાથી ઉંઝા સુધીની સ્પેશ્યલ ટ્રેન દોડાવવાનુ નક્કી કર્યુ છે. આ ટ્રેન મહેસાણાથી બપોરે ૧૧-૪૫ વાગે ઉપડશે અને ઉંઝા જશે અને ઉંઝાથી ૧-૧૦ વાગે ઉપડીને મહેસાણા આવશે. આ ટ્રેન અમદાવાદ જતી ટ્રેનોને સાંકળી લેશે.

### નવી ધ્વજા-અભિષેક

આજે વહેલી પરોઢથી જ યાત્રિકો માતાજી મંદિરે આવી-સુઈ રહ્યા હતા, અને યજ્ઞ તથા અભિષેકના પ્રારંભ બાદ સામાન્ય શુભ મુહર્ત ગણાતા બપોરના મધ્યાહ્નના ૧૨-૩૯ મીનીટના સમયે માતાજીના મંદિર ઉપર નવી ધજા ચઢાવવામાં આવી હતી.

### નાનો કુંભમેળો

આ વખતે બપોર સુધીમાં ચાર લાખથી વધુ મેદની યાત્રીકોની એકત્ર થતાં ઉંઝા જેવા ૩૫ હજારની વસતિવાળા ગામમાં નાના કુંભ મેળા જેવુ દ્રશ્ય ખડું થયું હતું. આમ છતાં વાહનોના નિયંત્રણ માટે ભાન્ડુ અને ઉંઝા ગોઠવણ થતાં વાહનોના અકસ્માતો ન બને કે યાત્રિકો એક સામટા એકત્રીત થઈ દર્શન માટે પડાપડી ન કરે અને વ્યવસ્થા જળવાઈ રહે તે માટેના પ્રયાસો કરાયા હતા. ઉમિયા દ્વારે "ગણ્યા ગણાય નહિ, તોય મારાં ઉમિયા મા દ્વારે સમાય" તેવી સ્થિતિ આજે બપોર પછી થઈ હતી, અન જમવાની તેમજ માતાજીના દર્શન રથળે વ્યવસ્થા જળવાઈ હતી.

### ખડે પગે સેવાઓ

ઉમિયા માતાજીના મહોત્સવના ત્રણ દિવસથી યાત્રિકો માટે વ્યવસ્થા જાળવી રહેલા કાર્યકરોને તો દાતણ કરવાનો પણ સમય મળતો નથી. સ્વયંસેવકો તો નાસ્તો કરીને ચલાવી લે છે છતાં તે જ ઉમંગથી કામ કરે છે. નહાવા ધોવા કે આરામની તો સગવડ જ કયારે ભોગવે?

### ઉંઝા મુનિ. કર્મચારી એસ. ટી. સેવા

ઊંઝા મ્યુનિ તરફથી નબીબો ખડે-પગે સેવાઓ આપે છે. મ્યુનિ. ના સફાઈ કામદારોની સેવા પણ અજબ છે.

---

### ઊંઝામાં ધ્વજારોપણ વિધિ પ્રસંગે

# ઊમિયા માતાના મંદિરનો ઝળહળી ઊઠેલો કળશ

(પ્રવાસી પ્રતિનિધિનો ટૂંકકોલ) ઉંઝા, તા. ૨૫

જગત જનની શ્રી ઉમિયા દેવીના શતાબ્દિ મહોત્સવની ઉજવણીનો આજે પ્રભાતે અત્રે જ્યારે શુભારંભ થયો અને ધ્વજારોપણની ધાર્મિક વિધિ પ્રસંગે માતાજીના સુશોભિત મંદિરના કળશ ઉપર જ્યારે છેલ્લા છ દિવસના માવઠા પછી શ્રી સૂર્યનારાયણના કિરણો ઝળકી ઉઠ્યા ત્યારે 'માતાજીનો આ જબરદસ્ત પરચો છે.' એવું પોકારી ઉઠીને હજારો ભાવિકોએ આનંદમાં આવી, જઈને જ્યારે 'ઉમિયા માતાની જય'ના ગગનભેદી હર્ષના પોકાર કર્યા ત્યારે મંદિરનું પ્રાંગણ ગાજી ઉઠ્યું હતું. સર્વત્ર આનંદ, ઉલ્લાસ અને ભકિતભાવનું વાતાવરણ સર્જાઇ ગયું હતું.

માતાજીના મંદિરના દ્વાર પાસે જ આજે સવારથી જ જગદંબાનો સહસ્રચંડી યજ્ઞ શરૂ થયો છે. સોમવારે સાંજે એની પૂર્ણાહુતિ થશે. સોમ-સુધી માતાજીના તેમજ યજ્ઞના દર્શન માટે સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. યજ્ઞનો પ્રારંભ થતાંજ યજમાનોએ અગ્નિહોત્રી ભૂદેવોની પૂજા કરી હતી.

### યજ્ઞનો આરંભ

આમ એક બાજુ સહસ્રચંડી યજ્ઞનો પ્રારંભ થતો હતો તો બીજી બાજુ આજુબાજુના ગામડાનાં, શહેરોના તેમજ દૂર વસતા યાત્રિકો એસ. ટી. બસો, ટ્રેકટરો, ઉંટગાડીઓ તેમજ પગપાળા ચાલીને ઉંઝા શહેરમાં ઠલવાઈ રહયા હતા.

સારાયે શહેરમાં આજે માતાજીના મહોત્સવ સિવાય બીજી કોઈ વાત નહોતી બજારો બંધ હતાં. કોઈ ધંધા રોજગાર કે બીજો વ્યવહાર બંધ હતો. ગંજ બજારની ૪૫૦ જેટલીદુકાનોમાં દૂરથી આવેલ યાત્રિકો માટે ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી છે કે જેથી તેઓ રાતવાસો રહી શકે.

શહેરની શાળાઓ તેમજ અન્ય મકાનોમાં પણ યાત્રિકોના ઉતારા રાખવામાં આવ્યા છે. એટલુંજ નહિ પરંતુ ખુલ્લી જગ્યાઓમાં મંડપો બાંધીને યાત્રાળુઓ માટે વ્યવસ્થા કરવામાં આવી છે.

### માનવ મહેરામણ

આજે બપોરે એક વાગ્યા સુધીમાં તો ત્રીસ હજાર જેટલા યાત્રાળુઓ માતાજીના તેમજ સહસ્રચંડી યજ્ઞના દર્શન કાજે ઉંઝામાં ઉમટી પડ્યા છે. ઉંઝાના દરેક રસ્તાઓ પર જાણે કે માનવ મહેરામણ ઉમટયો છે.

દર્શન માટેની જવા આવવાની વ્યવસ્થા માટે છ જેટલા દરવાજા રખાયા છે તે પરિણામે દર્શનાર્થીઓને કોઈ મુશ્કેલી પડતી નથી. શહેરમાં કોઈ વાહન લઈ જવાની છૂટ્ટી નથી પરિણામે પગપાળા જતા યાત્રિકોને ઘણી રાહત થઈ છે.

### પ્રતિમાઓનો ફ્લોટ

પોલીસ, હોમગાર્ડઝ ઉપરાંત હજારો સ્વયંસેવકો ખડેપગે વ્યવસ્થા સંભાળી રહયા છે. એસ. ટી.બસોની પણ ખાસ વ્યવસ્થા છે જેમાં પાલનપુર ડીવીઝન મોખરે છે.

મંદિરના દ્વાર પાસે નવ દુર્ગાની સુંદર પ્રતિમાઓનો ફ્લોટ ગોઠવવામાં આવ્યો છે. જેમાં વિજળીની મદદથી નવેય દેવીઓ રાસ રમતી દર્શાવાઈ છે આ દ્રશ્ય નિહાળીને સાચા દેવા ઉપાસકોની આંખો પ્રેમાશ્રુથી છલકાઈ ઉઠે છે.



## સહસ્રચંડી યજ્ઞનો શુભારંભ: ગરબે ઘુમતી નવદુર્ગાનાં દ્રશ્યથી ઝુમી ઊઠી જયજયકાર ગજવી રહેલા ભાવિકો

## સંદેશની નજરે

### ઉમિયા માતાજી મંદિર ચોતરફ યોજનાઓ............



ઉંઝામાં ઉમિયા માતાજીના આ સુંદર મંદિર નજીકમાંજ યાત્રિકો માટે અદ્યતન ધર્મશાળા, પ્રાર્થનામંદિર, ટાઉનહોલ, ઉમાબાગ, ઉમાફુવારો અને ઉમા સ્મૃતિસ્તંભ બાંધવા રૂા. ૪૦ લાખના અંદાજી ખર્ચનું આયોજન અગાઉથી થયેલ છે. તે મુજબ હવે ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ નિર્વિઘ્ને પૂરો થતાં આ રૂા. ૪૦ લાખના ખર્ચની યોજનાની ખાતવિધિ હવે થનાર છે.

### ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દિ મહોત્સવ નિર્વિઘ્ને પુરો થતાં

# ઉંઝામાં ફેલાતો આનંદ

## ઉંઝામાં માતાજી મંદિર પાસે અદ્યતન ધર્મશાળા, પ્રાર્થના-મંદિર, ટાઉનહોલ, ઉમા બાગ-ફૂવારો-સ્મૃતિ સ્તંભ બંધાશે

(પ્રતિનિધિ તરફથી) ઊંઝા તા. ૩૦

ઊંઝામાં ઉમિયા માતાજીનો ૧૮ મો શતાબ્દિ મહોત્સવ તો પૂરો થયો છે અને યાત્રિકો જે થોડા દૂરના વતની રોકાયા હતા. તેઓ પણ હવે માતાજીના દર્શન કરી વતનમાં જવા વિદાય લઈ રહ્યા છે. જો કે યાત્રિકો અને મહોત્સવના આયોજક કાર્યકરો સ્વયંસેવકો વિદ્યાર્થીઓ કે સહકાર્યકરો ને આજે એક વાતનો આનંદ હતો. ઉમિયા માએ નિર્વિઘ્ને મહોત્સવનું કાર્ય પાર પડ્યું છે તે એક ખરેખર ચમત્કાર કહેવાય. ૧૨ થી ૧૫ લાખ યાત્રીકો દર્શનાર્થે આવ્યા હતા. ઊંઝા નગરમાં કોઈપણ અનિચ્છનીય બનાવ અકસ્માત કે બીજો બનાવ બન્યો નથી તેનો સૌને આનંદ હતો.

ઉમિયા માતાજી મહોત્સવ સમિતિની જુદી જુદી કમિટિઓ મળી રહી છે, ઉત્સવની વ્યવસ્થા ખોટવાયા સિવાય નિર્વિઘ્ને આયોજન ટકી રહ્યું અને એક મોટો ઉત્સવ પાર પડયો હતો તેમાં માતાજીની મહેર લેખી પરસ્પર ધન્યવાદ આપતા હતા. દરેક કમિટિના સ્વયંસેવકો, કાર્યકરો યુવાનો વિદ્યાર્થીઓ તમામ કોમના યુવકોને આગેવાનો ધન્યવાદ આપતા હતા.

ઉમિયા માતાજીના શતાબ્દિ મહોત્સવ દરમ્યાન કેટલીક નોંધપાત્ર બાબતો પણ બની ગઈ છે.

#### મહેનતાણું ન લીધું.

શતાબ્દિ મહોત્સવમાં રોજ લાખો માણસોને બે વખત જમાડવાનું કામ મુખ્ય કામ હતું. ઊંઝામાં એટલી બધી લોજો નથી. તેમજ ખાનપાનની હોટલો પણ થોડી સંખ્યામાં છે. ત્યાં આટલી મેદનીને તે જમાડવા ઉત્સવ આયોજકોએ રસોઈયાની તપાસ કરતાં પાટણ અને બીજેથી પાંચ દિવસ રસોઈ કરી આપવાના રૂા. ૪૦ હજાર કહ્યા હતા.

#### સન્માન કર્યું

પરંતુ બનાસકાંઠામાં પાલણપુર પાસેના લક્ષ્મીપુરા ગામના પટેલ કોમના જ રસોઈયા મળ્યા અને તેમણે માનદ સેવાઓ આપવા તૈયારી બતાવી.

ઉત્સવના દિવસ તો પુરા થયા પણ આ રસોઈયા ભાઈઓએ મહેનતાણું રૂા. ૪૦ હજાર લેવા ઈન્કાર કરેલો એટલે છેલ્લે તેમને સન્માનથી બનાસકાંઠા જિલ્લાના કડવા પાટીદારોએ ફાળો કરીને આ માનદ રસોઈયાઓને રૂા. ૧૦ હજાર કરી આપી સન્માન્યા છે.

#### આયોજન પ્લાનનો અમલ થશે

આ પ્રસંગે લાઈનમાં દર્શન કરવા માટે ઉભેલા ભાવિક ભાઈ-બહેનો પાસેથી પડી ગયેલ સોનાના દાગીના - ચાંદીના દાગીના- નાણાં ઘડીયાળો- વિગેરે ચીજો સ્વયંસેવકોના હાથમાં આવતાં તેઓએ સલામતિ સમિતિને બધી ચીજો સુપ્રત કરી પ્રમાણિકતાનું દ્રષ્ટાંત પુરૂ પાડ્યું છે. -જે દિવસે યજ્ઞ અને મહોત્સવનો પ્રારંભ થવાનો હતો- તેના અગાઉના દિવસે વરસાદ હતો. બધા ચિંતીત હતા. આગળના દિવસે પાટલા ઉપર બેઠેલા યજમાનોની દેહ શુદ્ધિ માટે સિદ્ધપુરના પવિત્ર સ્થાન અરૂંટેશ્વર મહાદેવ ગયેલ ત્યારે ત્યાં બિરાજતા પૂજ્ય શ્રી. ગુરૂમહારાજશ્રીએ વરસાદની તકલીફ રહેશે નહીં- તેવા આશીર્વચન ઉચ્ચારેલ અને યજ્ઞના મુખ્ય અગ્નિ હોત્રી શ્રી. સુખદેવજીએ પણ વરસાદ બંધ થઈ જશે તેમ કહેલું. ખરેખર માતાની કૃપા ઉતરી અને પાંચ દિવસનો કાર્યક્રમ સુંદર રીતે સફળ નીવડયો.

#### આયોજન થશે.

માતાના મહોત્સવમાં કડવા પાટીદાર ભાઈ બહેનોએ ઉદાર હાથે ફંડમાં નાણાં આપ્યાં છે. અને હવે શ્રદ્ધા અને આશા જન્મી છે કે ટુંક સમયમાં યાત્રાળુઓ માટે અદ્યતન સાધનોવાળી ધર્મશાળા, પ્રાર્થના મંદિર, ટાઉન હોલ- ઉમા બાગ- ઉમા ફુવારો- ઉમાસ્મૃતિ સ્તંભનો મુહુર્ત થશે.

સાચી સેવા તો હજી સફાઈ કામદારોની ઉંઝા- પાટણ અને સિદ્ધપુરની નગરપાલીકાના સફાઈ કામદારોએ રાત્રે ૧૨-૦ વાગે રસ્તાઓ, જાજરૂ, પેશાબખાના સાફ કરી દવાઓ છાંટી- સ્વચ્છતા જાળવવામાં સખ્ત પરિશ્રમ ઉઠાવ્યો હતો. અને બહારથી પધારેલ મહાનુભાવોએ પણ આ સેવાઓને બિરદવી હતી.

ઉંઝા ઉનાવા વચ્ચે ટ્રક ટ્રેકટરનો અકસ્માત તા. ૨૮ મીના રોજ બન્યો, તે જોતાં તો ચિંતાજનક પરિસ્થિતિ જણાતી હતી. પણ "મા" ની કૃપા ઉતરી ન હોય તેમ કોઈને ખાસ ઈજા થઈ ન હતી.

શિસ્ત અને નિયમનું પાલન કરવામાં ભાવિકોએ સારો સાથ અને સહકાર આપ્યો. અને સ્વયં સેવકો -કાર્યકરોને અથાગ પરિશ્રમમાં પ્રોત્સાહન મળ્યું, પરિણામે મોટો માનવ મહેરામણ ઉમટયો હોવા છતાં કોઈ પણ અનિચ્છનીય બનાવ બન્યો ન હતો. અને સુંદર રીતે મહોત્સવ સફળ થતાં સૌને તેમાં "ઉમા" ના આશીર્વાદ આશીર્વાદ દેખાયાં.

"ઉમા" ના દર્શન અલૌકિક જણાતાં હતાં. બીજા દિવસો કરતાં આ દિવસો દરમ્યાન તેજસ્વીતા, અને દિવ્યતા જણાતી હતી. તે જોતાં "મા" ના સંપુર્ણ આશીર્વાદ મળેલ જણાતાં હતાં.

આ પ્રસંગની ખાસ વિશિષ્ટતા એ હતી કે કોઈ અનિચ્છનીય બનાવ બન્યો ન હતો.

તે સિવાય કોઈપણ જાતની તકલીફ મુશીબત ભાવિકોને નડી ન હતી.

—મહોત્સવ સમિતિએ ઉંઝાની જનતા જોગ હૃદય સ્પર્શી અપીલ કરી અને સારાયે નગરે એકતા સહકાર અને દિલની નિષ્ઠાનાં દર્શન ભાવિકોને કરાવી તેઓના ધન્યવાદના અધિકારી બન્યા હતા.

### ઉંઝામાં શતાબ્દી મહોત્સવ-સભા મળી

ઉંઝા, તા. ૪

ઉંઝામાં કડવા પાટીદાર કુળદેવ શ્રી ઉમીયા માતાજીના ૧૮મી શતાબ્દી મહોત્સવ અંગે નાગરિકો અને આગેવાનોની સભા મળી હતી. મહોત્સવ સમિતિના કાર્યકરો શ્રી મણીભાઇ ઘંટી અને શ્રી મણીભાઇ (મમ્મી)એ ગામનું ગૌરવ વધે અને આ પ્રસંગ દીપી ઉઠે તે માટે સૌના સાથ સહકાર માટે વિનંતી કરી હતી. ઉંઝા નગરપાલિકાના પ્રમુખ શ્રી બુધાલાલ શાહે સૌનો પ્રસંગ છે તેમ સૌએ તન-મન અને ધનથી સહકાર આપવા અપીલ કરી હતી. અન્ય નાગરિકો, આગેવાનોએ પણ આ ભગીરથ કાર્ય સૌનું છે. સમગ્ર ગામનું છે, અને એ માટે સૌનો સાથ સહકાર મળશે. મોટી સંખ્યામાં નાગરિકોએ હાજરી આપી હતી. શ્રી મણીલાલે (નેતા) આભારવિધિ કરી હતી.

### ઉમિયા માતાનાં દર્શન

દૂર દૂરથી આવતાં -દર્શનાર્થી- ઓને રાતવાસો કરવા જુદી જુદી આશરે ૫૦ હજાર માણસોને રહેવાની વ્યવસ્થા કરેલી છે.

—"ઉમા" ની શકિત પ્રેમ ભાવના જાણે આ કાર્યમાં પળે પળે સાથે જ હોય તેમ રેલવે ખાતાએ સ્પેશીયલ ટ્રેનો એસ.ટી. ખાતાએ જોઇએ તેટલી એસ. ટી. બસો અને બીજા ખાતાઓ સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓ જીલ્લા તાલુકા પંચાયતો એ પણ પોતાથી બની શકે તેટલી બધી જ સેવાઓ આપી છે. દૂધસાગરે પણ આ પ્રસંગે જરૂરી દૂધ પુરૂ પાડી સહકાર આપ્યો છે

—ઘણાંએ વર્ષો બાદ ઊંઝામાં સૌ પ્રથમ વાર આટલી આકર્ષક રંગબેરંગી નયન રમ્ય રોશની કોઈ સંસ્થાના મકાન ઉપર થઈ ન હતી 'મા' ના મંદિરે થયેલ રોશનીએ બધા જ ભાવિકોના દિલ જીતી લીધા હતા.

—મહોત્સવ અને યજ્ઞ પાછળ બીજી કોઈ ભાવના મહેચ્છા નથી પણ ફક્ત લોકકલ્યાણની ભાવના છે અને 'મા ઉમા" આશીર્વાદ લોકકલ્યાણ માટે ઊતરી રહે એ જ હૃદયની પ્રાર્થના

—ઉમિયા માતાના મહોત્સવ પ્રસંગે સ્ટેશન રોડ નજીકનાં 'બાળાજી માતા" (કાચનું મંદિર) નાં પણ ભાવિકોએ દર્શન કર્યા હતા અને કાચની કલાકૃતિ જોઇ ધન્ય બન્યા છે.

## સંદેશની નજરે



# ઉમિયા માતાજી શતાબ્દિ મહોત્સવનો લાભ લઈ કાયમી સ્વરૂપની યોજના થવી જોઈએ

### : બંધારણ સુધારવાના જાહેરાત:

### અમદાવાદ શહેર જીલ્લો રૂા. ૨૦ લાખ કરી આપશે : સમિતિઓ વિસ્તૃત કરાઇ

(પ્રવાસી પ્રતિનિધિ તરફથી) ઉંઝા તા. ૩૧: ઉત્તર ગુજરાતના સમૃદ્ધ એવા વેપારી મથક ઉંઝાના આંગણે ઉજવાનારા કડવા પાટીદાર કુળદેવી શ્રી. ઉમિયા માતાજીના ૧૮મા મહોત્સવનો ઉમંગ એકલા મહેસાણા જીલ્લામાં જ નહીં પણ સમગ્ર ગુજરાતમાં વ્યાપ્યો છે. તેની પ્રતીતિ આજે અત્રે મળેલ સંમેલનમાં ગુજરાત ભરમાંથી હજાર જેટલા કડવા પાટીદાર આગેવાનોએ પૂરી પાડી છે.

શ્રી. ઉમિયા માતાજીના વિશાળ ચોકમાં બરાબર દસ વાગે આ સંમેલનનો આરંભ થયો હતો. મહોત્સવ સમિતિના સભ્યો કાર્યકરો અને કડવા પાટીદારોના જાદા જાદા ગોળના આગેવાનો ગુજરાતભરમાંથી આવ્યા હતા.

શરુઆતમાં મહોત્સવ સમિતિના મંત્રી જાણીતા કાર્યકર શ્રી. મણીભાઈ પટેલ (મમ્મી) એ આ મહોત્સવનો [illegible] વસતા ઉમિયા માતાજીના કડવા પાટીદાર ભાઈઓ એવું કામ કરો કે માના આશીર્વાદ ઉતરે અને માના આશીર્વાદથી આપણા પર આર્થિક, સામાજીક અને રાજકિય ક્ષેત્રે સારી પ્રગતિ થઈ છે. આ મહોત્સવને સફળ કરવા ૧૧ જેટલી કમિટિઓની રચના કરવામાં આવી છે. રામે આ કમિટિઓને વિસ્તૃત કરી ગામના આગેવાનોનો સમાવેશ કરવાનો છે. આ મહોત્સવ સમિતિ રાત દિન કાર્ય કરી રહી છે.

**આગેવાનોની હાજરી**

ત્યારબાદ ગુજરાતના કડવા પાટીદારોના જુદા જુદા ગોળના આગેવાનોએ આ મહોત્સવમાં તેમના ગોળ તરફથી કેટલો ફાળો આપાશે તેનો ખ્યાલ આપ્યો હતો. ખેડા જીલ્લાના શ્રી. છોટાભાઈ પટેલ, પાંચોટના મહેસાણા જીલ્લાના શ્રી. આત્મારામ પટેલ, (શ્રોફ) મકતુપુરના શ્રી. મગનભાઈ નરસીંહ પટેલ, ઉંઝાના શ્રી. હરગોવનદાસ અંબાલાલ પટેલ, મહેસાણા જીલ્લા શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી. ચતુરભાઈ પટેલ, કુવાસણના શ્રી. સોમનાથ પટેલ, ભુણાવના શ્રી. ચેલાભાઈ નાગરદાસ પટેલ, બ્રાહ્મણવાડાના શ્રી મગનલાલ જેઈતારામ પટેલ, કાંસાના શ્રી અંબાલાલ જેઈતારામ પટેલ, પાલનપુરના શ્રી. ભાગચંદભાઈ પટેલ, કડીના શ્રી. ભગવાનદાસ પટેલ, કહીપુરના શ્રી માધવલાલ પટેલ, સાબરકાંઠાના શ્રી.શંકરભાઈ પટેલ, ધનસુરાના શ્રી કાન્તીભાઈ પટેલ, સાબરકાંઠાના શ્રી અંબાલાલ પટેલ વિગેરે સંખ્યાબંધ આગેવાનોએ પોતપોતાના સમાજ તરફથી આપાનાર ફાળાની વિગત જણાવી હતી.

**અમદાવાદ શહેર જીલ્લો-૨૦ લાખ**

અમદાવાદ ડી. કો. બેંકના ઉપપ્રમુખ શ્રી ચંદુભાઈએ તેમજ અમદાવાદના ચોકસી શ્રી પરમચંદભાઈએ જણાવ્યું હતું કે અમદાવાદ અને

## આગેવાન કડવા પાટિદારોની સભા

જીલ્લો મળી ૨૦ લાખ ઉપરાંત ફાળો આપશે.

દેલવાડાના શ્રી. હાથીભાઈ પટેલ, અમદાવાદના શ્રી. અમૃતલાલ મગનભાઈ વિગેરેએ પણ ખ્યાલ આપ્યો હતો.

બોરસદના શ્રી. છોટાભાઈ પટેલે મંગળ પ્રવચન કર્યું હતું.

શ્રી. ગોકળદાસ શંભુદાસ પટેલે સ્વાગત કર્યું હતું.

અતિથિ વિશેષ તરીકે સાબરકાંઠાના શ્રી. વસરામભાઈ નથુભાઈ પટેલ આવ્યા હતા.

મહોત્સવ સમિતિના પ્રમુખ અને જાણીતા દાતા શેઠ શ્રી. કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલે સ્વાગત કરતાં કહ્યું કે આ મહોત્સવના તમામ કડવા પાટીદારોને આમંત્રણ આપાયા છે. તેમણે બંધારણનો ખ્યાલ આપ્યો હતો.

**૫૦ લાખ કડવા પાટીદારો છે**

સાબર ડેરીના ચેરમેન શ્રી. ભુરાભાઈ પટેલે કહ્યું હતું કે એકમાંથી અનેકઘણું પેદા કરનાર આપણો વર્ગ છે. શક્તિશાળી છે એ હકિકત છે. ૫૦ લાખ જેટલા કડવા પાટીદારો માતાજીના ભકત છે. બબ્બે રૂપિયા આપે તો પણ એક કરોડનો ફાળો થાય.

તેમણે આ પ્રસંગે એકત્ર થયેલ આગેવાનોને ખેતીના વિકાસ માટે, સામાજીક રીતે વિચાર કરવા અનુરોધ કર્યો હતો તેમણે કહ્યું કે વડાપ્રધાનશ્રીના ૨૦ મુદ્દાના કાર્યક્રમને આપણે સફળ કરી શકીએ તેમ છીએ.

મહેસાણા જીલ્લા પંચાયતનાં ઉપપ્રમુખ શ્રી. વસરામભાઈ પટેલે જીલ્લા પંચાયત તરફથી મદદની ખાત્રી આપી હતી. મહેસાણા જી. પ. સ. બેન્કના અધ્યક્ષ શ્રી. આત્મારામ પટેલ, ડી. બેન્કના ઉપ પ્રમુખ શ્રી. નટવરલાલ પીતામ્બરદાસ પટેલ વિગેરેએ આ મહોત્સવને સફળ કરવા અનુરોધ કર્યો હતો.

**બહેનોની સમિતિ**

જાણીતા આગેવાન શ્રી. શંકરલાલ ગુરૂએ આ મહોત્સવના કાર્યમાં આગેવાની લેતા જણાવતા કહ્યું કે આના ઉત્સાહે આમો ગામ બાંધ્યા છે. નવી પેઢીને પ્રેરણા મળે તેવું આ કામ છે. આ મહોત્સવમાં બહેનો પણ ભાગ લે તે માટે બહેનોની એક સમિતિ રચવાની છે.

**કેળવણી માટે નહિ ખર્ચાય**

મહોત્સવ સમિતિના આગેવાન શ્રી. મણિલાલ હાટીએ ખાત્રી આપી હતી કે આ મહોત્સવ માટે ફાળો સારો એકત્ર થવાનો છે. તેમાંથી કેળવણી માટે કાંઈ ખરચાશે નહી. ખર્ચનો અંદાજ દસ લાખ જેટલો છે. ૪૦ લાખનો માસ્ટર પ્લાન કર્યો છે ફાળાની બચત માતાજીના કામ માટે જ વપરાશે.

આ સંમેલનનું પ્રમુખસ્થાન ઉદયપુરના વિસનબર તાલુકા પંચાયતના માજી પ્રમુખ શ્રી. શંકરભાઈ પટેલે સંભાળ્યું હતું.

ઊંઝા માર્કેટ કમિટિના ચેરમેન શ્રી. રામાભાઈ પટેલે આભારવિધિ કરી હતી.

**કાયમી સ્વરૂપ આપો**

એમ મનાય છે કે આ મહોત્સવ માટે ૫ લાખ ઉપરાંત ફાળો એકત્ર થઈ કેટલાકની ગણત્રી છે કે ફાળો એક કરોડ રૂપિયા જેટલો થશે. આ મહોત્સવનો લાભ લઈને કઈક કાયમી સ્વરૂપ આપવા પણ માંગણી થઈ હતી.

**શ્રી. વ્રજપાલજી કડવાક્ષેત્રી**

અત્રે શ્રી. ઉમિયા માતાજી શતાબ્દિ મહોત્સવ ઉજવણી અંગેની તૈયારીમાં આજે મળેલા જુદી જુદી સમિતિઓના સંમેલનમાં ઉજવણીનો કાર્યક્રમ ઘડાઈ રહ્યો છે જેમાં ઉમિયા માતાજીના પ્રગટ્યનો ઈતિહાસ વર્ણવતી એક પુસ્તિકા પણ બહાર પડનાર છે, જેમાં કડવા પાટીદાર અને ક્ષત્રિય ઉત્પત્તિના પુસ્તકના આધારે ૧૮૦૦ વર્ષ પહેલાં સંવત ૨૧૨માં કડવા ક્ષેત્રી વ્રજપાલજીએ શીવજીની આજ્ઞાથી ઉમિયા માતાજીને પ્રસન્ન કરી કડવા પાટીદાર સમાજમાં કુળદેવી તરીકે ઉમિયા માતાની ઉમાપુર (ઊંઝા)માં સ્થાપના કરી હતી.

**સ્વયંસેવકોનો મોટો ફાળો**

ઉમિયા માતા મહોત્સવ સમિતિના સ્વયંસેવકોને અને યુવાનોની જહેમત તો આ સરભરાકાર્ય પાર પાડ્યું કહીએ તો ચાલે. પિરસવામાં કે, ટ્રાફીક જાળવવામાં કે ઉતારે ગમે ત્યાં હરતા ફરતા નાસ્તો કરી રાતદિવસ થાક્યા વિના અઢીથી ત્રણ હજાર સ્વયંસેવકો કામ કરે છે. આજે તો પતરાળા પડીયા પણ દાતાઓ અને સ્વયંસેવકોએ ઉપાડ્યા હતા.

**ઉચ્ચ શિક્ષણ વર્ગ પણ**

આ મહોત્સવમાં માતાજીના દર્શને ગુજરાતના આગેવાન કાર્યકરો, ધારાસભ્યો, માજી ધારાસભ્યો, એન્જીનિયરો તબીબો, વકીલો સહિત ઉચ્ચ કક્ષાની વ્યક્તિઓ પણ આવ્યા હતા.

ઉંઝાની મુલાકાતે આજે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી. જયરામભાઈ પટેલ અને ધારાજીના માજી ધારાસભ્ય શ્રી. ભગવાનજીભાઈ પટેલ પણ માતાજીના દર્શને આવ્યા હતા; અને ઉમીયા માતા ઉત્સવ સમિતિના આગેવાનોને ૧૦ લાખ યાત્રિકોની સરભરા સ્વાગત માટે કરેલા આયોજન બદલ ધન્યવાદ આપ્યા હતા. સમિતિના અગ્રણી શ્રી. કેશુભાઈ વી. પટેલ, ઉપ-પ્રમુખ શ્રી. ગોબરભાઈ પટેલ, સિદ્ધપુરના માજી ધારાસભ્ય શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી. જમનાદાસ પટેલ (અમદાવાદ) માજી ધારાસભ્ય શ્રી. શંકરલાલ ગુરૂ અને શ્રી. મણીલાલ પટેલ (મમ્મી) સહિતના આગેવાનેને મળ્યા હતા; આ સફળતાને માજીના આશીર્વાદ ગણાવ્યા હતા.

એસ. ટી.ના સત્તાવાળાઓ રાતદિવસ મહેનત કરીને પેસેન્જરોને સારી સગવડતા પ્રાપ્ત કરવામાં સહાયરૂપ થાય છે.

રેલ્વે માટેની સ્પેશીયલ ટ્રેનમાં પણ ખાસ ઊંઝા મુકામે દર્શનાર્થે માનવ મહેરામણ ઉમટેલો છે.

ઊંઝા ઉમિયા માતાજીની જુદી જુદી કમિટિઓનાં આગેવાનો તેમજ અંદાજે ૪૦૦૦ ઉપરાંત કાર્યકર્તાઓ રાતદિવસ મહેનત કરી રહ્યા છે. અને હવે ઉમટેલા માનવ મહેરામણને અનેક સગવડો માટે ઉભા પગે પૂરતી તૈયારીઓ સાથે કામ કરી રહ્યા છે.

પોલીસનાં સત્તાવાળાઓ પણ ખડેપગે સંપૂર્ણ તૈયારીઓ સાથે સેવા બજાવી રહ્યા છે.

ઊંઝા ગામનાં વતનીઓને દરેકને ઘેર અનેકસગાં સબંધીઓ દર્શનાર્થે પધારતાં હોય તેઓની સરભરામાં પડી ગયા છે અને દરેક જ્ઞાતિ તથા કોમના નાગરિકોઓ પ્રેમપૂર્વક પોતાનો જ ઉત્સવ છે

# સંદેશની નજરે



# ઉંઝામાં ઉમિયા માતાના દર્શને ઉમટેલો માનવ મહેરામણ

## વ્યવસ્થાને પહોંચી વળવા થયેલી વિચારણા

(પ્રતિનિધિનો ટૂંકકોલ) ઉંઝા, તા.૨૬

ઉંઝામાં કડવા પાટિદાર સમાજની કુળદેવી ઉમિયા માતાજીના ૧૮મા શતાબ્દિ મહોત્સવની ઉજવણીના આજે બીજા દિવસે યાત્રિકો એટલી મોટી સંખ્યામાં ઉતરી પડયા હતા કે, બપોરના એક વખત તો ટ્રાફિક નિયંત્રણ વ્યવસ્થા તૂટી જાય તેવો ભય ઉભો થતાં બહારથી એસ.ટી. બસો દ્વારા વધતા યાત્રિકોનો ધસારો ઘટાડવા એસ. ટી. વ્યવહાર અધિકારીઓ સાથે ચર્ચા સરભરા સમિતિ આગેવાનોને કરવી પડી હતી. આજની યાત્રીકોને ગીરદી જોઇને મહોત્સવ વ્યવસ્થાપક સમિતિના આગેવાનો શનિવાર અને રવિવારે યાત્રિકોના ધસારાના અંદાજને પામી ગયા હતા. અને તેવી વ્યવસ્થાની વિચારણા કરવા લાગ્યાના પણ સમાચાર મળે છે.

સ્ત્રી-પુરુષો અને બાળકો તેમના સાથીદારોથી વિખૂટા પડી ગયાના બનાવે તો પૂછપરછ કાર્યાલયના કાર્યવાહકોને તંગ બનાવી દીધા હતા. કારણ કે આ તપાસનું કામ એટલા મોટા પ્રમાણમાં વધી ગયું હતું. પરન્તુ બપોર પછી પરિસ્થિતિ કાબૂમાં આવી હતી. પરન્તુ વ્યવસ્થાપક સમિતિઓ મળી રહી છે જે શનિ-રવિની વ્યવસ્થા વિચારશે.

બીજી બાજુ, ટ્રાફિક જાળવવાની વ્યવસ્થામાં ઉંઝાના મુખ્ય બજારથી અને રસોડે જવાના રસ્તા સાંકડા પડતા હોઇ અને માતાજીના મંદિર પાસેની 'ક્યુ'ની લાઇન તૂટી જાય તેવી ગીરદી થવા પામી હતી.

સામાન્ય રીતે દૂરથી આવનાર માઇમાનો સાથે જ ઉત્તર ગુજરાતના જિલ્લાઓના જે દર્શનાર્થી આવતા તે બંને જૂથ ભેગાં થઇ જતાં બપોર સુધીમાં સારી એવી ગીરદી થાય છે તેમ આજે બપોર સુધીમાં યાત્રીકોની ભારે ઠઠ જામતાં ઉંઝામાં દોઢથી બે લાખની મેદની એકત્ર થઇ ગઇ હતી અને આથી જ ઉંઝાના બજારના રસ્તા પણ સાંકડા પડતા હતા. આ ગીરદીને કારણે એકબીજાથી વ્યક્તિઓ છૂટી પડી જવાના બનાવો વધી ગયા હતા. પણ એસ. ટી. સ્ટેન્ડ અને પૂછપરછ ઓફિસોમાં ઝડપી કાર્યવાહીથી મોટા ભાગના વિખૂટાં પડેલાં સૌ મળી આવ્યા હતા.

આ ગીરદીમાં પોલીસ ચાલાકી પાંચ જેટલા ખિસ્સાકાતરૂઓને પણ પકડી પાડયા હતા. આ લોકોના હાથે કોઇ અનિચ્છનીય બનાવ બન્યો નથી.

આજે રસોડામાં જમનારાઓની સંખ્યા વધવા છતાં ત્યાં ક્રમ કરતા રાજસ્થાની રસોઇયા અને સ્વયંસેવકો આજે વધુ ઉત્સાહથી કામ કરતા હતા અને યાત્રિકોને મહેમાનોની માફક શાંતિથી જમાડતા હતા.

આ ઉપરાંત આવી ઠઠમાં પણ લોકોને સંતોષથી જમવામાં આનંદ આવ્યો કે નહિ તેને માટે પણ સમિતિના કાર્યકરો જમીને બહાર નીકળનાર યાત્રિકોને ખબર અંતર પૂછી કોઇ મુશ્કેલી હોય તો યાદિની નોંધ લેતા હતા.

આજે માતાજીના મંદિરે પણ જળયાત્રાનો વરઘોડો નીકળ્યો હતો. અખંડ સૌભાગ્યવતી બહેનો અને કુંવારિકાઓ કળશમાં જળ લાવ્યાં હતાં. જેમાંથી આવતીકાલે માતાજીને અભિષેક કરાવાશે.

આવતીકાલે બપોરના માતાજીના શિખર પર નવી ધજા ચઢાવવાનો પણ કાર્યક્રમ છે. આ સાથે યજ્ઞવિધિ પણ ચાલુ છે. આવતીકાલે અભિષેકમાં માતાજીને જુદી જુદી ધાતુઓ અને સુગંધિત વનૌષધિઓવાળા આજના જળયાત્રાના કળશોના જળથી અભિષેકનો કાર્યક્રમ થશે.

આજે માતાજી મંદિરે યજ્ઞ અને માતાજીના દર્શને આવેલા યાત્રિકોની ગીરદીને શાંતિથી દર્શનની સગવડ ખાતર સ્વયંસેવકો તાપમાં યાત્રિકોને પંખા નાખી ઠંડક ફેલાવવા ... માતાજી મંદિરમાં ગુલાબજળ છાંટી અગરબત્તીઓનો મોટા પ્રમાણમાં ધૂપ કરી વાતાવરણ સૌરભમય" બનાવવા સ્વયંસેવકોએ જહેમત ઉઠાવી હતી.

આજે બપોરના થોડા વખત માટે વધેલી ગીરદીથી વ્યવસ્થાપક સમિતિના આગેવાનો સજાગ થઇ ગયા હતા અને રાત્રે વિચારણા કરવા મળ્યા હતા. કારણ કે આ સ્થિતિ બપોર સુધી જ થાય છે.

# શ્રી ઉમિયા માતાજીના મંદિરેથી

[પ્રતિનિધિ તરફથી] ઊંઝા, તા. ૨૪

ઊંઝામાં કડવા પાટીદારના સમાજના કુળદેવી ઉમિયા માતાજીના ૧૮ મી શતાબ્દિ મહોત્સવ ઉજવણીના પ્રારંભના આજના પ્રથમ દિવસે ચોમાસુ વાતાવરણે થોડી મુશ્કેલી ઉભી કરવા છતાં ધૂળવાળા રસ્તાઓ મંડપો વિગેરે સ્થળોએ પાણી છંટકાવથી ધૂળ ઉડતી બંધ થવાથી રાહત મળી છે. અને બીજી બાજુ જે રસ્તાઓ પર થોડો કીચડ થયો હતો તેનો સાફસૂફીનું કામ મુદ્દાના ધોરણે શરૂ થયું છે. અને પૈસાદાર કે ગરીબ યુવાન કે વૃધ્ધ સૌ યુધ્ધના ધોરણે કામકાજથી રસ્તાઓ સુંદર બનાવવા રાત દિવસ જહેમત ઉઠાવી રહ્યા છે.

બીજી બાજુ છુટક છુટક મહેમાનોનું આગમન શરૂ થયું છે અને ઊંઝા નગરવાસીઓમાં ઘેર-ઘેર એક ધર્મોત્સવ હોય તેવો ઉત્સાહ વર્તાઇ રહ્યો છે. વરસાદે રસ્તા સુશોભન અને સ્વાગત સૂત્રો થોડી ખરાબી કરી હતી. તેની મરામત કરાઇ છે.

માતાજીના મંદિરે યજ્ઞ કુંડ અને વેદીઓની તૈયારીઓ સાથે માતાજી દ્વારે નવદુર્ગાના નવ સ્વરૂપોના સુંદર તૈલચિત્રોની ઘુમ્મટ નીચે સજાવટથી રમણીય દૃશ્ય ખડું કર્યું છે. જેના લીધે માતાજીનાં સ્વરૂપો અને જુદા જુદા શણગારોનાં દૃશ્ય જોવા મળે છે.

નજીકના યાત્રીકો તેમનાં વાહનોમાં ચાલ્યા જતાં બહારના રાતવાસો રહેનાર દૂરના યાત્રીકો રહે છે જે સંખ્યા દિવસ કરતાં અડધી થઇ જાય છે. સાંજના યાત્રીકો રાહતભરી સ્થિતિ થાય છે.

આજ રોજ શ્રી ઉમીયા માતાજીના મહોત્સવમાં દર્શનાર્થે એક લાખ ઉપરાંત ના માણસો દર્શનાર્થે પધાર્યા હતા. જેમ જેમ પ્રચાર થાય છે તેમ તેમ અનેક જીલ્લાઓ તથા શહેરોમાં માણસો દર્શનાર્થે પધારે છે અને શનિવારે અને રવિવારે તેમજ પૂર્ણાહુતિને દિવસે રોજનાં બબ્બે લાખ માણસો દર્શનાર્થે પધારશે.

### પત્રકારોની મુલાકાત

આજે મહેસાણા જિલ્લાના પત્રકારોને એસ. ટી. ના ઉંઝા ડેપામાં ઉભાં કરાયેલાં છ એસ. ટી. સ્ટેન્ડો, યાત્રીકોને લાઇનમાં ઉભા રહેવા જવા આવવાના રસ્તા તેમજ ધસારો થાય તો તે સ્થળે વધુ એસ.ટી. બસો રાખવાની જોગવાઇ વિગેરે ગોઠવણો પત્રકારોએ જોઇ હતી.

### ધૂળ ચોંટી ગઇ

પત્રકારોએ કોલેજ મેદાનમાં ભોજન શાળાનો મંડપ અને રસોઈ ઘર વિ. સગવડો પણ જોઇ હતી. વરસાદના કારણે મંડળીમાં પાણી રોકાણું હતું પણ ખૂબી રીતે આ જનસજાવટની જગાએ ધૂળ બેસી ગઇ હતી અને ઠંડકવાળું વાતાવરણ જામ્યું હતું.

### ગંજબજારની નવી સજાવટ

પત્રકારોએ બજારોનાં કામકાજ બંધ કરવાની તૈયારી જોઇ હતી. આવતીકાલથી ઉંઝાનું આંતરરાષ્ટ્રિય બજાર જેવું રોજ લાખોનો વેપાર ખેડતું ગંજબજાર ખાલી થતું લાગ્યું હતું. વેપારીઓએ માલ ગોડાઉનોમાં ગોઠવી દુકાનોને બેઠકનાં સ્થળ જેવી બનાવી દીધી હતી ગાદી તકીયા ગોઠવી સૌ ચાર દિવસ માટે નિવૃત થયા હોય.

અત્રે મહેમાનોના સ્વાગત માટે તૈયારી કરતા હોય તેમ શતાબ્દિ મહોત્સવની ઉજવણી માણવામાં કામે લાગી ગયા દેખાતા હતા.

### ટેક્ષીવિના વાહનો શહેર બહાર

સામાન્ય રીતે ટકે કે એવાં વાહનોની જાહેરમાં અવર જવ બંધ કરતા હશે. માત્ર મહેમાનોને લઇ આવતી નાની ટેક્ષી, મોટરો સિવાય ખાસ વાહનોની દોડધામ શહેરમાં ન હતી; જે દોડધામ હતી તે મોટા હાઇવે અને શહેર ફરતો અને બહારગામે જોડતા રસ્તાઓથી અવર જવર શરૂ થઇ હતી.

શહેરમાં સામાન્ય ખાનપાનની જગાઓએ સામાન્ય દરોડી થાવું જ છે, અને વ્યાજબી ભાવે યાત્રીકોને વસ્તુઓ મળે તેની તકેદારી રખાય છે.

### અગ્નિહોત્રી આવ્યા

આજે ગુરૂવારે યજ્ઞના પ્રારંભની તૈયારી માટે અગ્નિહોત્રીઓ અને રાજ્ય ભૂદેવો પણ આવી ગયા છે. અને વેદીઓનો હવાલો સંભાળી લીધો છે. મુખ્ય અગ્નિહોત્રી શ્રી. શુકદેવભાઇ વિધીની તૈયારીમાં પડયા છે.

ગુજરાત સમાચાર ની નજરે

### કડવા પાટીદાર કોમના કુળદેવી



# ઉમિયાજી માતાની ૧૮મી શતાબ્દી ઉજવણીના આયોજન માટે ઊંઝા ખાતે જ્ઞાતિના અગ્રણીઓની મસલત

મહેસાણા, તા. ૨

ઊંઝા ખાતે ઉમિયાજી માતાની ૧૮મી શતાબ્દીની ભવ્ય ઉજવણી કરવા અને આ પ્રસંગે યોજનાર સારસ્વત ગંદીના યજ્ઞના યજનાર આવે જનની વ્યવસ્થા અને નાણાંકીય ભંડોળ એકઠું કરવાની વિચારણા કરવા માટે ગુજરાતભરના કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનોની એક મહત્વની મિટિંગ ગત રવીવારના રોજ ઊંઝા ખાતે મળી હતી અંદાજે ત્રણેક હજાર જેટલી વ્યકિતઓએ આ પ્રસંગે હાજરી આપી હતી.

આ પ્રસંગે યોજાયેલ સભાના પ્રમુખસ્થાને વિસનગર તાલુકાના [illegible] પંચાયત પ્રમુખ શ્રી શંકરભાઈ પટેલ અને અતિથિવિશેષ તરીકે સાબરકાંઠાના શ્રી. વશરામભાઈ પટેલ હતા. મંગળ પ્રવચન મોરસદના શ્રી. છોટાભાઈ પટેલે કર્યું હતું.

મહોત્સવ સમિતિના પ્રમુખ શેઠ શ્રી કેશવલાલ પટેલે સ્વાગત પ્રવચનમાં ઉત્સવનું મહત્વ સમજાવ્યું હતું. સમિતિના મંત્રી શ્રી મણીભાઈ (મમી)એ આયોજનની વિગતો આપી હતી. શ્રી શંકરલાલ ગુરૂએ આ શકિતપૂજા મુખ્યત્વે બહેનો માટે અત્યંત મહત્વના હોઈ બહેનોની એક સમિતિ નિમવાનું સૂચન કર્યું હતું જેને આવકારવામાં આવ્યું હતું.

આ પ્રસંગે જુદા જુદા સ્થળેથી આવેલા આગેવાનો તેમજ જુદા જુદા ગોળના આગેવાનોએ નાણાંકીય ફાળાની થેલી છલકાવવા ખાત્રી આપી હતી અને સાંજ સુધીમાં લગભગ રૂા. દસ લાખનો ફાળો થયો હતો.

## મંદિરના નવનિર્માણ તથા વિકાસ અર્થે થેલી છલકાવી દેવા કરાયેલો અનુરોધ

આ પ્રસંગે હાજર રહેલા આગેવાનોમાં મહેસાણા જીલ્લાના આગેવાનોમાં ઊંઝાના સર્વશ્રી મણીલાલ (ઘાંટી) મણીભાઈ (મમ્મી) શંકરલાલ ગુરૂ, કે. ઓ. બેન્કના ચેરમેન શ્રી. આત્મારામ પટેલ, ખેડા જીલ્લાના છોટાભાઈ પટેલ, સાબરકાંઠા ડેરીના ચેરમેન ભુરાભાઈ પટેલ, મહેસાણાના જમીના શ્રોફ શ્રી આત્મારામ પટેલ, ઊંઝાના હરગોવનદાસ પટેલ, જીલ્લા શિક્ષણ સમિતિના ચેરમેન શ્રી ચતુરભાઈ પટેલ, જીલ્લા પંચાયતના કાર્યકારી પ્રમુખ શ્રી વશરામભાઈ પટેલ, દેલવાડાના શ્રી હાથીભાઈ પટેલ, અમદાવાદ કો. ઓ. બેન્કના ઉપપ્રમુખ શ્રી ચંદુભાઈ, કોરપોરેટર શ્રી અમૃતલાલ પટેલ, વગેરેએ હાજરી આપી આ મહોત્સવની ઉજવણી ભવ્ય રીતે ઉજવાય તેવાં સાથ સહકારની ખાત્રી આપી હતી.

એક કિવદંતિ મુજબ પાટીદારો મધ્યપ્રદેશનાં માળવા પ્રદેશમાંથી ગુજરાતમાં આવેલા. મહેસાણા જીલ્લાના કેટલાંક સ્થાપત્યને વિક્રમાદિત્યના સમય સાથે સંબંધ હોવાનું અને તે સાથે પાટીદારો વિક્રમાદિત્યના રાજ્યમાંથી અત્રે આવેલા તે પ્રસંગ સાથે સંકળાયેલ હોઈ આ અંગે સંશોધન શ્રી પુષ્કર ચંદરવાકર કરી રહ્યા છે.

ઊંઝામાં સહસ્ત્રચંડી અને ઉમિયાજી માતાજીની ૧૮મી શતાબ્દીની ઉજવણી એ ગુજરાતભરમાં એક યાદગાર પ્રસંગ બનશે તેમ આજના ઉત્સાહના વાતાવરણથી જણાય છે.

# ઉમિયા માતાજીના શતાબ્દી મહોત્સવની તૈયારીઓને અપાઇ રહેલો આખરી ઓપ

મહેસાણા, તા. ૨૨

ભારતની શકિતપૂજાની આદિ અનાદી પુરાણી ચાલી આવેલી પ્રણાલીકાને તાદશ્ય સ્વરૂપે જોવાનો એક મહત્વનો તા. ૨૫ થી ૨૯ નવેમ્બરના સમયમાં જોવાનો લહાવો જનતાને ઊંઝા મુકામે મળશે.

શ્રી. ઉમીયામાતાજીને કુળદેવી તરીકે માનતા કડવા પાટીદાર [illegible] કુર્મિ સમાજે ઊંઝાખાતે માતાજીની સ્થાપનાને ૧૮ સૈકા પૂરા થતાં તે અંગેની ૧૮મી શતાબ્દી ઉજવવાનો અને આ પ્રસંગે [illegible] ચંડી યજ્ઞ કરવાનો નિર્ણય કર્યો હતો. અને આ અંગે છેલ્લા કેટલાક સમયથી ભવ્ય ઉજવણીને સફળતા મળે તે માટે જુદી જુદી ૧૨ સમિતિઓના પ્રમુખપદે સર્વશ્રી. કેશવલાલ વી. પટેલ (૨) શ્રી [illegible] પટેલ (૩) શ્રી. લક્ષ્મીકાન્ત બી. પટેલ, (૪) મણીલાલ આઈ. પટેલ (મની) (૫) શ્રી. [illegible] એમ. પટેલ ([illegible]) (૬) શ્રી. શંકરલાલ એમ. પટેલ (ઠકુર) (૭) શ્રી. શંકરલાલ બી. પટેલ (૮) શ્રી [illegible] પટેલ (૯) શ્રી [illegible]ભાઈ [illegible] પટેલ (ભાજપ્રાત) (૧૦) શ્રી. ઈશ્વરલાલ ડી. પટેલ (૧૧) શ્રી. ભોગીલાલ કે. પટેલ (કમાણા) અને (૧૨) શ્રી. અંબાલાલ ચારી.

આ સમિતીઓના મંત્રીઓ તેમજ કડવા પાટીદાર સમાજની એકેએક વ્યકિત આ ઉત્સવને સફળ બનાવવા તન મન અને ધનથી પ્રયાસ કરી રહ્યા છે. અને આ કાર્યક્રમને છેલ્લો ઓપ આપવાના ભગીરથ પ્રયાસો આદર્યા છે.

આ ઉપરાંત આ પ્રસંગને ક્યકડામાં આવરી લેવા શ્રી પુષ્કળભાઈ ચંદાવરકરે આ અંગેની ડોક્યુમેન્ટ્રી

## પ્રસંગને સફળ બનાવવા પ્રયત્નશીલ રહેતા કડવા પા. સમાજના અગ્રણીઓ

તેમજ જરૂરી સંશોધન કરી સંકલન કરનાર છે. તેમાં જગતજનની ઉમીયા માતાજીની પૌરાણીક કથા, શીવ પરિવારના શિલ્પ સ્થાપત્યના મંદિરો, સુણકનું શીવમંદિર, એઠોરનું ગણપતિ મંદિર, વડનગરના તોરણમાં બેઠેલા શીવજી વગેરે સ્થાપત્યની ખાની દ્રષ્ટિએ ઉત્તમ કૃતિઓને ચિત્રમાં આવરી લેનાર છે. આ ઉપરાંત ઉત્તર ગુજરાતની લોકસંસ્કૃતિ, લોક કલા, જેમાં ભૈભાઈ જેવા લોકગીતોજોને સ્થાન આપવામાં આવ્યું છે.

ઊંઝાની કડવા પાટિદારની એક એક વ્યકિત રત્રિદિવસ જોયા વગર માતાને ફાળે આવેલી મહત્વની કામગીરી બજાવી રહી છે.

ઉપરોક્ત મહોત્સવ પ્રસંગે એકઠી થયેલી રકમમાંથી રૂપિયા ૪૦ લાખની બચત અંદાજવામાં આવી છે. તેનો ઉપયોગ હાલના મંદિરમાં એક માસ્ટર પ્લાન કરી નવરચના કરવાનો નિર્ણય પણ લેવાયો છે.

આ માસ્ટર પ્લાનમાં બહુમાળી ગેસ્ટહાઉસ, પ્રાર્થનાહોલ, સભાગૃહ, પુસ્તકાલય, [illegible] અને અદ્યતન [illegible] સમાવેશ [illegible] આવ્યો છે.

ઉપરોક્ત [illegible] માટે [illegible] અમદાવાદ પાલનપુર વચ્ચે ખાસ વધારાની [illegible] વ્યવસ્થા, મફત [illegible] વ્યવસ્થા ઉપરાંત [illegible] આવી છે.

## સંદેશની નજરે

# ઉમીયા માતાજીના મહોત્સવ માટે ઉંઝામાં શણગારાએલી દુકાનો-રસ્તા

### એસ. ટી. દ્વારા વધારાની ૩૫૦ બસો દોડાવાશે

(ખબરપત્રી તરફથી) ઉંઝા, તા. ૨૫

ઉમીયા માતાજીના મંદિર અને આસપાસ સજાવટ સંપૂર્ણ થઈ ગઈ હતી. શહેરના રસ્તા સ્વચ્છ કરવામાં આવ્યા હતા. દુકાનો અને રસ્તાઓ શણગારવામાં આવ્યા હતા. અને સમગ્ર ઉંઝા આ મહામહોત્સવને વધાવવા કટિબધ્ધ બન્યું છે.

હજારો માણસોને એક સાથે જમાડવાની વ્યવસ્થા નિહાળી, જમનારા સેંકડો માણસોને ઝડપથી એક સાથે ભોજન પીરસવાની વ્યવસ્થા જોઇ, વિશાળ પાયે બાંધેલા મંડપો જોયા, અને વિધવિધ સ્થળોએ ઉતારાની સગવડનું નિરીક્ષણ કર્યું.

ઉંઝામાં લોકયાત્રાના સ્વાગત માટે સમગ્ર ઉંઝા થનગની રહ્યું છે. આટલી મોટી વિશાળ સંખ્યાને પહોંચી વળવા ઉંઝાએ જે બીડુ ઝડપ્યું છે તે પ્રશંસા માગી લે તેમ છે. આવી સગવડ અને આવી વ્યવસ્થા ઉંઝા જ કરી શકે તેમ સૌથી બોલાઇ ગયું.

ઉંઝાના ટ્રાફિકને પહોંચી વળવા એસ. ટી. કોર્પોરેશન વધારાની ૩૫૦ બસો દોડાવશે. આ ઉપરાંત અમદાવાદથી ૭૫ જેટલી બસો તો નીમાઇ ગઇ છે, અને સૌરાષ્ટ્રમાંથી આવશે તે જુદી, વળી સૌરાષ્ટ્ર વિગેરે દૂરથી આવતા યાત્રિકો માટે અંબાજી માટે ખાસ "દર્શન એકસપ્રેસ" બસો દોડાવવાની પણ સગવડ કરવામાં આવી છે.

ઉંઝામાં શ્રી ઉમીયા માતાજીના મહામહોત્સવ પ્રસંગે ગુજરાત સૌરાષ્ટ્રભરમાંથી ઉમટનારા યાત્રિકોના વિશાળ સમુદાયને પહોંચી વળવા એસ. ટી. કોર્પોરેશનની પાલનપુર અને મહેસાણા વિભાગે કરેલી વિધવિધ સગવડોનો ખ્યાલ આપવા મહેસાણા જીલ્લાના પત્રકારોને પાલનપુર વિભાગના વિભાગિય નિયામક શ્રી એન. કે. લાલવાણીએ ઉપરોકત માહિતી આપી હતી. એસ. ટી.ના જનસંપર્ક અધિકારી શ્રી ડી. એમ. પટેલ, મહેસાણાના વિભાગીય પરિવહન અધિકારી શ્રી એસ. કે. પટેલ, મહેસાણા ડેપો મેનેજર શ્રી પુરોહિતે વધુ માહિતી આપી હતી.

શ્રી લાલવાણીએ કહ્યું કે, જુઓ, હાઇવે પર ઉમીયા પેટ્રોલ પંપ પાસે આ બસ સ્ટેશન નં. ૧ છે, જ્યાં અમદાવાદ, સૌરાષ્ટ્ર તરફની બસો ઉભી રહેશે: ઉમીયા સોસાયટી પાસે આ છે બસ સ્ટેશન નં. ૨ જ્યાં વિસનગર તરફની બસો થોભશે. વડનગર ઉમતા તરફની બસો નં. ૩ પર થોભશે. શહેરની ઉત્તરે લશ્કરી છાવણી પાસે બસ સ્ટેશન નં. ૪ પર ખેરાલુ તરફની બસો ઉભી રહેશે. પાલનપુર, ડીસા તરફની બસો હાઇવે પર ઉત્તરમાં બસ સ્ટેશન નં. ૫ પર અને પાટણ તરફની પાટણ માર્ગ પાસે નં. ૬ પર ઉભી રહેશે. પાલનપુર, ગઢ, ડસા, રાધનપુર, શીશેહી, ધીણોજ વિગેરે ૩૩ જેટલા ગામોએથી ૫૩ જેટલી ખાસ વધારાની બસો દોડશે.

પત્રકારોની ટુકડી શ્રી ઉમિયા માતાજીના મંદિરે ગઇ હતી. મહોત્સવ સમિતિના મંત્રી શ્રી મણીભાઇ મમ્મીએ સૌને આવકાર આપ્યો હતો.

# ઉંઝા ઉમિયામાતા મહોત્સવ અને યાગની આજે પૂર્ણાહૂતિ

### આજે બપોરે ૩ વાગે શ્રીફળ હોમાશેઃ સર્વાંગી યાત્રીક વ્યવસ્થાના સુંદર દર્શનઃ ૧૦ લાખની સરભરા સચવાઇ

(પ્રવાસી પ્રતિનિધિ તરફથી ટૂંક કોલ) ઉંઝા તા. ૨૮

અત્રે ઉમિયા માતાજીના ૮૯ વર્ષે ઉજવાતા ૧૮ મી શતાબ્દિ મહોત્સવના આજે રવિવારે ચોથા દિવસે પણ યાત્રિકોનો એજ ધસારો ચાલુ રહ્યો હતો, છતાં જમવા, દર્શન અને બીજી વ્યવસ્થા ટકી રહી હતી, અને કોઇપણ અનિચ્છનીય બનાવ બન્યો નથી, તેથી મહોત્સવ સમિતિના આગેવાનો માતાજી ની કૃપા હોવાનો અભિપ્રાય વ્યકત કરતા હતા. મહોત્સવના આજસુધીમાં ૮ લાખથી વધુ માણસો એ માતાજીનાં દર્શનનો લાભ લીધાનો અંદાજ છે. આવા વિશાળ સમુદાયની ઉંઝા વાસીઓએ કરેલી વ્યવસ્થા છપ્પનુ ભોગ કરનારા કે બીજી વિશાળ સમુદાયની વ્યવસ્થા સંભાળવાના પ્રસંગો સંભાળનારાઓએ નિહાળવા જેવી છે, આજે માતાજી મંદિરના યજ્ઞમાં મહા પુજાનો વિધિ થયો હતો. આવતી કાલે યાત્રાની પૂર્ણાહુતિ બપોર ના ૩ વાગ્યે અને એક મીનીટે થશે, અને યાગમાં શ્રીફળ હોમાશે, તે સાથે મહોત્સવની પણ પૂર્ણાહુતિ થશે.

## ઉત્સવ સમિતિ કાર્યકરો, મ્યુનિ.સ્વયંસેવકો પોલીસ, એસટી.હોમગાર્ડઝની ભારે જહેમત

આ આખાય મહોત્સવમાં બે ત્રણ નોંધપાત્રબાબતો એ છે કે, માતાજી મંદિરે જતા ૮ લાખ જેટલા યાત્રિકોનાં પગરખાં સચવાયાં હતાં. રસોડે રોજ એકથી દોઢ લાખ માણસો જમતા હતા. બે લાખ યાત્રીકો રાતવાસો રહેતા હતા. 'ક્યુ' ની ગોઠવણમાં બે લાખ યાત્રીકોએ માતાજીનાં દર્શન કર્યા; પણ કોઈ ગુમ થયાનું અને વિખુટાં પડેલાં ન મળ્યાનો બનાવ બન્યો નથી. ઉંઝાથી ઉનાવા અને ભાન્ડુ સુધીમાં બહેનોની ભીડ છતાં કોઈ ગંભીર અકસ્માત નોંધાયો નથી. વીજળીના રોશની શહેરભરમાં છતાં કોઈ અનિચ્છનીય બનાવ બન્યો નથી. ઉંઝાની ૩૫ હજારની વસતિમાંથી ૧૦ હજારથી વધુ સ્ત્રી-પુરૂષો અને વિદ્યાર્થીઓએ ૧૦ લાખ માણસોની વ્યવસ્થા નિર્વિઘ્ને સંભાળી એ એક ચમત્કાર કહેવાય નહિ તોબીજું શું ?

### ચાલુ ધસારો

ગઇ રાત્રે આખી રાત માતાજીનાં દર્શન ખુલ્લાં રાખ્યા છતાં દિવસ જેટલા જ યાત્રિકોએ રાત્રે માતાજીનાં દર્શનનો લાભ લીધો હતો. અને આજે સવારથી જ ધસારો ચાલુ રહ્યો હતો પરંતુ સ્ટેશન રોડ પર કૃષિ કલ્યાણ કેંદ્ર સામે પૂછપરછ ઓફિસ પાસે અને ગંજ બજારના રસ્તે એમ માતાજી જવા બે બાજુના ધસારાને સ્વયંસેવકો વારાફરતી જવા દેતાં વ્યવસ્થા જળવાઇ હતી.

આ સાથે એસ. ટી. અધિકારીઓની કુનેહથી યાત્રિકો લઇ આવનાર બસોને યાત્રીકોને લઇ જવા તરફ વાળતાં પાછા જનારે યાત્રિકોને સગવડ સાથે પણ ગીરદી ઘટાડાઇ હતી. આજે એસ. ટી. ચેરમેન શ્રી વિનોદચંદ્ર શાહ અને વાઇસ ચેરમેન શ્રી બાબુભાઇ પટેલે પણ ઉંઝાની મુલાકાત લઇ વ્યવસ્થા જોઇ મહોત્સવ સમિતિ આગેવાનોને મળી કંઇ મુશ્કેલી હોય તો જણાવવા વિનંતિ કરી હતી. આજે પાલણપુર એસ. ટી. ડી. સી. શ્રી લામાણી મહેસાણા ડી. સી. શ્રી. ગોકાક, હિમતનગર ડી. સી. શ્રી રાઠોડ અને અમદાવાદ ડી. સી. શ્રી આર. જી. શાહ પણ આજે અહીં હાજર રહી રવિવારનીગીરદીઉકેલવાનીવ્યવસ્થાની દોરવણી આપતા ખડે પગે રહયા હતા. તેમાં એસ. ટી. કર્મચારીઓએ પણ સારો સાથ આપ્યો હતો. બધાં ડીવીઝનોએ મળી ૩૦૦૦ ટ્રીપોથી બે લાખથી વધુ યાત્રિકો લાવ્યાં હતા. આજે અમદાવાદથી૩૦૦ ટ્રીપ થઇ હતી.

આજે જાણવા મળે છે કે મુંબઇથી બે સ્પેશ્યલ ટ્રેનો અને ૪૫ એસ. ટી. બસો ઉંઝા આવવાઉપડી ગઇછે! જે આજે અત્રે આવી પહોંચશે

આજે પોલીસ પણ વધુ સજાગ બની વ્યવસ્થા વધારી હતી. મહેસાણા જિલ્લાના પોલીસ વડા શ્રી. ઝાલા અને પંચમહાલથી ખાસ આવેલા ડીપ્યુ. પો. સુપ્રી.શ્રી.એચ. એસ.ગઢવી શ્રી રાઠોડ અને શ્રી ગુર્જર ખાસ તકેદારી રાખી રહયા છે.પોલીસના આ પ્રયાસોથીબે-પાંચ ખિસ્સાકાતરૂ સિવાય કોઇ ગુનાઓ ફાવી શકયા નથી.

ઊંઝાના બેંક કર્મચારીઓ પણ માતાજીના ફાળાનું કામ સંભાળે છે. રૂ. ૪૪ લાખ જેટલો ફાળો થયાનું જાણવા મળે છે. અહીંના પ્રેસ્ટીસાઇડ ડીલર્સ એસો. તરફથી ઉતારાઓમાં ઊંઘાઇ કે બીજા જંતુઓ નાબૂદ કરવા દવાઓનો છંટકાવ કરી આપ્યો હતો.

### રસોઇયાઓની ઉદારતા

રસોઇ ઘરની તો વાત શી કરવી? પાલનપુર પાસે લક્ષ્મીપુરા ગામના પટેલરસોઇયાઓએ જે જહેમત ઉઠાવી દરરોજ દોઢ લાખથી માણસોને જમાડયા તેના મહેનતાણાના રૂ. ૪૦ હજાર થવા જાય તે તેમણે નહિ લેવા ઇચ્છા વ્યકત કરતાં તેમના કાર્યની પ્રશંસા થઇ રહી છે.

# સંદેશાની નજરે



## માતાજી મહોત્સવમાં સફાઈ ની જિ.આ. અધિકારીની ચર્ચા

### ઉંઝા મેડીકલ એસો. દ્વારા મફત સારવાર

કટોસણરોડ, તા. ૧૭

ઉંઝા ઉમીયામાતાના ૧૮મો શતાબ્દી મહોત્સવ તા. ૨૫-૧૧-૭૬થી તા. ૨૯-૧૧-૭૬ સુધી યોજાનાર હોઈ આ પ્રસંગે સફાઈ વ્યવસ્થા, જાજરૂ, મુતરડી, પાણી શુધ્ધિકરણ, ખાદ્ય ખોરાક અંગે દેખભાળ અને ઈમરજન્સી સેવાઓ અંગેની વ્યવસ્થા અંગે ડૉ. એસ. એમ. સોનેજી જીલ્લા આરોગ્ય અધિકારી, મહેસાણાએ ઉંઝા નગરપાલિકાની મુલાકાત લીધી હતી.

ઉંઝા નગરપાલિકાના પ્રમુખ શ્રી બુધાલાલ શાહ અને ઉમીયા માતાજી સંસ્થાના ૧૮મી શતાબ્દી મહોત્સવની આરોગ્ય સમિતિના શ્રી જીવાભાઈ સાથે આ અંગે વિગતવાર ચર્ચા કરી માર્ગદર્શન આપ્યું હતું. તાત્કાલિક સારવાર માટે ઉંઝા મેડીકલ એસો.એ મફત સારવાર આપવાનું સ્વીકાર્યું હતું. પાણી શુધ્ધિકરણ, ટાંકી અને કુવાઓમાં સતત થાય તે માટે પુરતી કાળજી લેવા સુચન કર્યું હતું.

સિધ્ધપુર, તા. ૧૮

સિધ્ધપુર માર્કેટ યાર્ડ કમિટિએ ઉંઝામાં કડવા પાટીદારની કુળદેવી ઉમીયા માતાના ૧૮મી શતાબ્દી મહોત્સવ તા. ૨૫-૧૧-૭૬થી તા. ૨૯-૧૧-૭૬ સુધી ભવ્ય રીતે યોજાનાર હોઈ તા. ૨૫-૧૧-૭૬થી તા. ૨૯-૧૧-૭૬ સુધી માર્કેટ યાર્ડનું કામકાજ બંધ રહેનાર છે. ખેડૂતોએ આ દિવસોમાં માલ લાવવો નહિ.

ઉંઝા કડવા પાટીદાર ભાઈઓની કુળદેવી ઉમીયા માતાના ૧૮મા શતાબ્દી મહોત્સવમાં ભાગ લેવા અને સહકાર આપવા સૌરાષ્ટ્રના રાજકોટ, ગોંડલ, જુનાગઢ, કેશોદ, શાહપુર, ધોરાજી, ઉપલેટા, જામજોધપુર, જામનગરના ભાઈઓ તેના કાર્યકરો શ્રી શામજીભાઈ જામનગર, હીરજીભાઈ જામનગર, પ્રભુરામભાઈ જામનગર, ગાંગજીભાઈ રાજકોટ, વાલજીભાઈ રાજકોટ, અમદાવાદ મોતીભાઈ મારફતીયા, લક્ષ્મિકાંત ભગુભાઈ, ચંદુભાઈ પટેલ તેમજ અમદાવાદ વિસ્તાર અને પરાઓમાંથી સારો સહકાર મળી રહયો છે. અને મહોત્સવમાં આવવા તેમજ મંદિર માટે હજારો રૂપિયાનો ફાળો આવી રહયો છે, અને વધુ આવનાર છે. ઉંઝા મહોત્સવમાં આવવા માટે એસ. ટી. બસોની વ્યવસ્થા સિધ્ધપુર ડેપો તરફથી કરાઈ છે. તેમજ બીજા વાહનો ગામડામાંથી આવવા જવા કરવામાં આવનાર છે. ટ્રેનની પણ સગવડ થશે.

ઉંઝા શહેર અને તેના કાર્યકરો સતત કાર્ય કરી રહયા છે. લાખોની સગવડ માટે ભવ્ય આયોજનો થનાર છે.

## ઉંઝામાં ઉમિયાનગરની રચના ઉતારા, પાણી વિ.ની ગોઠવણો

### ઉમિયા સ્મૃતિ સ્તંભ-એસ. ટી. સ્ટેન્ડો ઉભાં કરાશે

(ખબરપત્રી તરફથી) ઊંઝા, તા. ૧૮

ઊંઝામાં ઉમીયા માતાજીના ૧૮મી શતાબ્દી મહોત્સવની તડામાર તૈયારીઓમાં સમગ્ર ગામ તલ્લીન બની ગયું છે. આવનાર ભાવિકો માટે "આંખની હોસ્પીટલ"ની બાજુમાં ભવ્ય "ઉમિયા નગર"ની રચના થઈ છે. માર્કેટ યાર્ડ શાળાઓ અને વાડીમાં ઉતારાની ગોઠવણો થઈ છે. પાણી માટે મોટી સંખ્યામાં પાણીના નળનાં સ્ટેન્ડો અને જાજરૂઓ, પેશાબખાનાં મોટી સંખ્યામાં ઉભાં કરવામાં આવ્યાં છે.

વિસનગર રોડ અને હાઈવે ઉપર એસ. ટી. સ્ટેન્ડ ઉભાં કરવામાં આવ્યાં છે. આ પ્રસંગે મોટી સંખ્યામાં એસ. ટી. બસો દોડાવવાની એસ. ટી. કોર્પોરેશને તૈયારીઓ કરી છે. અમદાવાદથી સવારે સ્પેશીયલ ટ્રેન પાલનપુર સુધી પાંચ દિવસ માટે દોડનાર છે, બધાં સ્થળોએ ઉપડતી ટ્રેનોમાં વધારાના ખાસ ડબ્બાઓ જોડવામાં આવશે.

આખુંય ગામ ઉત્સવ ઘેલું બન્યું છે. ભવ્ય "ઉમા ગેટ" ઉભો થનાર છે. રાજમાર્ગો ઉપર કમાનો આવકાર આપતાં જુદી જુદી સંસ્થાઓનાં બોર્ડ તોરણો, પાણીના પરબો વિગેરેનું આયોજન થઈ રહયું છે.

આ પ્રસંગની કાયમી યાદગીરી માટે "ઉમાસ્મૃતિ સ્તંભ" ઉભો કરવાનું વિચારાઈ રહયું છે.

ઉમીયા માતાજીનાં અને યજ્ઞના દર્શન શાંતિથી ભાવિકો કરી શકે તેવી વ્યવસ્થા ગોઠવાઈ છે. વ્યવસ્થા ગોઠવાઈ છે. વ્યવસ્થા માટે પોલીસ તંત્ર, હોમગાર્ડઝ, ગ્રામ રક્ષક દળ અને સ્વયંસેવકોની મોટી સંખ્યા કામે લાગશે.

આ પ્રસંગનું દર્શન એ માનવ જીવન માટે અમૂલ્ય ગણાશે. લાખોની સંખ્યામાં આવનાર ભાવિકોને

## ઉમીયા માતાજી શતાબ્દી અંગે સમિતિઓ દ્વારા સઘન કામગીરી

### પાટમા બેસવા માટે તા. ૧૪ મીએ ઉછામણી થશે

ઉંઝા, તા. ૮

ઉંઝામાં યોજાનાર ઉમીયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ નિમિત્તે દરેક સમિતિએ સક્રિય રીતે રાત-દિવસ કામગીરી શરૂ કરી દીધી. આખું ગામ માતાજીના મહોત્સવમાં આનંદવિભોર બની ગયું છે.

શતાબ્દિ મહોત્સવ અને સહસ્ત્ર ચંડી યજ્ઞ નિમિત્તે યજ્ઞમાં બેસવા માટેની પાટલાઓની ઉછામણીઓ કારતક વદ-૭ ને રવિવાર તા. ૧૪-૧૧-૭૬ના રોજ બપોરે બે વાગે શ્રી ઉમિયા માતાજીના મંદિરમાં થશે. તો ઉમંગભેર ભાગ લેવા મહોત્સવ સમિતિ તરફથી આમંત્રણ પાઠવેલ છે.

ઉંઝા માર્કેટ યાર્ડના વેપારીઓની એક સભા તા. ૪-૧૧ના રોજ મળી હતી. મોટી સંખ્યામાં વેપારીઓએ હાજરી આપી હતી. તેમાં ચર્ચા વિચારણા બાદ સર્વાનુમતે શ્રી ઉમીયા માતાજીના મહોત્સવ નિમિત્તે તા. ૨૩-૧૧-૭૬થી તા. ૨-૧૨-૭૬ સુધી દશ દિવસ માર્કેટ યાર્ડ બંધ રાખવાનું નક્કી કર્યું છે. શ્રી ઉમીયા માતાજીના મહોત્સવને સફળ બનાવવા સૌએ તન, મન અને ધનથી સહકાર આપવા નક્કી કર્યું છે.

## ઉમીયા માતાજી અંગે ખાસ ટ્રેન દોડશે

(તાર દ્વારા) મહેસાણા, તા. ૧૮

ઉંઝામાં શ્રી ઉમીયા માતાજીના શતાબ્દી મહોત્સવ અંગે તા. ૨૪-થી તા. ૩૦મી સુધી અમદાવાદ-પાલનપુર વચ્ચે ખાસ ટ્રેન દોડશે. આ ખાસ ટ્રેન અમદાવાદથી સવારના ૮ વાગે ઉપડીને [illegible] બપોરના ૧-૩૦ વાગે પહોંચશે. અને પાલનપુરથી સાંજે ૫-૪૫ વાગે ઉપડી અમદાવાદ રાતના ૧૦-૧૦ વાગે પહોંચશે. ઓખા ટ્રેન સિવાયની તમામ ટ્રેનોમાં વધુ ડબ્બા જોડવામાં આવશે.

## મહોત્સવ પ્રસંગે ઊંઝામાં અપાશે મફત તબીબી સહાય

કટોસણરોડ, તા. ૨૨

ઊંઝા ઉમીયામાતાના ૧૮મી શતાબ્દી મહોત્સવ તા. ૨૫-૧૧-૭૬થી તા. ૨૯-૧૧-૭૬ સુધી યોજાનાર હોઈ આ પ્રસંગે સફાઈ વ્યવસ્થા જાજરૂ, મુતરડી, પાણી શુધ્ધિકરણ, ખાદ્ય ખોરાક અંગે દેખભાળ અને ઈમરજન્સી સેવાઓ અંગેની વ્યવસ્થા બાબત ડૉ. એસ. એલ. સોનેજી જીલ્લા આરોગ્ય અધિકારી મહેસાણાએ ઊંઝા નગરપાલીકાની મુલાકાત લીધી હતી.

ઊંઝા નગરપાલીકાના પ્રમુખ શ્રી. બુધાલાલ શાહ, અને ઉમીયા માતાજી સંસ્થાના ૧૮મી શતાબ્દી મહોત્સવની આરોગ્ય સમિતિના શ્રી. જીવાભાઈ સાથે આ અંગે વિગતવાર ચર્ચા કરી માર્ગદર્શન આપ્યું હતું.

તાત્કાલિક સારવાર માટે ઊંઝા મેડીકલ એસો. મફત સારવાર આપવાનું સ્વીકાર્યું હતું. પાણી શુધ્ધીકરણ, ટાંકી અને કુવાઓમાં સતત થાય તે માટે પૂરતી કાળજી લેવા સૂચન કર્યું હતું.

**ગુજરાત સમાચાર** ની નજરે



# ઉંઝામાં મહોત્સવ પ્રસંગે સમિતિઓની ભારે જહેમત

ઉંઝા, તા ૨૦

ઉમીયા માતાજીના મહોત્સવ પ્રસંગે ઉંઝા આવનાર ભાવિકોને તકલીફ ન પડે તે માટે જુદી જુદી બાર સમિતિઓએ રાત દિવસ જોયા વગર ચંકિત રીતે ભારે જહેમત ઉઠાવી છે લાખોની સંખ્યામાં આવનાર ભાવિકોના ભાવભીનું સ્વાગત કરવા ઉંઝા શહેર થનગની છે.

આ પ્રસંગ સોનેરી છે. શાશ્વત છે અને તે રીતે સમગ્ર ગામ ઉત્સવમાં ગરકાવ બન્યું છે. રાજમાર્ગો અને શેરીઓ મકાનો વિગેરે કળાના સ્વાગત બોર્ડ રોશની રોશની અને સાથિયાઓથી શોભી ઉઠશે "ઉમાગેટ" સૌનું આકર્ષણ બનશે. "ઉમીયાનગર" રાત્રે વીજળીની રોશનીમાં સૌનું ધ્યાન ખેંચનાર મહત્વનું સ્થાન બનશે.

માતાજીના દર્શન શાંતિથી થાય તે માટે સુંદર ગોઠવણી કરી છે. સૌના સહકારથી 'મા' ના દર્શન સૌ કોઈ કરી પાવન બનશે. નજીકમાં જ યજ્ઞ મંડપ શોભી રહ્યો છે. જેમાં બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી ઉંઝાની ધરતી દેવભૂમિ બનાવશે.

ઉંઝા નગરપાલિકા અને માર્કેટ યાર્ડ કમીટીએ પણ આ સેવા યજ્ઞમાં પોતાનો નોંધપાત્ર ફાળો આપ્યો છે. ૬૮ ફૂટની ઉંચાઈ વાળા 'મા' ના મંદિર ઉપર ફરકતી ધર્મધ્વજા છે. ચાંદીના સિક્કા કેલેન્ડરો 'મા' ના ફોટા સ્મરણિય ખરીદી ભાવિકો 'પ્રસંગની કાયમી યાદ સાથે લઈ જશે.

## મહોત્સવ પ્રસંગે ઉંઝા માર્કેટ યાર્ડ દસ દિવસ બંધ રહેશે

ઉંઝા, તા ૮.

ઉંઝા માર્કેટ યાર્ડના વેપારીઓની એક સભા તા. ૪ના રોજ મળી હતી. મોટી સંખ્યામાં વેપારીઓએ હાજરી આપી હતી. તેમાં ચર્ચા વિચારણા બાદ સ્વેચ્છાએ શ્રી. ઉમીયા માતાજીના મહોત્સવ નિમિત્તે તા ૨૩-૧૧-૭૬થી તા ૨-૧૨-૭૬ સુધી દસ દિવસ માર્કેટયાર્ડ બંધ રાખવાનું નક્કી કર્યું છે. શ્રી. ઉમીયા માતાજીના મહોત્સવને સફળ બનાવવા સૌએ તન-મન અને ધનથી સહકાર આપવા નક્કી કર્યું છે.

# ઉંઝામાં ઉમિયાનગર રચાયું ઉમા સ્મૃતિસ્તંભ ઊભો થશે?

(ખબરપત્રી દ્વારા) ઊંઝા, તા ૧૯.

ઊંઝામાં ઉમીયા માતાજીના ૧૮મી શતાબ્દી મહોત્સવની તડામાર તૈયારીઓમાં સમગ્ર ગામ તલ્લીન બની ગયું છે. આવનાર ભાવિકો માટે ઉતરવા માટે "આંખની હોસ્પીટલ" ની બાજુમાં ભવ્ય "ઉમીયા નગર" ની રચના થઈ છે માર્કેટ યાર્ડ શાળાઓ અને વાડીમાં ઉતારાની ગોઠવણ થઈ છે પાણી માટે મોટી સંખ્યામાં પાણીના નળ સ્ટેન્ડો અને જાજરૂઓ પેશાબઘરોનાં મોટી સંખ્યામાં ઉભા કરવામાં આવ્યા છે.

વિસનગર રોડ અને હાઈવે ઉપર એસ. ટી. સ્ટેન્ડ ઉભા કરવામાં આવ્યા છે. આ પ્રસંગે મોટી સંખ્યામાં બસો દોડાવવાની એસ. ટી. કોર્પોરેશને તૈયારીઓ કરી છે અમદાવાદથી સવારે સ્પેશ્યલ ટ્રેન પાલનપુર સુધી પાંચ દિવસ માટે દોડનાર છે બધા સ્ટેશનો ઉપરની ટ્રેનોમાં વધારાના ડબ્બાઓ જોડવામાં આવશે આખુય ગામ ઉત્સવ ઘેલું બન્યું છે. ભવ્ય "ઉમાગેટ" ઉભો થનાર છે રાજમાર્ગો ઉપર કમાનો આવકાર આપતાં જુદી જુદી સંસ્થાઓના બોર્ડ તોરણો પાણીની પરબો વિગેરેનું આયોજન થઈ રહ્યું છે આ પ્રસંગની કાયમી યાદગીરી માટે "ઉમા સ્મૃતિ સ્તંભ" ઉભો કરવાનું વિચારી રહ્યું છે.

ઉમીયા માતાજીના અને યજ્ઞના દર્શન શાંતિથી ભાવિકો કરી શકે તેવી વ્યવસ્થા ગોઠવાઈ છે.

વ્યવસ્થા માટે પોલીસ તંત્ર હોમગાર્ડઝ ગ્રામ રક્ષકદળ અને સ્વયં સેવકોની મોટી સંખ્યા કામે લાગશે

આ પ્રસંગનું દર્શન એ માનવ જીવન માટે અમુલ્ય ગણાશે. લાખોની સંખ્યામાં આવનાર ભાવિકો ને આવકારવા સમગ્ર ગામ થનગની ઉઠયું છે.

એક હજાર વિવિધ કળશોમાં

# ઔષધિયુકત જળથી ઉમિયા માતાજીનો સ્નાન-વિધિ

અમદાવાદ, બુધવાર

સમસ્ત કડવા પાટીદાર સમાજના કુળદેવી ઉંઝામાં આવેલા શ્રી. ઉમિયા માતાજીના ૧૮મા શતાબ્દિ મહોત્સવનો શુભારંભ આવતી ગુરુવારે પ્રાતઃમુહૂર્તે થશે. આ મહોત્સવનો શુભારંભ ભારે ધામધૂમ અને ઉલ્લાસભર્યા વાતાવરણમાં શાસ્ત્રોકત વિધિ મુજબ થશે. સમગ્ર પાટીદાર સમાજ આ મહોત્સવની ઉજવણીમાં હર્ષોલ્લાસ સાથે જોડાય તે માટેના સંદેશા ગામેગામ પહોંચી ગયા છે અને પોતાની કુળદેવીના આ દબદબાભર્યા મહોત્સવની ઝાંખી કરીને ધન્યતા અનુભવવા માટે લાખોની સંખ્યામાં માનવ સમુદાય ઉંઝાના આંગણે ઉમટી પડવાનો છે.

## સહસ્ર ચંડી યજ્ઞ

શ્રી. ઉમિયા માતાજીના આ મહોત્સવ પ્રસંગે સહસ્રચંડી યજ્ઞનું આયોજન કરવામાં આવ્યું છે. શતાબ્દિ મહોત્સવનો ખ્યાલ આપવા માટે એક હજાર વિવિધ કળશમાં જુદી જુદી જાતના ઔષધો નાંખીને આ ઔષધિયુકત જળથી ઉમિયા માતાજીને સ્નાન કરાવવામાં આવશે. આ સમગ્ર યજ્ઞ અને ક્રિયાથી વિશ્વનું કલ્યાણ થાય તે ભાવનાથી મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું છે.

આવા યજ્ઞો અને પવિત્ર ધાર્મિક કાર્યો દ્વારા લોકોમાં સંસ્કારના જાગૃત થાય, સંસ્કારોના વધે, સમાજ કલ્યાણના કાર્યો થાય, પ્રત્યેક વર્ગ પ્રત્યે સહકારની ભાવના કેળવાય અને માનવ જાત પ્રત્યે સદભાવના જાગૃત થાય એવા શુભાશયથી આ મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું છે.

## મા-પવિત્ર લાગણી

"મા" શબ્દોચ્ચાર સાથે જ હૃદયમાં એક અત્યંત કોમળ અને પવિત્ર લાગણી જન્મે છે. અને તેમાંય હિન્દુ ધર્મની આદ્યશકિત સમાન દેવીના નામ સાથે "મા" શબ્દનું નિરૂપણ કરવામાં આવે છે. ત્યારે પ્રત્યેક વ્યકિતનું મસ્તક ભકિતભાવથી નમી જાય છે. જગદંબા જગતની માતા છે. ઉંઝામાં જે સ્વરૂપે તે બિરાજે છે તે અલૌકિક છે. પવિત્ર ભાવનાથી દર્શન કરવામાં આવે તો માનવ દેહમાં અનોખી ચેતના જાગે છે.

શ્રી. ઉમિયા માતાજીના આ મહોત્સવને સફળ બનાવવા માટે ઉંઝા ગામના તેમજ આસપાસના ગામોના રહીશોએ રાત અને દિવસનો ખ્યાલ કર્યા સિવાય સખત પરિશ્રમ કરીને મહોત્સવને આખરી ઓપ આપી દીધો છે. ઉંઝાના વેપારી વર્ગ માટે ધંધાની પુરજોશમાં સીઝન હોવા છતાં તેઓએ ધંધાની સર્વ ચિંતા છોડી દીધી છે. અને આ વ્યવસ્થાના કામમાં કેટલાયે દિવસોથી પરોવાઈ ગયા છે.

## ધમધમતું ઊંઝા

૩૫ થી ૩૭ હજારની વસ્તી ધરાવતા ઉંઝા શહેરે નવુ સ્વરૂપ ધારણ કર્યું છે, સમગ્ર શહેર સ્વચ્છ અને સુંદર બની ગયું છે અને પોતાના આંગણે ઉમટી પડનાર જનમેદનીને સત્કારવા માટે ઉત્સાહભેર થનગની રહ્યું છે. યાત્રાળુઓને કોઈ પણ જાતની અગવડ ના પડે તે માટેની સઘળી વ્યવસ્થાને આખરી ઓપ અપાઈ ગયા છે.

આવતીકાલે ગુરૂવારે પ્રાતઃ શુભ મુહૂર્તે પવિત્ર યજ્ઞનો શુભારંભ થશે. સવારે ૬-૩૦ વાગે યજ્ઞની ધજાનું રોપણ થશે. ૭ વાગે યજ્ઞનો પ્રારંભ થશે.

તા. ૨૬મીને શુક્રવારે સવારે ૭-૩૦ વાગે યજ્ઞનો પ્રારંભ થશે. બપોરે ૨ વાગે જળયાત્રાનો વરઘોડો નીકળશે.

તા. ૨૭મીને શનિવારે ૭-૩૦ વાગે યજ્ઞનો પ્રારંભ અને બપોરે ૧૨-૩૯ મિનિટે માતાજીનો ચઢાવો થશે.

તા. ૨૮મીને રવિવારે સવારે ૭-૩૦ વાગે યજ્ઞનો પ્રારંભ અને માતાજીની મહાપૂજા થશે.



તા. ૨૯મીને સોમવારે સવારે ૭-૩૦ વાગે યજ્ઞનો પ્રારંભ થશે. અને બપોરે ૩ વાગે પુર્ણાહુતિ થશે.

## આજથી શતાબ્દી મહોત્સવ શરૂ

ગુજરાત સમાચારની નજરે

# ગુજરાત સમાચાર ઉત્તર ગુજરાતના સમાચાર

મહેસાણા સાબરકાંઠા અને બનાસકાંઠા માટે　　બુધવાર, તા. ૩-૧૧-૭૯

## ઉંઝામાં ઉમિયા માતાજીના મહોત્સવ પ્રસંગે રૂા. કરોડનો ફાળો થવા અંદાજ

(પ્રતિનિધિ દ્વારા)　　મહેસાણા, તા. ૨

ઉંઝાના આંગણે ઉત્સાહથી ઉજવનારા શ્રી. ઉમિયા માતાજીના મહોત્સવ માટે ગુજરાત ભરના કડવા પાટિદાર ભાઈઓ ઉમંગથી ફાળો આપી રહ્યા છે. આ ફાળો એક કરોડ જેટલો થશે તેવો અંદાજ છે. શ્રી. ઉમિયા માતાજી કડવા પાટીદારોની કુળદેવી છે, અને આથી આ મહોત્સવનો ઉત્સાહ પવન સમગ્ર ગુજરાતના ગામે ગામ પ્રસર્યો છે. ગુજરાતનું એકપણ ગામ એવું નથી જ્યાં કડવા પાટિદારો વસતા નહીં હોય

[illegible]

[illegible]

જાણીતા કાર્યકર શ્રી. શંકરભાઈ [illegible] કહ્યું કે નવી પેઢીને પ્રેરણા મળે તેવું આ કામ છે. ગામે ગામ ઉત્સાહ વ્યાપ્યો છે આ મહોત્સવમાં ભારે [illegible] તેમ વ્યવસ્થા થવાની છે.

મહોત્સવ સમિતિના આયોજન શ્રી. મણીભાઈ પટેલ (ઘીટીએ) જણાવ્યું હતું કે ખર્ચનો અંદાજ ૭૫ લાખ છે. આવક માંથી વધશે તો [illegible] માટે ખર્ચાશે નહીં પણ માતાજીના કામે વપરાશે. ૪૦ લાખનો તો માસ્ટર પ્લાન કર્યો છે

અતિથિવિશેષ તરીકે સાબરકાંઠાના શ્રી. વસરામભાઈ નાથુભાઈ પટેલ આવ્યા હતા મંગળ પ્રવચન બોરસદના શ્રી. છોટાભાઈ પટેલે કર્યું હતું. શ્રી. ગોકળદાસ શંભુદાસ પટેલે સ્વાગત કર્યું હતું ઉંઝા માર્કેટ કમિટિના ચેરમેન શ્રી. રામભાઈ પટેલે આભાર વિધિ કરી હતી.

## ઉંઝામાં શ્રી ઉમિયા માતાજીના મહોત્સવની તડામાર તૈયારીઓ

(પ્રતિનિધિ દ્વારા)　　મહેસાણા, તા. ૧૬

ઉંઝામાં શ્રી ઉમીયા માતાજીના મહોત્સવનો સમય નજીક આવી રહ્યો છે તેમ તેમ મહોત્સવ સમિતિના સભ્યો વિગેરે સૌ તડામાર તૈયારીમાં પડયા છે. આ અનેરા પ્રસંગે ખુબ મોટા જનસમુહની હાજરી રહીને આ બધી તૈયારીઓ થઈ રહી છે.

આટલા મોટા સમુદાય માટે જમવાની વ્યવસ્થા કરવી, રાત્રે રહી જનાર માટે સુવાની સગવડ કરવી અને દર્શન સરળતાથી કરી શકે તેવી વ્યવસ્થા કરવી. આ બધી જ બાબતો બધા ખુબ વિચારી રહ્યા છે, અને બને તેટલી સગવડો આપવાની તૈયારીમાં પડયા છે.

ઉંઝા બજાર ઉત્પન્ન સમિતિના પ્રમુખ શ્રી રામાભાઈ પટેલે પત્રકારોને જણાવ્યું હતું કે આ યાર્ડના ૩૦ જેટલા મોટા મકાનો આ મહોત્સવ માટે રાખવામાં આવ્યા છે. આ ઉપરાંત ત્રણેક મકાનો બજાર સમિતિઓના સભ્યો માટે રખાયા છે. ગુજરાત સૌરાષ્ટ્રની બજાર સમિતિઓના સભ્યો પણ સારી સંખ્યામાં દર્શને આવવાના છે.

આ ઉપરાંત યાર્ડમાં ચાલી રહેલા કેન્ટીનમાં પણ જમવાની વ્યવસ્થા ચાલુ રહેવાની છે. આ કેન્ટીનમાં જુજ પૈસે સાત્વિક ભોજન અપાય છે. મહોત્સવ પ્રસંગે પણ આ સગવડ ચાલુ રહેવાની છે, અને　વધારે પ્રમાણમાં ચાલુ રહેશે.

જાણવા મળે છે કે ઉંઝાના આંગણે ઉમટનારા વિશાળ સમુદાય માટે અવરજવરની સગવડ પડે તે મા ટેએક માર્ગી રસ્તા કરવામાં આવશે. વાહનો તો બધા જ હાઈવે પર જ થોભાવી દેવાં પડશે.

ટ્રકો અને ટ્રેકટરોનો પણ ઉપયોગ થઈ શકે તે માટે રસ્તાવાળાઓ પાસે પરવાનગી માગવામાં આવ્યાનું જાણવા મળે છે.

(તાર દ્વારા)　　કડી, તા. ૨૫

કડીથી ઉંઝામાં ઉમીયા માતાજીના શતાબ્દી મહોત્સવમાં જવા બસની ખાસ વ્યવસ્થા કરાઈ છે. બસો ભરાતાં જ ઉપાડવામાં આવે છે. આ સગવડ તા. ૨૯મી સુધી રહેશે.

# સંદેશની નજરે



ઊંઝામાં કડવા પાટીદાર સમાજ કુળદેવી

## ઉમિયા માતાજી-શતાબ્દિ મહોત્સવ ઉજવણી
## ૪૦ લાખનો પ્લાન:૧૬૫ સભ્યોની સમિતિ

**સહસ્રચંડી યજ્ઞ વિધિ થશે : આવક કેળવણીમા-માતાજીમાં વપરાશે : ઊંઝા સમગ્રનો સાથ : ૩ાલાખનો ફાળો : મહોત્સવમાં વેપારી મંડળો અને બીજા લોકોનો સાથ**

(પ્રતિનિધિ તરફથી) મહેસાણા તા. ૧૨

ઉત્તર ગુજરાતના મહત્ત્વના વેપારી મથક ઉંઝાના આંગણે કડવા પાટીદાર કુળદેવી શ્રી. ઉમિયામાતાજીનો ૧૮ મો શતાબ્દિ મહોત્સવ તા. ૨૫-૧૧-૭૬ થી ૨૯-૧૧-૭૬ સુધી ઉજવાશે. આ અંગે મહોત્સવનો ખ્યાલ આપવા મહોત્સવ સમિતિ તરફથી આજે પત્રકાર પરિષદ યોજવામાં આવી હતી.

ઉત્સવ સમિતિના શ્રી. મણીભાઈએ (નેતા) સ્વાગત કર્યું હતું જ્યારે શ્રી. મણીભાઈ પટેલે (મમ્મી) આ મહોત્સવનો વિગતથી ખ્યાલ આપ્યો હતો, અને કહ્યું હતું કે ઊંઝા વરીયાળી, જીરાનું મથક પણ સાથે સાથે કડવા પાટીદારોની કુળદેવી શ્રી. ઉમીયામાતાનું સ્થાનક પણ અહીં છે. આ માતાજીના નામે પણ ઊંઝા પ્રખ્યાત છે. આ મંદિર પર સુવર્ણ કળશ ચડાવ્યો તે પ્રસંગ પછી કદી મોટો પ્રસંગ ઉજવાયો નથી. આથી માઈ ભક્તોને થયું કે મહોત્સવ ઉજવીએ. સમગ્ર ઊંઝા ગામ એકત્ર થયું. નિર્ણય લેવાયો, અને ૧૬૫ સભ્યોની મહોત્સવ સમિતિની રચના કરવામાં આવી નવી પેઢીમાં ધર્મની ભાવના પેદા થાય, વિગેરે આશયથી આ મહોત્સવ ઉજવાય છે. હોમાત્મક સહસ્રચંડી યજ્ઞ વિગેરે ધાર્મિક કાર્યો થશે

સ્વાગત પ્રમુખ શ્રી. બાવચંદદાસ ઉમેદરામ પટેલ છે. શ્રી. ગોકળદાસ શંભુદાસ પટેલ શ્રી. મણીભાઈ (ધંટી) વિગેરે તમામ આગેવાનોએ આ કાર્યને ઉપાડી લીધું છે. આ આગેવાનોએ આ મહોત્સવનો વધુ ખ્યાલ આપ્યો હતો કે રૂા. ચાળીસ (૪૦) લાખનો એક માસ્ટર પ્લાન પણ કરવામાં આવ્યો છે. મહોત્સવની જે કંઈ આવક થશે તે ધાર્મિક અને કેળવણી ફંડના વિકાસકામો માટે વપરાશે. આ માતાજીનું ધામ એકલા કડવા પાટીદારોનું જ નહીં પણ સમગ્ર હિન્દુ જનતાનું છે. ઉંઝાની સમગ્ર જનતાએ આ મહોત્સવ પોતાનો જ હોય તે રીતે કાર્ય ઉપાડી લીધુ છે. અને આ મહોત્સવ કાંઈ નાનોસુનો બનવાનો નથી. પાંચ છ લાખ જેટલા યાત્રિકો ગુજરાત ભરમાંથી અત્રે ઉમટશે. આટલા બધાને માટે રહેવા અને જમવાની સગવડ કરવાની રહેશે. મહોત્સવની યાદગીરીમા માતાજીના ચાંદીના સીક્કા, કેલેન્ડર, પોસ્ટરો તેમજ મહોત્સવ અંક બહાર પડશે.



તેમણે કહ્યું કે આવનારા ઘણાખરા સાંજે જ જતા રહેશે આમ છતાં વીસ પચીસ હજાર તો રાત રોકાશે. આ તમામ માટે સુવાની સગવડ થશે. શાળાઓના તેમજ બીજા સાર્વજનિક તમામ મકાન રોકી લેવામાં આવશે. આટલી મોટી જનસંખ્યાને પહોંચી વળવા મંદિરમાં દર્શન માટેની વ્યવસ્થા થશે, આરોગ્ય માટેની સાવચેતી અને સગવડ રખાશે. એસ. ટી. એ. પૂરતી દોડશે. વાહનો થોભાવવાની સગવડ થશે. રેલ્વે સ્પેશીયલો પણ દોડશે.

વળી આ મહોત્સવ દરમિયાન જીવન જરૂરિયાતની વસ્તુઓ ન મળે તેમજ મોંઘી ન મળે તે માટે ઊંઝા તમામ વેપારી વર્ગે જવાબદારી ઉપાડી લેવા નક્કી કર્યું છે. ઊંઝાના આંગણે આ એક અનેરો મહોત્સવ ઉજવાશે.

### ઐતિહાસિક માહિતી

આ પ્રસંગે હાજર રહેલા જાણીતા સાહિત્યકાર શ્રી. પુષ્કર ચંદરવાકરે માતાજીના સ્થાનક અંગેની ઐતિહાસિક માહિતિ આપી હતી.

### ૩।। લાખ ફાળાનો પ્રારંભ

સિદ્ધપુર ઈસબગુલ ફેકટરીના માલીક જાણીતા દાતા શેઠ શ્રી. હેથુભાઈ પટેલે આ મહોત્સવ માટે પચીસ હજારની દેણગી આપી શરૂઆત કરી છે. સાડા ત્રણ લાખનો ફાળો ઊંઝામાં જ એકત્ર થયો છે. મોટી રકમ એકત્ર થવાની ધારણા છે.

### એક ચમત્કાર

ઉમિયા માતાજી મંદિરે કરાયેલી રોશનીમાં શોર્ટ સર્કીટથી આજે અકસ્માત થવાના એક બનાવનો ભય તોળાઇ રહયો હતો, તે પ્રસંગે આસોપાલવના ઝાડ ઉપરથી એક લીલુ પાંદડુ તેના વાયરો પર પડ્યું અને આખોય અકસ્માત અટકી ગયો અને વ્યવસ્થા સુધારતાં રોશની ચાલુ રહી. આ બનાવને પણ યાત્રીકો માતાજીની કૃપાનો એક ચમત્કાર લેખતા હતા.

## ઉમિયા માતા શતાબ્દિ પ્રસંગે
## દસ્તાવેજી ફિલ્મ ઉતારાશે

**સરસ્વતી કાંઠે કેટલાંક દશ્યોનો કરાનારો સમાવેશ**

(ખબરપત્રી તરફથી) ઉંઝા, તા. ૨૧

ઉંઝા મુકામે લોકમાતા ઉમીયામાતાનું ભવ્ય મંદિર આવેલ છે. આજથી આજથી અઢારસો ને એકવીસ વર્ષ પુર્વ જગતજનની શ્રી ઉમીયામાતા પ્રકટ થયા હતા, અને તે નિમિત્તે આવતી ૨૫-૧૧-'૭૬થી ૨૯-૧૧-'૭૬ના ચાર દિવસો શતચંડી યજ્ઞ વગેરેનું આયોજન કરેલ છે.

આ કામ સંભાળનાર સમિતિએ આ પ્રસંગ નિમિત્તે એક દસ્તાવેજી ફિલ્મ ચિત્ર લેવડાવવાનું પણ નકકી કરેલ છે. અને તે કામ માટે જાણીતા સાહિત્યકાર શ્રી પુષ્કર ચંદરવાકરનો તે સમિતિને સહકાર મળ્યો છે. શ્રી ચંદરવાકરની નિગેહબાની નીચે આ દસ્તાવેજી ફિલ્મનું શુટીંગ કામ શરૂ થઇ ગયું છે. અને શ્રી ચંદરવાકરે ઉત્તર ગુજરાતની લોકસંસ્કૃતિ અને દંતકથાઓ આવરી લેવા શ્રી ઉમીયા માતાના પ્રાકટ્ય અંગેની દંતકથાઓ વગેરેનો અભ્યાસ કરીને પટકથા વગેરે તૈયાર કર્યા છે. અને તેના બહારના દશ્યો ઝડપવા માટે સરસ્વતી તીરે જઇ આવી કેટલાક દશ્યો પણ ઝડપી લીધા છે. સાથોસાથ સુણોકના નીલકંઠેશ્વરના મંદિરના દશ્યો, એંઠોરના ગણપતિનું મંદિર, વડનગરનો તોરણના શિવ, વડનગરના હાટકેશ્વરના મંદિરની શિલ્પાકૃતિઓ વગેરેની તસવીરોને ફ્યકડાની પટીમાં મઢી લીધી છે.

આ સાથોસાથ ઉત્તર ગુજરાતની લોકકળાઓ પણ આ ચિત્રમાં પ્રથમ વાર જ ઝબકી જાય છે. મુડગામની ઠાકોરબેનનાં કંઠે ગવાએલ રાસગરબાઓ અને ઠાકોર ભજનિકોની મીઠી હલકે ગવાયેલ વિશિષ્ટ પ્રકારના લોકઢાળના ભજનોનું રેકોર્ડિંગ પણ કરી લેવામાં આવ્યું છે.

## –જ્યાં લાખે લેખાં ગણાય છે

(પ્રતિનિધિ દ્વારા) ઉંઝા, તા. ૧૮

"આજે ઊંઝામાં ક્યાંથી?" "કેમ! ઊંઝામાં શ્રી. ઉમિયા માતાજીના મહોત્સવની ખબર નથી? ફાળાના પૈસા ભરવા આવવાનું થયું."

"કેટલા ભર્યા?" "એકલાખ પચીસ હજાર અને હજુ બીજા પચીસ હજાર થવાના છે." "તમારો તો નાનકડો વિસ્તાર છે. છતાં આટલા બધા!" "માતાજીના નામે સૌ કોઈ આપે છે."

ઊંઝાના આંગણે તા. ૨૫થી શરૂ થનાર શ્રી. ઉમિયા માતાજીના મહોત્સવ અંગે ઉપર પ્રમાણે ગામે ગામ ઉત્સાહ પ્રસર્યો છે. ઊંઝા માને છે કે આ કાંઈ એકલા કડવા પાટીદારોનો ઉત્સવ નથી. પણ સમગ્ર ગામનો છે. કારણ કે આ મહોત્સવ પ્રસંગે વિશાળ સમુદાય ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્રમાંથી અને રાજસ્થાનથી આવશે. ઘેર ઘેર સગા-સંબંધીઓ આવશે આથીજ સમગ્ર ગામ તૈયારીમાં પડ્યું છે.

## અખબારોની નજરે





ઊંઝા ખાતેના ઉમિયાજી માતાના આ મંદિરનો રૂા. ૪૦ લાખના ખર્ચે વિકાસ અને નવ નિર્માણ કરવાનો સંકલ્પ કડવા પાટીદાર જ્ઞાતિના અગ્રણીઓએ કર્યો છે.

**એક હજાર વિવિધ કળશમાં જુદી જુદી ધાતુના ઔષધો નાખીને ઔષધયુક્ત જળથી માતાજીને સ્નાન કરાવવામાં આવશે**

# ઊંઝા મહોત્સવની ઉછામણી થતાં નોંધાયેલા બે લાખ

ઊંઝા,તા. ૨૦

ઊંઝામાં ઉમીયા માતાજીના મહોત્સવ અને સહસ્ત્રચંડી યજ્ઞ નિમિત્તે પાટલાઓ પૂજન - ધ્વજ ચઢાવવા વિગેરે માટે જાહેર ઉછામણી થતાં રૂપિયા બે લાખ નોંધાયા છે.

આ પ્રસંગે ગામ અને બહારગામથી મોટી સંખ્યામાં ભાવિકોએ હાજરી આપી હતી.

મહોત્સવ પ્રસંગે ઉઘરાવેલા ફાળાનો હિસાબ પાવતીબુક સાથે તા. ૨૦-૧૧-૭૬ સુધીમાં ઊંઝા કાર્યાલયએ મોકલી આપવા વિનંતિ કરાઇ છે.

આ પ્રસંગની સ્મૃતિ માટે "ડોક્યુમેન્ટરી ફીલ્મ" ઊતરનાર છે. ઉમાની સ્થાપના વ્રજલાલજીનું આગમન ઊંઝાની નજીકના ગામો તથા ઊંઝાના અલૌકિક સ્થાનો મહોત્સવના પ્રસંગોને આવરી લેતી ફીલ્મનું શુટીંગ તા ૧૭મી થી શરૂ થયેલ છે ભવાઇ - ગરબા - નાટકો પણ તેમાં રજૂ થશે

**પ્રતિષ્ઠાપૂર્તિ સન્માન સમારંભ**

અહીંના વિસ્તારના પ્રાણવાન સંસ્થા સીમાના સેવાશ્રમના પ્રમુખ ડૉ. ગોરધનભાઇ બી. પટેલની પ્રતિમૂર્તિ સન્માન સમારંભ આજના તેઓના જન્મદિને ગોરધનભાઈ ડી. ગામીન સાહેબના પ્રમુખસ્થાને રાખવામાં આવેલ.

ઉમીયા માતાજીના મહોત્સવ પ્રસંગે

# ઉંઝા આવાગમન માટે એસ. ટી. ની ખાસ વ્યવસ્થા

અમદાવાદ, મંગળવાર

મહેસાણા જિલ્લામાં આવેલ ઉંઝા ખાતે શ્રી ઉમીયા માતાજીના ૧૮મા શતાબ્દી મહોત્સવ તા. ૨૫ થી તા. ૨૯મી નવેમ્બર '૭૬ સુધી ઉજવાનાર છે. આ મહોત્સવમાં ગુજરાતભરમાં વસતા ભાવિકોને ઉંઝા જવા અને પરત આવવા માટેની ખાસ વ્યવસ્થા માટેની માંગણીઓ થતાં એસ. ટી. કોર્પોરેશનના મુખ્ય વ્યવસ્થાપક, શ્રી એસ. એલ. વર્માએ તા. ૨૧-૧૧-૭૬ના રોજ ઉંઝાની પ્રત્યક્ષ મુલાકાત લીધી હતી અને ધામધૂમપૂર્વક વિશાળ ફલક પર ઉજવાનારા શ્રી ઉમીયાજી માતાના ૧૮મા મહોત્સવને ધ્યાનમાં લઇને, વિવિધ વિસ્તારોથી આવનાં મોટા જનસમુદાયને કર્મચારીઓ પાલનપુર વિભાગના શ્રી લાલવાણી અને મહેસાણા વિભાગના વડા શ્રી ગોકાકની દોરવણી હેઠળ ભારે જહેમત લઈ યાત્રિકોને સગવડભર્યા પ્રવાસ માટે સહાયભૂત થઈ રહ્યા છે.





ઉંઝા ખાતે શ્રી ઉમીયા માતાજીના ૧૮મા શતાબ્દી મહોત્સવ પ્રસંગે ગુજરાતભરમાંથી ઉમટેલા માનવ મહેરામણને હેરફેર કરવા માટે એસ. ટી. કોર્પોરેશન દ્વારા ઉંઝામાં ખડકાયેલી બસોનો કાફલો તસ્વીરમાં નજરે પડે છે. જ્યારે નીચે એક પછી એક, ઝડપભેર બસોની ટ્રીપો દ્વારા ઉતારૂઓની હેરફેર કરવામાં આવી રહી છે.

ગુજરાત સમાચારની નજરે



# આવતીકાલથી ઊંઝા ખાતે ઉમિયા માતાનો મહોત્સવ

અમદાવાદ, મંગળવાર

ઉત્તર ગુજરાતના સમૃદ્ધ એવા વેપારી મથક ઉંઝાના આંગણે ભારે હર્ષોલ્લાસ અને ઉમંગનું વાતાવરણ સર્જાયું છે. કડવા પાટીદારોની કુળદેવી શ્રી. ઉમિયા માતાજીનો ૧૮મો શતાબ્દિ મહોત્સવને વિશાળ પાયા ઉપર ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું છે. અને આ મહોત્સવ આવતીકાલ તા.૨૫મી નવેમ્બરથી તા. ૨૯મી નવેમ્બર સુધી ઉજવનાર છે.

## પટેલોનાં કુળદેવી

કડવા પાટીદારોની કુળદેવી શ્રી. ઉમિયા માતાજીના ૧૮મા શતાબ્દિ મહોત્સવની ઉજવણી માત્ર મહેસાણા જીલ્લા પૂરતી જ રહી નથી પરંતુ સમસ્ત ગુજરાતમાંથી લાખોની સંખ્યામાં માનવમહેરામણ મહોત્સવમાં ભાગ લેવા માટે ઉંઝાના આંગણે ઉમટનાર છે.

આજથી ૧૮૦૦ વર્ષ પહેલાં સંવત ૨૧૨માં કડવાક્ષેત્રી વ્રજપાલજીએ શિવજીની આજ્ઞાથી ઉમિયા માતાજીને પ્રસન્ન કરી કડવા પાટીદાર સમાજના કુળદેવી તરીકે ઉમિયા માતાજી ઉમાપુરમાં (ઉંઝા) સ્થાપના કરી હતી. કડવા પાટીદારોનો વર્ગ એકમાંથી ઘણું પેદા કરનારો શક્તિશાળી વર્ગ છે. પચાસ લાખ ઉપરાંત કડવા પાટીદારો ઉંઝાના ઉમિયા માતાજીને પોતાના કુળદેવી તરીકે માને છે.

## આખરી તૈયારીઓ

ઉમિયા માતાજીના મહોત્સવની ઉજવણીની ઝાંખી કરાવતી ડોક્યુમેન્ટરી ફિલ્મ (દસ્તાવેજી ચલચિત્ર)નું નિર્માણ કાર્ય પણ શરૂ થઈ ગયું છે. ઉંઝાની નજીકના ગામોના ઐતિહાસિક સ્થાનો તથા મહોત્સવના પ્રસંગોને કચકડાની પટ્ટીમાં કંડારવાની કામગીરીઓ આરંભ થઈ ચૂકી છે. આ દૃશ્યો ઉપરાંત ફિલ્મમાં ભવાઈ, ગરબા, નાટિકાને પણ આવરી લેવામાં આવ્યા છે.

મહોત્સવની ઉજવણી આડે હવે માત્ર ગણતરીના કલાકો જ બાકી રહ્યા છે ત્યારે સમગ્ર ગામના લોકો આખરી ઓપ આપવાની કામગીરીમાં તલ્લીન બની ગયા છે. ઉંઝા અને આસપાસનાં ગામો તૈયારીઓમાં ડૂબી ગયાં છે. હજારો કાર્યકરો કામગીરી બજાવી રહ્યાં છે.

આંખની હોસ્પીટલની બાજુમાં ભવ્ય ઉમિયાનગરની રચના કરવામાં આવી છે. મહોત્સવમાં ભાગ



લેવા માટે આવનાર ભાવિકોના ઉતારા માટે માર્કેટ યાર્ડ, શાળાઓ અને વાડીઓમાં વ્યવસ્થા કરવામાં આવી છે પીવાના પાણી માટે મોટી સંખ્યામાં પાણીના નળના સ્ટેન્ડ ઉભા કરવામાં આવ્યા છે. તેમજ સંખ્યાબંધ પેશાબખાના અને જાજરૂઓ ઉભા કરવામાં આવ્યા છે.

## બસની વ્યવસ્થા

[illegible] ઉપર એસ. ટી. સ્ટેન્ડ ઉભા કરવામાં આવ્યા છે. અમદાવાદથી પાલનપુર સુધી પાંચ દિવસ માટે સવારે સ્પેશીયલ ટ્રેન દોડનાર છે. બધાં સ્થળોએ ઉપડતી ટ્રેનોમાં વધારાના ખાસ ડબ્બાઓ જોડવામાં આવશે.

આ ઉપરાંત સંખ્યાબંધ ખાનગી બસો, લકઝરી બસો તથા અન્ય વાહનો દ્વારા ભાવિકો આ મહોત્સવમાં ભાગ લેવા માટે ઉંઝા પહોંચી જનાર છે.

ઉંઝા ગામ ઉત્સવઘેલું બન્યું છે. ભવ્ય "ઉમા ગેટ" ઉભો કરવામાં આવ્યો છે. રાજમાર્ગોને કમાનો, આવકાર આપતા જુદી જુદી સંસ્થાઓના બોર્ડ અને તોરણોથી શણગારવામાં આવ્યા છે.

આ મહોત્સવની કાયમી યાદગીરી માટે "ઉમા સ્મૃતિ સ્તંભ" ઉભો કરવાનું પણ વિચારાઈ રહ્યું છે. ઉમીયા માતાજીના અને યજ્ઞના દર્શન શાંતીથી ભાવિક ભક્તો કરી શકે તે માટે સંપૂર્ણ વ્યવસ્થા ગોઠવવામાં આવી છે.

આ ભવ્ય મહોત્સવના સફળ સંચાલન માટે જુદી જુદી બાર સમિતિઓની રચના કરવામાં આવી છે. સમિતિના સભ્યો તેમજ કડવા પાટીદાર સમાજની એકેએક વ્યક્તિ આ મહોત્સવ ધામધુમપૂર્વક ઉજવાય તે માટે તન, મન અને ધનથી સહાય કરી રહેલ છે.

## લાખો માણસોની હાજરી વચ્ચે ઉજવણી

## ઊંઝાના ઉત્સવ પ્રસંગે માહિતી પ્રદ 'ભોમિયો'

ઊંઝા, તા. ૨૦

ઉંઝામાં ઉમીયા માતાજીનો મહોત્સવ ઉજવાઈ રહ્યો હોઈ સમગ્ર ગામ ઉલ્લાસ અને ઉત્સાહમાં ગરકાવ થયું છે. તા. ૨૪-૧૧-૭૬ થી તા. ૩૦-૧૧-૭૬ સુધી અમદાવાદથી પાલનપુર સ્પેશીયલ ટ્રેન દોડશે. તે ટ્રેન અમદાવાદથી સવારે ૮-૧૦ કલાકે ઉપડી મહેસાણા ૧૦-૩૫ પહોંચી ૧૦-૫૫ ત્યાંથી ઉપડશે અને ઉંઝા ૧૧-૨૬ આવશે ત્યાંથી ૧૧-૫૫ ઉપડી પાલનપુર બપોરે ૧-૩૦ વાગે પહોંચશે. પાલનપુરથી સાંજે ૫-૪૫ વાગે ઉપડી ઉંઝા ૬-૫૦ આવશે અને ત્યાંથી ૭-૨૫ ઉપડી મહેસાણા રાત્રે ૮-૧૦ કલાકે પહોંચી ૮-૨૫ વાગે ઉપડી અમદાવાદ રાત્રે ૧૦-૧૦ પહોંચશે. મુંબઈ તરફથી ગાડીનું કનેક્શન મળશે તા. ૨૦-૧૧-૭૬ થી તા. ૨-૧૨-૭૬ સુધી આ તરફ આવતી બધી જ ટ્રેનોને બબ્બે વધારાના ડબા લાગશે. ટી. આઈ. અને સી. એમ. આઈ. બે ઓફિસર વ્યવસ્થા માટે ઉંઝા રહેશે. અને અમદાવાદ ડીવીઝન મહેસાણા એરેન્જમેન્ટ કરવામાં આવશે. એસ. ટી. કોર્પોરેશને પણ જરૂર જેટલી સંખ્યામાં બસો દોડાવવાની તૈયારી કરી દીધી છે. સ્ટાફ કામે લાગી ગયો છે. ઉંઝામાં ૬ ટેમ્પરરી એસ. ટી. સ્ટેન્ડો વાહન વ્યવહાર સમિતિ તરફથી ઉભા કર્યા છે.

## ઉંઝામાં સહસ્રચંડી યજ્ઞનો કાર્યક્રમ

ઉંઝા, તા. ૨૩

ઉંઝામાં ઉમિયા માતાજીના મહોત્સવ પ્રસંગે યોજનાર સહસ્રચંડી યજ્ઞનો કાર્યક્રમ તા. ૨૪-૧૧-૭૬ સવારે અડેશ્વર (સિદ્ધપુર) માં પ્રાયશ્ચિત. તા. ૨૫-૧૧-૭૬ સવારે ૬-૩૦ યજ્ઞની ધ્વજા રોપણ ૭-૦ યજ્ઞનો પ્રારંભ. તા. ૨૬-૧૧-૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ. બપોરે ૨-૦ વાગે જળયાત્રા. તા. ૨૭-૧૧-૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ બપોરે ૧૨-૩૯ મિનિટે માતાજીનો ચઢાવવો. તા. ૨૮-૧૧-૭૬ સવારે ૭-૩૦ યજ્ઞનો પ્રારંભ માતાજીની મહાપૂજા (ગર્ભગૃહમાં). તા. ૨૯-૧૧-૭૬ સવારે ૭-૩૦ પ્રારંભ બપોરે ૩-૦ વાગે પૂર્ણાહુતિ.

ગુજરાત સમાચારની નજરે



# ઉંઝાના ઉમિયામાતાના મંદિર માટે રૂા. ચાલીસ લાખનો માસ્ટર પ્લાન

(ખબરપત્રી દ્વારા) ઊંઝા, તા ૨૨
ભારતની શકિતપૂજાની આદિ-અનાદી યુગથી ચાલી આવેલી પ્રણા-લીકાને તાદૃશ સ્વરૂપે જેવાનો એક મહત્વનો તા. ૨૫થી ૨૯ નવેમ્બરનાં સમયમાં જેવાનો લહાવો જનતાને ઉંઝા મુકામે મળશે. શ્રી ઉમીયા માતાજીને કુળદેવી તરીકે માનતા કડવા પાટીદાર અથવા કુર્મિ સમાજે ઉંઝામાંને માતાજીની સ્થાપનાને ૧૮ સેકા પૂરા થતાં તે અંગેની ૧૮મી શતાબ્દી ઉજવવાનો અને આ પ્રસંગે સહસ્રચંડી યજ્ઞ કરવાનો નિર્ણય કર્યો હતો.

જુદી જુદી ૧૨ સમિતિઓની રચના કરવામાં આવી હતી. આ સમિતિ ઓ (૧) મહોત્સવ સમિતિ, (૨) સ્વાગત સમિતિ, (૩) નાણાં સમિતિ (૪) પ્રચાર અને પ્રકાશન સમિતિ (૫) યજ્ઞ સેવા સમિતિ (૬) સરભરા સમિતિ (૭) મંડળ અને ઉતારા સમિતિ (૮) આરોગ્ય પાણી અને દિવા-બત્તી સમિતિ (૯) સલામતી અને વ્યવસ્થા સમિતિ (૧૦) વાહન વ્યવહાર સમિતિ (૧૧) પ્રસાદ સમિતિ (૧૨) સ્વયંસેવક સમિતિ ઉપરોક્ત ૧૨ સમિતિઓના પ્રમુખો અનુક્રમે સર્વશ્રી કેશવલાલ વી. પટેલ, (૨) શ્રી બાલચંદદાસ યુ. પટેલ. (૩) શ્રી લક્ષ્મી કાન્ત બી. પટેલ. (૪) મણીલાલ આઈ. પટેલ. (મંત્રી) (૫) શ્રી. ઈશ્વર લાલ એસ, પટેલ. (પિંઢા) ૬ શ્રી શંકરલાલ એમ પટેલ. (શકુશ) (૭) શ્રી શંકરલાલ જી પટેલ (૮) શ્રી જીવરામ સી. પટેલ. (૯) શ્રી. ચતુર-ભાઈ આઈ. પટેલ. (બાળવોલ) (૧૦) શ્રી. ઈશ્વરલાલ ડી. પટેલ. (૧૧) શ્રી. ભોગીલાલ કે. પટેલ. (કમાણીયા) અને (૧૨) શ્રી. અંબા-લાલ આર. આ સમિતિ તેમજ કડવા પાટીદાર સમાજની એકેએક વ્યકિત આ ઉત્સવને સફળ બનાવવા તન મન અને ધનથી પ્રયાસ કરી રહ્યા છે.

આ ઉપરાંત આ પ્રસંગને કચકડામાં આવરી લેવા શ્રી. પુંકરભાઈ ચંદાવરકરે આ અંગેની કોમેન્ટ્રી તેમજ જરૂરી સંશોધન કરી સંકલન કરનાર છે ઉપરોક્ત મહોત્સવ પ્રસંગે એકઠી થયેલી રકમમાંથી રૂપિયા ૪૦ લાખની ખર્ચ અંદાજવામાં આવી છે. તેનો ઉપયોગ હાલના મંદિરમાં એક માસ્ટર પ્લાન કરી નવરચના કરવાનો નિર્ણય પણ લેવાયો છે.



ઉંઝાના ઉમિયામાતાનું મંદિરમાં રૂા. ચાલીસ લાખના ખર્ચના અંદાજના ઘવેલ માસ્ટર પ્લાન.



## યાત્રીકો તેમની પાસે સરનામાં રખાવે

ઊંઝામાં ઉમિયા માતાના દર્શને આવતા યાત્રિકો જોગા એક નિવેદનમાં ઉત્સવ સમિતિના એક આગેવાને એક સુંદર સૂચન કરી જણાવ્યું હતું કે, યાત્રિકો સાથેના વૃધ્ધો, બાળકો કે સ્નેહી વિખૂટા પડવાના બહુ જ બનાવ બને છે તો તે શોધી આપવા સરળતા માટે અભણ વૃધ્ધો, બહેનો કે બાળકોના ખીસ્સામાં ઉતારાનું સરનામું કે બીજા સાથીદારોનાં નામ, ઠામ વિ. લખેલી ચીઠીઓ લખી તેમના ખિસ્સામાં મૂકાવવી કે જેથી સગવડ રહે. બાળકો મમ્મી પપ્પા વિના કંઈ જ બોલતા નથી.

## મહોત્સવ પ્રસંગે ઉંઝામાં સારવાર માટે પ્રબંધ

(અમારા ખબરપત્રી તરફથી)
કટોસણરોડ તા. ૧૮

ઊંઝા ઉમીયામાતા ૧૮મી શતાબ્દી મહોત્સવ તા. ૨૫-૧૧ થી તા. ૨૯-૧૧-૭૬ સુધી યોજાનાર હોઈ આ પ્રસંગે સફાઈ વ્યવસ્થા, જાજરૂ, મૂતરડી, પાણીના શુધ્ધીકરણ, ખાદ્ય ખોરાક અંગે દેખભાળ અને ઈમરજન્સી સેવાઓ અંગેની વ્યવસ્થા બાબત ડૉ. એસ. એલ સોનેજી, જીલ્લા આરોગ્ય અધિકારી, મહિલાઓ ઊંઝા નગરપાલીકાની મુલાકાત લીધી હતી. ઊંઝા નગરપાલીકાના પ્રમુખ શ્રી બુધાલાલ શાહ અને ઉમીયા માતાજી સંસ્થાના ૧૮મી શતાબ્દી મહોત્સવની આરોગ્ય સમિતિના શ્રી. જીવા ભાઈ સાથે આ અંગે વિગતવાર ચર્ચા કરી માર્ગદર્શન આપ્યું હતું. તાત્કાલિક સારવાર માટે ઊંઝા મેડીકલ એસો. મફત સારવાર આપવાનું સ્વીકાર્યું હતું. પાણી શુધ્ધિકરણ, ટાંકી અને કુવાઓમાં, સતત ગાય તે માટે પૂરતી કાળજી લેવા સૂચન કર્યું હતું. ૧૧-૧૮-૧૧

જનસત્તા ની નજરે



**શરણાઇના સૂરો ને ગુલાલમય વાતાવરણમાં**

# જગતજનની ઉમિયા માતાના ૧૮મી શતાબ્દી મહોત્સવની ભવ્ય ઉજવણી

(પ્રતિનિધિ દ્વારા)

ઉંઝા તા. ૨૬

સમગ્ર ગુજરાત ભરમાં અને દેશ વિદેશમાં પથરાયેલા કડવા પાટીદારોનાં કુળદેવી જગત જનની શ્રી ઉમિયા માતાજીના ઉંઝા ખાતે ઉજવાઇ રહેલા ૧૮મી શતાબ્દી મહોત્સવના આજના બીજા દિવસે ગુજરાતના ખૂણે ખૂણેથી ઉભરાઇ રહેલા બે લાખ જેટલા ભાવિક ભકતોએ લાભ લીધો હતો. રંગબેરંગી ધજા પતાકાઓ શરણાઇના સુંદર સરોદો અને ગુલાલમય વાતાવરણમાં જય ઉમિયા માતાના ગગનભેદી નાદોથી ઉત્સવનો પ્રારંભ થયો હતો.

## લગભગ બે લાખ ભાવિક ભક્તોએ લીધેલો ભાગ: માતાજીની કૃપાથી વાતાવરણ સ્વચ્છ બનતા ઝુમી ઉઠેલાં ભક્તજનો

છેલ્લા ત્રણ દિવસથી વરસાદના વાતાવરણને કારણે યજ્ઞના યોજકો અને સમગ્ર કડવા પાટીદારોના મન ઉદાસ થયાં હતાં પરંતુ ગઇકાલે શ્રી માતાજીની અસીમ કૃપાથી વાતાવરણ નિરભ્ર અને આહ્લાદક બનતાં લોકો ઝૂમી ઉઠયા હતા. ગામેગામથી ઝાંઝ-પખાજ અને ઢોલકો સાથે આવતી ભજન મંડળીઓ અને ઉંઝાની ગલી ગલી જાણે વૃન્દાવનની કુંજગલી બની હોય તેવું સુંદર દૃશ્ય નજરે પડે છે. પવિત્ર પાવની જગદ જનની શ્રી ઉમિયાદેવીના પ્રાંગણમાં ઉભા કરાયેલા ભવ્ય મંડપમાં નવ જેટલા યજ્ઞકુંડોમાં નડીઆદના સુપ્રસિધ્ધ શાસ્ત્રી શ્રી શુકદેવજીની નિશ્રામાં વિદ્વાન પંડિતોએ સંસ્કૃતના શ્લોકો અને સ્તવનોથી વાતાવરણને પવિત્ર બનાવી રહયા છે. ગઇકાલે પવિત્ર યજ્ઞકુંડમાં પવિત્ર અગ્નિ જ્યારે સ્વયંભુ પ્રગટયો ત્યારે લાખો ભાવિક ભકતોએ વાતાવરણને 'જય ઉમિયામાતા'ના ગગનભેદી નાદોથી ગજવી મૂક્યું હતું. યજ્ઞકુંડમાં ચમત્કારીક રીતે સ્વયંભુ પ્રગટ થયેલા અગ્નિદેવનાં દર્શન કરવા માટે ભકતજનોનો મોટો ધસારો થયો હતો. મહોત્સવના અમદાવાદ ખાતેના અગ્રણી કાર્યકર શ્રી ચંદુભાઇ પી. પટેલે જણાવ્યું હતું કે ઊંઝા ખાતે દર્શનાર્થે જતા યાત્રીઓની તમામ પ્રકારની સુવિધા જળવાઇ રહે તે માટે મહોત્સવ સમિતિના અગ્રણીઓ ભારે જહેમત ઉઠાવી રહયા છે. અને ૪૦૦૦ ઉપરાંત સ્વયં-સેવકો ખડે પગે યાત્રીઓને મદદ કરી રહયા છે.

આશરે ૫૦ હજાર જેટલા ભાઇ-બહેનોને રહેવા માટેની સગવડ-ભોજનની વ્યવસ્થા વગેરેનો પ્રબંધ કરવામાં આવ્યો છે. એસ.ટી દ્વારા કરવામાં આવેલી સુંદર વ્યવસ્થા ઉપરાંત સંખ્યાબંધ ખાનગી બસો, ગાડીઓ, સ્પેશ્યલ ટ્રેઇનો, ટ્રેકટરો, ટ્રોલીઓ, સ્કુટરો-ગાડાં વગેરે ભરીભરીને માનવ મહેરામણ ઉમટી પડયો છે. તા. ૨૯મી સુધી ચાલનારા આ ભવ્ય મહોત્સવમાં દેશના ખૂણે-ખૂણેથી તેમજ વિદેશમાં વસતા કડવા પાટીદારો ઊંઝા ખાતે દર્શનાર્થે આવી રહયા છે.

આ મહોત્સવની એક રંગીન ફીલ્મ પણ ઉતારવામાં આવી રહી છે.

માતાજીના આ મહોત્સવને વધુ ઉજ્જવળ બનાવવા માટે ગામેગામથી ફાળો-અનાજ તેમજ યાત્રીઓની સગવડ માટેની સામગ્રી ખડકાઇ રહી છે.

અમદાવાદ અને જિલ્લાના ગામેગામથી કડવા પાટીદારો આબાલ-વૃધ્ધ ઊંઝા ખાતે જઇ રહયા છે. અત્રેથી જતા યાત્રીઓને જરૂરી માહિતી ઉસ્માનપુરા ખાતેની કડવા પાટીદાર વાડીમાંથી આપવામાં આવી રહી છે. સ્થાનિક કાર્યકરો શ્રી જમનાદાસ પટેલ, શ્રી ચંદુભાઇ પટેલ, શ્રી રણછોડભાઇ, શ્રી વિઠલભાઇ પટેલ વગેરે તરફથી આ મહોત્સવમાં જનારા યાત્રીઓને માટે તમામ પ્રકારની માહિતી આપી રહયા છે.

યજ્ઞની પૂર્ણાહુતિ તા: ૨૯-૧૧-૭૯ને સોમવારે હોવાથી એ દિવસે ખાસ વધારાની ટ્રેઇનો, બસો, મોટરટ્રકો અને હજારો ખાનગી વાહનો દ્વારા ઉમટી પડનારા માનવ મહેરામણ માટેની વ્યવસ્થા પણ વિચારાઇ રહી છે. અને હજારો સ્વયંસેવકો ઉપરાંત પોલીસ, હોમગાર્ડઝ વગેરે દ્વારા સુંદર વ્યવસ્થા કરવામાં આવી રહી છે.



જનસત્તા

## સંદેશની નજરે

# ઊંઝાના આંગણે જોવા મળેલું લોકશક્તિનું અનોખું સ્વરૂપ.



**લોકસાગરને તીરે તીરે**

ઈશ્વર પેટલીકર

ઊંઝામાં તા. ૨૫ થી તા. ૨૯ નવેમ્બરના પાંચ દિવસ કડવા પાટીદારોના કુળદેવી શ્રી ઉમિયા માતાજીનો ૧૮મી શતાબ્દિ મહોત્સવ અસાધારણ કહી શકાય તેવા ઉત્સાહથી ઉજવાઈ ગયો. જેના સમાચારો છાપામાં એટલી વિગતથી પ્રગટ થયા છે કે ત્યાં ગયા વિના ઘેર બેઠાં એના વાંચનથી સૌને વિદીત થયેલ છે. શ્રી ઉમિયા માતાજીનો શતાબ્દિ મહોત્સવ ઉજવવાનો જેમણે નિર્ણય કર્યો તેમણે આટલો માનવ મહેરામણ ઉમટશે તેની કલ્પના કરી નહિ હોય. બીજે દિવસે બપોરે વ્યવસ્થા જાળવવાની મુશ્કેલી પેદા થઈ. તેણે બતાવી આપ્યું કે એમની ગણત્રી બહારના યાત્રાળુઓનો પ્રવાહ વધેલો થયો તેને પહોંચી વળવાની વધુ વ્યવસ્થા પણ કરી શકાઈ. આ યોજકો ન હોત અને તેમણે આ ઉત્સવનું આયોજન કર્યું ન હોત તો સામે ચાલીને લોકોએ તે સૂચવ્યું હોત એમ બનવાનો સંભવ કહી શકાય નહિ. મોટા ભાગના લોકોને ખબર પણ નહિ હોય કે એમની કુળદેવીની આ ૧૮મી શતાબ્દિના મહોત્સવનું ટાણું છે.

અમુક જુવાન પેઢીના વર્ગને તેમજ મહેસાણા જિલ્લા બહાર વસતા સૌરાષ્ટ્ર-કચ્છના અમુક વર્ગને એ પણ ખબર નહિ હોય કે, એમની કુળદેવી ઊંઝાના શ્રી ઉમિયા માતાજી છે. પરંતુ એ સૌને એટલી ખબર છે કે તે કડવા પાટીદાર છે. આથી જેમને કુળદેવીની ખબર હતી તેમને એ મહોત્સવ પ્રસંગે દર્શનનું વિશિષ્ટ મહાત્મ્ય વસ્યું, તો જેમને ખબર નહોતી તેમને એનું મહાત્મ્ય જન્મ્યું. આથી દૂરદૂરથી એ પ્રસંગે યાત્રાળુઓનો પ્રવાહ અવિરત વધતો રહ્યો. પાંચ દિવસમાં પંદરેક લાખ માણસોએ દર્શનનો લાભ લીધો. એમાં વૃદ્ધ, જુવાન અને બાળકો હતાં તો એમાં શિક્ષિત, અશિક્ષિત અને ગરીબ, તવંગર પણ હતા. તેમાં એટલી સુંદર વ્યવસ્થા જળવાઈ કે સૌનું તેના તરફ ધ્યાન ખેંચાયું હતું.

પાંત્રીસ હજારની વસ્તીવાળા ઊંઝા ગામે મુખ્યત્વે એનો ભાર ઉપાડ્યો કહી શકાય. ભલે એ ઉત્સવ કડવા પાટીદારના કુળદેવીનો હોય, પણ ઊંઝા માટે તે સમગ્ર ગામનો બની ગયો હતો. જે હયાત છે તેમને માટે આવતો ૧૯મી સદીનો મહોત્સવ શક્ય નહોતો. એમને માટે આ એકજ અનેરૂં ટાણું હતું અને આખા ગામે પોતાના આંગણે પ્રસંગ હોય તેમ ઘર, ફળીયું, અને ગામ શણગાર્યું હતું અને પોતાના સગાં સ્નેહીઓને નોતર્યાં હતા. મહોત્સવની વ્યવસ્થાની કામગીરી સંભાળી હતી. આટલી મોટી સંખ્યા આવતી હોય ત્યારે સ્વચ્છતા જાળવવી અને ગંદકી ન થવા દેવી તે મુખ્ય ધ્યાનમાં રાખવાનું રહે. ઊંઝા મ્યુનિસિપાલિટી બીજાઓના સાથથી એ વ્યવસ્થાને સુંદર રીતે પહોંચી વળી હતી.

યાત્રાળુઓ બસ કે બીજા વાહનથી ઉતરીને ખાસ્સા ૪ કી.મી. દૂરથી માતાજી અને યજ્ઞના દર્શને પહોંચે ત્યાં સુધી લાંબી હારની વ્યવસ્થા જાળવવી અને તેમની ધીરજ ન ખૂટી જાય તેવી ઝડપે દર્શન થઈ શકે તે કામગીરી સ્વયંસેવકોએ પ્રેમપૂર્વક ઉપાડી હતી. એવો જ સાથ હોમગાર્ડઝ અને પોલીસનો મળ્યો હતો. નાનાં બાળકોને તેડીને લાંબી લાઈનમાં ઊભેલી સ્ત્રીઓને રાહત થાય માટે ગામની સ્ત્રીઓએ તેમનાં બાળકો સાચવવાની જવાબદારી ઉપાડી લીધી હતી, ગરમીમાં રાહત આપવા પંખાઓ નાંખવામાં આવતા હતા. યાત્રાળુઓ પણ એ પ્રેમભરી વ્યવસ્થા જોઈને શિસ્ત પાળવાની ફરજ સમજતા હતા. પાંચ પાંચ દિવસ સુધી દરરોજ લાખેક માણસોની જમવાની વ્યવસ્થાને પહોંચી વળવું એ સાથે જ અસાધારણ વ્યવસ્થા શક્તિ માંગી લે. તેવું કામ કહી શકાય. આટલી મોટી સંખ્યાના જમણવારમાં અર્ધા કલાકમાં જમનાર પંગતને પહોંચી વળાય, બધી વાનગીઓ પૂરતી મળી રહે, માગવી ન પડે અને ગંદકી પણ ન થાય તેવી કામગીરીનાં વખાણ ત્યાં ગયેલા કર્યા વિના રહી શકતા ન હતા. ઊંઝા વેપારનું મોટું મથક છે. એનો ગંજ જાણીતો છે. એ ગંજની ચારસો જેટલી દુકાનો-અઠવાડીયા માટે બંધ રહે, તે ઉતારાના સ્થળમાં પલટાઈ જાય અને એ રીતે ગામનાં બીજા સ્થળો પણ ઉતારા બની જાય અને બધી રોજંદી પ્રવૃત્તિ થંભાવી દઈને આખું ગામ મહોત્સવની કામગીરી ઉપાડી લેવામાં રોકાઈ જાય એ એકતાની ભાવના અને તેમાંથી પ્રગટ થતી વિવિધ શક્તિ આ મહોત્સવ દ્વારા જોવા મળતી લોકશક્તિનું ભવ્ય દર્શન છે

આ મહોત્સવની પૂર્ણાહુતિ પ્રસંગે એ કાર્ય પારપડ્યાનો અનેરો આનંદ અને જાણે એ કાર્યનો થાક ન લાગ્યો હોય તેવી હળવાશ વ્યક્ત થઈ હતી. આ કાર્ય પાર પડ્યું તેનો જશ લોકો એની કામગીરી બજાવનારને આપતા હતા, પણ એ કામગીરી બજાવનાર તે જશના અધિકારી શ્રી ઉમિયા માતાજીને માનતા હતા. એમની કૃપા ન હોત તો આ કામગીરી નિર્વિઘ્ને સુખપૂર્વક પાર પડી નહોત. વળી માતાજી પ્રત્યે શ્રદ્ધા હોય ત્યારે તે પ્રસંગના બનાવોને ચમત્કાર તરીકે ઘટાવવાનું બનતું હોય છે. એ ઉત્સવના આગલા પાંચ-છ દિવસથી ગુજરાતમાં ચોમાસા જેવી સ્થિતિ હતી. જો એ ચાલુ રહી હોત તો એ ઉત્સવને અગવડ વેઠવી પડત. પરંતુ તે દિવસે જ વાદળ વીખરાયાં અને સૂર્ય પ્રકાશ્યો તેનું કારણ માતાજીની કૃપા તરીકે ઘટાવવામાં આવી હતી. વળી એક પાંચ સાત ફૂટ ઊંચી વંડાની દીવાલ પડી છતાં કંઈ નુકશાન ન થયું તે પણ એની કૃપા માનવામાં આવી હતી. વળી યજ્ઞ કુંડમાં અગ્નિ સ્વયં પ્રગટ્યો તેવો ચમત્કાર પણ છાપામાં પ્રગટ થયો હતો. દેવીશક્તિમાં શ્રદ્ધા ધરાવનારને આવું

## કડવા પાટીદારો સામાજિક ક્ષેત્રે એ શક્તિ બતાવે

વસે તેમાં નવાઈ નથી.' પરંતુ જે કાર્યના કર્તૃત્વનો ભાર માણસ લેતો નથી અને ઉદ્દાત ભાવથી પ્રેમપૂર્વક તે પોતે નિમિત્ત છે તેમ માની એ ફરજ અદા કરે છે ત્યારે એનો થાક લાગતો નથી. આ મહોત્સવમાં જેમણે જેમણે ભારે કામ લીધો પણ તેમને એનો થાક ન લાગ્યો તેનું કારણ એ કાર્ય પ્રત્યે રહેલી ભક્તિ-પ્રેમ છે. આમાં એ શ્રી ઉમિયા માતાજી પ્રત્યે છે માટે જેમ એ પરિણામ જોવા મળ્યું તેમ એવી જ ભક્તિ અને પ્રેમ બીજા કાર્ય પ્રત્યે હોય તો તેમાં પણ આવી લોકશક્તિ પેદા થઈ શકે.

આજે આપણા દેશમાં જો કોઈ મોટો પ્રશ્ન હોય તો લોકશક્તિનો અભાવ જોવા મળે છે. આપણી ગરીબાઈ અને બીજી પછાત અવસ્થાનું કારણ એ શક્તિનો અભાવ છે. આથી એવું તારણ કાઢવામાં આવે છે કે લોકોમાં શક્તિ નથી, એકતા નથી, યોજકો નથી એટલે આ સ્થિતિ છે. પરંતુ ઊંઝાનો આ મહોત્સવનો દાખલો બતાવી આપે છે કે એ સર્વ શક્તિ લોકોમાં પડેલી છે. ઊંઝા ગામની જે વસતિ તેના મર્યાદિત સાધનો અને જે યોજકોએ આ મહોત્સવનું આયોજન કર્યું હતું તેમનો આવી કામગીરી અગાઉ ન ઉપાડ્યાનો અનુભવ જોતા આ યોજના આટલી સફળતાપૂર્વક પાર પાડી શકશે એવો વિશ્વાસ બીજાઓને ઓછો હતો. આ ગજા બહારનું કામ ઉપાડ્યું છે તેવો મત વ્યક્ત થયાનું જાણવા મળ્યું હતું. પરંતુ એ યોજકો ઓછા અનુભવી હશે તોપણ તેમણે જે શ્રદ્ધાથી તેનો વિચાર કર્યો હતો તે જ શ્રદ્ધાથી પ્રેરાઈને તેમને સાથ આપવા બીજાઓ તેમાં જોડાયા હતા અને દર્શને આવનારાઓએ પણ તે જ શ્રદ્ધાથી વર્તવાનો ધર્મ માન્યો હતો. પરિણામે આ આયોજન સર્વના સહકારથી સફળ થયું હતું. એવું વાતાવરણ જામે છે ત્યારે બીજાઓમાં પણ તેવો ભાવ જન્માવી શકાય છે. રેલ્વે અને એસ. ટી. તંત્રે આટલા પ્રવાસીઓને લાવવાની નવી વ્યવસ્થા કરી તે એમની ફરજનો ભાગ હોય તોપણ એ વાતાવરણ તેમનામાં પણ એ ફરજ અદા કરવામાં કાંઈક વિશેષ કરી રહ્યાનો ભાવ પેદા કર્યા વિના ન રહે. આ બતાવી આપે છે કે આગેવાની લઈ શકે તેવા યોજકો સમાજમાં હયાત છે. તેમને સાથ આપે તેવા સેવકો પણ હાજરાહજુર છે અને તેમાં જોડાવવા લોકસમુદાય પણ તૈયાર છે. પરંતુ બીજા કાર્યોમાં આવું એકય ઊભું થતું ન હોય તો તેનું કારણ એના પાયામાં જે શ્રદ્ધા જોઈએ તે ખૂટે છે. એ શ્રદ્ધા ધાર્મિક પરંપરાથી આમાં શ્રી ઉમિયા માતાજીમાં પેદા થયેલી છે, પરંતુ દેશના નવનિર્માણ માટે એ પેદા થયેલી નથી. આથી તેમાં જે લોકશક્તિ પ્રગટવી જોઈએ તે પ્રગટતી નથી.

અહીં દેશના નવનિર્માણના વિશાળ ફલક સુધી ન જઈએ, જ્ઞાતિ વિહીન સમાજ રચનાનો યુગધર્મ છે ત્યારે જ્ઞાતિ માનસ પોષક આવા ઉત્સવ કેટલા ઉચિત એ પ્રશ્નને પણ ન લાવીએ અને યજ્ઞયાગાદિ પરંપરીત કર્મકાંડની ચર્ચા પણ બાજુએ રાખીએ અને કેવળ કડવા પાટીદારના ફલકને સીમિત કરીને તેને મુલવીએ. આ લોકશક્તિનો પ્રવાહ જ્ઞાતિ પૂરતો નવનિર્માણમાં ફાળો આપવા સંયોજીત થશે ખરો? આ મહોત્સવ પ્રસંગે સમસ્ત ગુજરાતના કડવા પાટીદારો પોતાની વચ્ચેના ગોળ અને પેટા ગોળના ભેદભાવ ભૂંસી એક સમાજ તરીકે લગ્ન વ્યવહારની લેવડદેવડ કરવાનો સુધારો કરશે? જે ઊંઝા ગામે આટલી શક્તિ બતાવી અને શ્રી ઉમિયા માતાજીને લીધે ઊંઝાની વાહ વાહ થઈ તે ગામના પાટીદારો ઓછા કુળવાન ગણાય છે તે નાબુદ થશે? શ્રી ઉમિયા માતાજી જેવી જગતજનની કુળદેવી હોવા છતાં જ્ઞાતિમાં જે પછાત અવસ્થા છે અને ઊંઝા વધુ જ્ઞાતિની દૃષ્ટિએ પછાત ગણાય છે, તે સ્થિતિ શું વિચાર માંગી લેતી નથી કે અંતે પોતાનો વિકાસ પોતાની શક્તિ જાગૃત કરીને કરવાનો છે? માતાજી કે દેવી શક્તિની કેવળ કૃપાથી પુરુષાર્થ વિના સિદ્ધિ હાંસલ થઈ શકતી નથી. જો શ્રી ઉમિયા માતાજી સમગ્ર કડવા પાટીદારોના કુળદેવી હોય તો એ માતાનાં સંતાનોમાં કોઈ ઊંચું કે નીચું શી રીતે હોય શકે? પ્રદેશ કે ગોળ ભેદ વિના સૌને સમાન ગણી કન્યાના વ્યવહારની વિશાળતા આ મહોત્સવના પ્રકાશમાં કેમ વિચારવામાં ન આવે? એજ રીતે જ્ઞાતિમાં જે કુરિવાજો હોય અને જે પછાતપણું હોય તે નિવારવામાં કેમ આ લોકશક્તિ સક્રિય ન બને?

આ મહોત્સવ નિમિત્તે જે લાખોની રકમ પ્રાપ્ત થઈ છે તે ઊંઝા માતાજીના સ્થાનક અને તેના વિકાસમાં ખર્ચાશે તેમ ૪૮ લાખની યોજનાનું આયોજન થનાર છે. તેમાં યાત્રિકો માટે અદ્યતન ધર્મશાળા, પ્રાર્થના મંદિર, ટાઉન હોલ ઊંચા બાગ, ઊંચા ફુવારા, ઊંચા સ્મૃતિ સ્થંભો બાંધવાની ખાતવિધિ થવાની મહોત્સવ સમિતિ તરફથી ભાવિ યોજના જાહેર થઈ છે. પરંતુ માતાજીના સ્થાનક માટે એ મહાત્મ્યનું ગણાતું હોય તો એવું જ વાતાવરણ પોતાના જ ગામમાં નિર્માણ થવું જોઈએ અને પોતાનું ઘર પણ અદ્યતન બનવું જોઈએ. ધર્મશાળા અદ્યતન બને અને ઘર એવાં એ જુનાપુરાણાં, અજવાળા વિનાના અને ગટર વિનાના હોય તે કેમ ચાલે! આ મહોત્સવમાંથી કડવા પાટીદાર સમસ્ત સમાજ પ્રેરણા લઈને સામાજિક સુધારણાનું એક સંમેલન એ સ્થળે ભરીને જ્ઞાતિ વિહીન સમાજની રચનાની દિશાના પ્રથમ પગથિયા તરીકે સમસ્ત કડવા જ્ઞાતિનો સામાજિક સુધારણાનું કદમ ભરશે તો આ ઉત્સવ લાભદાયી બની રહેશે.



*



ગુજરાત સમાચારની નજરે



# બીજા દિવસે બે લાખ લોકોથી ઊભરાઇ ગયેલું ઊંઝા

(પ્રતિનિધિ દ્વારા) મહેસાણા, તા. ૨૬

ઊંઝામાં ઉમિયા માતાજીના મહોત્સવના આજે બીજા દિવસે મહોત્સવ સમિતિના જણાવ્યા મુજબ બે લાખ જેટલા ભાવિકોથી ઉંઝા ઉભરાઈ ગયું હતું. સવારથી ભાવિકોનો પ્રવાહ આસપાસના અને દૂરના વિસ્તારમાંથી આવવો શરૂ થયો હતો. અને સંખ્યા બપોર સુધીમાં તો બે લાખ પર પહોંચી હતી. લોકો ટ્રકો, ટ્રેક્ટરો, એસ. ટી. બસો, ખાનગી મોટરકારો વગેરે જે મળે તે વાહનોમાં આવ્યાં હતાં.

શહેરની સજાવટ, પોલીસ વ્યવસ્થા, ભોજન, પાણી, દીવાબત્તી વગેરેની વ્યવસ્થા જોઈને યાત્રિકો પ્રભાવિત થતા હતા. શહેરની પોળોએ ઉતારાની વ્યવસ્થા ગોઠવી છે, ઉપરાંત ઘેર ઘેર મહેમાનો ગોઠવાઈ ગયા છે.

માતાજીના દર્શન માટે લાઈનમાં ઊભા રહેલા યાત્રિકોને બપોરની ગરમી લાગતાં કાર્યકર ભાઈ-બહેનો પંખા નાખવા લાગતાં યાત્રિકોના મોંમાંથી શબ્દો નીકળ્યા હતા કે 'ધન્ય છે ઊંઝાને.'

મહોત્સવના બાકીના ત્રણ દિવસમાં આનાથી પણ વધુ લોકો આવશે એમ વ્યવસ્થાપકો માની રહ્યા છે.

**યાત્રિકો કહે છે : 'ધન્ય છે ઊંઝાને'**

# સૌ ઉંઝાના ૠણી બન્યા

ઉંઝા, તા. ૨

ઉંઝામાં ઉમીયા માતાના મહોત્સવના પ્રસંગે જોયું "મા"ની અસીમ કૃપાનાં જ દર્શન થાય છે.

—આ પાંચ દિવસો દરમ્યાન કોઈ પણ ગામમાં બન્યાનું જાણવા મળ્યું નથી.

—આટલું મોટું ગામ છતાં કોઈ અકસ્માત કોઈ તકરાર કે મુશ્કેલી ઊભી કરે તેવું બન્યું નથી.

—મહોત્સવની સફળતા માટે ઉમિયા માતાની અસીમ કૃપા કુળદેવી કડવા પાટીદારનાં નહીં પણ સર્વનાં મા બન્યાં છે. લોકમાતા તરીકે પૂજાયાં છે. સમગ્ર ગામે એકતા અને સહકારની ભાવનાનાં દર્શન કરાવી સૌ પોતાનું કામ સમજીને સેવામાં લાગી ગયા હતા.

—આટલી મોટી સંખ્યામાં આવનાર ભાવિકોની મેડીકલ સારવાર માટે ઊંઝા મેડીકલ એસોસીએશનની રાહબાર નીચે સ્થાનીક ડોક્ટર સાહેબોએ રૂા. ૧૦૦૦ની કિંમતી દવાઓ તેઓએ ખરીદી આશરે ૩૦૦૦ દર્દીઓને વિના મુલ્યે દવા આપી સારવાર આપી છે. તે માટે ચાર સારવાર કેન્દ્ર (દવાખાનાં) ખોલ્યાં હતાં. ખરેખર તેઓએ માનવ ધર્મને સાર્થક કર્યો છે.

—માતાજીની સંસ્થાને મહોત્સવ અંગે અનેક પત્રો મળ્યા જેનો મુખ્ય સૂર છે :- ઉંઝાએ 'મા'નાં સૌને દર્શન કરાવ્યાં. અને સૌ ઉંઝાના ૠણી બન્યા છે. તે ૠણ કયી રીતે ચુકવી શું ? હે મા, અમારું જીવન ટુંકાવીને જે તેમાંથી બીજાને આપી શકાતું હોય તો આ મહોત્સવના કામ કરનારાઓને મારું જીવનનું શેષ આયુ તેઓને અર્પણ હો.

—આ પાંચ દિવસોમાં મહોત્સવ સમિતિ તરફથી "સ્વચ્છતા" હરિફાઈ યોજવામાં આવી હતી. તેમાં સૌ પ્રથમ નંબર મોતીપુરાનો આવેલ છે. બાળકો ને બહેનો તથા યુવાનોએ સારી. જહેમત સ્વચ્છતા પાછળ ઉઠાવી હતી. સ્વચ્છતા બેનમૂન હતી. ખરેખર "મોતી જેવું સ્વચ્છ એમ મોતીપુરા નામ સાર્થક કર્યું છે. બીજા નંબરે અનુક્રમે (૨) રૂપાત ચોરો (૩) લોરવાડ (૪) ઉમા સોસાયટી (૫) દરજી ચકલો (૬) અમોટી પડું (કલ્યાણ પડું) (૭) માધુપડું સમિતિના ચેરમેન શ્રી. પરસોત્તમદાસ કોટન તથા સભ્યોમાં શ્રી. નટુભાઈ ઉમેદરામ, શ્રી. ઈશ્વરલાલ કે. પટેલ. મફતલાલ કીશોરદાસ શ્રી. હરગોવનભાઈ બર્ફવાલા, શ્રી. શંકરલાલ શી. પટેલ (સિ. ઈ.) હતા.

—સિધ્ધપુર નગરપાલિકાનાં સફાઈ કામદાર મુકદમ શ્રી. જેઠાભાઈ ધુળાભાઈ વાઘેલાને મહેનતાણાના રૂા. ૧૦૧/- સમિતિએ આપ્યા હતા. જે તેઓએ 'મા'ને ભેટ આપી પાવની મેળવી છે.

# 'ઉમા'નાં અલૌકિક દર્શનમાં તેજસ્વિતા તથા દિવ્યતા

## ઉંઝામા ઊજવાયેલા મહોત્સવની વિશિષ્ટતાઓ

ઉંઝા, તા. ૩૦

આ પ્રસંગે પાલનપુરના લક્ષ્મીપુરા ગામના પટેલ રસોઈઆઓએ રસોઈ કરવાની અંગાઉન અમુલ્ય માનદ સેવા આપી હતી તે ઉપરાંત આ રસોઈઆ ભાઈઓના બનાસકાંઠા કડવા પાટીદાર સમાજ તરફથી રૂા. ૬૦૦૦૦/- જેવી રકમની ફંડ ફાળાની સેવા આપી છે.

આ પ્રસંગે લાઈનમાં દર્શન કરવા માટે ઉભેલા ભાવિક ભાઈ બહેનો પાસેથી પડી ગયેલ સોનાના દાગીના- નાણા ઘડિયાળો વિગેરે ચીજો સ્વયંસેવકોને હાથમાં આવતાં તેઓએ સલામતી સમિતિને બધી ચીજો સુપ્રત કરી પ્રમાણિકતાનું દ્રષ્ટાંત પુરૂ પાડ્યું છે.

- જે દિવસે યજ્ઞ અને મહોત્સવનો પ્રારંભ થવાનો હતો-તેના અગાઉના દિવસે વરસાદ હતો. બધા ચિંતિત હતા અગળના દિવસે પાટલા ઉપર બેઠેલા યજમાનોની દેહશુધ્ધિ માટે સિધપુરના પવિત્ર સ્થાન અરૂણેશ્વર શ્રી. ગુરૂ મહારાજશ્રીએ વરસાદની તકલીફ રહેશે નહીં તેવા આર્શીવચન ઉચ્ચારેલ અને ખરેખર "માતા"ની કૃપા ઉતરી અને પાંચ દિવસનો કાર્યક્રમ સુંદર રીતે સફળ નિવડ્યો

-માતાના મહોત્સવમાં કડવા પાટીદાર ભાઈ બહેનો એ ઉદાર હાથે ફંડમાં નાણાં વાપર્યાં છે અને હવે શ્રધ્ધા અને આશા જન્મી છે કે ટુંક સમયમાં યાત્રાળુ માટે અદ્યતન સાધનો વાળી ધર્મશાળા પ્રાર્થના મંદિર ટાઉન હોલ- "ઉમા" બાગ, "ઉમા" ફુવારો "ઉમા" સ્મૃતિ સ્તંભ નાં મુહૂર્ત થશે.'

-સાચી સેવા તો હતી સફાઈ કામદારની ઉંઝા સિધપુર પાટણ વિગેરે નગરપાલિકાના સફાઈ કામદારોએ રાત્રે ૧૨-૦૦ વાગે રસ્તાઓ જાજરૂ પેશાબખાના સાફ કરી દવાઓ છાંટી સ્વચ્છતા જાળવવામા સખ્ત પરિશ્રમ ઉઠાવ્યો હતો અને બહારથી પધારેલ મહાનુભાવોએ પણ આ સેવાને બીરદાવી હતી.

—ઉંઝા-ઉનાવા વચ્ચે ટ્રક-ટ્રેકટરનો અકસ્માત તા. ૨૮મીના રોજ બન્યો. તે જોતાં તો ચિંતાજનક પરિસ્થિતિ જણાતી, પણ "મા"ની કૃપા ઉતરી ન હોય તેમ ખાસ ઇજા થઇ ન હતી.

—શિસ્ત અને નિયમનું પાલન કરવામાં ભાવિકોએ સારો સાથ સહકાર આપ્યો અને સ્વયંસેવકોએ કાર્યકરોને પ્રોત્સાહન મળ્યું. પરિણામે મોટો માનવ સમુદાય ઉમટ્યો હતો. છતાં કોઇપણ અનિચ્છનીય બનાવ બન્યો ન હતો. અને સુંદર રીતે મહોત્સવ સફળ થતાં સૌને તેમાં "ઉમા" ના આશીર્વાદ દેખાયા.

—"ઉમા" ના દર્શન અલૌકિક જણાતાં હતાં. બીજા દિવસો કરતાં આ દિવસો દરમ્યાન તેજસ્વીતા અને દિવ્યતા જણાતી હતી. તે જોતાં "મા" નાં સંપૂર્ણ આશીર્વાદ મળેલ જણાતાં હતાં.

—આ પ્રસંગની ખાસ વિશિષ્ટતા એ હતી કે કોઈ અનિચ્છનીય બનાવ બન્યો ન હતો. તે સિવાય કોઇ પણ જાતની તક્લીફ મુશીબત ભાવિકોને નડી ન હતી

—મહોત્સવ સમિતિએ ઊંઝાની જનતા જોગ હૃદયસ્પર્શી અપીલ કરી અને સારાયે નગરે એકતા-સહકાર અને દિલની ભાવનાનાં દર્શન ભાવિકોને કરાવી તેઓના ધન્યવાદના અધિકારી બન્યા હતા.

—"ઉમા" ની શકિત પ્રેમભાવના જાણે આ કાર્યમાં પળે પળે સાથે જ હોય તેમ રેલ્વે ખાતાએ સ્પેશીયલ ટ્રેનો એસ. ટી. ખાતાએ જોઇએ તેટલી એસ. ટી. બસો અને બીજા ખાતાઓ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ જીલ્લા-તાલુકા પંચાયતોએ પણ પોતાથી બની શકે તેટલી બધી જ સેવાઓ આપી છે. "દૂધસાગર" પણ આ પ્રસંગે જરૂરી "દૂધ" પુરૂં પાડી સહકાર આપ્યો છે.

—ઘણાંએ વર્ષો બાદ ઊંઝામાં સૌ પ્રથમવાર આટલી આકર્ષક રંગબેરંગી નયનરમ્ય રોશની કોઇ સંસ્થાના મકાન ઉપર થઇ ન હતી. "મા" ના મંદિરે થયેલ રોશની બધા જ ભાવિકોનાં દિલ જીતી લીધાં હતાં.

—મહોત્સવ અને યજ્ઞ પાછળ બીજી કોઇ ભાવના-મહેચ્છા નથી પણ ફક્ત લોક કલ્યાણની ભાવના છે અને "મા ઉમા" ના આશીર્વાદ લોકકલ્યાણ માટે ઉતરી રહો એજ હૃદયની પ્રાર્થના.

—ઉમિયા માતાના મહોત્સવ પ્રસંગે સ્ટેશન રોડ પર નજીકમાં "આજોજ માતા" [કાચનું મંદિર] નાં પણ ભાવિકોએ દર્શન કર્યાં અને કાચની કલાકૃતિ જોઇ ધન્ય બન્યાં.

॥ उमाशरणमस्तु जन्मान्तरेष्वपि ॥

# શ્રી ઉમિયા દર્શન

शूल पट्टिशडग चर्म विशिरवानु मुणुरधाना करैः ।
सेव्यां शोभन षडमुजां सुनयनां द्वि-याम्बराल कृताम ॥
शुभ्रांगां वृषवाहनां सुलरां भक्तोत्सवां शालिनी ।
वन्दे श्री कडवेश्वरी भगवती लक्ष्मी प्रदात्रीमुमाय ॥१॥

# ઉત્તરગુજરાત

તા. ૨૫-૧૧-૭૬ તંત્રી:- મફતલાલ બારોટ. કિં. એક રૂપિયો

તંત્રી સ્થાનેથી.....

## યાત્રાધામ ઉંઝા

ભારતના સમસ્ત કડવા પાટીદારોની કુળદેવી ઉમીયામાતાનું સ્થાનક ઉત્તર ગુજરાતના મહેસાણા જીલ્લાના સિધ્ધપુર તાલુકાના ઉંઝા ગામમાં છે. તા. ૨૫-૧૧-૭૬થી આ ઉમીયાનો ૧૮મો શતાબ્દી મહોત્સવ ઉંઝાના આંગણે આનંદવિભોર અવસ્થામાં ઉજવાઇ રહ્યો છે ઉત્તર ગુજરાતમાં સિધ્ધપુર, અંબાજી, ખેડબ્રહ્મા, તારંગા, મહુડી વિગેરે સ્થળો યાત્રા ધામ તરીકે જાણીતા છે. કડવા પાટીદાર કોમનું કુળદેવીનું ગામ ગણાતું ઉંઝા હવેથી યાત્રાધામ બનશે. ભારતભરમાં વસતા લાખ્ખો કડવા પાટીદારો પાંચ દિવસના આ મહામુલા દુર્લભ સહઅચંડી યજ્ઞ અને ૧૮ મા શતાબ્દી મહોત્સવની ઉજવણીમાં હાજર રહી માતાના દર્શન કરી પોતાની જાતને ધન્ય કરશે. આ ઉત્સવ એક કોમનો ન રહેતાં આખાયે ગામે આ ઉત્સવને પોતાનો ઉત્સવ બનાવી દીધો છે. આખુએ ગામ ઉત્સવ ઘેલુ બન્યુ છે. દરરોજની લાખોની આવનારી યાત્રીઓની સંખ્યાને તમામ જાતની સુવિધા આપવા ઉંઝાવાસીઓએ તત્પરતાથી તડામાર તૈયારીઓ કરી દીધી છે. રહેવા, જમવા, અને દર્શન કરવા માટે ચારે બાજુએ વ્યવસ્થા ગોઠવાઇ ગઇ છે. વ્યવસ્થા જાળવવા હજારો પોલીસો, હોમગાર્ડ અને સ્વયંસેવકો ખડે પગે તૈયાર છે. એસ. ટી. અને રેલ્વે યાત્રાળુઓની સુવિધા માટે સંપૂર્ણ સજ્જ છે.

આ પ્રસંગે અમે "શ્રી ઉમિયા દર્શન" નામનો વિશેષાંક પ્રગટ કરતાં આનંદ અનુભવીએ છીએ આ અંકમાં માતા ઉમિયા વિષેનું સાહિત્ય તેમજ કડવા પાટીદારોના ગૌરવશાલી ઇતિહાસનું આલેખન અત્રે કર્યુ છે તેમાં ઉંઝાની સંસ્થાઓનો સંક્ષિપ્ત પરિચય પણ પ્રગટ કર્યો છે. આ અંક માટે સાહિત્ય, જાહેરાત અને અન્ય સહકાર પુરો પાડનાર સર્વ સંસ્થા, અમારા શુભેચ્છકો, તેમજ મહોત્સવના સર્વ પ્રયોજકોના અમે આભારી છીએ

ઉંઝા ભારતનું જીરા, વરીયાળીના વહેપારનુ એક અગત્યનું અને પહેલા નંબરનું ગામ ગણાતું હતું. આજે એ યાત્રાધામ ઉમીયાનગર તરીકે નામાભિધાન પામશે. કડવા પાટીદારો અને ઇતરપ્રજા પણ ગુજરાતમાંથી આ પ્રસંગે દર્શનનો લાભ અને લ્હાવો લેવા આવશે. મા ઉમીયાના દર્શને આવનાર દર્શનાર્થીઓ આ પ્રસંગે શાંતિ, સ્વચ્છતા અને સહકારથી વર્તે એ ખુબ જરૂરી છે. વ્યવસ્થાપકોએ તેમનાથી થાય તેટલી સગવડો આપવા તનતોડ પ્રયત્ન કર્યો છે. ઉંઝા ગામ આવનાર અતિથિઓનું આતિથ્ય અને સત્કાર કરવા થનગની રહ્યું છે. માતાજી આ ધાર્મિક પ્રસંગે ઉજવાતો ઉલ્લાસમય ઉત્સવ પાર પાડે તેવી પ્રાર્થના.

—મફતલાલ બારોટ

ની નજરે



# ઊંઝા ખાતે યાત્રીઓના ટ્રાફીકને પહોંચી વળવા સુસજ્જ થતું એસ. ટી.નું તંત્ર



પાટણ, તા. ૨૩

ઉંઝા ખાતે યોજનાર ઉમીયા માતાજીના ૧૮મી શતાબ્દી મહોત્સવની ભવ્ય તૈયારીઓ પુરી થવા આવી છે. ખાસ કરીને યાત્રીઓને લાવવા લઇ જવાની પુરી સગવડ મળી રહે એ માટે ગુજરાત રાજ્ય માર્ગ વાહન વહેવાર કોર્પોરેશન તરફથી લગભગ ૩૫૦ જેટલી એસ. ટી. બસો ઉંઝા ખાતે મુકવાની વ્યવસ્થા કરવામાં આવી છે. અને તેની કામગીરી સંચાલનનું કામ બનાસકાંઠાના એસ. ટી. નિયામક શ્રી લાલવાણી તથા મહેસાણાના એસ. ટી. નિયામક શ્રી ગોકાક તથા તેમના સહાયક અધિકારીઓને સોંપવામાં આવેલ છે.

લોકોને એસ. ટી. ની સુવિધા સારી રીતે મળી રહે એ માટે ઉંઝા ખાતે ૬ (છ) જેટલા એસ. ટી. સ્ટેન્ડો (કામચલાઉ) ઉભા કરવામાં આવ્યા છે જે નિચે પ્રમાણે રહેશે.

સ્ટેન્ડ નં. ૧ - ઉમીયા પેટ્રોલ પંપની બાજુના ખેતરમાં હાઇવે રોડને અડીને જ્યાંથી અમદાવાદ કલોલ, મહેસાણા, બેચરાજી તરફની બસો આવજા કરશે. અને ઉપડશે. વધુમાં અમદાવાદ તરફથી આવતી શેડયુલ બસો પણ ઉભી રહેશે.

સ્ટેન્ડ નં. (૨):- ઉમીયા સોસાયટી પાસેના ખેતરમાં એેઠોર રોડ ઉપર જ્યાંથી હિમતનગર વિભાગની બસો તથા વિસનગર વડનગર વિજાપુર તરફથી બસો આવજા કરશે.

સ્ટેન્ડ નં. (૩) મલાઇ તલાવ આગળ : જ્યાંથી વડનગર - ઉમતા વિગેરે કાચા રસ્તાથી બસો આવજા કરશે.

સ્ટેન્ડ નં. (૪) પાણીની ટાંકી તરફ બસ છાવણી પાસે- જ્યાંથી પાલણપુર વિભાગ તરફની સિધ્ધપુર કામલી - જાસ્કા, બીલીયા - વિગેરે તરફની બસો અવરજવર કરશે.

સ્ટેન્ડ નં. (૫) નવા બંધાતા એસ. ટી. સ્ટેન્ડ પાલણપુર વિભાગની ડીસા - ગઠ-વડગામ અંબાજી થરાદ તરફની બસો, આવજા કરશે.

સ્ટેન્ડ નં. (૬) પાટણ- તરફના રસ્તા ઉપર જ્યાં પાટણ - હારિજ શિહોરી વાયા ઉમરી ઉર બાલીસાણા ચાણસ્મા તરફની બસો આવજા કરશે.

આ નવા સ્ટેન્ડોની વ્યવસ્થા તા. ૨૫મી નવેમ્બર તા. ૩૦મી નવેમ્બર સુધી ચાલુ રહેશે. આ દિવસો દરમ્યાન ઉંઝાનું કાયમી બસ સ્ટેન્ડ બંધ રહેશે. યાત્રીઓને કોઇ અગવડમાં ન મૂકાવું પડે એ માટે ઉપરના નકકી કરેલા સ્ટેન્ડોએ જવું.

# ઉમિયામાતા શતાબ્દિ ઉત્સવમાં ઉતારૂઓ માટે ખાસ એસ. ટી. ની વ્યવસ્થ

## મુખ્ય મેનેજર શ્રી શર્માએ ઊંઝાની મુલાકાત લઇ ગોઠવેલી વ્યવસ્થા : છ વધારાના સ્ટેન્ડ રહેશે

અમદાવાદ, તા. ૨૩

મહેસાણા જિલ્લામાં આવેલ ઉંઝા ખાતે શ્રી. ઉમીયા માતાજીનો ૧૮મો શતાબ્દી મહોત્સવ તા. ૨૫થી તા. ૨૯મી નવેમ્બર '૭૬ સુધી ઉજવાનાર છે. આ મહોત્સવમાં ગુજરાતભરમાં વસતા ભાવિકોને ઉંઝા જવા અને પરત આવવા માટેની બસવ્યવસ્થા માટેની માગણીઓ થતાં એસ. ટી કોર્પોરેશનના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. એસ.એલ. વર્માએ તા. ૨૧-૧૧-૭૬ ના રોજ ઉંઝાની પ્રત્યક્ષ મુલાકાત લીધી હતી, અને ધામધૂમપૂર્વક વિશાળ ફલક પર ઉજવાનારા શ્રી. ઉમિયાજી માતાના ૧૮મા મહોત્સવને ધ્યાનમાં લઈને વિવિધ વિસ્તારોમાંથી આવતા મોટા જનસમુદાયને પરત ફરવા માટે સરળતાથી વાહનો મળે તે સારૂ ઉંઝા ખાતે વિશાળ સ્ટેન્ડ ઉભું કરવા, પ્રવાસીઓના ધસારાને પહોંચી વળવા માટે બસો મૂકવા, ખાસ વ્યવસ્થા ગોઠવવા લાગતાવળગતા અધિકારીઓને સૂચના આપી છે. ઉંઝા ખાતે જુદી જુદી જગાઓએ જવા માટે છ જેટલાં ખાસ સ્ટેન્ડો ઉભા કરવામાં આવ્યા છે. આ વ્યવસ્થા માટે ખાસ અધિકારીઓ અને સ્ટાફ પણ મૂકવામાં આવ્યો છે. ઉંઝા જવા માટે અમદાવાદ, હિમતનગર, પાલનપુર, મહેસાણા વગેરે ડીવીઝનોના મહત્વના સ્થળોએથી માગણીના પ્રમાણમાં બસો ઉપાડવામાં આવશે. આ ઉપરાંત વડોદરા, નડિયાદ, સુરત, રાજકોટ, જૂનાગઢ અને ભાવનગરથી પણ ઉંઝા ખાતે જવા માટે પૂરતા પ્રમાણમાં મુસાફરો થતાં બસો મૂકવામાં આવશે. કલોલ અને અમદાવાદથી ઉંઝા જવા માટે એડવાન્સ બુકીંગ શરૂ કરી દેવામાં આવેલ છે, અને સારો એવો ધસારો રહ્યો છે.



કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી ચિત્ર

...ની નજરે



ઉમિયા માતાના શતાબ્દી મહોત્સવમાં યોજાયેલ સહસ્ર ચંડી યજ્ઞની પૂર્ણાહુતીનું દૃશ્ય. યજ્ઞ વેદીમાં છેલ્લી આહુતી પધરાવવામાં આવી રહી છે

# ઉમિયા માતા શતાબ્દિ મહોત્સવ: શાંતિપૂર્ણ થયેલી પૂર્ણાહૂતી

## પુર્ણાહુતિ પ્રસંગે ૩ લાખ લોકોની હાજરી હરિજનો-સવર્ણ મિલનનો ઐતિ. પ્રસંગ

મહેસાણા તા. ૨૯

ઊંઝા ખાતે ઉમીયા માતાજીના શતાબ્દિ મહોત્સવની આજે બપોરે ૩-૦૦ વાગે શાંતિપૂર્ણ પુર્ણાહુતી થઈ હતી. આ પુર્ણાહુતી અને યજ્ઞ પ્રસંગે ૩ લાખ લોકોએ હાજરી આપી હતી. આ આખાય પાંચ દિવસમાં માતાજી કૃપાથી એક પણ અનિચ્છનીય બનાવ બનવા પામ્યો નથી. આખોય મહોત્સવ ઉલ્લાસ ભર્યા વાતાવરણમાં નિર્વિઘ્ને ઉજવાયો હતો.

ગઈકાલે સાંજના ૪-૦૦ વાગે શોર્ટ સરકીટ લાગવાનો એક પ્રસંગ બની ગયો હતો પરન્તુ આસોપાલવના તોરણનું એક પાંદડું આડું આવતાં વીજળી પ્રવાહ ત્યાં જ અટકી જવા પામ્યો હતો. જો પાંદડું આડું ન આવ્યું હોત તો મોટી આગ લાગવા સંભવ હતો. આ પ્રસંગને ઘણા લોકો માતાજીના ચમત્કાર માને છે. માતાજીએ તેના આંગણે મોટી ખુવાર થતી અટકાવી.

આ ઉપરાંત બીજો એક પ્રસંગ ૭ ફૂટની દિવાલ ધસી પડવાનો બનાવ બની ગયો. પણ તેમાં પણ માતાજીની મહેરબાની હોઈને કોઈને ઈજા નહોતી થઈ.

માતાજીના આ મહોત્સવમાં ૧૦ લાખ ઉપરાંતની મેદનીએ ઉમળકાભેર લાભ લઈ માતાજીના દર્શનનો લાભ લીધો હતો.

અગ્રણી કોંગ્રેસી કાર્યકર શ્રી. શંકરલાલ ગુરૂએ જણાવ્યું હતું કે આ મહોત્સવની ખુબી એ હતી કે તેમાં અસ્પૃશ્યતાનું નામનિશાન નહોતું. હરિજનોએ પણ આ મહોત્સવમાં ઉમળકાભેર ભાગ લીધે હતો તેમણે પોતાના મહોલ્લાઓ કમાનો ઉભી કરી શણગાર્યા હતા. તેમજ ઠંડાપાણીની પરબો માંડી હતી. મહોત્સવના દર્શનાર્થીઓ વિના સંકોચે હરિજન ભાઈઓની પરબમાંથી પાણી તરસ છીપાવતા.

ગુજરાત પ્રદેશ ભંગી સમાજના ઉપપ્રમુખ શ્રી.ડાહ્યાભાઈ સોલંકીએ જણાવ્યું હતું કે આ મહોત્સવમાં મારા હાથ નીચે ૩૦ જેટલા હરિજન ભાઈઓ સફાઈનું કામ કરતા હતા.

રસોડા માટે ટેન્કર દ્વારા પાણી લાવવામાં આવતું હતું. તે પાણીમાં જંતુનાશક પાવડર હરિજન કામદાર જ નાખતા હતા. અને તે પછી જ પાણી રસોઈ માટે વપરાતું હતું.

આ મહોત્સવમાં માતાજીના ... અમારા હરિજન સમાજના ૫૦ હજાર કરતાં વધુ લોકોએ લીધો છે એમ શ્રી સોલંકીએ વધુમાં ઉમેર્યું હતું.

મહોત્સવમાં દર્શનાર્થે આવેલ ભાવિકોને જમવાની વ્યવસ્થા માટે જાહેર રસોડાઓ ખોલવામાં આવ્યા હતા. તેમાં પણ હરિજન ભાઈઓ ચાર્જ ભરીને જમતા હતા. આ પ્રસંગે તેમને કોઈએ પણ રોકટોક કરી નહોતી.

વડાપ્રધાન શ્રીમતી ઈંદિરા ગાંધીના ૨૦ મુદ્દાના કાર્યક્રમમાં અસ્પૃશ્યતા નિવારણનો સમાવેશ કરાયેલો છે. તે કાર્યક્રમનો સાચો અમલ આ મહોત્સ થઈ રહયો હતો.

## ઉમીયા માતા મહોત્સવ સ્વયંસેવકોની સભા

મહેસાણા તા. ૧૫

ઉંઝામાં શ્રી. ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવની કામગીરી માટે સ્વયંસેવકોની સભા તા. ૯-૧૧-૭૬ના રોજ ઉમિયા માતાજીના કંપાઉન્ડમાં મળી હતી. મોટી સંખ્યામાં સ્વયંસેવક તરીકે સેવા આપનાર યુવાનો અને નાગરિકોએ હાજરી આપી હતી. સેવા જીલ્લાના ગ્રામ રક્ષક દળના વડા શ્રી.માકુસિંહ સુવર્ણકારે સ્વયંસેવકની ફરજો અને કામગીરી અંગે સુંદર માર્ગદર્શન આપ્યું હતું. સ્વયંસેવક કમિટિના ચેરમેન શ્રી. અંબાલાલ ચારી, બંદોબસ્ત કમિટિના ચેરમેન શ્રી. ચતુરભાઈ ઈ. પટેલ, પાણી ને આરોગ્યના ચેરમેન શ્રી. જીવરામ છ. પટેલ, સરભરા કમિટિના ચેરમેન શ્રી. શંકરલાલ પટેલ, (ઠાકુરભાઈ), યજ્ઞસેવા કમિટિના ચેરમેન શ્રી. અંબાલાલ કાપડીયા, વાહન વ્યવહારના ચેરમેન શ્રી. ઈશ્વરભાઈ ડી. પટેલ, મંડપ ઉતારા સમિતિના ચેરમેન શ્રી. શંકરલાલ બા. પટેલ, શ્રી. મણીલાલ દાંટી, શ્રી. મણીલાલ મમ્મી, શ્રી. વિઠ્ઠલભાઈ એન. પટેલ વિગેરે પોતાની કમિટિઓમાં સ્વયંસેવકોએ કરવાની કામગીરીની માહિતી આપી હતી.



એસ. ટી. સત્તાવાળાઓની પ્રશંસનીય કામગીરી રહી હતી. રાત્રે ૯-૦૦ વાગ્યા સુધી ... દોડાવીને બધો જ ટ્રાફિક ખેંચી લીધો હતો.

ઉમીયા માતાનો જયજયકાર પોકારતું સ્વયંસેવકોનું એક વિશાળ સરઘસ આજે ઉંઝા ગામમાં ફર્યું હતું.

જયહિંદની નજરે



# કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયાં માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ ● જયહિંદની ખાસ પૂર્તિ

## દંતકથાઓના આધારે જ્ઞાતિની ઉત્પત્તિ ને કુળદેવીની સ્થાપના

વહીવંચાઓ અને દંતકથાઓને આધારે પ્રાપ્ત થતી માહીતિ રસપ્રદ અને શ્રધ્ધા વધારે તેવી હોવા છતાં તેમાં વાસ્તવિક હકીકતોનું પ્રમાણ ઓછું હોય છે. છતાંય તેમાં રહેલું આકર્ષણનું તત્વ તે બાબતોને રજુ કરવા લલચાવે છે. ચમત્કૃતિથી ભરેલ દંતકથાઓ શ્રધ્ધા પ્રેરે તેવી હોવાથી તેનું માનવજીવનમાં એક પ્રકારનું નિશ્ચિત સ્થાન છે, આથી શ્રી ઉમિયામાતા અંગેની દંતકથાઓ રજુ કરવી આવશ્યક લાગવાથી અમે પ્રકટ કરીએ છીએ.

દંતકથા: (૧) ગંગાજીના પવિત્ર તટ પર તપ કરી રહેલા શ્રી ભગવાન શંકરને નારદ મુનિએ વિનંતિ કરી કે પૂર્વદિશામાં દાનવોનું જોર વધતું જાય છે. અને સ્વધર્મ ફેલાતો જાય છે, તેથી ભગવાન શંકરે દાનવોનો નાશ કરવો જોઈએ. પૂર્વ દિશામાં હિમાલય દેવીનું ધામ છે અને તેમની સ્તુતિ કરવાથી આ સિધ્ધિ મળે છે. શ્રી નારદજીની આ વિનંતિ સાંભળી ભગવાન શંકર પાર્વતીજીને લઈને પૂર્વ દિશા તરફ પ્રયાણ કર્યું, પરંતુ રાક્ષસોથી ભરપુર એવા જંગલો

જંગલો આવવાથી પાર્વતીજીએ ભગવાન શંકર આગળ પોતે અહીં રોકાઈ જાય છે, તેવી ઈચ્છા પ્રગટ કરી. આથી ભગવાન શંકર એકલા અસુરોને હણવા આગળ વધ્યા. ભગવાન શંકરની ગેરહાજરીમાં પાર્વતીજીએ સમય પસાર કરવા માટીના બાવન પુરૂષોના અને ત્રેપન સ્ત્રીઓનાં પુતળાં બનાવ્યા. ભગવાન શંકર અસુરોને હણીને આવ્યા ત્યારે પાર્વતીજીએ ૧૦૫ પુતળાંને સજીવન કરવા વિનંતિ કરી. ભગવાન શંકરે પાર્વતીજીની વિનંતિથી પુતળાંને સજીવન કરી પરસ્પર લગ્ન કરાવી આશિષ આપ્યા. આમ કડવા પાટીદાર-ની બાવન પેટા જ્ઞાતિઓ (શાખો) ભગવાન શંકરે ઉત્પન્ન કરી. આ બાવન સ્ત્રી-પુરૂષોની જોડીએ પોતાની જીવનદાત્રી માતા શ્રી ઉમિયાદેવીને કુળદેવી તરીકે સ્થાપી પૂજા-અર્ચના શરૂ કરી.

દંતકથા (૨) પૌરાણિક કાળમાં ભગવાન પરશુરામે અનેકવાર પૃથ્વી પરથી ક્ષત્રિયોના નાશ કર્યા. ક્ષત્રિયોનો નાશ થવાથી રાક્ષસો અને અસુરોનું જોર વધતું જતું હતું. પરિણામે ઋષિમુનિઓ તપ, યજ્ઞ, પુજાવિધિ વગેરે કરી શકતા નહોતા. આથી બધા ઋષિમુનિઓ ભેગા થઈ કૈલાસ પર મહાદેવને વિનવવા ગયા, પરંતુ મહાદેવ તપ કરવા ગયેલા હોવાથી પાર્વતીએ ઋષિમુનિઓની આગતા-સ્વાગતા કરી ઋષિઓને આવવાનું પ્રયોજન પૂછ્યું. ઋષિઓએ રાક્ષસો અને અસુરો દ્વારા તેમનાં તપ-યજ્ઞમાં જે વિઘ્નો થતાં હતાં તે માટે રક્ષણ માગ્યું. આથી મા પાર્વતીજીએ તેઓને અભયદાન આપ્યું. આ ઋષિમુનિઓમાંથી બાવન ઋષિમુનિઓના વંશજો કાળાંતરે સ્થળાંતર કરી આનર્ત પ્રદેશમાં આવીને વસ્યા. આ વંશજોએ પોતાના પૂર્વજોનું રક્ષણ કરનાર માતાશ્રી ઉમિયાદેવીને કુળદેવી તરીકે શ્રીસ્થળ (સિધ્ધપુર) પાસે ગાડી છેડે સ્થાપના કરી પૂજાવિધિ કરવા લાગ્યા. આમ, બાવન ઋષિઓના વંશજોમાં બાવન શાખો પડી અને તે સર્વેએ કુળદેવી તરીકે શ્રી ઉમિયાજીની સ્થાપના કરી આરાધના કરવા લાગ્યા.

ઉમિયા માતાજીના મહોત્સવ પછી માસ્ટર પ્લાન કે જેમાં ધર્મશાળા, યજ્ઞકુંડ, અને નિશાળ જ નિવાસસ્થાનો નો સમાવેશ કરાયો છે.

દંતકથા (૩) ભગવાન રામચંદ્રજીના પ્રતાપી અને શૌર્યવાન પુત્રો લવ અને કુશ રાજસત્તા પર આવ્યાં ત્યારે પ્રજાને સમૃધ્ધ કરી પંજાબમાં લવે લવપુર( લાહોર) શહેર વસાવ્યું અને કુશે કુશાવતી (પટણા) શહેર વસાવ્યું ત્યારબાદ તેઓ તીર્થયાત્રાએ નીકળ્યા. ફરતાં ફરતાં તેઓ શ્રીસ્થળ (સિધ્ધપુર) આવ્યા. ત્યાંથી તેઓ શ્રી ઉમાદેવીના દર્શન માટે ઊંઝા આવેલા. આ સ્થળે વસતા ગરીબ ખેડુતોને દાનદક્ષિણા આપી તેમની સમૃધ્ધિ માટે યોજના કરી, તેથી સમૃધ્ધ થયેલા ખેડુતોએ પોતાને સમૃધ્ધ કરનાર લવ અને કુશ પરથી પોતાની જાતની અટક લઈ પછી લેઉવા અને કુશ પરથી કડવા અટકો શરૂ કરી.

### કુર્મી ક્ષત્રિય

કથા: (૪)

ઈતિહાસકારો જણાવે છે કે હજારો વર્ષો પહેલાં આર્યો એશિયા-ખંડના પામિર નામના ઉચ્ચ પ્રદેશમાં વસતા હતા. કાળાંતરે તેઓએ સ્થળાંતર કરી બે દિશાઓમાં વહેંચાઈ ગયા. સ્થળાંતર કરતી આર્યોની એક ટોળી ઈરાન તરફ થઈ, યુરોપના દેશો તરફ ગઈ. અને બીજી ટોળી મધ્યપુર્વના દેશો તરફ ગઈ. પામિરમાંથી છૂટી પડેલી આર્યોની એક ટોળી અફઘાનિસ્તાનમાં થઈ ખૈબરઘાટ દ્વારા હિંદુકુશની પર્વતમાળા ઓળંગી સિન્ધુ નદીના ફળદ્રુપ પટમાં આવીને વસવાટ કરવા લાગી. ત્યાંથી વિસ્તરતાં વિસ્તરતાં પંજાબ તથા ગંગાજમનાના ફળદ્રુપ મેદાનોમાં જઈને આ ટોળીના લોકો વસવાટ કરવા લાગ્યા.

લેખો પરથી જોવા મળે છે કે સિન્ધુ અને ગંગા જમનાના ફળદ્રુપ વિસ્તારોમાં વસતા આર્યોમાં ધંધા અનુસાર ચાર પ્રકારની સમાજરચના જોવા મળે છે. (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શુદ્ર. આ સમયે ખેતી કરનાર વર્ગને કુર્મી તરીકે ઓળખવામાં આવતા હતો. એક એવું મંતવ્ય પ્રવર્તે છે કે ખેતી કર્મ કરનાર વર્ગને વૈશ્ય તરીકે ઓળખાવ્યો પરંતુ 'કુર્મી'શબ્દ નો સંસ્કૃત અર્થ તપાસતાં જોવા મળે છે કે કુર્મી છે કે કુર્મીઓ મૂળ સ્વરૂપમાં ક્ષત્રિયો છે.

પામિર પ્રદેશમાંથી સ્થળાંતર કરી આવેલ આર્યોના મૂળ પુરૂષ તરીકે ભગવાન શ્રી કશ્યપ મુનિ હોવાનો ઉલ્લેખ પુરાણોમાં છે. ભગવાન કશ્યપ ના વંશજોમાં ચંદ્રવંશીય કુર્મ ઋષિ થયા હતા. આ કુર્મ ઋષિનાં વંશજો કુર્મી (કણબી તરીકે ઓળખાય છે.

કથા:-(૫)

ઈ. સ. ૧૯૦૬ ના ૨૫ અને ૨૬ મે દિવસે ગુનાર જીલ્લાના ભરેઠા નગરમાં કુમિઓ જનોઈ (સંસ્કાર) ધારણ કરી શકે કે કેમ? તે માટે શ્રી રાધાચરણ ગોસ્વામીના પ્રમુખપણા નીચે વિદ્વાનોની એક પરિષદ બોલાવવામાં આવેલી, જેમાં ત્રણ હજાર જેટલા લોકોની હાજરીમાં વિદ્વાનોએ ચર્ચા કરેલી. આ ચર્ચાના અંતે સભાપતિ શ્રી રાધાચરણ ગોસ્વામીએ નિર્ણય આપેલો કે મનુસ્મૃતિ યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિ પ્રમાણે વિધિસર પ્રાયશ્ચિત કરી કુમિઓ જનોઈ (સંસ્કાર) ધારણ કરી શકે છે.

ફાર્બસ રચિત રાસમાળામાં પણ જણાવેલ છે કે ગુજરાતમાંના ઘણાખરા ખેડુતો કણબી છે, છતાં તેઓની ઉત્પત્તિ ક્ષત્રિયમાંથી થયેલી છે. મુખ્ય ભાગ કડવા અને લેઉવા, છે, જે ગુજરાતમાં કણબી જ્ઞાતિના બે મુખ્ય વિભાગો છે.

### મહોત્સવને સફળ બનાવનારાઓની યાદી

મહેસાણા તા. ૨૪

મહોત્સવની જુદી જુદી કમીટીઓમાં તથા અન્ય કામકાજમાં શ્રી મણીભાઈ ચૌધરી, ધારાસભ્ય શ્રી વિઠલભા પટેલ, શ્રી હીરાચંદ શંકરદાસ પટેલ શ્રી આત્મારામ પટેલ ઊંઝાવાળા, શ્રી ચુનીભાઈ કાનજીભાઈ, શ્રી શંકરલાલ ગુરૂ, શ્રી રામભાઈ બી. પટેલ, શ્રી હીરાચંદ વી. પટેલ, શ્રી મણીલાલ નેતા, શ્રી શંકરલાલ ભગત, શ્રી મગનભાઈ ચ. પટેલ, શ્રી અંબારામ કાપડીયા, શ્રી જોઈતારામ અમથારામ પટેલ, શ્રી અંબારામ કાશીરામ પટેલ, ધારાસભ્ય પ્રે. શ્રી કાન્તીભાઈ નટુભાઈ ડી. પટેલ, શ્રી પ્રહલાદભાઈ પટેલ શ્રી ઈશ્વરલાલ જે. પટેલ, શ્રી પરસોતમ શેઠન, શ્રી ચીમનભાઈ મુળજીભાઈ, શ્રી ઈશ્વરભાઈ મા. પટેલ, શ્રી ત્રીભોવનદાસ ગુરૂ, શ્રી ત્રીભોવનદાસ ડી. પટેલ, શ્રી હરગોવનભાઈ ધ. પટેલ, શ્રી આત્મારામ મ. પટેલ, શ્રી જયંતીભાઈ બી. પટેલ, શ્રી રેવાભાઈ વાલજીદાસ, શંકરલાલ શેઠ, શ્રી બાબુભાઈ પી. પટેલ, શીવરામ મોતીરામ, બાલચંદદાસ (ભા), માધવલાલ ભા. પટેલ, શ્રી હરગોવીંદભાઈ શે. પટેલ, શ્રી સોમાભાઈ સી. પટેલ, શ્રી સોમાભાઈ શં. મોલ્લોત, હરગોવનભાઈ શોભડવાળા વિગેરે તથા તે ઉપરાંત અનેક કાર્યકરો પ્રસંગને સફળ બનાવવા ભારે જહેમત ઉઠાવી છે.

...ની નજરે



## મહોત્સવમાં પધારેલ ભાવિકો માટેની
## —: માર્ગદર્શિકા :—

### મહોત્સવ સમિતિના અગત્યના સ્પેશીયલ ટેલીફોન:

મહોત્સવ સમિતિના અગત્યના સ્પેશીયલ ટેલીફોન:

| | | | |
|---|---|---|---|
| (૧) | માતાજી સંસ્થાન | (ઉમિયા માતાજી) | ૨૪૭૨(કાયમી) |
| (૨) | મહોત્સવ સમિતિ તથા નાણાં સમિતિ | " | ૨૮૯૮ |
| (૩) | પ્રચાર સમિતિ | (પૂછપરછ) માતાજીમાં | ૨૮૯૭ |
| (૪) | રસોડા સમિતિ | (કોલેજ મેદાન) | ૨૮૩૩ |
| (૫) | ઉતારા સમિતિ | (બાગો જ માતા પાસે) | ૨૮૯૯ |
| (૬) | નવીન એસ. ટી. સ્ટેન્ડ | (વિસનગર રોડ) | ૨૮૯૬ |
| (૭) | નવીન એસ. ટી. સ્ટેન્ડ | (હાઈ વે રોડ) | ૨૮૯૮ |
| (૮) | સલામતિ સમિતિ તથા પૂછપરછ ઓફીસ | મુખ્ય પ્રવેશ દ્વાર | ૨૮૭૦ |
| (૯) | આરોગ્ય, પાણી, દીવાબત્તી | સ્ટેશન રોડ | ૨૩૬૨ |
| | " " " | ઉંઝા નગરપાલિકા | ૨૩૦૧ |
| (૧૦) | સ્વયંસેવક સમિતિ તથા મુખ્ય વેચાણ કેન્દ્ર | ગાંધી ચોક | ૨૮૨૨ |

યાત્રિકો માટે રસોડાની સુંદર વ્યવસ્થા નીચે પ્રમાણે છે. તેમાં સહકાર આપી વ્યવસ્થાને સફળ બનાવવા આપને વિનંતિ છે.

| નંબર | રસોડાનું નામ | સ્થળ | કોને માટે? |
|---|---|---|---|
| (૧) | ઉમિયા નગર | સ્ટેશન રોડ બળીયા માતા પાસે | મહેસાણા જિલ્લો |
| (૨) | જી.એલ.પટેલ હાઈસ્કુલ | ખજૂરી પોળ | મુંબઈ શહેર |
| (૩) | પ્રાથમિક કન્યા શાળા-૩ પ્રાથમિક કુમાર શાળા-૨ | ખજૂરી પોળ | અમદાવાદ શહેર |
| (૪) | પ્રાથમિક કુમાર શાળા-૨ | ગાંધી ચોક | બહેનો માટે |
| (૫) | માર્કેટયાર્ડ નાગરિક બેંકની લાઈન | બૂથ-૧ | રીઝર્વ |
| (૬) | " મહેસાણા ડીસ્ટ્રીક બેંકની લાઈન | બૂથ-૨ | સૌરાષ્ટ્ર |
| (૭) | " ગોગાઈ દરવાજા સુધી | બૂથ-૩ | સાબરકાંઠા |
| (૮) | " ખાડિયા સુધી | બૂથ-૪ | કચ્છ. |
| (૯) | " "ખાડિયા સ્ટેશન તરફ | બૂથ-૫ | બનાસકાંઠા,કડી, વિરમગામ |
| (૧૦) | " "ખાડિયા માતાજી તરફ | બૂથ-૬ | ગુજરાત સિવાયનાઓ માટે |
| (૧૧) | " નવોગંજ | બૂથ-૭ | વડોદરા, ભરૂચ, વલસાડ, સુરત (દ. ગુજરાત) માટે |
| (૧૨) | નવાગંજનાં નવાં મકાનો અને કન્યા છાત્રાલય | બૂથ-૮ | સ્વાગત સભ્યો માટે |

## શ્રી ઉમિયા માતાજીનાં ૧૮માં શતાબ્દીના મહોત્સવની થતી તૈયારીઃ આગેવાનોનો પ્રવાસ

ધીણોજ, તા. ૯

ઉત્તર ગુજરાતના ઉંઝા મુકામે શ્રી. ઉમિયા માતાજીના શતાબ્દી મહોત્સવ તેમજ સહસ્ત્ર ચંડી યજ્ઞ માટે રચાયેલ સમિતિના પ્રમુખ શ્રી. કેશવલાલ પટેલ જાણીતા આગેવાન અને માજી ધારાસભ્ય શ્રી. શંકરલાલ ગુરૂ, સિધ્ધપુરના ધારાસભ્ય શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ અને સાબરમતિ તેમજ નરોડાના ઉદ્યોગપતિ શ્રી. આત્મારામભાઈ પટેલે સૌરાષ્ટ્રનો પ્રવાસ પૂરો કર્યો છે.

રાજકોટમાં શ્રી કડવા પટેલ સમાજના અગ્રણી શ્રી. વાલજીભાઈ તથા ગાંગજીભાઈ વગેરેએ રૂા. ૧ લાખનો ફાળો કરી આપવા પ્રયત્નશીલ છે. જામનગરમાં જાણીતા ઉદ્યોગપતિઓ અને કડવા પટેલ સમાજના અગ્રણીઓ શ્રી. રામજી બાપા તથા શ્રી. હીરજીભાઈ વગેરેએ રૂા. ૭૫, હજારનો ફાળો કરી આપેલ છે.

આજે ધોરાજીમાં સમિતિનાં આગેવાનો આવ્યા હતા. ધોરાજીમાં કડવા પટેલ સમાજનાં અગ્રણીઓ, ઓઈલ મીલરો શ્રી. મગનલાલ નથુભાઈ, શ્રી. વલ્લભજી રતનશી, માજી ધારાસભ્ય શ્રી. ભગવાનજીભાઈ પટેલ અને ગુજરાત લાયન્સ કલબના ગવર્નર શ્રી. હરિલાલ છગનલાલ, તેમજ જુનાગઢનાં કડવા પટેલ સમાજનાં અગ્રણીઓ અને ઉદ્યોગપતિઓ શ્રી. વેલજીભાઈ શ્રી. મનસુખભાઈ, શ્રી. કાશીદાસભાઈ વગેરે સાથે મળીને રૂા. ૩૦, હજાર રોકડાનો ફાળો કરી આપીને વધુ રકમ માટેનો ફાળો ચાલુ કર્યો છે.

શ્રી. ઉમિયા માતાજીની ૧૮મી શતાબ્દી મહોત્સવ સમિતિના અગ્રણીઓ સૌરાષ્ટ્રના પ્રવાસથી પ્રભાવિત થયા હતા અને અત્યાર સુધીમાં થયેલ રૂા. ૩૭, લાખના કુલ ફાળામાં સૌરાષ્ટ્રના કડવા પટેલ સમાજના ભાઈ-બહેનો પણ યથા શકિત સહકાર આપશે જ તેવો વિશ્વાસ વ્યકત કર્યો હતો.

આ પ્રસંગે તા. ૨૫-૧૧-૭૬થી તા. ૨૯-૧૧-૭૬ સુધીમાં ઉંઝા મુકામે સૌરાષ્ટ્રમાંથી ૧ લાખ ઉપર માણસો જશેતેવે અંદાજ બાંધવામાં આવ્યો હતો આથી ટ્રેઈન અને બસ ઉપરાંત ટ્રક અને ટ્રેકટરોને પણ સરકારે છુટ આપે તેવી માગણી કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. જામનગરમાં એક ટ્રકે ૫૦, હજાર માણસોની સરકારે પરવાનગી આપેલ છે. જ.

ઉંઝા મુકામે પ્રસંગ ઉપર ઉમટેલા માણસોની વ્યવસ્થા કરવામાં સૌરાષ્ટ્રનો અલગ પેન્ડોલ બાંધવાનું નક્કી કરવામાં આવ્યું છે, જે માટે અગાઉથી વ્યવસ્થા કરવા સૌરાષ્ટ્રનાં કેટલાક અગ્રણીઓને જવાનું પણ નક્કી કરવામાં આવેલ છે.

---

## ચાલો ઉંઝા — જાહેર આમંત્રણ — પધારો ઉંઝા

**૧૮મી શતાબ્દી મહોત્સવના કાર્યક્રમમાં–શહસ્રચંડી યજ્ઞમાં પધારવાનું સ્વાગત સાંમતિ ભાવભીનું જાહેર આમંત્રણ આપે છે.**

### મહોત્સવ અંગેની સમિતિઓ અને તેના પ્રમુખોના નામની યાદી

**સમિતિનું નામ — પ્રમુખશ્રીનું નામ**

૧ મહોત્સવ:- શ્રી કેશવલાલ વીઠલદાસ પટેલ
૨ સ્વાગત:- શ્રી બાલચંદદાસ ઉમેદરામ પટેલ
૩ નાણાં:- શ્રી લક્ષ્મીકાંત ભગુભાઈ
૪ ભક્તસેવા:- શ્રી ઇશ્વરલાલ શંકરલાલ પટેલ ( રોડ)
૫ મંડપ ઉતારા શ્રી શંકરલાલ બાલચંદદાસ પટેલ (બાંગા)
૬ પ્રચાર અને પ્રકાશન- શ્રી મણીલાલ ઈશ્વરલાલ પટેલ (મમ્મી)
૭ જાહેર બંદોબસ્ત અને સલામતી:- શ્રી ચતુરભાઈ ઈશ્વરલાલ પટેલ બાળવોત
૮ વાહન વહેવાર શ્રી ઈશ્વરલાલ ડી. પટેલ
૯ આરોગ્ય-પાણી-દીવાબત્તી:- શ્રી જીવરામ છબીલદાસ પટેલ (ગોપા)
૧૦ પ્રસાદ: શ્રી ભોગીલાલ કેશવદાસ પટેલ
૧૧ સરભરા (રસોડા) સમિતિ:- શ્રી શંકરલાલ માનચંદદાસ પટેલ (શકુર)
૧૨ સ્વયંસેવક:- શ્રી અંબાલાલ ચારી

### આટલું તો કરીએ જ...

૧ ઘેર ઘેર કુળદેવીશ્રી ઉમિયા માતાજીનો ફોટો રાખીએ.
૨ કડવા પાટીદારના દીકરા દીકરીના સગપણ (ચાંલ્લા) પ્રસંગે માતાજીનો ચાંદીનો સિક્કો આપીએ
૩ દીકરા દીકરીના લગ્ન પ્રસંગે સૌથી પહેલી કંકોત્રી માતાજીને લખવાનું ન ભૂલીએ.
૪ કડવા પાટીદાર દંપત્તિએ લગ્ન કર્યા પછી વર્ષે દિવસે માતાજીના આશીર્વાદ મેળવવા દર્શનાર્થે આવવાની પ્રથા જાળવીએ.
૫ આપણી આવકમાંથી તથા શુભ પ્રસંગોએ યથાશકિત ફાળો દર વર્ષે માતાજીમાં ભેટ રૂપે મોકલાવીએ

### શ્રી ઉમિયા માતાજી સંસ્થાન–ઊંઝાના હોદેદારો

| | | |
|---|---|---|
| ૧ | શ્રી હરિપ્રસાદ દુર્ગાપ્રસાદ ઠક્કર | પ્રમુખ |
| ૨ | શ્રી મોતીલાલ ભીખાભાઈ મારફતીયા | ઉપપ્રમુખ |
| ૩ | શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ | ઉપ પ્રમુખ |
| ૪ | શ્રી જમનાદાસ ત્રીભોવનદાસ પટેલ | મંત્રી |
| ૫ | શ્રી પરમચંદ શીવલાલ ચોકસી | સહમંત્રી |
| ૬ | શ્રી મણીલાલ અંબારામ પટેલ | " |
| ૭ | શ્રી ઈશ્વરલાલ ગણેશદાસ પટેલ | " |
| ૮ | શ્રી ખોડીદાસ જેરદાસ પટેલ | " |
| ૯ | શ્રી ઈશ્વરલાલ બેચરદાસ પટેલ | ખજાનચી |
| ૧૦ | શ્રી મણીલાલ ઈશ્વરલાલ પટેલ | " |
| ૧૧ | શ્રી કેશવલાલ બેઈનારામ પટેલ | આંનરીક ઓડીટર |
| ૧૨ | શ્રી પરસોતમદાસ સોમનાથ બેંકર | " |



**મહોત્સવની કાયમી સ્મૃતી માટે :**

— ચાંદીના સિક્કાઓ — કેલેન્ડર્સ — સ્મરણિકા — દસ્તાવેજી ચલચિત્ર — સ્મૃતિ સ્તંભ

— કાર્યક્રમના દિવસો —

પ્રારંભ : તા. ૨૫-૧૧-૧૯૭૬ ગુરૂવાર — પુર્ણાહુતિ : તા. ૨૯-૧૧-૧૯૭૬ સોમવાર

# પ્રભાતની નજરે

બહેનોની સમિતિ

જાણીતા આગેવાન શ્રી શંકરલાલ ગુરૂએ આ મહોત્સવના કામમાં લાગી જવા જણાવતાં કહ્યું કે આનો ઉત્સાહ ગામો ગામ વ્યાપ્યો છે. નવી પેઢીને પ્રેરણા મળે તેવું આ કામ છે. આ મહોત્સવમાં બહેનો પણ ભાગ લે તે માટે બહેનોની એક સમિતિ રચવાની ભલામણ કરી હતી.

કેળવણી માટે નહિ ખર્ચાય

મહોત્સવ સમિતિના આગેવાનશ્રી મણીલાલ ઘંટીએ ખાત્રી આપી હતી કે આ મહોત્સવ માટે ફાળો સારો એકત્ર થવાનો છે. તેમાંથી કેળવણી કંઈ ખર્ચાશે નહીં. ખર્ચનો અંદાજ દસ લાખ જેટલો છે. ૩૦ લાખનો માસ્ટર પ્લાન કર્યો છે. ફાળાની બચત માતાજીના કામ માટે જ વપરાશે.

આ સંમેલનનું પ્રમુખસ્થાન ઉદલ-



પુરના વિસનગર તાલુકા પંચાયતના માજી પ્રમુખ શ્રી શંકરભાઈ પટેલે સંભાળ્યું હતું.

ઉંઝા માર્કેટ કમીટીના ચેરમેન શ્રી રામભાઈ પટેલે આભારવિધિ કરી હતી.

કાયમી સ્વરૂપ આપો

એમ મનાય છે કે આ મહોત્સવ માટે ફાળો એક કરોડ રૂપિયા જેટલો થશે. આ મહોત્સવનો લાભ લઈને કાયમી સ્વરૂપ આપવા પણ માંગણી થઈ હતી. હજી મહોત્સવનો પ્રચાર ઠેર ઠેર થયો નથી. તે માટે દૈનિક છાપાઓમાં જાહેરાતો દ્વારા આ અંગેનો પ્રચાર, વિસ્તારો અંગે અમદાવાદ ખાતે ગુજરાતના અગ્રગણ્ય ગુજરાતી અને અંગ્રેજી દૈનિકોના તંત્રીઓ અને પ્રતિનિધિઓની મીટીંગ, (પ્રેસ કોન્ફરન્સ) શ્રી પ્રભુદાસ કિશોરદાસ ટેલિફોન બીડીવાળાના નિવાસસ્થાને તા ૭-૧૧-૭૬ના રોજ રાખવામાં આવી છે.

## ઉમિયા માતાજીના મહોત્સવ નિમિતે ૧૦ દિ' સ્વેચ્છાએ બંધ રહેનાર માર્કેટયાર્ડ

ઉંઝા, તા. ૧૦. ઉંઝા માર્કેટ યાર્ડના વેપારીઓની એક સભા તા ૪-૧૧-૭૬ના રોજ મળી હતી. મોટી સંખ્યામાં વેપારીઓએ હાજરી આપી હતી. તેમાં ચર્ચા-વિચારણા બાદ સ્વેચ્છાએ શ્રી ઉમીયા માતાજીના મહોત્સવ નિમિત્તે તા ૨૩-૧૧-૭૬થી તા ૨-૧૨-૭૬ સુધી દશ દિવસ માર્કેટ યાર્ડ બંધ રાખવાનું નક્કી કર્યુ છે. શ્રી ઉમીયા માતાજીના મહોત્સવને સફળ બનાવવા સૌએ તન-મન અને ધનથી સહકાર આપવા નક્કી કર્યુ છે.

/oo/

ઉંઝામાં ઉમીયા માતાજી ૧૮મી શતાબ્દિ મહોત્સવ અને સહસ્ત્રચંડી યજ્ઞ નિમિત્તે યજ્ઞમાં બેસવા માટેની પાટલાઓની ઉછામણીઓ કારતક વદ-૭ને રવિવાર તા ૧૪-૧૧-૭૬ના રોજ બપોરે બે વાગે શ્રી ઉમિયા માતાજીના મંદિરમાં થશે તો ઉમંગભેર ભાગ લેવા મહોત્સવ સમિતિ તરફથી આમંત્રણ પાઠવે છે.

/oo/

ગુજરાતના પૂજ્ય સંત શ્રી. મોટાએ પોતાની અંતિમ ઇચ્છા જે ગામે શાળાના ઓરડા ન હોય ત્યાં ઓરડા બાંધવા માટે ફંડ ઉઘરાવવા જાહેર કરી હતી. તે મુજબ ઉંઝામાં સેવાભાવી ડૉ. શ્રી વાસુદેવ રાવલ જેઓ પૂ. મોટાના અનુયાયી છે, તેઓએ ફંડ ઉઘરાવવાનું કાર્ય હાથમાં લીધું છે. પૂ. મોટાના ભાવિકોએ રૂા-૬૦૦૦ ઉપરાંતની રકમ ફંડમાં આપી છે.

## ઉંઝા શતાબ્દી મહોત્સવ અંગે સભા

ઉંઝા, તા. ૧૦

ઉંઝામાં શ્રી ઉમિયા માતાજીના શતાબ્દિ મહોત્સવ અને યજ્ઞ અંગે સમગ્ર ઉંઝાની જનતાનો સાથ સહકાર મેળવવા નાગરીકો અને કાર્યકરોની જાહેરસભા મળી હતી. શ્રીમાણેકલાલદાંટીઅનેશ્રી મણીલાલ ઘંટીએ આ પ્રસંગ સૌનો છે, અને આ પવિત્ર તથા ભગીરથ કાર્યને સફળ બનાવવા સૌને સાથ સહકાર આપવા વિનંતી કરી હતી. ઉંઝા નગરપાલિકાના પ્રમુખ શ્રી બુધાલાલ શાહ અને અન્ય નાગરિકો કાર્યકરોએ ઉંઝાનું ગૌરવ રહે તે રીતે તન-મન અને ધનથી સૌને સાથ આપવા અપીલ કરી હતી. શ્રી માણેકલાલ નેતાએ આભારવિધિ કરી હતી.

પ્રભાત તા ૭-૧૧-૭૬





ઉંઝામાં ઉમિયા દેવી જાગતી જોવા જેવી......! નંદી પર બિરાજેલા જગત જનની શ્રી ઉમિયા માતા.

જનસતા શનિવાર તા. ૨૭ મી નવેમ્બર ૧૯૭૬

ઉત્તર ગુજરાતનો વર્તમાન

# ઊંઝાની ઊમિયા માતાના ઉપાસકો 'કડવા' કેમ કહેવાયા !

ઊંઝાના શ્રી ઊમિયા માતાજી સંસ્થાનનો ૧૮મી શતાબ્દીનો મહોત્સવ અનોખી રીતે ઉજવાઇ રહ્યો છે.

શ્રી ઊમિયા માતાજીને કુળદેવી તરીકે પૂજનાર કડવા પાટીદાર જ્ઞાતિએ પોતાનાં કુળદેવીના મંદિરના જિર્ણોધ્ધાર માટે અને તેના નિમિત્તે નિર્માણલક્ષી યોજનાઓને સાકાર કરવા માટે જબરો ઉમંગ દાખવ્યો છે.

તે નિમિત્તે ઉઘરાવાઇ રહેલા ફાળામાં એકે એક જ્ઞાતિજન ઉમંગભર્યો સહયોગ આપી રહ્યા છે ને લોકફાળાની રકમ અજબ થઇ જવાય એ રીતે કૂદકે ને ભૂસકે આગળ વધી રહી છે.

ત્યારે, મા ઊમિયાજી અને કડવા પાટીદાર જ્ઞાતિ વિશે ઊંડાણમાં ઉતરીને જાણવાનું મન સહેજે થઇ જાય એ સાવ સ્વાભાવિક હકીકત છે.

લાડોલનાં શ્રી હરસિધ્ધ માતાજીના પૂજારી શ્રી જયંતિલાલ મણિશંકર ત્રિવેદીએ મોકલેલા એક લેખમાં એક દંતકથાનો નિર્દેશ થયો છે જેમાંથી ઉપરનું કુતૂહલ સંતોષ પામે એમ છે.

દંતકથા આ પ્રમાણે છે:

શિવ-ઉમા આકાશ માર્ગે ગમન કરી રહ્યાં હતા. એમની નજરે પૃથ્વીનાં માનવ બાળકોનું દિન નિરંતર વસેલ હતું.

મા ઉમાએ અચાનક જ પૃથ્વી પર એક [illegible] માનવને માથે હાથ દઇ બેઠેલો દીઠો. માતાના હૈયામાં કરુણા ઉભરાઇ. ભગવાન શિવનું ધ્યાન દોર્યું ને કહ્યું: "સ્વામી, એની ચિંતા દૂર કરીએ."

ભગવાન શિવે કહ્યું: "દેવી, એ માનવ ભોળો છે. ખેતીનું એને જ્ઞાન નથી ને ખેતી કરવા મથે છે. જમીન પર અનાજના કણ છૂટા વેરી દેવાથી તે કણ ઉગતા હશે? એ દાણાને તો પક્ષીઓ ખાઇ જાય. એને તો જમીનમાં ધરબી દેવા જોઇએ."

માએ કહ્યું: "તો ચાલો આપણે એને માર્ગ સુઝાડીએ ને ખેતી શીખવાડીએ. આપણા બાળકને નિરાશ થવા ન દેવાય! તમે એના પિતા છો, તમારે એને પુરુષાર્થી બનાવવો જોઇએ!"

ત્યારે શિવજી બોલ્યા, "પણ, પુરુષાર્થની ચાવી બનાવવા જતાં એ કદાચ અવળું સમજી બેસશે તો?"

માની કરૂણા બોલી ઊઠી, 'પ્રભુ, એમાં પણ એનું કલ્યાણ હશે. ભલે એ આપણા વિશે ગેરસમજ આદરે આપણે તો એનું ભલું જ કરવું છે!'

ભગવાન શિવ ને મા ઉમા પૃથ્વી પર આવ્યાં. ખેડાણ વિનાના ખેતર પર વેરેલા દાણા વર્ષો જતા હતા તેથી શિવજીએ પોતાના ત્રિશૂળ વડે ખેતર ખેડયું ને મા ઉમાએ બધાં બીજ ખેડાણમાં દાટી દઇ એની ઉપર મમતાળુ હાથ ફેરવ્યો... મા પોતાના બાળકને જેમ ટબૂરીને પોઢાડી દે એમ બધાં બીજને એમણે જમીનમાં ભંડારી દીધાં...

ને પછી, શિવ ઉમા અદશ્ય બની ગયાં.

## મંગલ પ્રભાત

સંપાદકઃ 'નિમિત્તમાત્ર'

આ પછી પેલા નિરાશ માનવે પોતાનું મસ્તક ઊંચું કરી ધરતી ભણી નજર કરી તો પોતે વેરેલાં બીજને ગાયબ થઇ ગયેલાં દીઠાં.... મહામહેનતે એકઠાં કરેલાં બીજને આમ ગુમ કરી દેનાર જે હોય તેના ભણી એની આંખોમાંથી ક્રોધ વરસવા લાગ્યો ને મુખમાંથી કડવી વાણી વરસવા લાગી. મારો ક્યો વેરી પાક્યો? ક્યા ભવનો દુશ્મન મારાં બીજ ચોરી લીધાં? ક્યા દુષ્ટે આવું દુષ્કૃત્ય કર્યું? નખ્ખોદ જજો એનું!'

આમ રડતો કકળતો એ અનેક જાતનાં કડવાં વેણ ઉચ્ચારવા લાગ્યો.

પણ મા ઉમા ને ભગવાન શિવની આંખોમાંથી તો કરૂણા જ વરસતી હતી... એ કરૂણા મેઘ બનીને પેલા નિરાશ માનવના ખેતર પર વરસી રહી...

થોડાક દિવસ વીત્યા...

ખેડેલા ખેતરમાં ધરબાયેલાં બીજ પાણી મળતાં અસંખ્ય અંકુરોના રૂપમાં પ્રગટી રહ્યાં.

માનવના હરખનો પાર ના રહ્યો. ધરતી માતા ખોળામાં આળોટી આનંદના પોકાર કરવા લાગ્યો... અચાનક એના મુખમાંથી પ્રેમનાદ ગુંજી ઊઠયો... 'મા... મા... મા'

બાળકનો પ્રેમચિત્કાર સાંભળી મા ઉમા દોડી આવ્યાં... એના શિર પર પ્રેમભર્યો હાથ મૂકયો. માનવે માનું દિવ્ય સ્વરૂપ હર્ષાશ્રુથી છલકતી આંખે નિહાળ્યું, ચરણોમાં આળોટી પડ્યો... જ્યારે ખબર પડી કે પોતે વેરેલાં બીજ પક્ષીઓ દ્વારા ખવાઇ ન જાય અને એકનાં અનેક બને તે માટે ધરતીમાં ધરબાઇ જાય એવો પુરુષાર્થ શીખવવા માટે જ મા ઉમા અને ભગવાન શિવે પોતાના ખેતરને ત્રિશૂળથી ખેડયું હતું ને છતાં પોતે તો એમને ઘણી ય ગાળો દીધી હતી ત્યારે એના હૈયામાં પસ્તાવો ઊભરાયો. આંખમાં આંસુ સાથે માનાં ચરણો ધોયાં ને માફી માગી. 'મા, મને ક્ષમા કરો, તમારી લીલાને હું સમજી ન શકયો એટલે જ તમે મારૂ ભલું કર્યું તો ય મેં તમને કડવા વેણ કહ્યાં. મને સજા કરો.'

માના કોમળ હોઠ ફફડાવતી મરકી ઊઠયા. 'બેટા, તારા કડવા શબ્દો તો મને મીઠા જેવા મીઠા લાગ્યા છે અને તો મેં મારા હૈયે કોતરી રાખ્યા છે. બાળક માને કડવા શબ્દો કહે તો પણ માએ તો વહાલ જ વરસાવવાનું હોય... તારા કડવા શબ્દોને પણ મારે તો અમર કરવા છે એટલે જ આજથી તું કડવો કહેવાઇશ. અને તું જમીનના પટ ઉપર બેઠો હતો એટલે તું પટેલ પણ કહેવાઇશ.'

ને પછી ભગવાન શિવને ઉદ્દેશીને કહ્યું — 'પ્રભુ, આ ગભરુ તો એનું ખેતર આપણે ખેડી આપ્યું પણ હવે પછી એ જાતે જ ખેતરને ખેડી શકે એટલા માટે આપ આપના નંદી એને આપો કે જેથી એના પુત્રો આ માનવનું ખેતર ખેડી આપવા માટે મદદ કરે.'

ભગવાન શિવે એનું ખેતર ખેડવામાં મદદ કરવા માટે પોતાના નંદીની ભેંટ એને આપી.

માનવ તો રાજી રાજી થઇ ગયો.

પોતાની ઉપર અનંત ઉપકાર કરનાં મા ઊમિયાજીને એણે પોતાની કુળદેવી તરીકે સ્વીકાર્યાં.

એનો [illegible] કડવા પટેલ તરીકે ઓળખાયો.

[illegible] [illegible] એની [illegible] ભેટ આપી.

આમ કડવા પટેલ જ્ઞાતિ અને મા ઊમિયાજીના સંબંધોનું સંશોધન કરતાં કરતાં ધરતીના માનવનો [illegible] કૃષિ [illegible] પાવન કથા [illegible] [illegible] ગઇ ને હૈયું [illegible] ગયું.

—'નિમિત્તમાત્ર'

શ્રી ઊમિયા માતાજીની નંદી પર સવારી

કડવા પાટીદારના કુળદેવી શ્રી ઊમિયા માતાજીનું મંદિર

### વન્દે શ્રી કડવેશ્વરી ભગવતી

શૂલં પટ્ટિશદંડ ચર્મ વિશિખ ચાનુ મણ્ડં દધાના કરૈઃ ।
સેવ્યાં શોભનષડ્ભુજાં સુનયનાં દિવ્યામ્બરાલં કૃતામ્ ॥
શુભ્રાંગાં વૃષવાહનાં સુખકરાં ભક્તેષ્ટદાં શાલિની ।
વન્દે શ્રી કડવેશ્વરી ભગવતી લક્ષ્મી પ્રદાત્રીશુભામ્ ॥

અર્થ: ત્રિશૂલ, પટ્ટિશ, ઢાલ, બાણ અને મુંડને પોતાના હસ્તોમાં ધારણ કરતાં, સેવન કરવા યોગ્ય, શોભિતા છ ભુજાઓવાળાં, સુંદર નયનવાળાં, દિવ્યવસ્ત્રાલંકાર ધારણ કરતાં, ઉજ્જવળ અંગોવાળાં, વૃષભના વાહનવાળાં, દેવતાઓમાં શ્રેષ્ઠ, ભક્તોના મનમાં ઉમંગ ઉપજાવતાં, દિવ્યતેજથી શોભતાં, લક્ષ્મી આપનારાં, ઐશ્વર્યવંતાં, શ્રી કડવા પાટીદારના કુળદેવી ઉમિયા માતાને [illegible]

જનસત્તા

શ્રી ઉમીયા માતાજીના મંદિરની સામે વિશાળ પટાંગણમાં ૧૨૫ વિદ્વાન શાસ્ત્રીઓ પવિત્ર મંત્રોચ્ચાર વડે યજ્ઞવદીઓ સમક્ષ માતાજીનું સ્તવન કરી રહ્યા છે: યજ્ઞવેદીના મુખ્યાચાર્ય પંડિત શુક્દેવજીની નિશ્રામાં ચાલતા આ યજ્ઞહોમ સમગ્ર માનવજાતના કલ્યાણાર્થે છે. અને હે મા, જગદજનની વિશ્વનું કલ્યાણ કરજે એવી અભ્યર્થના વેદાંતશાસ્ત્રીઓ કરી રહ્યા છે.
(તસ્વીર : ભાલચંદ્ર)

## ૮૯ વર્ષ પછી ઉમિયા માતાના મંદિર પર ચઢ વાયેલી

# નવી ઝળહળતી ધ્વજપતાકા : પવિત્ર જળથી માતાજીને કરાવાયેલું સ્નાન

(કાર્યાલયના પ્રવાસી પ્રતિનિધિ દ્વારા) આમદાવાદ, શનિવાર

ઉંઝામાં કડવા પાટીદારોના કુળદેવી શ્રી ઉમિયામાતાજીના ઉજવાઇ રહેલા ૧૮મી શતાબ્દી મહોત્સવના આજે ત્રીજા દિવસે માતાજીને એક હજાર કળશમાં એકત્ર કરાયેલ સમુદ્ર અને નદીઓના જળથી સ્નાન કરાવાયું હતું.

ઉંઝાને આંગણે નાનો કુંભમેળો ભરાયો હોય તેમ માનવસાગર ઉમટી પડ્યો છે. જગદજનની પતિતપાવની મા ઉમિયાના પ્રાંગણમાં માજીના દર્શન માટે લાખો ભાઇ-બહેનોની કતારો જામે છે. જયશ્રી ઉમિયા માતકીના ગગનભેદી નાદોથી ઉંઝા ગુંજી ઉઠયું છે.

## મંત્રોચ્ચાર અને માતાના જયજયકારથી ઊંઝામાં થતું નાના કુંભનું દર્શન

મહોત્સવના ત્રીજા દિવસે આજે બપોરે ૧૨-૩૯ મિનિટે શ્રી ઉમિયા માતાના વિશાળ-ઉત્તુંગ શિખર પર ઝળહળતા કળશ સાથેના ધ્વજદંડ પર ૮૯ વર્ષ પછી જ્યારે સોનેરી જરીયાન ભરેલી ભવ્ય ધ્વજપતાકા ચઢી ત્યારે બે લાખ જેટલી માનવ મેદનીએ શ્રીઉમિયા માતાના જયજયકારથી વાતાવરણને ભરી દીધું હતું. ચોઘડીયાં અને શરણાઈના સુમધુર ગુંજારવ વચ્ચે ૧૨૫ જેટલા વિદ્વાન શાસ્ત્રીઓના મધુર કંઠમાંથી નીકળતા પવિત્ર સંસ્કૃત મંત્રોચ્ચારથી સમગ્ર વાતાવરણ દેવભૂમિસમું પાવન બન્યું હોય તેવો ખ્યાલ આવે છે.'

૩૨ હજારની વસતી ધરાવતા ઊંઝાને આગણે અને શ્રી ઊમિયા માતાના ચરણોમાં રોજના ત્રણ-ત્રણ લાખ માનવીઓ ઉભરાઇ રહયા છે. માની નિશ્રામાં માનવ-સાગર ઉભરાઇ રહયો છે છતાં એક પણ અનિચ્છનીય બનાવ બનવા પામ્યો નથી. માના દર્શનાર્થે આવતા ૯૦-૯૦ વર્ષનાં અશકત વૃધ્ધજનો પણ માન દર્શનથી અલૌકિક શકિત ધરાવતાં હોય તેવાં દેખાય છે.

ઊંઝા ખાતેના આ ભવ્ય મહોત્સવના પ્રત્યક્ષ દર્શન કરવા માટે આજે અત્રેના કાર્યકર શ્રી ચંદુભાઇ પટેલની સાથે અમારા પ્રતિનિધિએ ઊંઝાની મુલાકાત લેતાં મહેસાણાથી ઊંઝા તરફ જવાના રાષ્ટ્રીય ધોરી માર્ગ પર ટ્રેકટરો-ટ્રોલીઓ, મોટર-ટ્રકો, ખાનગી મોટરો, સ્પેશ્યલ બસો અને સંકડો એસ. ટી. બસો દ્વારા હાઇવે માર્ગ ધમધમી રહયો હતો. મહેસાણા મૂકયા પછી ઊંઝા તરફના માર્ગ પર ધસમસતો આ માનવ-પ્રવાહ ઊંઝાથી ૬૭ માઇલ દૂર અટકી જતો હતો અને ટ્રાફીક એટલો બધો જામી ગયો હતો કે ૬૭ માઇલ દૂર વાહનો પાર્ક કરીને પગે ચાલીને લોકો ઊંઝા પહોંચતા હતા.

એ જ પ્રમાણે પાલનપુર-સિધ્ધપુર તરફથી આવતાં વાહનો ૬૭ માઇલ છેટે પાર્ક કરવાં પડતાં હતાં.

# શ્રી ઉમિયા માતાજી

## * ૧૮મી શતાબ્દિ મહોત્સવ વિશેષાંક *

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી ઊંઝા

વર્ષ : ૩૦ નવેંબર : ૧૯૭૯ અંક : ૫

: તંત્રી :
પ્રભાતકુમાર દેસાઈ
: સલાહકાર :
પીતાંબર પટેલ
ડૉ. લીલાબેન કે. પટેલ

Kantilal M. Patel

# ઊંઝામાં આવેલું શ્રી ઉમિયા માતાનું ભવ્ય મંદિર

ૐ

## ત્યાં છે ઉમિયાજીનું ધામ, કુળદેવી મા

(ગરબો)

ગરવો ગુર્જર દેશ ભારતવર્ષ વડેરું,
સરસ્વતીને તીર શ્રીસ્થળ તીર્થ અનેરું,
પાંચ કોશ તે પાસ રમાપુર નગર વસેલું,
કૃપા દેવીની થતાં રૂપમ ધામ બનેલું.
કડવા કૂર્મિ પટેલનું વિશેષ જ્યાં રહેઠાણ છે,
ઊંઝા હૃદય બાવન જનું, ત્યાં શ્રીઉમિયાજીનું ધામ છે.
ઊંઝા નગર સોહામણું રે...
ત્યાં છે ઉમિયાજીનું ધામ કુળદેવી મા
સંવત બસો ને બારમાં રે...
પૂર્યો તમોએ વાસ કુળદેવી મા
પૂર્વાભિમુખ બિરાજતાં રે...
ભૈરવ ગણેશ ક્ષેત્રપાલ કુળદેવી મા
સન્મુખ હવનના કુંડ છે રે...
યજ્ઞ ઘણેરા થાય કુળદેવી મા
સામે બજરંગબલી શોભત રે...
બહુચર માતા સાક્ષાત્ કુળદેવી મા
ડાબે શિવાલય શોભતું રે...
ભુવનેશ્વર ભોળાનાથ કુળદેવી મા
સામે સરોવર સોહામણું રે...
માનસ સરોવર કહેવાય કુળદેવી મા
કાંઠે શિવાલય શોભતું રે...
દર્શનથી દુઃખ જાય કુળદેવી મા
વસંત પંચમી મહિમા રે...
પાટો ઉત્સવ ઉજવાય કુળદેવી મા
વૈશાખ કેરી પૂર્ણિમા રે...
વરઘોડો શહેરમાં જાય કુળદેવી મા
ચૈત્રી પૂનમ નેજા ચઢે રે...
ભક્તો ગાએ ગુણગાન કુલદેવી મા
નવલા આવે માના નોરતા રે...
ઉત્સવ અનેરા થાય કુળદેવી મા
તમે એક વાર ઊંઝા આવજો રે...
પૂરા મનોરથ કુળદેવી મા

★

# મહોત્સવ : પાવનદર્શન

## –: મા ઉમિયાનો ઉત્સવ :–

(રાગ– અમૃત ભરેલું અંતર જેનું સાગર જેવડું સત)

ભરત ખંડની પશ્ચિમ સીમાએ, રૂડો ગુર્જર દેશ,
એની ઉત્તરે વૈશ્ય વટામાં વિકસેલું સવિશેષ.
કડવા કુળદેવીનું ધામ,
મનોહર ઊંઝા ગામ.

સંવત બે હજાર તેત્રીસને, રૂડો માગસર માસ,
શુકલ પક્ષની ચતુર્થીએ, ઉજવાયો પ્રસંગ ખાસ.
ઉમાપુર ઊંઝા ગામે;
મા ઉમિયાના ધામે,

અઢારમી શતાબ્દિ ઓચ્છવ ટાણે ગામ લોક ભેળાં થાય,
અઢારે વરણની એકતાનું દ્રશ્ય ત્યાં દેખાય.
સૌ એ લીધું ટાણું વધાવી
ખભે ખભા સર્વે મિલાવી.

મધ્ય પ્રદેશ, લાટ પ્રદેશ, કચ્છ ને કાઠિયાવાડ,
કડવા પાટિદાર જ્યાં જ્યાં વસતા, મરૂ ભૂમિ મારવાડ.
વાગડ વઢિયારમાં દીધી
કંકોત્રી મોકલી દીધી.

વિવિધ રંગી રચી સમિતિ; આયોજન કીધું સારૂં,
અતિથિઓને આવકારવાને, કોઇએ ન જોયું પાછું.
ધન્ય કડવા વીરોને,
ધન્ય ગ્રામ જનોને.

શેરીએ શેરીએ તોરણ બાંધ્યાં, સાથિયા પૂર્યા ચોકે,
રાજ મારગે મંડપ બાંધ્યા, સ્વાગત પાટિયાં ઝુલે.
ખૂણે ખૂણે પરબો મંડાણી
વ્યવસ્થા કીધી બહુ સારી.

ચારે દિશાથી ઉમટ્યું માનવ, લાખોની સંખ્યામાં,
આગગાડી, મોટરગાડી, જીપ ગાડી ને ટ્રેકટરમા
પધાર્યા નરને નારી,
શોભા દિસે બહુ સારી.

સહસ્ત્ર ચંડી દેવી યજ્ઞ આરંભ્યો, જ્યોત ઝળાંહળાં થાય,
વિપ્ર મુખેથી મંત્ર જ ભણતા, વેદના નાદ સુણાય
તન્મય બની લોક નીરખતા,
દર્શન સાચા ભાવથી કરતા.

અમી ભરેલી આંખડી માની, વરસાવે તેજની ધાર,
સોળ સજી શણગાર મા બેઠા, શોભાનો નહી પાર.
માડી અમ સહાય કરજો.
કુશળ નિજ ભક્તોનું કરજો.

રૂડું રૂપાળું મુખ મા તારૂં, તેજ તણો નહિ પાર;
કંચૂકી ચૌણિયો સાળુડો શોભે, કંઠે એકાવળ હાર,
સેવક આવી દર્શન કરતા
ભેટ માને ચરણે ધરતા

સસ્તા દરથી મોટી સંખ્યામાં, લોક રસોડે જમતાં,
લાલ પીળી ધોળી લીલી ઝંડીએ, ખાણાં તો પીરસાતાં.
છતાં નવ ગંદકી થાતી,
પુરી ત્યાં શાંતિ સચવાતી,

સ્વયં સેવકો નિજ કાર્યક્ષેત્રે, કામ સુખેથી કરતા.
ખાવા પીવાની પરવા ન કરતા ડગલાં ફરજનાં ભરતા.
બુધ્ધિવંત બાહોશ કેવા
કરે સદ્‌ભાવથી સેવા.

વિવિધ રંગી ચીજ વસ્તુની, હાટડીઓ મંડાણી
માનવ મહેરામણ હારમાં ચાલે, આનંદ છોળ રેલાણી
પગલાં સૌ હેતથી ભરતા,
માનો જયકાર ગજવતા.

આનંદનો અદકેરો થયોને, પુષ્પની વૃષ્ટિ થાય,
ધુમાડાબંધ સારૂં ગામ જમ્યું; ઓડકાર અમીના થાય.
દેવવૃંદ જોવા પધાર્યું,
ઉત્સવે સારૂં ધામ જગાડયું

પાંચ દિન સુધી ઓચ્છવ ચાલ્યો, અતિથી આવે ને જાય
ગ્રામજનો ઉમદા સ્વાગત કરતા, હૈયે હરખ ન માય.
આનંદ સઘળે વરતાતો,
કાન્તિ માના ગુણલા ગાતો.

કાન્તિ વાળંદ ઊંઝા.

# પ્રચાર સાહિત્ય

## પધારો ઊંઝા




કડવા પાટીદાર કુળદેવી
શ્રી ઉમિયા માતાજી ઊંઝા
(ઉ. ગુજરાત)

## ૧૮મી શતાબ્દી મહોત્સવ
## હોમાત્મક સહસ્ત્ર ચંડીયજ્ઞ

આ મહોત્સવમાં સહભાગી બની
માતાજીનાં દિવ્ય દર્શનનો
લાભ લેવા હાર્દિક આમંત્રણ છે.

પ્રારંભ: સંવત ૨૦૩૩ના માગસર સુદ ૪ ગુરુવાર તા.૨૫-૧૧-૭૬.
પૂર્ણાહુતિ: સંવત ૨૦૩૩ના માગસર સુદ ૮ સોમવાર તા.૨૯-૧૧-૭૬.

પ્રચાર અને પ્રકાશન સમિતિ ઊંઝા.

અજન્ટા ઓફસેટ અમદાવાદ-૨૨

# મહોત્સવની આછી રૂપરેખા

**આજથી** ૧૮૦૦ વર્ષ પહેલાં સંવત ૨૧૨ માં કડવાક્ષેત્રી વ્રજપાલજીએ શિવજીની આજ્ઞાથી શ્રી ઉમિયા માતાને પ્રસન્ન કરી કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીની ઉમાપુરમાં પ્રતિષ્ઠા કરી. માતાજીના નામ ઉપરથી ઊંઝાનું જૂનું નામ ઉમાપુર હતું. એ પુરાણા મંદિરને સ્થાને પથ્થરબંધી શિલ્પાકૃત મંદિર સંવત ૧૯૦૦ ના અરસામાં નવનિર્મિત થયેલું છે. ત્યારબાદ સંવત ૧૯૪૮ માં સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિબંધુઓની સહાયથી સ્વ. શેઠશ્રી બેચરદાસ અંબાવીદાસ લશ્કરી અમદાવાદવાળાના પ્રમુખપદે મંદિરનું સવિશેષ, શિલ્પ, સ્થાપત્ય, ધાબાબંધી ધર્મશાળા, ફરતો કિલ્લો અને માનસરોવર વિગેરેનું બાંધકામ થયેલ છે.

**માતાજીની** કૃપાથી કડવા પાટીદારના દીકરા-દીકરીનાં લગ્ન દર બાર વર્ષે માતાજીનાં દ્વાર ઉઘડે ત્યારે અગાઉ સમૂહ લગ્નો થતાં. આજે જમાનો બદલાયો છે છતાં માતાજીના ગૌરવ અને સંસ્કાર વારસાનું જતન કરવા દીકરા દીકરીએ લગ્ન પછી માતાજીના આશીર્વાદ મેળવવા જરૂરી છે. " કૂળ અને કૂળદેવીને કદી કૂળવાન મનુષ્ય વિસારી શકે નહીં " એ વાતનો ભાવપૂર્વક સ્વીકાર કરીએ.

**આજે** જયારે સમગ્ર ભારત સહિત આખી દુનિયા ભૌતિક સુખ સગવડોથી સમૃદ્ધ બની હોવા છતાં અજંપો અને અશાંતિ અનુભવી રહી છે, માનસિક વિકૃતિઓ વધી રહી છે, નીતિનાશના માર્ગે પ્રજા ઝડપથી ડૂબી રહી છે, તેવા સંજોગોમાં તેમાંથી ઉગરવાનો એક માત્ર માર્ગ આપણને ભારતીય સંતો અને સંસ્કૃતિએ દર્શાવેલો છે તે છે ધર્મપરાયણતા કેળવવાનો. ધર્મ, નીતિ, સંયમ, સદ્‌ભાવના વિગેરે સદ્‌ગુણો કેળવી સાચી શાંતિ મેળવવા આદ્યશક્તિ માતાશ્રી ઉમિયાજીને પ્રસન્ન કરી જીવનમાં સાચો ઉલ્લાસ કેળવીએ. આ તક આપણને સાંપડી છે તો પૂરા તન, મન અને ધનથી કરજ અદા કરવાનો અવસર ન ચૂકીએ.

**સમસ્ત** કડવા પાટીદાર આલમ ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, માળવા, ઇન્દોર, પંજાબ એટલે કે ભારતભરમાં અને પરદેશોમાં વસે છે તે સૌને કુળદેવી પ્રત્યે પૂર્ણ ભક્તિભાવ અને આદર છે. કડવા પાટીદારોની સંખ્યા આશરે ૬૦ થી ૭૦ લાખની હોવાનું માનવામાં આવે છે " કડવા પાટીદાર ભલા, ભોળા, મહેનતું અને સાહસિક છે, તે સુખી થશે " ( કડવા પાટીદાર અને ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ પુસ્તકના આધારે ) આપણને કુળદેવીશ્રી તરફથી આશીર્વાદ મળેલા છે.

કુળદેવીશ્રી માતાજીનો આવો વિશાળ પરિવાર હોવા છતાં, અત્યાર સુધીમાં સંગઠિત રીતે સમસ્ત કડવા પાટીદાર સમાજ અને માતાજીના સંસ્થાનમાં ભાગ્યે જ રસ લીધો હશે. એટલે વર્ષોથી માતાજીના ભાવિક ભક્તોમાં આપણે કોઇ નિમિત્તે ભેગા મળીએ, વિચાર વિમર્શ કરીએ, પરસ્પરને ઉપયોગી થઇએ, માતાજીના આશીર્વાદને પાત્ર બનીએ એવી ઝંખના રહ્યા કરી છે. આદરણીય શેઠ શ્રી અરવિંદભાઈ એન. મફતલાલે આ દિશામાં યજ્ઞ કરાવીને આપણને વિચારતા કર્યા હતા. " જયાં જયાં કડવો ત્યાં ત્યાં કંકોત્રી " એ વિચારે સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિને આમંત્રવી એ ભગિરથ કાર્ય અશકય નહીં તો મુશ્કેલ તો છે જ પરંતુ જ્ઞાતિ અને માતાજી પ્રત્યેની નિષ્ઠા અને શ્રદ્ધા આવા કોઈ મહોત્સવને નિમિત્ત લઈ આપણને એ કાર્યમાં આગળ વધવાની સતત પ્રેરણા આપે છે એક લેખકે કહ્યું છે કે " જયાંથી વિજ્ઞાન પૂરું થાય છે ત્યાંથી શ્રદ્ધા આગળ વધે છે. " માતાજીમાં શ્રદ્ધા રાખનાર કદાપી નિરાશ થતો નથી. આવી શુદ્ધ શ્રદ્ધા અને પૂર્ણ નિષ્ઠાવાળા વિચારને વાચા આપવા માતાજી સંસ્થાનની કારોબારી સભાએ તા. ૧૮-૪-૭૬ ના રોજ ઠરાવ કરેલો જે ઠરાવને સંસ્થાની જનરલ સભાએ તા. ૧૩-૫-૭૬ ના રોજ બહાલી આપી. ૧૮ મી શતાબ્દી મહોત્સવ અને હોમાત્મક સહસ્રચંડી યજ્ઞ સંવત ૨૦૩૩ ના માગસર સુદ ૪ થી સુદ ૮ તા. ૨૫-૧૧-૭૬ થી તા. ૨૯-૧૧-૭૬ સુધી માતાજીના સાનિધ્યમાં ભવ્ય રીતે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું છે. તે પછી ગામના નાગરિકોની જાહેર સભાએ આ વિચારને વધાવી લીધો આ મહોત્સવની ઉજવણી માટે ૧૦૫ સદ્‌ગૃહસ્થો તથા શ્રી ઉમિયા માતાજી સંસ્થાનની કારોબારીના ૬૫ સભ્યો સહિત કુલ ૧૭૦ સભાસદોની એક કારોબારી સમિતિ બનાવવામાં આવી છે તેમાંથી મહોત્સવના સમગ્ર આયોજન માટે નીચે પ્રમાણે વિવિધ સમિતિઓની રચના કરવામાં આવી છે.

૧ મહોત્સવ સમિતિ
૨ સ્વાગત સમિતિ
૩ નાણાં સમિતિ
૪ પ્રચાર અને પ્રકાશન સમિતિ
૫ યજ્ઞ સેવા સમિતિ
૬ સરભરા સમિતિ
૭ મંડપ અને ઉતારા સમિતિ
૮ આરોગ્ય, પાણી અને દીવાબત્તી સમિતિ
૯ સલામતી અને વ્યવસ્થા સમિતિ
૧૦ વાહનવહેવાર સમિતિ
૧૧ પ્રસાદ સમિતિ

**અત્યાર** સુધીમાં સૌ પ્રથમવાર જ આવો ભવ્ય મહોત્સવ ઉજવાઈ રહ્યો હોવાથી આ પ્રસંગે તેને અનુરૂપ માતાજી અને મંદિરનો ઇતિહાસ, કડવા પાટીદારોની ઉત્પત્તિ, ઇતિહાસ અને વિકાસ તથા માતાજીના શિલ્પ, સ્થાપત્ય, કલાકૃતિઓ, માતાજી સંસ્થાનની વિકાસગાથા વિગેરે સંબંધિત સચોટ માહિતી પૂર્ણ અને આકર્ષક **સ્મરણિકા** પ્રગટ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

**પ્રચારાત્મક** સાહિત્ય છપાઈ રહ્યું છે, દેશવિદેશમાં જ્ઞાતીજનોના સંપર્ક સધાઈ રહ્યા છે, ગામડે ગામડે અને શહેરોમાં મહોત્સવની ઉજવણીનો અનેરો ઉત્સાહ વધી રહ્યો છે. ઊંઝામાંથી ૨૦૦૦ યુવાન સ્વયંસેવકો ઉત્સાહભેર નોંધાયા છે. લાખ્ખોની સંખ્યામાં માતાજીના દર્શનાર્થે આવનાર ભાઈ-બહેનોની ઉતારાની, વાહનવહેવારની, દર્શનની, પ્રસાદની વિગેરે તમામ સુવિધાઓ સાચવવાનું ભગીરથ કાર્ય આપણે આરંભ્યું છે તે માતાજીની કૃપાથી અને આપ સૌના સહકારથી સફળ થશે એવી સંપૂર્ણ શ્રદ્ધા છે.

॥ उमाशरणमस्तु जन्मान्तरेष्वपि ॥



## કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી

ઊંઝા. (ઉ. ગુજરાત)

# ૧૮ મી શતાબ્દી મહોત્સવ
# હોમાત્મક સહસ્ત્રચંડી યજ્ઞ

કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી ઊંઝા

પ્રારંભ :- તા. ૨૫-૧૧-૭૬ ગુરૂવાર
પૂર્ણાહુતિ :- તા. ૨૯-૧૧-૭૬ સોમવાર



કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી ઊંઝા

## આટલુ તો કરીએ જ

૧ ઘેર ઘેર કુળદેવીશ્રી ઉમિયા માતાજીનો ફોટો રાખીએ.

૨ કડવા પાટીદારના દીકરા દીકરીના સગપણ (ચાંલ્લા) પ્રસંગે માતાજીનો ચાંદીનો સિક્કો આપીએ.

૩ દીકરા દીકરીના લગ્ન પ્રસંગે સૌથી પહેલી કંકોત્રી માતાજીને લખવાનું ન ભૂલીએ.

૪ કડવા પાટીદાર દંપત્તિએ લગ્ન કર્યા પછી વર્ષ દિવસે માતાજીના આશીર્વાદ મેળવવા દર્શનાર્થે આવવાની પ્રથા જાળવીએ.

૫ આપણી આવકમાંથી તથા શુભ પ્રસંગોએ યથાશકિત ફાળો દર વર્ષે માતાજીમાં ભેટ રૂપે મોકલાવીએ.

મુદ્રણસ્થાન : શ્રી ગુજરાત પ્રિન્ટરી.-ઊંઝા

**આવા** મોટા મહોત્સવ પ્રસંગે થતા ખર્ચને પહોંચી વળવા નાણાં સમિતિએ કમર કસી છે દરેક કડવા પાટીદારના દિલમાં પોતાનો યથાશક્તિ ફાળો આપી કૃતાર્થ થવાની ભાવના રહેલી છે જ. નાણાં સમિતિને સુંદર આવકાર મળી રહ્યો છે. આ સમિતિએ ઊંઝામાં ઉત્સાહજનક કામ કર્યું છે. દસક્રોઈ તાલુકાના, અમદાવાદ જિલ્લાના અને અન્ય વિસ્તારના આપણા જ્ઞાતિ આગેવાનોએ પોતાનો લક્ષાંક જાહેર કરી નાણાંકીય સહકાર માટે પૂરજોરથી કામ કરી રહ્યા છે. પૈસાના અભાવે કોઈ પણ કામ બાકી રહેવાનું નથી એવો સૌનો નિર્ધાર છે એ આપણા સૌને માટે આનંદની વાત છે.

**રૂા. ૫૦૧)** અને તેથી વધુ રકમ આપનારના નામ સ્વાગત સભ્ય તરીકે નોંધવામાં આવે છે. ઘણા સ્વાગત સભ્યો નોંધાયા છે. પૂરા ઉત્સાહથી આ કામ આગળ વધી રહ્યું છે. ગામે ગામ તે દિશામાં આગળ વધે તે જરૂરી છે.

**આ મહોત્સવ** કરતાં વધતાં નાણાંનો ઉપયોગ માતાજી સંસ્થાનના વિકાસમાં જ કરવાનું ઠરાવવામાં આવ્યું છે કડવા પાટીદારોની કુળદેવીના સ્થાનકની ભવ્યતા, રમણિયતા અને દિવ્યતાના વિકાસમાં તથા દેશભરમાંથી આવનાર ભાવિક યાત્રાળુઓને જરૂરી સુવિધાઓ આપવામાં થશે. હાલમાં અદ્યતન ધર્મશાળાની ઊણપ વર્તાય છે ત્યારે આવકના વધારામાંથી એવી ધર્મશાળા બનાવવાની વિચારણા ચાલી રહી છે.

**આ મહોત્સવની** સફળતા માટે દરેક કડવા પાટીદાર સહભાગી થઈ બધાએ એકબીજાના સાથ સહકારથી કાર્યો કરવાનાં છે.

**અંતમાં** સ્વામી વિવેકાનંદના " ઊઠો, જાગો અને ધ્યેયપ્રાપ્તિ સુધી મંડયા રહો " ના નાદે આપણે મહોત્સવના પડકારને માતાજીની પ્રેરણાથી પાર ઉતારીએ એવી અભિલાષા છે.

**આ ભગિરથ** કાર્યમાં દરેક જ્ઞાતીજનોએ પવિત્ર ફરજ સમજી આ મહોત્સવમાં તન, મન અને ધનથી સહકાર આપવા વિનંતી છે.

તા. ૨૮-૭-૭૬ — **પ્રચાર અને પ્રકાશન સમિતિ**

